॥ श्री जिनेन्द्राय नम ॥

# વસુ-વાણી

## ( ભાગ ૧ લો )

[આધ્યાત્મિક વ્યાખ્યાન-સંગ્રહ : માટુંગા (મુંબઈ)
ચાતુર્માસ : સં. ૨૦૧૫]

વ્યાખ્યાતા

દરિયાપુરી સ્થા. જૈન સંપ્રદાયના શાંતમૂર્તિ શાંતસ્વભાવી
શ્રી કેસરબાઈ મહાસતીજીના સુશિષ્યા, શાસનદીપક વિદૂષી
મહાસતીજી શ્રી વસુમતીબાઈ

卐

સંપાદક

અમૃતલાલ સવચંદ ગોપાણી M A Ph D

પ્રકાશક -

જયંતિલાલ અમૃતલાલ શાહ-સાયન ( મુંબઈ )
કિંમત રૂા. ૧-૫૦

પ્રકાશક

જયંતીલાલ અમૃતલાલ શાહ

૨૯૯ ગુજરાત સોસાયટી, શીલા નિવાસ

શીવ (સાયન) મુંબઈ ૨૨ C Ry

આવૃત્તિ : બીજી — નકલ ૨૧

ઈ. સ. ૧૯૬૩ — વિ. સં. ૨૦૧૯ — વીર સંવત ૨૪૮૯

---

## આ પુસ્તક મળવાનાં ઠેકાણાં

(૧) જયંતીલાલ અમૃતલાલ ની કુ.
ઠે. લોખંડ બજાર મસ્જીદ બંદર મુંબઈ નં. ૯
ટે. નં. ૩૨૧૩૭૮ — ૩૨૧૨૯૪

(૨) શાહ મેરુચંદ દીપચંદ
ઠે. સ્થાનકવાસી જૈન છાત્રાલય
નવરંગપુરા અમદાવાદ નં. ૯

(૩) સ્થાનકવાસી જૈન કાર્યાલય
લખમાભાઈની પોળ, અમદાવાદ

(૪) કોઠારી મગનલાલ પોપટલાલ
જોરાવરનગર (સૌરાષ્ટ્ર)

(૫) શાહ સવાઈલાલ ત્રંબકલાલ
c/o શેઠ મથુરદાસ સુંદરભાઈ
વઢવાણ શહેર (સૌરાષ્ટ્ર)

---

મુદ્રક મણીલાલ છગનલાલ સંઘવી.
મુદ્રણસ્થાન—ભાન પ્રીંટરી રતનપોળ, હાથીભાઈની હવેલી અમદાવાદ

પિતૃદેવો ભવ

# સ્મરણાંજલિ !!

## સ્વર્ગસ્થ પૂજ્ય પિતાશ્રી

### અમૃતલાલ દીપચંદ દલાઈના પવિત્ર ચરણકમળોમાં

આપશ્રીએ મ્હારામા સિંચેલા ધાર્મિક સસ્કારો અને જૈન–શાળામા અપાવેલુ ધાર્મિક શિક્ષણ આજે પણ સ્મૃતિમા જીવંત બની રહેલ છે

એ પરમ પૂજ્ય સ્વ પિતાશ્રી અને પૂજ્ય માતુશ્રીના ઋણનો બદલો આ જન્મમા ચૂકવી શકાય તેમ નથી, છતા તેમના ઋણ–તર્પણમા યત્કિંચિત સ્મૃતિ રૂપે "વસુવાણી" નામનુ જિનવાણીના અમૃત પાન સમું આ પુસ્તક દ્વિતીય આવૃત્તિ રૂપે પ્રકાશિત કરીને આપને સમર્પણ કરુ છુ અને આત્મ સતોષ સાથે કઈક અશે કૃતકૃત્યતા અનુભવુ છુ

આપનો પુત્ર

**જયંતીલાલ** ના વંદન સ્વીકારશો

## પંચ પરમેષ્ઠિ-મંગલ-સ્તુતિ

अर्हन्तो भगवन्त इन्द्र महिता, सिद्धाश्च सिद्धि स्थिताः ।
आचार्या जिनशासनोन्नति करा पूज्या उपाध्यायका ॥
श्री सिद्धान्त सुपाठका मुनिवरा, रत्नत्रयाराधका ।
पंचैते परमेष्ठिनः प्रतिदिन, कुर्वन्तु वो मंगलम् ॥ १ ॥

## વીર સ્તુતિ

वीरः सर्व सुरा सुरेन्द्र महितो वीरं बुधा संश्रिता ।
वीरेणाभिहत स्वकर्म निचयो, वीराय नित्यं नमः ॥
वीरात्तीर्थं मिदं प्रवृत्तमतुलं, वीरस्य घोरं तपो ।
वीरे श्री धृति कीर्ति कांति निचय श्री वीर भद्र दिश ॥२॥

卐

पितृदेवो भव

સ્વર્ગસ્થ ધર્માનુરાગી પૂજ્ય પિતાશ્રી

**અમૃતલાલ દીપચંદ શાહ**



## અ. સૌ. શ્રી લીલાબેન જયંતીલાલ શાહ



જેમના સ ૨૦૧૮ ના વરસીતપના પારણાની સ્મૃતિમા
આ પુસ્તક પ્રગટ કરવાની જિજ્ઞાસા થઈ

# પ્રકાશકનું નિવેદન

શ્રી દરિયાપુરી સંપ્રદાયના પૂજ્ય મહાસતીજી શ્રી પાર્વતીબાઇ, પૂ કેશરબાઈ, પૂ પ્રભાબાઈ, પૂ વસુમતીબાઈ, પૂ દીક્ષિતાબાઈ, પૂ હીરાબાઈ, પૂ લીલાબાઈ, પૂ દમયંતીબાઈ, પૂ સવિતાબાઈ આદિ મહાસતીજી ઠાણા ૯ નું ચાતુર્માસ, શ્રી વર્ધમાન સ્થા જૈન શ્રાવક-સંઘ-માટુંગાની વિનંતીથી, સંવત ૨૦૧૫ માં શ્રી માટુંગા મુકામે થયું આ ચાતુર્માસ દરમ્યાન, પૂ વસુમતીબાઈ મહાસતીજીએ 'રાયપ્રશ્નીય' સૂત્ર પર આપેલા વ્યાખ્યાનોને સંપાદિત કરાવી, તેને ગ્રંથરૂપે 'વસુવાણી' નામથી બે ભાગમાં, મ્હારા મિત્ર અને ધંધાના ભાગીદાર (જયન્તીલાલ ચંદુલાલ ની કું વાળા) ભાઈશ્રી ચંદુલાલે અને તેમના ધર્મપત્ની અ સૌ રંજન બ્હેને અનુક્રમે અન્યોન્યના વર્ષી તપની તપશ્ચર્યાની પૂર્ણાહુતિ પ્રસંગે ઈ સ ૧૯૬૧માં પ્રગટ કર્યાં હતા

પૂ વિદુષી મહાસતીજીના વ્યાખ્યાનો જનતામાં ઘણાજ પ્રિય થઈ પડ્યા અને વસુવાણી ભા ૧ અને ભા ૨ ની પ્રથમ આવૃત્તિ જોત જોતામાં ખલાસ થઈ ગઈ

બોટાદ સંપ્રદાયના પૂજ્ય તપસ્વી શ્રી કાનજી મહારાજ (૨) પૂ શ્રી અમુલખજી મહારાજ (૩) પૂ પંડિત રત્ન શ્રી નવિનચંદ્રજી મહારાજ (૪) પૂ શ્રી મનસુખલાલજી મહારાજ (૫) પૂ વ્યાખ્યાતા શ્રી અમીચંદજી મહારાજ (૬) પૂ મંગળજી મહારાજ આદિ ઠા ૬ તથા પૂ મહાસતીશ્રી કેશરબાઈ, પૂ મહાસતીજી વસુમતીબાઈ,

પૂ. હીરાબાઈ તથા પૂ. તારાબાઈ મહાસતીજી વગેરેની પ્રેરણાથી સં. ૨૦૧૭માં મારા ધર્મપત્નિ 'લીલાવતી'એ શાસન દેવની કૃપાથી શરૂ કરેલ વર્ષી તપની પૂર્ણાહુતિ સંવત ૨૦૧૮માં પૂર્ણ થઈ અને તેની યાદગીરી રૂપે જનતાની માગ જોઈને આ પુસ્તક (વસુવાણી ભાગ ૧) ની બીજી આવૃત્તિ પ્રગટ કરતાં હું આનંદ અનુભવું છું.

આ આવૃત્તિ પ્રગટ કરવાનો ભલે યશ પ્રથમ આવૃત્તિ પ્રગટ કરવામાં જેમનો હિસ્સો છે તેવા નીચેના બાંધવોને ફાળે જાય છે કે જેઓનો મારે સહૃદય આભાર માનવો જોઈએ.

પ્રથમ આભાર પૂજ્ય મહાસતી શ્રી વસુમતીબાઈનો માનવો જોઈએ કે જેઓએ શાસ્ત્ર પ્રમાણ સૂત્રમાંના પાઠથી રાગનો અધિકાર વર્ણવીને પાપ પુણ્યનાં ફળો અને શરીર અને આત્માની ભિન્નતાનું સ્વરૂપ સ્પષ્ટ રીતે બતાવી આપ્યાં તે સાથે ભવ્ય જીવોના કલ્યાણ અર્થે અનેક દષ્ટાંતો ઉદાહરણો આપી, જિનવાણીને પોતાના આગમ જ્ઞાન વડે ખૂબજ રસિક બનાવી.

બીજો આભાર અર્ધ માગધીના પ્રાધ્યાપક શ્રી અમૃતલાલ સવચંદ ગોપાણીનો માનવો જોઈએ કે જેમણે પૂ. વ્યાખ્યાનકારની વાણીને અથાક પરિશ્રમે સંપાદિત કરીને પુસ્તક રૂપે પ્રગટ કરવા યોજના બનાવી.

ત્યાર બાદ જેમની દેખરેખ, સલાહ, સૂચનો વગેરે પ્રથમ આવૃત્તિના પ્રકાશનમાં સહાયક બન્યા છે તે શ્રી જસુભાઈ પી. દોશી, શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ અને પ્રથમ આવૃત્તિના પ્રકાશક ભાઈ મંગુલાલ લક્ષ્મીચંદ શાહનો મારે હૃદય પૂર્વક આભાર માનવો જોઈએ, કે જેમના પરિશ્રમની ફલશ્રુતિ રૂપે જ આ (બીજી) આવૃત્તિ પ્રગટ કરવા હું ભાગ્યશાળી બન્યો છું.

આ બીજી આવૃત્તિના પ્રુફ ખૂબ જ કાળજીથી વાંચી આપનાર સ્થા. જૈન પત્રના તંત્રી શ્રી જીવણલાલ સંઘવીનો તથા પ્રથમ આવૃત્તિ

તપાસીને રહી ગયેલ ભૂલો સુધારીને, સલાહ સૂચન આપનાર દ સ. ના વિદ્યમાન પૂજ્ય આચાર્ય શ્રી ભ્રાતૃચદ્રજી મ સા ના સુશિષ્ય આ પ્ર શ્રી શાંતિલાલજી મહારાજ સાહેબનો આભાર માનુ છું

અતમાં આ પુસ્તક સારૂં, શુદ્ધ અને શીઘ્ર પ્રગટ કરવાના કાર્યમા પોતાના સમયનો અમૂલ્ય ભોગ આપનાર મુરબ્બી શ્રી કસ્તુરચદ રાયચદ શાહ (અમદાવાદ) અને મુદ્રક શ્રી પ્રવીણચદ્ર જીવણલાલ સઘવીનો આભાર માનુ છુ કે જેમણે આ પુસ્તક માટેના કાગળ, પ્રીન્ટીગ, બાઇન્ડીગ વગેરે બધી જવાબદારીઓ ઉઠાવી લઈને, મારૂ કાર્ય અતિ સરળ બનાવ્યુ છે

છેવટે આ પુસ્તકના વાચનથી ભવ્ય જીવો બોધ પામી, સન્માર્ગ-પ્રેરણા મેળવશે તો આ પ્રકાશન જનહિતાર્થે સફળ થયેલુ માનીશ. કિ બહુના સુજ્ઞેષુ !

અષાઢ ધર સ ૨૦૧૯
તા ૧૬-૮-૬૩
લીલા નિવાસ
૧૯૯ ગુજરાત સોસાયટી
શીવ (મુબઈ ૨૨)

**જયંતીલાલ અમૃતલાલ શાહ**

ના જયજિનેન્દ

# અનુક્રમણિકા

## વ્યાખ્યાન ૧લું

[ રવિવાર, અષાડ શુદ ૭ ]

# આત્માને સ્વદેશી બનાવો

ભગવાન મહાવીરે સિદ્ધાત પરૂપ્યા ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ તેનુ નામ સિદ્ધાત

જે દિવસે પ્રભુવાણી જીવને સાભળવા મળે તે દિવસ, તે ઘડી, તે પળ ધન્ય છે એના શ્રવણથી જીવ કૃતકૃત્ય થાય છે તેવા જીવનુ વર્ણન શાસ્ત્રકારોએ કરી બતાવ્યુ છે હમેશા કોઇ પણ પ્રવચનની શરૂઆત મહાપુરુષોના સિદ્ધાતો લઈને કરાય છે કેવળજ્ઞાન અને કેવળદર્શન થયા પછી તીર્થંકર ભગવાન ચતુર્વિધ સઘની સ્થાપના કરે છે તીર્થંકર ભગવાનનો ઉપદેશ ગૌતમ સ્વામી ઝીલે છે વાણી એ વખતે વીખરાયેલા પુષ્પો સરખી હોય છે માલણ જેમ વીખરાયેલા ફૂલોને દોરામા પરોવી હાર-ગજરા બનાવે છે તેમ શ્રીજિનમુખથી ઝરતા ફૂલડાને એકસૂત્રે પરોવી,

શ્રીજિનમુખડા ફૂલથી ઝર્યા, એની ગૌતમે ગૂથી માળ રે,
વીરજીની વાણી ભલી રે,

ગૂથ્યુ દ્વાદશાગને, ગૂથ્યુ ઉપાગ જી, ગૂથ્યા મૂળસૂત્ર સાર રે,
જિનજીની વાણી ભલી રે.

એ દ્વાદશાંગ સિદ્ધાંત—એ પ્રભુની વાણી જેણે હૃદયમાં ઉતારી, તે આત્માઓ પરમ પદને પામી ગયા. નંદીસૂત્રની અંદર નાથ બોલ્યા છે ' અમારા દ્વાદશ સિદ્ધાંત ઉપર પ્રતીતિ આણી જે આત્માઓ એને રોચવી, હૃદય ગમ્ય કરી ગયા, તે આત્માઓ તરી ગયા અને જેણે પ્રતીતિ આણી નથી, રોચવ્યા નથી, તે જીવો સંસારરૂપી ચક્રની અંદર પરિભ્રમણ કરી રહ્યા છે સરતિ ઇતિ સંસાર જે હંમેશા સરતો રહે છે તે સંસાર દુઃખનો સમુદ્ર છે સંસારમાં સ્થિરતા નથી ધ્રુવતા નથી, નિરાકુળતા નથી શારીરિક અને માનસિક દુઃખથી એ તો ભરેલો છે માટે ભગવાનના એ સિદ્ધાંતો પર પ્રતીતિ લાવજો રોચવી, વિશ્વાસ લાવજો જેમ શરીરની રચનામાં અંગ પણ હોય છે અને ઉપાંગ પણ હોય છે, તેમ શાસ્ત્રનું છે ઉપાંગ વિના અંગ શોભે નહિ તમારી આંખ, કાન, નાક અને મુખ ઘણા સુંદર હોય પણ હાથ ન હોય તો એ કદરૂપા લાગે હાથપગ એ ઉપાંગ છે અંગ વિના ઉપાંગ ન હોય અને ઉપાંગ વિના અંગ ન હોય. તેવી જ રીતે સૂયગડાંગ, આચારાંગ એ અંગ છે અને રાયપસેણી એ ઉપાંગ છે એ સૂત્રની આજે શરૂઆત કરતા, ભગવાનની નિર્મળ વાણીનો ઉપદેશ કરવાની જે તક મળી છે તે અમારા સદ્ભાગ્યની નિશાની છે શાસ્ત્રમાં પાંચ પ્રકારના મંગળ બતાવ્યા છે તેમાં વીતરાગ ભગવાનની વાણીને પરમ મંગળ ઉત્કૃષ્ટ મંગળ શાશ્વત મંગળ તરીકે વર્ણવી છે વાણી તો ઘણેરી, પણ વીતરાગ તુલ્ય કોઈ નહિ છદ્મસ્થ જીવો ભલે ને ગમે તેટલા અહિંસા, સત્ય આદિના પ્રવચનો કરતા હોય, પણ તેમાં ભૂલને અવકાશ છે છદ્મસ્થ

જીવો ભલે ને ગમે તે દાવો કરતા હોય, પણ આખરે તો તેઓ પ્રમાદાદિ ગુણસ્થાને વર્તનારાઓ છે, માટે ભૂલને પાત્ર પણ હોઈ શકે

આ રાયપસેણી સૂત્રમાં રાજા પરદેશીના અધિકારની વાત આવશે પંચ પરમેષ્ઠિને નમસ્કાર કરી, સૂત્રની શરૂઆત કરતા જેમણે ચાર ઘનઘાતી કર્મ ક્ષય કર્યા છે, તેવા અર્હન્ત દેવોને નમસ્કાર કરુ છુ જેણે આઠ કર્મોનો ક્ષય કર્યો છે એવા સિદ્ધ ભગવતને નમસ્કાર કરુ છુ પચ આચાર પાળે અને પળાવે એવા છત્રીશ ગુણના ધારક આચાર્ય ભગવાનને નમસ્કાર કરુ છુ દ્વાદશાગ સિદ્ધાતને ભણે અને ભણાવે એવા પચીશ ગુણના ધારક ઉપાધ્યાયજી મહારાજને નમસ્કાર કરુ છુ લોકને વિષે જે સર્વ સાધુ-સાધવીઓ સત્તાવીશ ગુણોના ધરવાવાળા-વીતરાગની આજ્ઞામાં વર્તે છે તેમને બધાને નમસ્કાર કરુ છુ

આજનો વિષય બહુ મહત્વનો છે કોઈ પણ નગરની અદર પ્રવેશ કરવો હોય તો હેતુ વગેરે ખ્યાલમા હોય તો જ પ્રવેશ થઇ શકે પ્રવેશ કરવાના મુખ્ય ચાર દરવાજા છે તે આ પ્રમાણે છે- (૧) દ્રવ્યાનુયોગ, (૨) ગણિતાનુયોગ, (૩) ચરણકરણાનુયોગ અને (૪) ધર્મકથાનુયોગ તેમા દ્રવ્યાનુયોગ એટલે જીવ, અજીવ, ચૈતન્ય, જડ આદિ દ્રવ્યોનુ સ્વરૂપ-નિરૂપણ અને વિવેક દ્રવ્યાનુયોગમા પ્રવેશ કરતાં આત્મા સ્થિર થતો ન હોય તો ગણિતાનુયોગને ગણતાં શીખો દ્રવ્યાનુ-યોગ માટે આ ગણિતાનુયોગ પરમ ઉપકારક છે હવે ચરણ-

કરણાનુયોગ એટલે શું તે વિચારીએ. જ્ઞાનની પ્રાપ્તિ ન થઈ હોય ત્યાં સુધી આત્માને અપૂર્વ દર્શન થતું નથી પૂર્વે જે વસ્તુ દીઠી નથી તે વસ્તુ અત્યારે મળી છે દેવની સ્થિતિમાં ગયા ત્યાં કેટલી રિદ્ધિ—સિદ્ધિ જોઈ! દેવીની એક ટીલડીમાં આખા જંબુદ્વીપની રિદ્ધિ સમાઈ જતી દેખાય. તો શું જોઈને બેસી રહ્યા છો? એ બધી રિદ્ધિ કરતા દ્રવ્યાનુયોગનું જ્ઞાન વધી જાય. બે ઘડી ચારિત્ર પાળનાર મુનિની આગળ ચક્રવર્તીનો વૈભવ તુચ્છ છે તેનો પ્રભાવ સર્વાર્થસિદ્ધ વિમાનના દેવની રિદ્ધિને પણ ઓળંગી જાય. માટે તેના અર્થી બનો. પહેલે પગથિયે પગ મૂક્યા વિના બીજે પગથીયે ન જવાય માટે જ્યાં જ્યાં તમે ઉઠો—બેસો જ્યાં જ્યાં તમારા પનોતા પગલાં પડે ત્યાં ત્યાં 'નિગ્રંથ પ્રવચન સત્ય છે એ' અવાજ ઉઠવો જોઈએ. રાજમહેલમાં પ્રવેશ કરવામાં જો કોઈ પ્રયોજન હોય તો તે એ જ છે પુદ્ગલમાં ન રાચો હીરા માણેક, મોતી વગેરે પણ પુદ્ગલ જ છે આ દૃષ્ટિએ તમારે જીવન ગાળવાનું છે તમારા બંગલા અને પત્નીના ઝવેરાતની મનને ઇર્ષ્યા કે બળતરા નથી બળતરા હોય તો એક જ વાતની કે આમ ને આમ જો આમાં જ આ બધા રચ્યાપચ્યા રહેશો તો તેમનું શું થશે? સત્ય વસ્તુ ભૂલી ન જવાય તે માટે આ ચિનગારી છે જડ સ્વભાવવાળા પુદ્ગલમાં જો આત્મભાન ગુમાવી બેસીએ તો પછી આપણા જેવા મૂર્ખ બીજા કોણ? આ રાયપસેણી સૂત્રનો પ્રસંગ ચાલે ત્યાં સુધી ઉપધાન તપ કરવું જોઈએ.

હવે મૂળ વિષયની શરૂઆત કરીએ જ્યારે ચોથો આરો વર્તતો હતો ત્યારે અમલકપા નામે એક નગરી હતી.

તેના આમ્ર નામના ઉદ્યાનમા ભગવાન મહાવીર પધાર્યા હતા. તે સમયે યથાર્થ નામગુણવાળા આ રાયપસેણી સૂત્રનુ સ્વરૂપ બતાવ્યુ આ સૂત્રમા પરદેશી રાજાની પ્રશ્નોત્તરી છે, જેના વડે આત્મા પોતાના નિર્મળ સ્વરૂપને પામે, તે જ્ઞાન સવાદ રૂપે અહી સઘરાયેલુ છે દ્રવ્ય નિક્ષેપે રાજાનુ નામ પરદેશી હતું. પરદેશી એટલે સ્વભાવના ભાન વગરનો. હવે અનાદિ કાળથી આત્મા રાજા છે અને કર્મ એ સેવક છે. ભગવાન વીતરાગની વાણીમા જે આનદ આવે છે તે બીજાની વાણીમા આવતો નથી. સૂર્યના પ્રકાશથી જેમ થાકેલી દુનિયાનુ આલસ્ય દૂર થાય છે તેમ સૂર્ય સમાન વીતરાગની વાણી સાભળતાં આત્માની પ્રભાનુ જોમ આવવુ જોઇએ, પણ જીવને દરકાર જ કયા છે? સવારના રોજ ઊઠીને ટાપટીપ કરે, ચા પીએ, પેપર વાચે, શરીરને સ્વચ્છ કરવા સ્નાન કરે, પણ જ્યા સુધી જ્ઞાનગંગામાં સ્નાન કર્યું નથી, બ્રહ્મચર્યના પાલનથી પવિત્રતા મેળવી નથી ત્યા સુધી કર્મથી મુક્તિ નથી આત્મા વર્તમાનમા છે, ભૂતમા હતો અને ભવિષ્યમા હશે એ અખડ, અભેદ છે એક શ્લોકમા કહ્યુ છે કે–

"नैन छिन्दन्ति शस्त्राणि, नैनं दहति पावकः"

આત્માને શસ્ત્રો છેદી શકતા નથી, અગ્નિ બાળી શકતો નથી, કારણ કે આત્માનો પ્રદેશ અખડ છે અસખ્યાત પ્રદેશોને જ આત્મા કહેવાય આત્મા ભાવ પ્રાણે સદાય જીવી રહ્યો છે અને દ્રવ્ય પ્રાણે પર્યાય અપેક્ષાએ મરી રહ્યો છે, માટે આત્માને અસખ્યાત પ્રદેશવાળો કહ્યો છે આત્મા જોવા માટે પરદેશીએ કેટલો અધર્મ સેવ્યો છે તે વાત આગળ આવશે અનંત કાળનો પરદેશી આપણો આત્મા જો પોતાના સ્વરૂપને વિચારે, તો

કરણાનુયોગ એટલે શુ તે વિચારીએ. જ્ઞાનની પ્રાપ્તિ ન થઈ હોય ત્યા સુધી આત્માને અપૂર્વ દર્શન થતુ નથી. પૂર્વે જે વસ્તુ દીઠી નથી તે વસ્તુ અત્યારે મળી છે દેવની સ્થિતિમા ગયા ત્યા કેટલી રિદ્ધિ—સિદ્ધિ જોઈ। દેવીની એક ટીલડીમા આખા જબુદ્વીપની રિદ્ધિ સમાઈ જતી દેખાય તો શુ જોઇને બેસી રહ્યા છો? એ બધી રિદ્ધિ કરતા દ્રવ્યાનુયોગનુ જ્ઞાન થઈ જાય. બે ઘડી ચારિત્ર પાળનાર મુનિની આગળ ચક્રવર્તીનો વૈભવ તુચ્છ છે તેનો પ્રભાવ સર્વાર્થસિદ્ધ વિમાનના દેવની રિદ્ધિને પણ ઓળગી જાય. માટે તેના અર્થી બનો. પહેલે પગથિયે પગ મૂક્યા વિના બીજે પગથીયે ન ચડાય. માટે જ્યા જ્યા તમે ઊઠો-બેસો, જ્યા જ્યા તમારા તનોતા પગલા પડે ત્યા ત્યાં નિગ્રથ પ્રવચન સત્ય છે એ જ અવાજ ઉઠવો જોઇએ રાજમહેલમા પ્રવેશ કરવામા જો કોઇ પ્રયોજન હોય તો તે એ જ છે પુદ્ગલમા ન રાચો હીરા માણેક, મોતી, વગેરે પણ પુદ્ગલ જ છે આ દૃષ્ટિએ તમારે જીવન ગાળવાનુ છે તમારા બગલા અને પત્નીના ઝવેરાતની અમને ઇર્ષ્યા કે બળતરા નથી. બળતરા હોય તો એક જ વાતની કે આમ ને આમ જો આમા જ આ બધા રચ્યાપચ્યા રહેશે તો તેમનુ શુ થશે? સત્ય વસ્તુ ભૂલી ન જવાય તે માટે આ ચિનગારી છે જડ સ્વભાવવાળા પુદ્ગલમા જો આત્મભાન ગુમાવી બેસીએ તો પછી આપણા જેવા મૂર્ખ બીજા કોણ? આ રાયપસેણી સૂત્રનો પ્રસગ ચાલે ત્યા સુધી ઉપધાન તપ કરવુ જોઈએ

હવે મૂળ વિષયની શરૂઆત કરીએ. જ્યારે ચોથો આરો વર્તતો હતો ત્યારે અમલકપા નામે એક નગરી હતી

આમ્ર નામના ઉદ્યાનમા ભગવાન મહાવીર પધાર્યા હતા.
મયે યથાર્થ નામગુણવાળા આ રાયપસેણી સૂત્રનુ સ્વરૂપ
ુ આ સૂત્રમા પરદેશી રાજાની પ્રશ્નોત્તરી છે, જેના વડે
ા પોતાના નિર્મળ સ્વરૂપને પામે, તે જ્ઞાન સંવાદ રૂપે
ગુથાયેલું છે દ્રવ્ય નિક્ષેપે રાજાનુ નામ પરદેશી હતુ.
શી એટલે સ્વભાવના ભાન વગરનો. હવે અનાદિ કાળથી
રાજા છે અને કર્મ એ સેવક છે. ભગવાન વીતરાગની
ા જે આનંદ આવે છે તે બીજાની વાણીમાં આવતો
સૂર્યના પ્રકાશથી જેમ થાકેલી દુનિયાનુ આલસ્ય દૂર
તેમ સૂર્ય સમાન વીતરાગની વાણી સાંભળતા આત્માની
જેમ આવવુ જોઈએ, પણ જીવને દરકાર જ ક્યા છે?
ા રોજ ઊઠીને ટાપટીપ કરે, ચા પીએ, પેપર વાચે,
સ્વચ્છ કરવા સ્નાન કરે પણ જ્યા સુધી જ્ઞાનગંગામાં
કર્યું નથી, બ્રહ્મચર્યના પાલનથી પવિત્રતા મેળવી નથી
કર્મથી મુક્તિ નથી આત્મા વર્તમાનમા છે, ભૂતમાં હતો
ષ્યમા હશે એ અખંડ, અભેદ છે એક શ્લોકમા કહ્યુ છે કે–

"નૈન છિન્દન્તિ શસ્ત્રાણિ, નૈન દહતિ પાવકઃ"

શસ્ત્રો છેદી શકતા નથી, અગ્નિ બાળી શકતો નથી. કારણ કે
પ્રદેશ અખંડ છે અસંખ્યાત પ્રદેશોને જ આત્મા કહેવાય.
ભાવ પ્રાણે સદાય જીવી રહ્યો છે અને દ્રવ્ય પ્રાણે
[illegible] મરી ગયો છે, માટે આત્માને અસંખ્યાત
[illegible] કર્યો છે આત્મા જોવા માટે પરદેશીએ કેટલો
[illegible] કર્યા છે તે વાત આગળ આવશે અનંત કાળનો
[illegible] આપણો આત્મા જે પોતાના સ્વરૂપને વિચારે, તો

કરણાનુયોગ એટલે શુ તે વિચારીએ. જ્ઞાનની પ્રાપ્તિ ન થઈ હોય ત્યા સુધી આત્માને અપૂર્વ દર્શન થતુ નથી. પૂર્વે જે વસ્તુ દીઠી નથી તે વસ્તુ અત્યારે મળી છે દેવની સ્થિતિમા ગયા ત્યા કેટલી રિદ્ધિ—સિદ્ધિ જોઈ! દેવીની એક ટીલડીમા આખા જબુદ્રીપની રિદ્ધિ સમાઈ જતી દેખાય. તો શુ જોઇને બેસી રહ્યા છો? એ બધી રિદ્ધિ કરતા 'દ્રવ્યાનુયોગનુ જ્ઞાન વધી જાય. બે ઘડી ચારિત્ર પાળનાર મુનિની આગળ ચક્રવર્તીનો વૈભવ તુચ્છ છે તેનો પ્રભાવ સર્વાર્થસિદ્ધ વિમાનના દેવની રિદ્ધિને પણ ઓળગી જાય. માટે તેના અર્થી બનો. પહેલે પગથિયે પગ મૂક્યા વિના બીજે પગથીયે ન ચ ાય. માટે જ્યા જ્યા તમે ઊઠો-બેસો, જ્યાં જ્યા તમારા પનોતા પગલા પડે ત્યા ત્યા 'નિગ્રથ પ્રવચન સત્ય છે એ જ અવાજ ઊઠવો જોઇએ. રાજમહેલમાં પ્રવેશ કરવામા જો કોઇ પ્રયોજન હોય તો તે એ જ છે પુદ્ગલમાં ન રાચો હીરા માણેક, મોતી વગેરે પણ પુદ્ગલ જ છે આ દૃષ્ટિએ તમારે જીવન ગાળવાનુ છે તમારા બગલા અને પત્નીના ઝવેરાતની અમને ઇર્ષ્યા કે બળતરા નથી. બળતરા હોય તો એક જ વાતની કે આમ ને આમ જો આમા જ આ બધા રચ્યાપચ્યા રહેશે તો તેમનુ શુ થશે? સત્ય વસ્તુ ભૂલી ન જવાય તે માટે આ ચિનગારી છે જડ સ્વભાવવાળા પુદ્ગલમા જો આત્મભાન ગુમાવી બેસીએ તો પછી આપણા જેવા મૂર્ખ બીજા કોણ? આ રાયપસેણી સૂત્રનો પ્રસગ ચાલે ત્યા સુધી ઉપધાન તપ કરવુ જોઈએ.

હવે મૂળ વિષયની શરૂઆત કરીએ જ્યારે ચોથો આરો વર્તતો હતો ત્યારે અમલકપા નામે એક નગરી હતી

તેના આમ્ર નામના ઉદ્યાનમા ભગવાન મહાવીર પધાર્યા હતા. તે સમયે યથાર્થ નામગુણવાળા આ રાયપસેણી સૂત્રનુ સ્વરૂપ બતાવ્યુ આ સૂત્રમા પરદેશી રાજાની પ્રશ્નોત્તરી છે, જેના વડે આત્મા પોતાના નિર્મળ સ્વરૂપને પામે, તે જ્ઞાન સવાદ રૂપે અહી સઘરાયેલુ છે દ્રવ્ય નિક્ષેપે રાજાનુ નામ પરદેશી હતુ. પરદેશી એટલે સ્વભાવના ભાન વગરનો, હવે અનાદિ કાળથી આત્મા રાજા છે અને કર્મ એ સેવક છે. ભગવાન વીતરાગની વાણીમા જે આનદ આવે છે તે બીજાની વાણીમાં આવતો નથી. સૂર્યના પ્રકાશથી જેમ થાકેલી દુનિયાનું આલસ્ય દૂર થાય છે તેમ સૂર્ય સમાન વીતરાગની વાણી સાંભળતા આત્માની પ્રભાનુ જોમ આવવુ જોઇએ, પણ જીવને દરકાર જ કયા છે? સવારના રોજ ઊઠીને ટાપટીપ કરે, ચા પીએ, પેપર વાચે, શરીરને સ્વચ્છ કરવા સ્નાન કરે, પણ જ્યા સુધી જ્ઞાનગગામા સ્નાન કર્યું નથી, બ્રહ્મચર્યના પાલનથી પવિત્રતા મેળવી નથી ત્યા સુધી કર્મથી મુક્તિ નથી આત્મા વર્તમાનમા છે, ભૂતમા હતો અને ભવિષ્યમા હશે એ અખડ, અભેદ છે એક શ્લોકમા કહ્યુ છે કે—

"नैनं छिन्दन्ति शस्त्राणि, नैनं दहति पावकः"

આત્માને શસ્ત્રો છેદી શકતા નથી, અગ્નિ બાળી શકતો નથી, કારણ કે આત્માનો પ્રદેશ અખડ છે અસખ્યાત પ્રદેશોને જ આત્મા કહેવાય આત્મા ભાવ પ્રાણે સદાય જીવી રહ્યો છે અને દ્રવ્ય પ્રાણે પર્યાય અપેક્ષાએ મરી રહ્યો છે, માટે આત્માને અસખ્યાત પ્રદેશવાળો કહ્યો છે આત્મા જોવા માટે પરદેશીએ કેટલો અધર્મ સેવ્યો છે તે વાત આગળ આવશે અનત કાળનો પરદેશી આપણો આત્મા જો પોતાના સ્વરૂપને વિચારે, તો

પરદેશી મટી સ્વદેશી થાય. ક્રોધ, માન, માયા, લોભ અને ત્રણ પ્રકારના મોહનીય જ્યાં સુધી આપણા ઉપર સ્વામીપણું કરે છે, ત્યાં સુધી આપણા જીવો પરદેશી જ છે. હળુકર્મી આત્મા હોય તેને જ વીરવાણીનું શ્રવણ કરતાં આહ્લાદ ઉપજે, માટે ધ્યાનપૂર્વક શ્રવણ કરજો. જો શરૂઆતમાં જ ભૂલ કરશો તો કોકડું ગુંચવાશે. એન્જીન મોટર ચલાવતી વખતે જો ઠીક ગણવાના ભૂલ થઈ જાય તો જેમ ઉકેલવું મુશ્કેલ બને છે, તેમ આપણે જો આ સૂત્રની શરૂઆતને ભૂલી જશું તો આપણું પણ કોકડું વળી જશે. આપણો આત્મા પરદેશી છે, એને સ્વદેશી બનાવવા માટે જ માનવજીવન મળ્યું છે તો ચાલો, આપણે આત્માને સ્વદેશી બનાવીએ.

---

## વ્યાખ્યાન ૭ જું

[સોમવાર અષાડ શુદ ૮]

સુધર્મા સ્વામી પોતાના વ્હાલા શિષ્ય જંબુજીને પરમ તારકની અપૂર્વ વાણીનો પરિચય કરાવી રહ્યા છે

હે જંબુ, બીજા ઉપાંગજીનો અધિકાર ચાલી રહ્યો છે એમાં ભગવાનની હિતકારી, મોંઘામૂલી વાણી છે છતાં જીવો સ્વમત ભૂલી પરમતમાં પડી ગયા છે 'સ્વસમય' એટલે પોતાનો મત, જૈન દર્શનનો મત. 'પરસમય' એટલે જૈન સિવાયના અન્ય દર્શનના મતો—જેવા કે સાંખ્ય આજીવક વગેરે હે જીવો! તમે પોતાના મતને પહેલાં જાણતા થાઓ પછી બીજાના મતને જાણજો સ્વમતનું જ્ઞાન

નહિ હોય તો પરમતથી છેતરાઈ જશો માટે સ્વનુ જ્ઞાન મેળવો આ એક અર્થ થયો. હવે બીજો અર્થ જોઈએ 'સ્વ' એટલે આત્મા એને તમે જાણો 'પર' એટલે આત્માથી જુદા પુદ્ગલ-સ્વરૂપને, કર્મને જાણો આ બન્ને મતનુ જેને જ્ઞાન થાય છે, તે સ્વમત, પરમત અને ઉભય મતનો જ્ઞાતા કહેવાય વ્યવહાર-સમકીતના સડસઠ બોલ છે તેમાં ત્રીજો બોલ આવ્યો છે. તેના લિગ પણ ત્રણ છે અને મત પણ ત્રણ છે. સ્વમતને જાણનારે પરમતને પણ જાણવો જોઈએ જ્યા સુધી સ્વમતનુ જ્ઞાન થાય નહિ, ત્યા સુધી પરપાખડ જાણવુ નહિ જ્યાં સુધી સ્વપાખો મજબૂત થાય નહિ, ત્યા સુધી પરનો પરિચય કરવો નહિ અને કરશો તો ઠગાઇ જશો દૃષ્ટાત તરીકે કોઈ પક્ષીએ માળો બાધ્યો છે તેમા ઇડા મૂકયા છે ઇડામાંથી પક્ષી થયુ છે, પણ હજી ઊડી શકતુ નથી, પણ તે બીજા પક્ષીઓને ઊડતા જોઈને નકલ કરવા જાય છે, ત્યારે બીજા પક્ષીઓ તેને મારી નાખે છે આમ કેમ થાય છે ? કારણ તેની પોતાની પાખો મજબૂત ન હતી તેથી માટે, હે મુમુક્ષુઓ ! જ્યા સુધી તમારી પાખો જૈન દર્શનમા મજબૂત બની નથી, ત્યા સુધી તમે જો બીજાના પુસ્તકો વાચશો તો તમે અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થશો સૂયગડાગ સૂત્ર બન્નેનુ જ્ઞાન કરાવે છે

ત્રણસો ત્રેસઠ પાખડીના મત બતાવ્યા તેમા ક્રિયાવાદી, અક્રિયાવાદી, અજ્ઞાનવાદી અને વિનયવાદી એમણે એકાત પ્રરૂપણા કરી છે ક્રિયાવાદીના એક સો એશી ભેદ છે, અક્રિયાવાદીના

ચાર્વાકથી, અજ્ઞાનવાદીના સડસઠ અને વિનયવાદીના બત્રીસ ભેદ બતાવ્યા છે પરદેશી રાજા અક્રિયાવાદી હતો તે એમ માનતો હતો, કે આ જગતમા પાપ, પુણ્ય, આસ્રવ બંધ વગેરે કઈ નથી માટે કોઈ પણ ક્રિયા કરવાની જરૂર નથી તે નાસ્તિકનો પણ નાસ્તિક હતો દયાનો તો તેનામા છાંટોયે ન હતો રત્નાકર પચીસીના એક શ્લોકમાં કહ્યું છે કે—

(હરિગીત)

આ ભવ નથી પર ભવ નથી, વળી પુણ્ય-પાપ કશુ નથી,
મિથ્યાત્વની કટુ વાણી મે ધરી કાન પીધી સ્વાદથી,
રવિ સમ હતા જ્ઞાને કરી પ્રભુ આપશ્રી તો પણ અરે !
દીવો લઈ કૂવે પડ્યો, ધિક્કાર છે મુજને ખરે !

ભાઈઓ ! જે અંધ છે દેખતો નથી તે જો કૂવામા પડે તો તેને કઈ દોષ દેવાય ? પણ જેની આખો તીક્ષ્ણ છે, જે બધુય સ્પષ્ટ રીતે જોઈ શકે છે તે જો કૂવામા પડે તો તેને દોષ દેવાય કે નહિ ? અંધના હાથમા દીવો હોય તોય તેને શુ કામમા આવવાનો ? એની આખે તો પડળ વળી ગયા છે એ ક્યાથી દેખવાનો હતો ? તેમ જ, જેની આખે મિથ્યાત્વના પડળ વળી ગયા છે, એના હાથમા સમકીત જેવો પ્રદીપ આપો તો યે તે હાથમા લેવાનો નહિ. આ પરદેશી રાજાને પણ મિથ્યાત્વના પડળ વળી ગયા છે એટલે એ સત્ય માર્ગને જોઈ શકતો નથી. ક્રિયાવાદી એમ કહે છે કે ક્રિયા કરો ક્રિયા કરો બીજુ કશુ કરવાની જરૂર નથી. અક્રિયાવાદી કહે છે કે પુણ્ય, પાપ વગેરે કશુ યે નથી શા માટે આપણે બ્રહ્મચર્ય સદાચાર વગેરે પાળીને મરી

જવુ ? બધુઓ ! પ્રભુદેવ શુ બતાવે છે તે વિચારો. પુણ્ય પાપ વગેરે છે, માટે આપણે બ્રહ્મચર્ય, સદાચાર વગેરેનું પાલન કરવુ જોઈએ શરીરની કાન્તિ વધારવી હોય, શરીરને બળવાન બનાવવું હોય તો બ્રહ્મચર્યનુ પાલન કરો નૈષ્ઠિક બ્રહ્મચર્ય સિવાય સુદર બની શકાય તેમ નથી. માટે સર્વ પ્રકારના વિષયોનો ત્યાગ કરો વર્તમાનને સુધારીને પરભવ સુધારો આ બધુ અક્રિયાવાદી સ્વીકારતો નથી જે જે મતો નીકળ્યા છે, તે તે ભગવાન ઋષભદેવના વારામાથી નીકળ્યા છે

નાસ્તિક એવા પરદેશી રાજાની વાત ચાલે છે તે કાળે અમલકપા નામની નગરી હતી શાસ્ત્રકારો આ નગરીનુ વર્ણન શા માટે કરે છે તે જાણો છો ? તમને શકા થશે, કે નગરીનુ વર્ણન કરવાની વળી શી જરૂર હતી ? જરૂર છે શાસ્ત્રકારોની વાણી અર્થયુકત હોય શાસ્ત્રકારો તુચ્છ વસ્તુઓનુ વર્ણન ન કરે આ નગરીમા મહાન ધુરધર તીર્થકર ભગવાન પધારવાના છે અને નગરી કેવી ભાગ્યશાળી કે ભગવાન મહાવીર ત્યા પધાર્યા એ નગરી સત્તાવીશ પ્રકારના 'વવા'થી શોભે છે એ સત્તાવીશ 'વવા' વિષે આ પ્રમાણે શ્લોકો છે

वापी वप्र विहार वर्ण वनिता वाग्मी वनं वाटिका ।
वैद्यो ब्राह्मण वारि वादी विबुधो वेश्या वणिक वाहिनी ॥
विद्या वीर विवेक वित्त विनयो वाचंयमा वल्लिका ।
वस्त्र धारण वाजि वेशरवरं राज्य ववैः शोभते ॥

જે નગરીમા વાવ હોય તે નગરી શોભે, જે નગરીની આસપાસ ટેકરીઓ હોય અને વિહારો હોય તે નગરી શોભે,

જે નગરીમા અઢાર પ્રકારના વર્ણ હોય, સ્ત્રીઓ હોય, સદ્દવચન બોલનારા પુરુષો હોય, ફળકુલ હોય, વૈદો હોય વારિ હોય, પંડિતો હોય, વેશ્યાઓ હોય, વાણીયાઓ હોય, પાલખીઓ હોય, વિદ્વાનો ને વીરો હોય વિવેકી ને વિનયી પુરુષો હોય, વિત્તવાળા જનો હોય, સાધુઓ હોય વેદો હોય, વસ્ત્રો હોય હાથી, ઘોડાઓ હોય–તે નગર સત્તાવીશ પ્રકારના 'વવા થી શોભે છે એમ કહેવાય. આ દ્રવ્ય નગરીની વાત થઈ ભગવાન કહે છે કે આ તો જ્ઞેય પદાર્થ છે ઉપાદેય નથી. જ્ઞેય એટલે જાણવા જેવું તમને પણ તમે જે નગરીમાં રહો છો તેનુ જ્ઞાન હોવુ જોઇએ, કારણ નગરીમાં એક વાર નહિ પણ અનેક વાર ઉત્પન્ન થયા છીએ અને અનંત કાળથી તેની સાથે સગપણ સાધેલુ છે એ ભાવના પાછી ખેંચવા માટે ખગોળ અને ભૂગોળ તમને બતાવીએ છીએ કારણ, અવ્રતની ક્રિયા તો ચાલી જ આવે છે હવે હેય, જ્ઞેય અને ઉપાદેય શુ છે તે જોઇએ હેય એટલે ત્યજવા યોગ્ય, જ્ઞેય એટલે જાણવા યોગ્ય અને ઉપાદેય એટલે આચરવા યોગ્ય. બીજી રીતે જોઇએ તો ત્રણ સ્થિતિ છે–ઉત્પન્ન થવું, નાશ પામવું અને નિયત રૂપે કાયમ રહેવું આમા ઉત્પત્તિ અને નાશ પર્યાયથી થાય છે પણ ધ્રુવ વસ્તુ કાયમ રહે છે

શાસ્ત્રકારો કહે છે કે જેમ દ્રવ્ય નગરી સત્તાવીશ વવા થી શોભે છે તેમ ભાવ નગરી એટલે કે તમારા આત્મા સાત પ્રકારના વવા થી શોભે છે જ્યા સુધી ભાવ નગરીની શોભા ન વધે ત્યા સુધી આપણો માનવ અવતાર શોભે નહિ. આ

સાત 'વવા' કયા કયા તે જોઇએ પહેલો વ તે વિનય વિનય વિના તો આત્માની શોભા વધે નહિ બીજો વ તે વિદ્યા. વિદ્યા ગમે તેટલી ભણો પણ જો ત્રીજો વ એટલે કે વિવેક ન હોય તો બધુ જ્ઞાન વ્યર્થ માટે જ, ભગવાન કહે છે કે જો જ્ઞાન ન હોય તો હિતાહિતનો વિવેક ન થાય મામૂલીમા મામૂલી વિદ્યાની પ્રાપ્તિ માટે પણ વિનયની જરૂર છે આ વાત સમજાવવા મહારાજા શ્રેણિકનુ દૃષ્ટાત આપવામા આવ્યુ છે શ્રેણિકના બગીચામાં એક આબાનુ ઝાડ હતુ બધા આબા જ્યારે ઋતુમા ફળે, ત્યારે આ આબો કમોસમે ફળતો આ બગીચાનો રખેવાળ એક ચાડાલ હતો. તેની સ્ત્રીને કેરી ખાવાનો દોહદ ઉત્પન્ન થાય છે અકાળે કેરી ક્યાથી મળે એ ચિંતાથી સ્ત્રી દુર્બલ બને છે કહ્યુ છે કે—

ચિંતાથી ચતુરાઈ ઘટે, ઘટે રૂપ ને વાન,
ચિતા બડી અભાગણી, ચિ તા ચિતા સમાન

કવિ કહે છે તેમ જેના શરીરમા ચિ તાનો પ્રવેશ થાય છે તેનુ શરીર વિના અગ્નિએ બળી જાય છે ગમે તેવુ રૂપ હોય, ડહાપણુ હોય, તે પણ ચિ તાથી નાશ પામે છે ચિ તાને ચિતા સાથે સરખાવી છે તે બરાબર જ છે બન્ને શરીરને બાળીને રાખ કરી નાખે છે આ બાઈ પણ ચિ તાથી બળી રહી છે તેની આવી દશા જોઈ પેલો ચાડાલ તેને પૂછે છે–" તુ આમ સુકાતી કેમ જાય છે ?" બધુઓ ! પત્ની દુર્બળ બને કે સુકાઈ જાય તો તમને ચિ તા થાય છે, પણ સિ હ જેવો આ આત્મા કર્મને સ ગે દુર્બળ બની ગયો છે તેની ચિ તા કોઈ દિવસ થઇ છે ખરી ? કોઈ કહેશે, કે સ્ત્રી ન હોય તો રાધે કોણ ? સ્ત્રીની જેટલી કિમત આકો છો તેટલી આત્માની આકી છે ખરી ? હવે પેલી બાઈ

જવાબમાં કહે છે, "નાથ, મને કેરી ખાવાની ઈચ્છા થઈ છે; પણ આ ઋતુમાં એ ક્યાંથી મળે?" ચાંડાલ કહે છે, "અરે! એમાં ગભરાય છે શાની? રાજાના બગીચામાં કમોસમે પણ કેરી પાકે છે માટે ચિંતા ન કર. હું તને ત્યાંથી કેરી લાવી આપીશ." સ્ત્રી ઉત્સાહમાં આવી જઈ કહે છે "જલદી લાવજો હો! જોજો, વાર લગાડતા! ચાંડાલ કેરી લેવા તો જાય છે પણ વૃક્ષ બહુ ઊંચું છે પહોંચવું કેવી રીતે? પણ એ મંત્રને જાણતો હતો. મંત્ર બોલી કેરીને વૃક્ષ પરથી ઉતારી પત્નીને આપી આમ હંમેશ કરવા લાગ્યો કેરી મળવાથી બાઈ હરખાઈ ગઈ રાજાને કેરી ચોરામાની ખબર નથી પડી ત્યાં સુધી તો બધું ઠીક છે પણ જ્યારે તેને ખબર પડશે ત્યારે ચાંડાલના શું હાલ થશે? બંધુઓ! તમારી પણ સદ્ગુણરૂપી કેરીઓ ચોરાઈ રહી છે માટે સાવધ બનો હવે એક દિવસ રાજા ફરતો ફરતો બગીચામાં પેલા વૃક્ષ આગળ આવી ચઢ્યો આંબાને કેરી વગરનો જોતા ધૂંવાપૂંવા થઈ ગયો મનમાં વિચાર કરે છે કે કેરીનો ચોરનાર કોણ હશે? એટલામાં અભયકુમાર પિતાને વંદન કરવા આવે છે પણ પિતા કંઈ બોલતા નથી કુમાર પૂછે છે આજે ઉદાસ કેમ છો? રાજા કહે છે "અભય! રખેવાળ છતાં બાગમાંથી કેરીઓ ચોરાઈ રહી છે ચોરને શોધી કાઢો." અભયકુમારે રખેવાળને પૂછ્યું કે રક્ષણ કરવા છતાં કેરીઓનું ભક્ષણ કોણ કરી રહ્યું છે?' પણ રખેવાળ શું જવાબ આપે? તેનો ગભરાટ જોઈ કુમારે અનુમાન કર્યું કે આ જ ચોર હોવો જોઈએ તેને પકડીને તે રાજા પાસે લઈ ગયો રાજાએ પૂછ્યું 'બોલ કેરી કેમ ચોરી? સાચું કહેજે નહિ તો મારી નાખીશ

રખેવાળે બધી વાત વિગતે કહી રાજાને મંત્ર શીખવાનો મોહ લાગ્યો સિંહાસન પર બેઠા બેઠા રાજા શ્રેણિક મંત્ર શીખે છે, પચીસ વાર મંત્ર બોલાવ્યો પણ રાજાને આવડે જ નહિ, ત્યારે રાજાએ અભયકુમારને કહ્યુ "અભય, મંત્ર ગોખી ગોખીને મરી ગયો પણ આવડતોજ નથી" ત્યારે અભયે કહ્યુ, "પિતાજી, વિનય વિના વિદ્યા ન વરે તમારે ચાડાલ પાસેથી મંત્ર લેવો છે, માટે પહેલા એનો સત્કાર કરો" રાજા સિંહાસન પરથી ઊતરી હેઠા બેઠા અને ચાડાલને ઉપર બેસાડયો બસ તરતજ રાજાને મંત્ર આવડી ગયો કહેવાનુ તાત્પર્ય એ છે, કે વિનય વિના જ્ઞાન પ્રાપ્ત ન થાય, માટે જેને મોક્ષનુ જ્ઞાન પ્રાપ્ત કરવુ છે તેણે તો અરિહંત, સિદ્ધ આચાર્ય, સાધુ-સાધ્વી વગેરેનુ બહુમાન કરવુ જોઇએ આ જગતમા મોટામા મોટુ વશીકરણ જો કોઈ હોય તો તે વિનય છે માટે જો તમારે આત્મનગરીની શોભા વધારવી હોય તો વિનયવાન બનો ઉત્તરાધ્યયન સૂત્રનુ પહેલુ અધ્યયન વિનયથીજ ભરેલુ છે માટે પ્રત્યેક પ્રત્યે વિનયી બનો વિનયવાન શિષ્ય હોય તો ગુરૂને પ્રેમના ફુવારા છૂટે પરણનાર સ્ત્રી પુરૂષ જેમ અગ્નિની સાક્ષીએ ફેરા ફરે છે તેમ સમ્યગ્દર્શન પ્રાપ્ત કરનારને ગુરુ પ્રત્યેનો વિનય રૂપી અગ્નિ પહેલા જોઇશે ગમે તેટલુ ભણવા છતા જો વિનય ન હોય તો ભણેલુ બધુ પાણીમા વિનય પછી બીજો 'વવો' વિદ્યા છે વિનય વિના વિદ્યા ન શોભે. વિદ્યા પણ વિવેક વિના ન શોભે અને વિવેક વિચાર વિના ન શોભે વિચાર પછી આવે છે વાણી વાણી એવી હોય કે જે વગર વિચાર્યે ન નીકળે કર્મને તોડવાના રસ્તા ચાર પ્રકારની

ભાષામાંથી નીકળે છે તેમાં બે ભાષાનો ઉપયોગ કરવો વાણી સત્ય હોય છતાં પણ જો બીજાને નુકસાન કરે તેવી હોય તો તેને હિંસામય જાણવી. જેવું બોલો તેવું પાળો. જો પાળવાની શક્તિ હોય નહિ તો બોલતા નહિ વચનની પણ જ કિંમત છે માટે વચનની કિંમત રાખતા શીખો જેને વચન ઉપર વિશ્વાસ છે તે જ છેલ્લા 'વવા' વિજયને વરી શકે છે જે વિજયને વરે તે જ ભગવાન બની શકે છે જો આત્માને ભગવાન બનાવવો હોય તો વિજયને વરો આ બમલકપા નગરી સત્તાવીશ 'વવા'થી શોભે છે

---

## વ્યાખ્યાન ૩ જું

[મંગળવાર, અષાડ શુદ ૯]

દરેક મુમુક્ષુએ સૂત્ર સાંભળતા પોતાની ભૂલોને સુધારવી જોઈએ, જે ભૂલને સુધારે છે તે જ પોતાની વૃત્તિને સ્થિર કરી શકે છે અનંત કાળથી 'દેહ તે હું જ છું' એવા દેહાધ્યાસથી મગ્ન થઈને આપણે દેહને સુખી કરવાના પ્રયત્નો કરી રહ્યા છીએ એમાં ને એમાં જ આયુષ્ય પૂરું થઈ જાય છે દેહ અને આત્મા જુદા છે એ વાત સમજાય એટલે જીવન પલટાઈ જાય 'જેના મૂળ કાચા તેના ડાળ-પાંદ કાચાં'—એ ન્યાયે 'જેની શ્રદ્ધા કાચી તેની ધર્મકરણી પણ કાચી. અત્યાર સુધી શ્રદ્ધા વિના જ કરણી કરી છે એટલે તો સંસાર ઊભો છે પક્ષીને ઊડવા માટે કઠણ જમીન વધારે અનુકૂળ આવે છે, પોચી જમીન પરથી તે સહેલાઈથી ઊડી શકતું નથી. તેમ જ, કે

આત્માઓ, જો તમારે ઊંચે જવું હોય તો તમારી શ્રદ્ધાને મજબૂત બનાવજો પ્રભુજી મનને સુંદર બનાવવા માટે સૂયગડાંગ સૂત્રના પહેલા જ અધ્યયનની પહેલી ગાથામાં કહે છે કે—

बुज्झिज्ज तिउट्टिज्जा बन्धणं परिजाणिया ।
किमाह बन्धणं वीरो किंवा जाणं तिउट्टई ॥

શિષ્ય પ્રશ્ન પૂછે છે, "હે ગુરુદેવ! જાણવું શું અને તોડવું શું?" ગુરુદેવ દૃષ્ટાંત આપી શિષ્યને સમજાવે છે પાંજરામાં પુરાયેલા પક્ષીમાં ઊડવાની શક્તિ નથી એમ તો કોઈ ન જ કહે, તેવી જ રીતે, આત્માનો સ્વભાવ ઊર્ધ્વ ગતિનો છે, આત્માનો સ્વભાવ અગુરુલઘુ છે તો પછી તમે ગુરૂ લઘુ થઈને કેમ બેઠા છો? કર્મના આશ્રયે આત્મા ગુરૂલઘુ થઈ ગયો છે, પણ વાસ્તવમાં તો અગુરૂલઘુ જ છે બંધક જ છે ભગવતી સૂત્રમાં ગૌતમ ગણધરજી શ્રીહજુરને પ્રશ્ન કરે છે, "નાથ! બંધન કેટલા પ્રકારના છે?" ભગવાન કહે છે, "બંધન બે પ્રકારના છે રાગ અને દ્વેષ, એ બે બંધન છે જે બંધનના સ્વરૂપને જાણે તે જ બંધનને તોડી શકે" સર્વ પ્રથમ તો નિશ્ચય કરવો પડશે, કે આ આત્મા અબંધક છે, પણ કર્મના પાશથી બંધાયેલો છે આવું જાણે તે જ છૂટવાનો ઉપાય કરે પણ જે પોતાને બંધાયેલો જ ન માનતો હોય તે વળી છૂટવાનો ઉપાય કોઈ દહાડો કરવાનો હતો ખરો? માટે પોતાના સ્વરૂપને ઓળખતા શીખો એટલું થયું એટલે મોક્ષ જૈન શાસનમાં આ શૂર ભરેલું છે જાણો અને કર્મના પાશને તોડો.

જે સ્વરૂપ સમજ્યા વિના પામ્યો દુઃખ અનંત,
સમજાવ્યું તે પદ નમું, શ્રી સદ્ગુરુ ભગવંત

જેને આ સ્વરૂપ સમજાયુ નથી તે અનત દુ ખને પામે છે જેણે આ સ્વરૂપ સમજાવ્યુ છે તેને-શ્રી સદ્ગુરુને હુ નમસ્કાર કરુ છુ ભૂખ લાગી હોય ત્યારે જ જમવામા આનદ આવે છે ભૂખ વિના ગમે તેટલા મિષ્ટાન્ન ખાઇએ, પણ મીઠા ન લાગે, માટે ભૂખ કેળવો રુચિને જગાડો મિથ્યાત્વ અવ્રત, પ્રમાદ કષાય, અશુભ યોગ વગેરેથી જે ભરેલા હશે તે જ આ સ્વાદ લેવામા નિષ્ફળ જશે, માટે સમજો આ બધાનો તોડવાનો ઉપાય આપણે કરવો પડશે કેટલાય જીવો જબ્બરદસ્ત ઉપાય કરીને નવ ગ્રૈવેયકમાં ૩૧ સાગરના આયુષ્યે ઉત્પન્ન થાય છે એક વાર નહિ પણ અનત વાર જઈ આવ્યા છે ત્યા કોણ જાય? જૈનના સાધુ આરાધક સાધુ કયા સુધી જાય? પહેલા દેવલોકે, ઉત્કૃષ્ટ સર્વાર્થસિદ્ધ વિમાન સુધી જાય. વિરાધક સાધુ ને ભવનપતિ ઉત્કૃષ્ટ પહેલા દેવલોક સુધી જાય નવ ગ્રૈવેયકમાં જનારની કરણી ઉત્કૃષ્ટ હોય છે ચારિત્ર લઈને છ છ માસ સુધી ઉપવાસ કરે ઉપવાસ કરીને શરીરને કૃશ કરી નાખે કોઈ દ્વેષી પુરુષ તેના શરીરની ચામડી ઉતારીને ક્ષાર છાંટે તો યે કઈ થાય નહિ આકરા તપથી કષાયોને ઉપશાન્ત કરે છતા ઉપશમ ભાવ ન હોય કારણ કે ઉપશમ ભાવ તો સમકીતના ઘરનો છે કષાયને ઉપશાત કરીને ઘણા આત્માઓ જઈ આવ્યા અભવી આત્માઓ પણ જઈ આવ્યા, પણ પ્રતિબોધ કરી શકે નહિ સમકીતની પ્રાપ્તિ વિના આ આત્માઓને સસારની અદર પરિભ્રમણ કરવાનુ રહે છે સમ્યક્ત્વ વિના કરણી મોક્ષને લાયક બનતી નથી પણ મોક્ષની લાયકાત મેળવવા માટે દ્રવ્ય કરણીનો વિરોધ કરશો

નહિ, કારણ કે સમ્યગદર્શન પ્રાપ્ત કરવા પહેલાં અનાદિ અનંત કાળથી રખડતો આત્મા અંતે યથાપ્રવૃત્તિ સુધી તો આવે છે. દ્રવ્યકરણીથી તે કર્મના બોજાને કાપે છે જે જીવો ઘણો કાદવ ઊલેચે છે તે જીવો મિથ્યાત્વ ભાવમાં કાઢે છે જ્યા સુધી આત્મા પાપ-પુણ્યના સ્વરૂપને નહિ સમજે ત્યા સુધી તે હીરો મેળવી નહિ શકે ધારો કે એક હીરો સો મણ કાદવ નીચે દટાઇને પડયો છે, તમે કાદવ પાસે જાવ છો અને કહો છો, "હીરા, નીકળ, બહાર નીકળ" શુ બોલ્યે હીરો નીકળે ખરો ? એને બહાર કાઢવો હોય તો હાથમા પાવડો લેવો પડે અને ઊલેચવાનુ શરૂ કરવુ પડે પણ જો કોઇ ઊલેચતા ઊલેચતાં થાકી જાય તો તેને હીરો ન મળે આ તો દ્રવ્યની વાત થઈ આ જ દૃષ્ટાંત ભાવને પણ લાગુ પડે છે આપણો આત્મા હીરા કરતા અનેક ગણો કિંમતી છે. એ કર્મના કાદવમાં એવો દટાઇ ગયો છે કે તે પોતાના સ્વરૂપને પ્રકાશી શકતો નથી એને બહાર કાઢવો હોય તો સંયમ અને તપ રૂપી પાવડો હાથમા લેવો પડશે, ઊલેચવાનુ શરૂ કરવુ પડશે પણ ઊલેચતા ઊલેચતાં ભૂતકાળમા કેટલીયે વાર થાક લાગ્યો છે. આ વખતે પણ જો થાકી જવાશે તો રત્ન હાથમા નહિ આવે, માટે થાકવાનુ નથી ઊલેચતાં રત્ન તો દેખાયુ, પણ ઉપર કાદવના થર બાઝી ગયા છે પુરુષાર્થના બળે એ થરને ઊખેડવાના છે પુરુષાર્થનો વિદ્યુત્પ્રવાહ મળી જાય તો ગ્રંથિભેદ થઈ જાય આ તો જૈન શાસનનુ મોઘામા મોઘુ ઝવેરાત છે. તામલી તાપસનુ દૃષ્ટાંત ભગવતી સૂત્રમા આનું વિધાન બતાવે છે. તામલી,તાપસની પદવી પ્રાપ્ત કર્યા પહેલાં, કોણ હતો તે જોઇએ.

એ પણ તમારા જેવો જ મનુષ્ય હતો, પણ પૂર્વ પુણ્યના ઉદયે ધન સંપત્તિની તેને ખોટ ન હતી, તેણે વિચાર કર્યો કે પૂર્વે બાંધેલું પુણ્ય ખૂટી જાય, માટે કંઈક કરૂં તો પામું" અરે, તમને કોઈ દિવસ વિચાર આવે ખરો કે આ સાહેબી તો પૂર્વના પુણ્યથી મળી, પણ એને ખલાસ થતા વાર નહિ લાગે। પુણ્ય ખૂટતાં પાછા ભિખારીના ભિખારી જ રહેવાના તમને તો એમ છે કે મળ્યું તે ભોગવી લઈએ, પછી જે થવાનુ હશે તે થશે. પણ બધા તમારા વિચારના નથી હોતા. કેટલાક એવા પણ છે, જે ભાવિનો વિચાર કરે છે રાતના સૂતા સૂતા પણ જાગે છે તમે પણ જાગતા હશો અને ત્રણ મનોરથોના વિચાર કરતા હશો તમારા ત્રણ મનોરથો એટલે ધન, કુટુંબ અને પરિવાર પણ આ તામલી તાપસે શું વિચાર કર્યો તે જાણો છો ? તે વિચારે છે, કે "ક્યારે સવાર પડે અને દીકરાને ભાર સોંપી તાપસની પરિવ્રજ્યા અંગીકાર કરૂં !' સવાર થતું દીકરાને ભાર સોંપી તાપસની પરિવ્રજ્યા અંગીકાર કરી. એટલું જ નહિ પણ તપસ્યા એવી કે ૬૦ હજાર વર્ષ છઠ છઠના પારણા કર્યાં પારણે એકવીસ વાર શાખા પાઇને વાપરતા છતાં પણ પ્રભુ તેને અકામ નિર્જરા થાય છે એમ કહે છે આત્મા સમયે સમયે સાત-આઠ કર્મ બાંધી રહ્યો છે પણ જો કર્મને છોડે નહિ તો તેના હજના હજ થઈ જાય પણ કર્મ પ્રવાહ રૂપે જાય છે જેમ પર્વત પરથી પડતો પાણીનો પ્રવાહ એક જ રૂપે ચાલુ રહે છે, તેમ કર્મની ધારા ચાલુ જ રહે છે આત્મા અકામ નિર્જરાએ જૂના કર્મને કાઢે છે અને આશ્રવદ્વારા આ કર્મનો પ્રવાહ આવ્યા

જ કરે છે તો આ રીતે કર્મ કાઢે છે અને ગ્રહે છે આત્મારૂપી સરોવરમા જઘન્ય પ્રકારે અને ઉત્કૃષ્ટ પ્રકારે એવા કર્મ-પ્રવાહ આવ્યા જ કરે છે તેને સયમથી બધ કરી શકાય સંયમથી આવતા કર્મ બધ થાય અને તપ વડે જૂના કર્મને ખપાવી દેવાય. કર્મ ખપાવવા માટે એટલું લક્ષમા રાખવુ પડશે, કે "હુ માનવભવના મોભારે આવ્યો છુ, તો જલદી ઉડી જાઉ" ઊડવા માટે રાણી કમળાવતી ઇક્ષુકાર રાજાને કહે છે:

**मरिहिसि रायं जया तया वा मणोरमे कामगुणे पहाय।**
**एक्को हु धम्मो नरदेव ताणं न विज्जई अन्नमिहेह किंचि॥**

"હે રાજા, જ્યારે તારૂ મરણ પાસે આવશે ત્યારે જે કામભોગને તે મનોરમ માન્યા છે તેનો ત્યાગ કરવો પડશે" જો તમારી કમળાવતી આ સમજાવે તો આ ચાતુર્માસમાં પણ માડવડા રોપી દઈએ "હે નાથ, તમારો ધર્મ જ ફક્ત ત્રાણ છે, શરણ છે, બીજુ કોઇ નહિ" જે વખતે આ સત્ય સમજાશે તે વખતે તમારી રોનક બદલાઇ જશે ધર્મ સિવાય બીજુ કઈ તમને છોડાવે તેમ નથી માટે બહાદુર બનો. જે હોશે હોંશે છોડે તે બહાદુર, બાકી આમ પણ આખરે તો છોડવુ જ પડશે ઊભાઊભા નહિ છોડો તો આડા પડીને પણ છોડવું પડશે માટે એ કાઢે ને નીકળવુ પડે તેના કરતાં પહેલાથી જ અહી આવી જાઓ સમજો જે સ્ત્રી ક્ષણનો વિયોગ સહન ન કરી શકતી તે પણ શુ કહે છે? લઇ જાઓ, જલદી લઈ જાઓ માટે ચેતો, ભવના ભુક્કા કરો અને ભગવાનના ભેટા કરો શ્રમણ ભગવાન મહાવીર સ્વામી એક ગામથી

બીજે ગામ વિચરતા વિચરતા અબશાલ નામના ઉદ્યાનમાં પધાર્યા છે. તીર્થંકર ભગવાનના ઉતારા પ્રાયઃ યક્ષના યક્ષાયતન પાસે હોતા તેમાંય કારણ હતું પણ એ કહેવાનો અત્યારે અવસર નથી એની વાત અવસર આવ્યે કહીશ. ભૂમિ સાફ ન હોય તો રંગ ઓપે નહિ, માટે ભૂમિ સાફ કરીને તમને રંગ ચઢાવવો છે રંગ વિના આત્મા ઓપે નહિ ચિત્ર દોરવા પહેલા જેમ ચિત્રકારને ભીંતને સાફ કરી મુલાયમ કરવી પડે છે તેમ અમારે ઉપદેશરૂપી પાણી અને વૈરાગ્યરૂપી સાબુ, વડે તમારી હૃદયરૂપી ભૂમિકા સાફ અને મુલાયમ કરવાની છે તમે સાફ થઈને આવજો, કારણ ગ્રંથિભેદ રૂપી ઓપરેશન કરવાનું છે ઓપરેશન કરતાં તમને ઓછાર લાગી ન જાય માટે વૈરાગ્ય રૂપી ક્લોરોફોર્મ સુંઘાડવું પડશે. તૈયાર થઈને આવ્યા છો ને?

## વ્યાખ્યાન ૪ થું

[ બુધવાર, અષાડ શુદ ૧૦ ]

### શ્રધ્ધા પરમ દુર્લભ છે

ભગવાને સિદ્ધાત પરૂપ્યા રાયપસેણી સૂત્રનો અધિકાર ચાલી રહ્યો છે

ગણધર મહારાજ કહે છે, કે જ્યા સુધી તમે તમારા સ્વરૂપને ઓળખ્યુ નહિ ત્યાં સુધી તમારી મહેનત લેખે નહિ લાગે જેણે સ્વરૂપને ઓળખ્યુ તે મોક્ષની સીડી પર ચડી ગયા ભગવાન સુધર્મ ગણધરજી કહે છે, કે જે વખતે ચોથો આરો હતો તે વખતે અમલકપા નામે એક નગરી હતી તે નગરી ઋદ્ધિસિદ્ધિથી ભરપૂર હતી તે નગરીની બહાર ઈશાન ખૂણામા આમ્રશાલ નામનુ એક ઘણુ જ પુરાણુ ઉદ્યાન હતુ. તેમા એક દેવળ હતુ તેની અદર યક્ષની મૂર્તિ હતી તેની પાસે એક અશોકનુ વૃક્ષ હતુ અશોક એટલે શોકરહિત. ત્યા પૃથ્વીશિલા પટ્ટ છે તેનુ વર્ણન જીવાભિગમ સૂત્રમા આવેલુ છે જબુદ્વીપપ્રજ્ઞપ્તિ સૂત્રમા પણ એનુ વર્ણન આપેલુ છે. એ અમલકપા નગરીનો રાજા શ્વેત હતો હે આત્માઓ, તમારી દેહનગરીનો આત્મા પણ શ્વેત છે, પણ તે કાળો કેમ થઈ ગયો? કર્મની કાલિમાથી તે કાળો દેખાય છે. કોલસો કાળો છે, તેને સો મણ સાબુથી ધુઓ તોય શ્વેત થવાનો નથી. પણ એ જ કોલસો જ્યારે અગ્નિમા બળે છે

ત્યારે શંખ થઈ જાય છે અને તેનું કાળાપણું ચાલ્યું જાય છે. એ ન્યાયે આત્મા પર કર્મરૂપી પુદ્ગલોનો જ્યારે લેપ ચડે છે, ત્યારે અજ્ઞાનીને તેનું શ્વેત રૂપ દેખાતું નથી. કોલસામાં કાળાપણું છે તે ઉપરાંત તેનામા પાચ વર્ણ, બે ગંધ, પાચ રસ, સ્પર્શ ઈત્યાદિ છે અને તેમ ન હોય તો અગ્નિમા નાખ્યે તે પીળાશ પકડે નહિ. આત્મામા ગંધ, રસ, સ્પર્શ, રુપ કે શબ્દ નથી. આ આત્માને તમે સો મણ કોલસે બાળો તો ય તેનુ મૂળ સ્વરુપ બળે નહિ. છતા પણ કામરુપી કોલસાની કાળાશ આત્માને વળગી જાય છે માટે કામરુપી કોલસાને તપ-ત્યાગરુપી અગ્નિમા બાળવા જોએ. કર્મ બળીને ખાક થઈ જશે. જેમ જેમ કર્મ બળતાં જશે તેમ તેમ આત્મા શ્વેત થતો જશે. જેમ આ રાજા દ્રવ્યે શ્વેત છે તેમ ભાવે શ્વેત કરવા માટે ભગવાન આ નગરીમાં પધાર્યા છે રાજા અને રાણી શ્વેત બનવા માટે ભગવાનની પાસે જશે. ઉદ્યાનમા ભગવાન મહાવીર બિરાજે છે પાસે જ યક્ષાયતન છે લોકો તેને દેવ તરીકે માને છે યક્ષ લોખો માણુસોને એમ મનાવતો હતો, કે "સ્ત્રી, પુત્ર, ધન વગેરે તમને હુ આપુ છુ, તેથી તમે મારી પ્રાર્થના કરો, પૂજા કરો' તે સમયે સ્ત્રીઓમા અજ્ઞાનનુ પ્રમાણ વધારે હોવાથી ત્યા તેઓ ટોળે મળીને જતી આજે પણ કુટુબની રક્ષા માટે નાગપચમી શીતળા સાતમ વગેરેના મિથ્યાત્વને લોકો ક્યા સેવી નથી રહ્યા? લોકો અજ્ઞાનને લઈને જડ જેવા થઈ ગયા હતા. એ અજ્ઞાનની જડ કાઢવા માટે તીર્થંકર મહારાજનો

ઉતારો ત્યાં થયો હતો. ચિત્ત અને સંભૂતિ નામના અધ્યયનમાં કહ્યુ છે કે—

**महत्थरूवा वयणप्पभूया गाहाणुगीया नरसंघमज्झे ।**
**जं भिक्खुणो शीलगुणोववेया इह जयन्ते समणो मि जाओ ॥**

ચિત્તમુનિ સંભૂતિને કહે છે કે, "ભાઇ!

નવીન શ્લોક ટડી શ્રવણે સુણી,
ભવનિધિ તરતા કઇ પ્રાણીઓ,
પરમ યોગી કનેથી જ સાભળી,
વિરતિ ભાવ સ્વ અન્તર ઉપસ્યો"

મે સદ્દગુરુ પાસેથી જીવનસુધારણાની ચાવી મેળવી. એ અલૌકિક ચાવીના પ્રતાપે મારા અંતરના પટ્ટ ખૂલી ગયા તમારે પણ અતરપટ્ટ ખોલવા છે ને? તો લો, ભગવાનની વાણીની અપૂર્વ ચાવી આપીએ છીએ એનો લેનારો ભડ હોવો જોઇએ

હવે, તીર્થંકર મહારાજનો ઉતારો ઉદ્યાનમા છે એ સાંભળી લોકોનાં ટોળેટોળા ત્યા ઊભરાવા લાગ્યાં શ્રોતાઓને સબોધના પ્રભુજીએ કહ્યુ, કે "હે જીવો! સ્ત્રી, કુટુબ-પરિવાર તમને કોઇ આપતુ નથી કારણ કાયા, કુટુબ, કચન, કામિની અને કીર્તિ—આ પાંચ કકારની દેવાળિયાની પેઢી છે, સદ્ધર પેઢી નથી સદ્ધર પેઢી તો આ કકારમાંથી છૂટો તો જ મળે હે ભાઇઓ, તમને સ્ત્રી, ધન, કુટુબ વગેરે તમારા પુણ્યોદયે મળેલ છે જો તમે પુણ્ય કર્યું ન હોય તો આ યક્ષ શુ, તેત્રીસ કરોડ દેવતાઓ પણ સુખ આપી શકે તેમ નથી જેવું વાવશો તેવું લણશો માટે સમજો અને પુરાણી ઊધી માન્ય-

તાને છોડો. જેને પાપ-પુણ્યમાં શ્રદ્ધા નથી તેને આત્મામાં પણ શ્રદ્ધા નથી હોતી. એક વખતે બે બાઈઓ આ યક્ષની પાસે સંતાન માટે-અર્થાત્ હવે-જો પાપપુણ્ય જેવું કંઈ જ ન હોય તો બન્નેને સરખું જ મળે ને! (પૂજાની સામગ્રી હાથમાં લઈ બન્ને ભીના કપડે યક્ષની આરાધના) કરે છે પણ દેવ પાસે દીકરા ક્યાં છે કે એ આપે? પણ એક બાઈના પૂર્વ કર્મના ઉદયે સંતતિનો અંતરાય તૂટેલો એટલે તે ફળવતી બની પણ બીજીએ આખી જિંદગી ટાબરી કરી છતાં હતી તેવી ને તેવી જ વંધ્યા રહી. આમ કેમ? બન્નેની ક્રિયા શ્રદ્ધા, પૂજા સરખી છે, છતાં ફળમાં ફેરફાર શા માટે? સાચી વાત તો ભાગ્યની છે ભાગ્યમાં ન હોય તો દેવ પણ શું કરી શકે! બીજો મને આપે છે એ માન્યતા ખોટી છે જેવા તમે પાપ-પુણ્ય કર્યાં હશે તેવા જ દુઃખ-સુખ તમને મળવાના. જે દેવ તમારી પાસે દિવેટ, તેલ નૈવેદ્ય વગેરે માગે તે તમને શું આપવાનો હતો? માટે ખોટા દેવ ખોટા ગુરુ અને ખોટા ધર્મને છોડી દો. જનતાને આ ત્રણે ખોટી માન્યતાઓમાંથી છોડાવવા માટે તો ભગવાનનો ઉતારો ત્યાં થયો હતો હવે એ ભગવાન કેવા છે તે જોઈએ. સંપૂર્ણ જ્ઞાન દર્શન અને ચારિત્રના અધિકારી છે અઢાર દોષ રહિત અને બાર ગુણે કરી સહિત છે તીર્થંકર ભગવાન ચોત્રીસ અતિશયવાળા અને પાંત્રીસ પ્રકારની વાણીની સમૃદ્ધિવાળા છે તીર્થંકર અને કેવલીમાં ફરક શું? બન્નેમાં ભાવ ઋદ્ધિ તો સરખી જ છે પણ દ્રવ્ય ઋદ્ધિમાં જ ફેર છે ત્રણે કાળમાં દેવ, ગુરુ અને ધર્મની શ્રદ્ધા વિના તરી શકાય તેમ નથી.

માટે તો કહ્યુ છે, કે 'सद्धा परम दुल्लहा' શ્રદ્ધા પરમ દુર્લભ છે શ્રદ્ધા વગર કોઈ જીવ તર્યો નથી, તરતો નથી અને તરશે પણ નહિ તારકની સાચી ઓળખાણ કરી લેવી જરૂરી છે દ્રવ્યે તો ઘણાને મહાવીર નામ અપાય છે, પણ એ મહાવીરની વદના, પૂજા થાય ખરી? નહિ જ માટે ભાવ લાવો ભાવ વિના તો આ આત્મા રખડ્યો છે, માટે જેનામા અઢાર દોષ નથી તેને વદો, પૂજો આપણે જેને દેવ માનીએ તે અજ્ઞાની ન હોવા જોઇએ એ તો સપૂર્ણ જ્ઞાની હોય એનામા ન રતિ હોય કે ન દ્વેષ કોઇ કુહાડેથી પ્રહાર કરે તોય તેના પર દ્વેષ ન કરે અને કોઇ ચદનના લેપ કરે તો ય તેના પર રાગ ન કરે એ દેવાધિદેવે નિદ્રાનો નાશ કર્યો છે, હિંસા, અસત્ય, ચોરી, પ્રાણવધ વગેરેનો નાશ કર્યો છે એ દેવાધિદેવ કોઇ દિવસ કોઈની ઠેકડી ન કરે એવા દેવાધિદેવને તમે માનો, વદો અને પૂજો આત્મનિરીક્ષણ કરીને જુઓ કે તમારા વદન, પૂજન અને માન્યતામા કેટલા દોષ છે? અવળી દિશાને છોડી સવળી દિશાએ વળો જો તમારે તરવુ હોય તો પહેલે ધડાકે જ ઘરમાથી મિથ્યાત્વને કાઢવુ પડશે એ મિથ્યાત્વને કાઢવા માટે તો આ નગરીમા પધારવાનુ થયુ હતું

---

## વ્યાખ્યાન ૫ મું

[ગુરુવાર અષાડ શુદ ૧૧]

### ભાવની આરાધના કરો

સિદ્ધાંત એટલે ત્રણે કાળમાં સિદ્ધ થયેલી વસ્તુ બાર ઉપાંગમાથી રાયપસેણી સૂત્ર ચાલી રહ્યું છે એમા રાજા પરદેશીનો અધિકાર છે ભગવાન મહાવીર સ્વામી એક ગામથી બીજે ગામ વિચરતા વિચરતા આમલકપા નગરીના આમ્રશાલ નામના ઉદ્યાનમા પધાર્યા છે ભગવાનના બે ચરણો જ્યા જ્યા ધરતીને સ્પર્શતા ત્યાં ત્યા પરમ શાન્તિ થઈ જતી જ્યા જ્યા ભગવાનનો ચરણપાત થતો ત્યા ત્યા અહિંસા, સત્ય, અસ્તેય અને બ્રહ્મચર્યનું તેજ ઝળહળી ઉઠતું ભગવાનનું આગમન જીવોની શાન્તિ કાજે છે ભગવાન પાસે બે ચરણ છે, એક દ્રવ્યચરણ અને બીજુ ભાવચરણ દ્રવ્ય ચરણ તે ભગવાનના બે પગ છે અને ભાવચરણ તે ભગવાનના જ્ઞાન અને ચારિત્ર જ્યા વીતરાગના દ્રવ્યચરણ પડતા ત્યા જીવોને પરમ શાંતિનો અનુભવ થતો તો જ્યા ભાવચરણ સ્પર્શે ત્યા ભવના ભુક્કા ન ઉડે તો બીજુ થાય શું? એક ભક્ત ભગવાનને કહે છે કે—

> તુજ ચરણયુગનો દીવડો રૂડો હૃદયમાં રાખજે—
> અજ્ઞાનમય અંધારનો આવાસ તુરત બાળજે,
> તદ્રૂપ થઈ તે દીવડે હું સ્થિર થઈ નિત જોયતો,
> તુજચરણયુગ્મની રજમહીં હું પ્રેમથી નિત ન્હાતો

હે ભગવન્! તમારા ચરણુકમળનો દીવડો જ અમારા હૃદયમંદિરમાં સદાય સળગતો રહો એ કોઇ દિવસ બુઝાય નહિ એ દીવડાના પ્રકાશથી હૃદયનો અંધકાર દૂર થશે. અંધકારમાં તમે ખૂબ રહ્યા, પ્રકાશમાં આવવુ હોય તો વીર-વાણીનો દીવડો હાથમા લો તમારી આત્મજ્યોત જરૂર પ્રગટશે. સાભળો, એક વાત કહું. એક જન્માંધ હતો. કોઈ પુરુષે તેને કહ્યુ, કે આ દીવાસળીની પેટી છે દીવાસળી ઘસીશ તો પ્રકાશ થશે જન્માધે સળી પછી સળી ઘસતા ઘસતાં આખી પેટી ખલાસ કરી, પણ પ્રકાશ ન થયો કારણકે, તે સળીના ઉધા છેડાને જ ઘસ્યા કરતો હતો જ્યાં ગંધક ન હોય ત્યા ઘસઘસ કર્યે શુ વળે? મહેનત ફોગટમા જ જાય ને! જન્માધ તો એક ભવનો આધળો પણ અજ્ઞાની તો ભવોથી આધળો છે. મિથ્યાત્વની મોહિનીથી તમારા ભાવચક્ષુ બંધ થઇ ગયાં છે સાચી જગ્યાએ સ્પર્શ થતો જ નથી અનંત કાળથી ખોટા ગુરુ, ખોટા દેવ અને ખોટા ધર્મની સાથે જ સંઘર્ષણ કર્યા કર્યુ છે, માટે જ્યોત પ્રગટ થતી નથી અને થાય પણ કયાથી? જે વર્તાવ સગી મા સાથે રાખવો જોઇએ તે ઓરમાન મા સાથે રાખી રહ્યા છીએ. તો પછી જ્યોતિ કયાથી પ્રાપ્ત થાય? ધર્મ એ સગી મા, આઠ પ્રવચન એ સગી મા અને તમારા ભૌતિક અને પૌદ્ગલિક સુખો તે ઓરમાન મા પણ તમે તો ચશ્મા જ ઊંધા ચડાવ્યા છે જે વર્તન સગી મા પ્રત્યે રાખવું જોઇએ તે ઓરમાન પ્રત્યે રાખી રહ્યા છો માટે સમજો આ શુ પીરસાય છે? ઘીથી લસલસતું ચૂરમુ. ચૂરમુ તો સહુને ભાવે, પણ એના કરતા ય વધારે સ્વાદવાળુ અધિકાધિક ઘી

નાખીને વીરવાણીનું ચૂરણ પીરસીએ છીએ. ખાશો તો ખબર પડશે. એમ જ્યોતિ પેદા કરે તેને જ જાહેર થાય. તમારે પણ જાહેર કરવી છે ને ? તો ભગવાનને પ્રાર્થના કરો "હે પ્રભુ ! અનંત કાળથી જન્માંધ-અંધ બની મેં આ જ કામ કર્યું છે તેથી જ્યોત પ્રગટી નથી. તમારા ભાવચરણમાં હું મારા ચિત્તને સ્થિર કરીશ તમારા ચરણયુગ્મની રજ ભક્તિ હું નિત્ય ચૂમતો રહીશ. જે ભગવાનના ચરણમાં ઝૂક્યા તે સંસારસાગરને તરી ગયા ગૌતમ સ્વામી નમસ્કાર કરી ભગવાનને પૂછે છે, કે હે ભગવાન ! તરવાના માર્ગ કેટલા છે ?" પ્રભુએ કહ્યું કે, 'હે શિષ્ય, તરવાના બે માર્ગ છે જ્ઞાન અને ક્રિયા. એકલા જ્ઞાનથી પણ ન તરાય તેમ એકલી ક્રિયાથી પણ ન તરાય દરિયાપાર ના ગામે જવું હોય તો જેમ હોડીનો આશ્રય લેવો પડે છે, તેમ સંસાર રૂપી સમુદ્રને પાર કરવા માટે ધર્મરૂપી હોડીનો આશ્રય લેવો પડે ભગવાનને નાથ મનાવ્યા છે ભગવાનને મંગળ માન્યા છે મંગળ એટલે શું તે જાણો છો ? પાપનો નાશ કરે તે મંગળ. આપણા અર્હન્ત કેવા છે ? જેનું સ્મરણ કરતા, રટણ કરતાં જીવોના કર્મોનો નાશ થઈ જાય ભગવાનનું સ્મરણ કરવું, પંચપરમેષ્ઠીની માળા ફેરવવી, ધ્યાન ધરવું અને ભગવાન સ્વાધ્યાય કહે છે તે સ્વાધ્યાય કરવાથી શો લાભ થાય ? ગૌતમ સ્વામીના આ પ્રશ્નનો ઉત્તર આપતા ઉત્તરાધ્યયન સૂત્રના ઓગણત્રીસમા અધ્યાયમાં શ્રી વીર પ્રભુ કહે છે, કે "તેથી જ્ઞાનાવરણીય કર્મનો નાશ થાય હે મુમુક્ષુઓ ! તમારા માતા-પિતા કોઈ પણ અંત સમયે તમને બચાવી શકે તેમ નથી.

માતા પિતા ને કુટુંબ કબીલો, અંત સમે કોઇ ના બચાવે,
આવો પ્રભુ સાંજ સવારે, અંતરથી ભક્ત પુકારે

હે પ્રભુ ! માતાપિતા, કુટુંબ–કબીલો કોઈ મને બચાવે તેમ નથી, માટે આપ હૃદયમંદિરમાં પધારો, એમ સાચા ભાવથી ભક્ત જો પોકાર કરે, તો તેના હૃદયમાં ધર્મની જ્યોત પ્રગટ થાય. સિદ્ધ સાધુ અને કેવળીનો બતાવેલો ધર્મ અમારે શરણભૂત, બાકી બીજુ બધું છાંડવા જેવું આવી પ્રતીતિ થાય ત્યારે જ મુક્તિના દ્વાર ખુલે

એક કવિ કહે છે, કે

જેણે અરિહંતનુ નામ ન જાણ્યું,
તેણે જનેતાનુ દૂધ લજાવ્યું

જેણે પ્રભુના નામને જાણ્યુ નથી, મહત્ત્વ આપ્યુ નથી, તેણે તો પોતાની માતાનુ દૂધ લજાવ્યુ છે. તમે અરિહંત ભગવાનના બાર ગુણોને જાણો તો છો ને ? કયા કયા ?

**अशोकवृक्ष सुरपुष्पवृष्टिर्दिव्यो ध्वनिश्चामरमासनं च ।**
**भामण्डलं दुन्दुभिरातपत्रं, सत्प्रातिहार्याणि जिनेश्वराणाम् ॥**

આ તો ભગવાનના દ્રવ્ય ગુણ છે, ત્યારે ભગવાનના ભાવ ગુણ કયા ? ગુણ કોઈ દિવસ ગુણીથી જુદો ન પડે. ભગવાનના ભાવ ગુણને આપણે નમસ્કાર કરીએ છીએ. આપણે ભગવાનના સમોસરણ કે ચામરને નમતા કે પૂજતાં નથી, પણ આપણે તો ભગવાનના ભાવ ગુણોને પૂજીએ છીએ એક મોહનીય કર્મનો જ્યારે જિનરાજ નાશ કરે છે ત્યારે ભગવાનને પાચ ગુણ પ્રગટે છે એ પાચ ગુણો કયા ?

ચિત્તને સ્થિર કર્યા વિના આ વાત મગજમા ઊતરે તેમ નથી માટે ધ્યાનથી સાંભળજો ભગવાના ગુણ ગવાય છે પહેલો ગુણ તે ક્ષાયક સમકીત, બીજો ગુણ યથાખ્યાત ચારિત્ર, ત્રીજો ગુણ અવેદીપણુ, ચોથો ગુણ અકષાયપણુ, અને પાચમો ગુણ અનત સુખ. આ પાચ ગુણો જ્યારે મોહનીય કર્મનો નાશ થાય ત્યારે પ્રગટે છે જ્યારે કેવળી ભગવાન અતરાય કર્મનો ક્ષય કરે છે ત્યારે આ પાચ ગુણો પ્રગટ થાય છે પહેલો ગુણ અનત દાન લબ્ધિ, બીજો ગુણ અનત લાભ લબ્ધિ, ત્રીજો ગુણ અનત ભોગ લબ્ધિ ચોથો ગુણ અનત ઉપભોગ લબ્ધિ અને પાચમો ગુણ અનત વીર્ય લબ્ધિ. જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થાય ત્યારે કેવળ જ્ઞાન પ્રાપ્ત થાય અને દર્શનાવરણીય કર્મનો ક્ષય થાય ત્યારે કેવળ દર્શન પ્રાપ્ત થાય. આપણે એ ગુણોના જ પૂજારી છીએ માટે આનદ ઘનજી બોલ્યા છે કે—

નામ અધ્યાત્મ સ્થાપના અધ્યાત્મ દ્રવ્ય અધ્યાત્મ છડો રે,
ભાવ અધ્યાત્મ નિજ ગુણ સાધે તે વસુ રઢ મડો રે

નામ, સ્થાપના અને દ્રવ્ય એ તો જાણવા યોગ્ય છે, માટે તેને છોડો અને ભાવ અધ્યાત્મ નિજ ગુણને સાધનાર છે માટે તમારે એ નિજ ગુણને પ્રાપ્ત કરવા હોય તો ભગવાને જે ગુણો પ્રાપ્ત કર્યા છે તેને આદરો પૂજો તેમા તમારી રઢ માંડો લગની લગાડો બહારના ગુણોના રગમા ન રગાઓ પણ ભગવાનના ભાવ ગુણોમા રગાઓ. ભગવાનના નિજ ગુણમા નહિ જ રગાઈએ તો આપણામા પ્રકાશ નહિ પ્રગટે આપણે અરિહતને નામ, સ્થાપના અને દ્રવ્યે તો જાણવાજોગ

જાણ્યા છે, પણ ભાવે તો આપણે અરિહંતને માન્યા છે. હોડીના હાકનારે કોઈ ખલાસી રાખ્યો છે ?

**દૃષ્ટાંત**—એક વખત એક શેઠ હોડકામાં બેસીને સામે પાર જાય છે ત્યારે ખલાસીને પ્રવાસી શેઠ પૂછે છે, કે "ભાઈ ! ઘડિયાળમાં કેટલા વાગ્યા છે ? " ખલાસી કહે છે, કે "હું તો હોડી હંકારી જાણું મારે ઘડિયાળનું શું કામ ? " શેઠ કહે છે, કે "તો તારી પા જિંદગી નકામી ગઈ. " થોડુંક ગયા પછી ફરીથી શેઠ પૂછે છે, કે "કંઇ ભણ્યો, ગણ્યો છે કે નહિ ? " ખલાસી જવાબ આપે છે, કે "શેઠ ! અમારે વળી ભણવું ગણવું કેવુ ? " શેઠ કહે છે, કે "તારી અર્ધી જિંદગી નકામી ગઇ " ફરીથી શેઠ પૂછે છે, કે "બાયડી-છોકરા તો છે ને ! " ખલાસી બોલ્યો, "શેઠ, સવારથી સાંજ સુધી મહેનત કરુ ત્યારે માંડ દસ-બાર આના મળે એટલામા બાયડી-છોકરાના ફંદ કયા ઊભા કરુ ! " ત્યારે શેઠ બોલ્યા, "હાય, તારી પોણી જિંદગી નકામી ગઈ " એવામા એક સખત વાવાઝોડું આવ્યુ હોડકુ પાણીમાં ડૂબકીઓ ખાવા લાગ્યુ ખારવો કહે છે, કે "શેઠ ! તરતા તો આવડે છે ને ! " શેઠ ગભરાઇને જવાબ આપે છે, કે "ના, ભાઇ ! " ત્યારે ખારવો બોલ્યો, કે "શેઠ મારી તો ભલે પોણી જિંદગી નકામી ગઇ, પણ તમારી તો આખી જિંદગી નકામી ગઈ ! " શેઠ કહે છે, કે "મને બધુ આવડે છે, પણ તરતા આવડતુ નથી " એમ અહીં બેઠેલા બધા આ શેઠો કહે છે, કે "અમને બધુ આવડે છે, પણ તરતા નથી આવડતું. " પેલો શેઠ તો સમુદ્રમા ડૂબી ગયો. એનો તો

એક જ ભવ બગડ્યો. પણ તમારા તો કેટલા ભવ એળે ગયા છે તેની કંઈ ખબર છે ! આ નાવિક સંસારસાગરમાં ડૂબતી હોડીને તરવા અહીં આવેલ છે નાવિક થોડું ભણેલ હતો અને તમે ઘણું ભણ્યા હશો. પણ તરતાં નહિ આવડતું હોય તો ડૂબી જશો. માટે જો તમારે ડૂબવું ન હોય તો આવી જાઓ. વ્યાખ્યાન સાંભળીને તેના વખાણ કર્યે કંઈ વળવાનું નથી. અમલમાં મૂકશો તો જ તરશો માટે સમજણપૂર્વક ચારિત્રમાં આવવું જ પડશે. જે ચારિત્રનો નિષેધ કરે છે, તે આત્મકલ્યાણ કરી શકતો નથી.

ભવ્ય જીવોનું કલ્યાણ કરનાર ભગવાન આ ઉદ્યાનમાં પધાર્યા છે આ વાત વાયુવેગે નગરમાં પ્રસરી ગઈ કામકાજ પડતા મૂકીને લોકોના ટોળેટોળા આ ઉદ્યાનમાં ઊભરાવા લાગ્યાં.



## વ્યાખ્યાન ૬ ઠું

[શુક્રવાર, અષાડ શુદ ૧૨]

## ભગવાન મહાવીરનું આમ્રશાલ ઉદ્યાનમાં આગમન

**उड्ढं अहेयं तिरियं दिसासु, तसा य जे थावर जे य पाणा।**
**से णिच्चणिच्चेहि समिक्ख पन्ने, दीवे व धम्मं समियं उदाहु ॥**

એવી અમુલ્ય વાણીના સભળાવનારા ત્રિકાળનાથ ભગવાન મહાવીરદેવ અબશાલ નામના ઉદ્યાનમા પધાર્યા છે એ ભગવાનની સ્તુતિ કરતા કહે છે, કે "**उड्ढं अहेयं तिरियं दिसासु** ઊચી, નીચી અને તિરછી દિશાઓને વિષે જે જે જગ્યાએ **तसा य जे थावर जे य पाणा** ત્રસ જીવો અને સ્થાવર જીવો આ લોકની અદર રહેલા છે તે સર્વ જીવો કેવા છે ? તે જીવો શરીર પર્યાયમા છે તે અપેક્ષાએ અનિત્ય છે આત્મસ્વરૂપે દ્રવ્યની અપેક્ષાએ નિત્ય છે હે આત્માઓ ! તમે દ્રવ્ય અપેક્ષાએ નિત્ય છો અને પર્યાય અપેક્ષાએ અનિત્ય છો તમે પર્યાયમા સર્વ માનીને બેઠા છો તે તમારી ગભીર ભૂલ છે જે અનિત્ય છે તે નાશવત છે અને જે નિત્ય છે તે શાશ્વત છે જો કોઇ શાશ્વત રહેવાવાળુ હોય તો તે તમારો આત્મા છે એ આત્માને શાશ્વત સુખનો ભોક્તા બનાવવો હોય તો દીપ સમા ધર્મને અગીકાર કરો જગતના જીવોના હિત કાજે ભગવાને દેદીપ્યમાન ધર્મ બતાવ્યો છે હિતનો

માર્ગ બતાવનાર તીર્થંકર ભગવાન જે ઉદ્યાનમાં પધાર્યા છે તે ઉદ્યાનને, તે નગરને ધન્ય છે અહો! પ્રભુની એ દિવ્ય વાણી જેણે સાભળી તેને પણ ધન્ય છે તે શ્રાવકોને પણ ધન્ય છે જેમણે એ વાણી સાંભળી વિરતિધર્મ સ્વીકાર્યો. આ વખતે કોઈએ આવીને શ્વેત રાજાને વધામણી આપી, કે ભગવાન ઉદ્યાનમા પધાર્યા છે રાજાને થયુ, કેટલાવ, રાણીને વધાઈ આપુ રાણી વિચારે છે કે 'આજે રાજાને થયુ છે શુ! શુ કોઈને ઘેર પુત્રજન્મ થયો છે? અરે, આટલો હર્ષ શાને? અરે તમારી અંદર બેઠેલી તમારી સુમતિ રાણીને બોલાવોને આ બહારની રાણી રિસાય તો બહુ બહુ એકાદ બે ટંક ખાવાનું ન આપે, પણ આ સુમતિ રાણી રિસાય તો બધુ બગાડી નાખશે. તમને કુમતિ રાણીએ કામણ કીધા છે મોહની મદિરા પાઈ ભાન ભુલાવી દીધુ છે હે આત્માઓ તમારી કુમતિ રાણીને સમજાવીને સુમતિને વરો કુમતિથી તમને મોક્ષલક્ષ્મી નહિ વરે, માટે કુમતિને કાઢો. પણ કાઢવી કેવી રીતે? કુમતિ એટલે અવળી બુદ્ધિ તે તમને ધર્મ નહિં કરવા દે જ્ઞાન, દર્શન અને ચારિત્રમા નહિ જોડાવા દે તમારા દેહનું રક્ષણ કરનાર તો ઘણા મળ્યા પણ આત્માનુ રક્ષણ કરનાર હજી સુધી કોઈ મળ્યુ નથી માટે છે છેડી આપો. ભગવાનને જે વરે છે તે સુમતિનો છેડો પકડ્યા પછી છોડે જ નહિ. શ્વેત રાજા રાણીને કહે છે કે "ઊઠો ઊઠો '! રાણી પૂછે છે કે 'આજે છે શુ છે?' રાજા કહે છે કે "રાણી! તરણતારણ સફરી જહાજ જેવા પ્રભુ પધાર્યા છે " આ સાભળીને રાણીનાં રોમેરોમ પ્રફુલ્લિત થઈ ગયાં સમજો.

દીવો છે એમા દિવેટ પણ મૂકેલી છે, પણ તેલ પૂરીને તમે જો સળગાવશો નહિ, તો તે પ્રકાશ આપશે ? દીવો છે, દિવેટ પણ છે, તેલ પણ છે, પણ દિવાસળી ન હોય તો તે પ્રકાશ આપશે ? ભગવાનના તત્ત્વજ્ઞાનની જ્યોત તો હમેશાં ઝળહળે છે પણ તમારા આત્મારૂપી કોડિયામા તેલ ન હોય, તો જ્ઞાનરૂપી જ્યોત અમે પ્રકટાવી શકીએ ? તમારા હૃદયરૂપી કોડિયામાં સ્થિરતારૂપી દિવેટ જોઈએ તો જ આત્મામા જ્યોતિ પ્રગટે શ્વેત રાજા કહે છે, કે "હે રાણી, હવે આપણને સહેજ પણ પ્રમાદ કરવો પાલવે તેમ નથી " ધર્મી જીવો પહેલુ કામ ધર્મનુ કરે જ્યારે ભરત મહારાજ છ ખંડ સાધવા જાય છે ત્યારે આયુધશાળામા ચક્ર રત્ન ઉત્પન્ન થાય છે ચક્રરત્નની દોરવણી પ્રમાણે તે જાય છે જે છ ખડને સાધ તેણે તેર અઠ્ઠમ કરવા પડે તિમિસ ગુફાનો દરવાજો ઉઘાડતાં કૃતમાલ અને નૃતમાલ દેવોને સાધ્યા વિના ખડને ન સધાય. ગગા કે સિધુ નદી પાર કરવાની હોય, તો ય અઠ્ઠમ કરવા પડે સુખસેન નામનો સેનાપતિ પણ અઠ્ઠમ કરે છે તિમિસ ગુફાનુ બારણુ ઉઘડયા પછી અદર પ્રવેશ કરે છે બહાર નીકળતા બે મોટી નદીઓ પાર કરવી પડે છે આ બે નદીઓ છે –ઉમકજલા અને નિમકજલા ઉમકજલા નદી કાટા, કાકરા વગેરેને ઘૂમરી ખવડાવી બહાર ફેંકી દે છે, જ્યારે નિમકજલા નદી એ બધાને તળિયે ડુબાવી દે છે જગતમા પણ ઉમકજલા અને નિમકજલા જેવા બે પ્રકારના જીવો છે ઉમકજલા જેવા જીવો ગમે તેવા પ્રલોભનોને ઘૂમરી ખવડાવીને સસારને તળિયે ડુબાવી દે છે. ભરત રાજાને એકી સાથે ત્રણ વધાઈ આવી.

પહેલી વધાઈ આયુધશાળામા ચક્રરત્ન ઉત્પન્ન થયુ તેની. બીજી ભગવાન ઋષભદેવ પધારવાની અને ત્રીજી પૌત્રજન્મની, હવે આ ત્રણમાથી કોનો ઉત્સવ પહેલા કરવો? ભરત રાજા તો ચરમશરીરી છે પોતે જ ઉકેલ કાઢે છે ચક્રરત્ન અને પુત્રરત્ન એ તો આ લોકની જ લીલા છે

પહેલી વધામણી ભગવાનના દર્શન કરવાની દરેકે લઈ લેવી જોઇએ. ક્યા તમારી માન્યતા અને ક્યા ભરત મહારાજની માન્યતા? ચક્રરત્ન પડ્યુ રહ્યુ ભરત મહારાજ કહે છે કે "માડી! ઉઠો"

ઉઠો ઉઠો મન જાગો જાગો અવસર આજ આવ્યા છે
ઝળહળ ઝળહળ જ્યોતિ ઝગે, એવા પ્રભુજી આવ્યા છે

'હે માતાજી! તમે દરરોજ સતાપ કરતા હતા, કે મારો દીકરો રીખવો ભૂખે મરતો હશે, ટાઢમા થરથર ધ્રૂજતો હશે. મારો રીખવો ગયો તે ગયો જ, પાછો કોઈ દિવસ દીઠો નથી, તો એક વાર એનું મોઢુ મને બતાવે તો ખરો! હે માતાજી! ભગવાન ઋષભદેવને ઉત્કૃષ્ટ એવું કેવળ જ્ઞાન થયું છે ચાલો, એમના દર્શન કરી પાવન થઈએ.' હવે તમારા બધાયની વાત લઇએ. ધારો કે તમને પૌત્રજન્મની વધાઇ આવી, બીજી આવી પાચ લાખ રૂપિયા મળવાની અને ત્રીજી આવી વીતરાગ સતના તમારે આગણે થયેલા આગમનની. તમે તો પહેલા રૂપિયા મેળવવામા જ મશગૂલ બની જશો. બીજી બે વધાઈઓને લાખોની વાતોમા ભૂલી જશો. બધુઓ! મને તો તમારુ શુ થશે તેની ચિંતા લાગી છે એ દીકરો

મોઢો આવે તો માતા ફિકર કરશે, પણ આત્માની ફિકર કોણ કરે છે ? એની ફિકર કરનાર કોઇ હોય તો તે સતમુનિજનો જ માટે સાચા માર્ગે આવો. ભરત મહારાજ જેવી સાહેબી તો તમને નથી ને ! અરે ? મારુદેવીએ કેટલાં પુણ્યો કર્યાં હશે ! પાસઠ હજાર પેઢીમા કોઇનુ દુખ જોયુ નથી, અને કોઇના કારણે તેમને રોવુ પણ પડ્યુ નથી એવું સાતાવેદનીય કર્મ બાધેલુ છે આવુ સાતાવેદનીય કર્મ ક્યાથી આવ્યુ ? કઇક પૂર્વ જન્મોના નવ નવ કોટિ હિસા આદિના પચ્ચખાણથી (વર્જનથી), પચ મહાવ્રતના અગીકારથી, કરોડ કરોડ યમ-નિયમોના પાલનથી અને નિર્જરા કરવાથી તમારે તો 'લડુ ભી ખાના ઔર મોક્ષ ભી જાના' જેવુ કરવું છે. આ ધર્મ તો શાહુકારનો છે. જો દેવાળિયા બનીને આવશો તો બધુ બગડી જશે. માટે શાહુકાર બનીને આવો ભરત મહારાજ બધાયને સાથે લઈને ગયા એમણે પહેલુ કામ ધર્મનુ કર્યું, પછી સસારનુ હે મુમુક્ષુઓ ! તમારે પણ ભરત મહારાજ જેમ વર્તવુ જોઇએ. ધર્મની શ્રદ્ધા વિષે દૃષ્ટાન્ત આપુ છુ

**દૃષ્ટાંત**—ઉદયપુરમા પ્રેમચદજી નામે એક શેઠ રહેતા હતા. ચુસ્ત સ્થાનકવાસી હતા. ગુરૂની પાસેથી માત્ર ધર્મને નહિ તેના મર્મને પણ સારી પેઠે સમજ્યા હતા વગર વિચારે વચન ન ઉચરે. કોઈને ખોટું ન લાગે તેવી ભાષા બોલે સમયસૂચકતાથી, વિનયથી, નમ્રતાથી એ બધાયના પ્રિય થઇ પડ્યા પૈસેટકે તે સાધારણ સ્થિતિના હતા તે ગામનો રાજાનો પ્રધાન મરી ગયો પ્રધાનપદ કોને આપવુ તે વિષે

રાજા ને લોકો વિચાર કરવા લાગ્યા બધા એક અવાજે બોલી ઊઠયા, કે 'પ્રેમચંદજીને પ્રધાન બનાવો તો પ્રજા સુખી થશે' રાજાએ પ્રેમચંદજીને બોલાવ્યા અને કહ્યુ કે 'પ્રધાનપદ સ્વીકારો' પ્રેમચંદજીએ કંઈ જવાબ ન આપ્યો બીજી વાર કહ્યું તો ય નિરુત્તર. ત્યારે રાજાએ ત્રીજી વાર કહ્યું ત્યારે જ કહ્યુ "મહારાજ, વિચાર કરવા માટે મને એક રાતની મુદત આપો." તેમનો સંતોષ જોઇ બધા પ્રસન્ન થયા આવા સંતોષી પ્રધાન હોય તો પ્રજા સુખી થાય. બીજે દિવસે રાજાએ તેમને પાછા બોલાવ્યા તેમણે શો જવાબ આપ્યો તે જાણો છો ? તમારી જેમ શુ તેણે પગારની વાત કરી ? ના, ના, તેમણે તો કહ્યું, "મહારાજ ! તમે મારા ધણી છો તેની ના નહિ, પણ મારા ખરા ધણી તો ભગવાન છે એક શરતે હુ તમારુ પ્રધાનપદ સ્વીકારુ રાજાએ કહ્યુ "બોલો શી શરત છે?" તેણે કહ્યું, સવારમા ઊઠીને પ્રતિક્રમણ કરવુ અને ધર્મગુરૂ આવે ત્યારે વ્યાખ્યાન સાભળવા જવું તે સમયે તમારો સૂબો આવે તો ય મારાથી તમારુ કામ નહિ થઈ શકે વળી મારી કમાઈમાથી હુ અર્ધુ દાનમા આપુ છુ, ત્યારે પણ હુ તમારો નોકર નહિ.' જુઓ, શેઠને ધર્મ પર કેટલો અનન્ય પ્રેમ છે ? રાજા પ્રભાવિત થઇ ગયો તે વિચારવા લાગ્યો કે જો આ ધર્મને આટલો વફાદાર છે તો મારા રાજ્યને વફાદાર કેમ નહિ રહે ? પ્રેમચંદજીએ કહ્યું "ધર્મ કાર્યના સમય સિવાય બાકીનો માગશો તેટલો સમય તમારી સેવામા આપીશ. મારા આવ્યા પછી મારુ કામ જોજો મારાથી કોઈને દુ ખ થાય તેવુ કોઇ કામ નહિ થાય

અને પ્રધાનપદ સ્વીકાર્યા પછી કામગીરી પણ એવી બજાવી કે આજુબાજુના રાજાઓ પણ તેમને વશ થઇ ગયા બધાને એવા તો ધર્મરત કરી દીધા કે નોકરચાકર સુદ્ધા પંચનવકારમંત્ર ભણ્યા સિવાય અન્નનો એક દાણો પણ મોઢામાં ન નાખતા નિઃસ્વાર્થભાવે સેવા કરીને તે બધાના પ્રિય થઇ પડયા માટે ધર્મની વફાદારી સમજો.

ભરત રાજા માતાજીને હાથીની અંબાડીએ બેસાડીને લઇ જાય છે ઋષભદેવજી 'મા' કહી બોલાવતા નથી કોણ માતા અને કોણ પુત્ર ! સ્વાર્થનો જ સંસાર છે મારુદેવી પૂછે છે, "કયાં છે મારો લાલ ?" ભગવાન તો સમોસરણમાં બિરાજે છે દૂરથી તેમને જોતાં મા કહે છે, "આ મારો રીખવો ! હું તો એમ માનતી હતી, કે મારો ઋષભ ટાઢે–ભૂખે હેરાન થતો હશે, પણ આ શું ? એ કેવો શાંતિથી બેઠો છે ! કેવું દેદીપ્યમાન મુખડું છે ! હું તો ઋષભ, ઋષભ કરૂં છું, પણ આ તો ઊંચી આંખ કરી સામે પણ જોતો નથી અહો ! હું તો મારા સ્વાર્થને જ રડી રહી હતી, પણ પ્રભુ કેવા નિઃસ્વાર્થ છે! એ તો સ્વમાં જ લીન છે પરની વિભૂતિ તો તેમને સ્પર્શતી પણ નથી ખરેખર ! હું ભાન ભૂલી અને સ્વાર્થમાં અંધ બની " તો હે આત્મા ! તું પણ તારામાં જ સ્થિર થા સ્થિર થયા વિના તારા કર્મ કપાય તેમ નથી આ સ્થિરતા અને એકત્વ ભાવનાની વિચારણાએ માતાજી ક્ષપકશ્રેણીએ ચડયા આઠમે ગુણસ્થાનકે બે શ્રેણી મંડાય છે, એક ક્ષપકશ્રેણી અને બીજી ઉપશમશ્રેણી ક્ષપક શ્રેણીએ ચડેલા જીવો આઠમેથી નવમે ગુણસ્થાનકે આવે અને નવમેથી દસમે અને એમ કરતા બારમે સ્થાનકે જાય, એમને પડવાનો ભય જ નથી પણ ઉપશમ શ્રેણીએ

ચડેલા જીવો આઠમેથી નવમે અને નવમેથી દસમે અને દસમેથી અગિયારમે જાય ત્યા અંતર્મુહૂર્ત રહીને પડે એવામા જો કામ કરે તો અનુત્તર વિમાનમા જાય, નહિ તો પડીને દસમે આવે, અને ત્યાથી જો ઉત્કૃષ્ટ ભાવના આવે તો બારમે જાય અને નહિ તો જેમ દાદર ચડીને ટોચે ઉભેલો મનુષ્ય પગ લપસતા તળિયે આવીને પડે તેમ ક્રમે ક્રમે ગુણસ્થાનોને સ્પર્શ તો પહેલે ગુણસ્થાને આવીને ઊભો રહે । મારુદેવી માતાજી તો બારમે ગુણસ્થાને ચડી ગયા અને પછી ચાર ઘાતિકર્મનો ક્ષય કરી કેવળ જ્ઞાન અને કેવળ દર્શન પામ્યા. ભગવાનની પાસે હજી તો આવ્યા નથી ત્યા તદાવરણીય કર્મક્ષયે ત્રણ લોકને જાણવાનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થયુ ભરત મહારાજનું ચક્રરત્ન હજી ત્યા જ પડ્યુ છે ભરત મહારાજા ભગવાનના દર્શને આવ્યા છે કહેવાનું તાત્પર્ય એ છે કે—મહારાજાએ ધર્મની વધાઇ પહેલી લીધી, પાછળથી સંસારની, એમ તમે પણ પહેલાં ધર્મને આગળ કરો તો સુખી થશો

---

## વ્યાખ્યાન ૭ મુ

[ રવિવાર, અષાઢ શુદ ૧૪ ]

શ્રમણ ભગવંત શ્રી મહાવીરે સિદ્ધાંત પરૂપ્યા. રાયપસેણી સૂત્રનો અધિકાર ચાલી રહ્યો છે

ભગવાન સુધર્મા સ્વામી કહે છે, કે "હે જંબુ ! મારા તારકદેવ આમલકપા નગરીમા પધાર્યા છે બીજા દેવો તો અનેક

પ્રકારની ભાવનાવાળા હોય છે, પણ શ્રમણ ભગવાન મહાવીર તો સયમ અને તપ વડે આત્માનુ દમન કરતા વિચરી રહ્યા છે જૂઓ તો ખરા, ભગવાન કેટલી દિવ્યતા બતાવે છે! અપ્રતિબધ વિહારી ભગવાનને કોઇ ગામ, નગર કે ચક્રવર્તિનુ બધન ન હતું જેમનુ નામ અને ગોત્ર સાભળવાથી પરમ કલ્યાણ થાય છે એવા ભગવાનની પાસે જવાથી, તેમની અમૃત જેવી વાણી સાભળવાથી પરમ કલ્યાણ થાય અને શકાનુ નિવારણ થાય તેમા કઈ નવાઇ નથી કલ્યાણમાદિરની ગાથામા કહ્યુ છે, કે—

आस्तामचिंत्य महिमा जिन संस्तवस्ते।
नामापि पाति भवतो भवतो जगन्ति॥
तीव्रातपोपहतपान्थजनान्निदाघे ।
प्रीणाति पद्मसरस सरसोऽनिलोऽपि ॥

હે નાથ! અત્યત મહિમાવાળુ આપનુ સ્તવન, કીર્તન તો દૂર રહ્યુ, માત્ર તમારૂ નામ લેવાથી જગતના જીવો ભવને પાર કરી જાય છે કોઇને શકા થાય કે નામના આટલા બધા મહિમાને અમે કેમ માની શકીએ? તો દૃષ્ટાન્તથી સમજાવે છે, કે 'ઉનાળાના પ્રખર તાપથી વ્યાકુળ થઈ ઊઠેલા પથિકને પદ્મસરોવરમાથી આવતો મીઠો પવન જેમ શાન્તિ આપે છે તેમ સસારના દુખોથી સતપ્ત થઇ ઊઠેલા જીવોને તમારૂ નામસ્મરણ નવુ ચેતન આપે છે આર્ય પુરુષનુ એક જ વચન કાનમા પડે તો શ્રેય થાય, તો પછી મહાન વિસ્તીર્ણ અર્થવાળુ પ્રવચન જે સાભળે તેને કેટલો લાભ થાય એ તમે જ વિચારી લેજો તમને ખબર તો છે, કે અર્જૂનમાળી દરરોજ સાત સાત જીવોની ઘાત કરતો પણ જેવો ભગવાનનો ભેટો થયો તેવો દિવ્યજીવનને પામી

ગયો એવી જ રીતે, ભાઈઓ ! આપણે ભગવાનની પાસે જઈએ, ધર્મનું શ્રવણ કરીએ, તો આપણું શ્રેય થશે - પણ તમે તો પૈસામાં જ શ્રેય માન્યું છે જૂઓ, ભોગ કુળના, ઉગ્ર કુળના રાજાઓ, શેઠિયાઓ વગેરે ભગવાનના દર્શન કરવા જાય છે કોઈ માત્ર કુતૂહલને ખાતર જાય છે, તો વળી કોઈક વંદન કરવા અને ઉપદેશ સાંભળવા કોઈક ધન લેવા તો કોઈક પુત્ર લેવા પ્રભુની પાસે જાય છે વીતરાગી સાધુની પાસે એવા આશયથી ન જવાય ભગવાનના દર્શન માટે લોકોના ટોળેટોળા ઊમટયા છે રાજા શ્વેત અને રાણી ધારણી પણ આવ્યા છે જેની પાસે પૈસો નથી, જે સાવ નિર્ધન છે, તેવાની પાસે અખૂટ સંપત્તિનો માલિક જાય છે તે જમાનો જૂદો હતો. તે કાળ ધર્મનો હતો. આજનો કાળ પૈસાનો છે લોકો લક્ષ્મીના દાસ બની ગયા છે પણ જે શાશ્વત લક્ષ્મી છે તેના અર્થી તમે તમારા દીકરા-દીકરીઓને બનાવતા નથી તે કેટલું શોચનીય છે ! આર્ય કુળમાં ઉત્પન્ન થવા છતાં કેટલાક પોતાની આખી જિંદગી અનાર્ય ચિંતામાં પસાર કરી દે છે અનાર્યની સોબત કરતા આજે આપણે લજવાતા નથી જેવી સોબત તેવી અસર જેવો આહાર તેવો ઓડકાર જેવો સંગ તેવો રંગ વગેરે કહેવતો ખોટી નથી જો ઘોડા અને ગધેડાને પાસે પાસે બાંધીએ તો ભલે વાન ન આવે પણ સાન તો જરૂર આવવાની તમે આર્ય કુળમાં ઉત્પન્ન થયા છો તો જાતવંત ઘોડાની પેઠે અસ્વારની આજ્ઞાએ ચાલો. તીર્થમાં રહેલા મુમુક્ષુએ વીતરાગની આજ્ઞા પ્રમાણે વર્તવું જોઈએ. એક વખતે એક રાજા સુંદર ઘોડો લાવ્યા રાત પડી ગઈ હતી એટલે રાજાએ નોકરને કહ્યું કે 'આ

જાતવંત ઘોડો છે માટે સારે ઠેકાણે બાંધજો" નોકરોએ સારી જગ્યાની શોધ કરી, પણ ક્યાંય સારી જગ્યા હાથ ન લાગી, એટલે એક રાતમાં શું બગડી જવાનું છે એમ વિચારી ઘોડાને ગધેડાની શાળામાં બાંધ્યો. રાતના ગધેડું તો શું ભૂકે, શું ભૂકે,, અને લાતો મારવાનો તો હિસાબ જ કોણ રાખવાનું હતું? ઘોડાએ પણ સંગ તેવો રંગ એ ન્યાયે આખી રાત હણહણાટ કર્યા કર્યો દિવસ ઊગ્યો રાજાને થયું, "લાવ, ઘોડા પર બેસીને જરા ફરી આવું" નોકરો ઘોડો લઈ આવ્યા માથે પલાણ નાખ્યું રાજા જ્યાં બેસવા જાય છે ત્યાં ઘોડાએ લાત મારી! રાજા વિચાર કરવા લાગ્યો, કે "આ લાત મારતાં ક્યાંથી શીખ્યો?" અમારા જાતવંત શ્રાવકો પણ જૈનદર્શનના નિયમોને લાત મારવા લાગ્યા છે, એટલે અમે પણ વિચારમાં પડી ગયા છીએ કે આ ક્યાંથી શીખ્યા? ભગવાનનો ત્યાગવાળો આર્ય ધર્મ સાંભળવો મૂકીને, સાધુ–સાધ્વીઓની જોગવાઇ પડતી મૂકીને, તમે તમારા દીકરા–દીકરીઓને યૂરોપ–અમેરિકા શા માટે મોકલો છો? શાળાએથી આવતા પાંચ મિનિટનું દીકરાને મોડું થાય તો કાળજૂં કપાઇ જાય છે, પણ યૂરોપ વગેરે પરદેશોમાં હોંશે હોંશે શા માટે મોકલો છો? જો ભણશે અને રળશે તો અમે સુખી થઇશું, એ આશાએ ને? પણ પરદેશમાં જઇને તમારાં સંતાનો આર્ય–સંસ્કૃતિને ભૂલી જાય છે તેની તમને ખબર છે? જ્યારથી આપણે આપણી સંસ્કૃતિને ભૂલ્યા છીએ ત્યારથી આપણો દેશ ગરીબીને પામ્યો છે જો પરદેશીનું અનુકરણ કરીશું તો દુ:ખી થઇશું આત્મા જડ એવા કર્મનું અનુકરણ કરી રહ્યો છે, માટે ચોરાશીના ફેરા ઊભા છે રાજા

નોકરને પૂછે છે–" બોલ, ભાતવત ઘોડે લાત મારતા કયાંથી શીખ્યો? જો સાચુ નહિ બોલ, તો ચામડું ઉતરી જશે." એ સત્યનુ આચરણ નહિ કરીએ તો આપણા પણ હાડકા છોતરા વેરાઈ જવાના. આ જિંદગી જીવન ઉજાળવા મળી છે પણ બગાડવા નથી મળી ત્યા કઈ નાચીબાના રાજ નથી, માટે જ્યા સુધી પુણ્યનો ઉદય છે, ત્યા સુધી જ બધુ છે એ જ્યારે ખૂટશે ત્યારે પાણી પાનાર પણ નહિ મળે. ત્રણ ખંડના સ્વામી એવા શ્રીકૃષ્ણને પણ કોઈ પાણી પાનાર ન મળ્યુ, માટે આત્માની લીલાને નિહાળો.

ઓ આતમ! તારી અપૂર્વ લીલા નીરખી આજ તો

હે આત્મા! તારી લીલા તો અપૂર્વ છે પણ તમે તો પરની લીલામા મશગૂલ છો. વર્તમાનના સુખમા ડૂબીને પડયા છો, પણ ભવિષ્યનો વિચાર કરો કયા ય ઠરવાનુ ઠામ નહિ મળે. પાપ અને પુણ્યની લીલા તો આ જીવે અનંતવાર ભોગવી, પણ હજી આત્માની લીલા નિહાળી નથી ભગવાન કહે છે કે એક ઘડી તો આત્માની લીલા નિહાળ! પરની લીલામા રમનારને આત્માની લીલાની કયાંથી ખબર હોય? એક ભાઈ નિત્ય જુવારનો રોટલો ખાતા તેનો મિત્ર તેને કહે કે તુ હરરોજ જુવારનો રોટલો ખાય છે તો આજે મારે ત્યા જમવા આવ. જમણામા દૂધપાક પૂરી રાઈતા, ચટણી વગેરે ખૂબ પીરસાણુ છે પણ જમનારને સ્વાદ આવતો નથી. મનમા કહે છે કે ' આમા મારા જુવારના રોટલા જેવો સ્વાદ નથી! જુવારના રોટલા ખાનારને દૂધપાકના સ્વાદની કયાંથી ખબર હોય? એમ જે આત્માઓ પાપ અને પુણ્યના ઉદયમા તલ્લીન

રહે છે, તે જુવારના રોટલા ખાનાર જેવા છે. માટે હવે દૂધપાક જમતાં શીખો આવતી કાલથી ચાર ચાર માસ સુધી દૂધપાક-પૂરી જમાડીશુ, માટે આવજો પણ તમારે થાળી વાટકા તો લાવવા પડશે ને? અમે તમને વીતરાગના જમણ પીરસીએ છીએ, પણ થાળીમા કાટ હશે તો સ્વાદિષ્ટ ભોજન પણ બેસ્વાદ બની જશે માટે મનરૂપી થાળી ચોખ્ખી કરીને લાવજો કે જેથી ભોજનનો સ્વાદ ન જાય આવતી કાલથી માડવડા રોપવાના છે તમે પણ દીકરા-દીકરીઓનો માડવો નાખો છો ત્યારે સગા-સબધીઓને નોતરો છો તેમ અમે પણ તમને સાગમટે નોતરુ આપીએ છીએ બધા અમારા માડવડે જમવા આવશો ને? આવતી કાલે પાખીનો દિવસ છે ચાતુર્માસમા વરસાદથી ઘણા જીવોની ઉત્પત્તિ થાય છે એવું સમજી વીરનો શ્રાવક હલનચલન ઓછુ કરે જેમ બને તેમ ગાડી-મોટરની ધમાલ શ્રાવક-શ્રાવિકા ઓછી કરે, કર્મબધ ઓછો થાય એ રીતે દરેક સેવકે વર્તવુ અહિ સાભળવા આવનારે 'અહિંસા પરમો ધર્મ'ના સૂત્રને ધ્યાનમા રાખી આશ્રવની ક્રિયા જેટલી બને તેટલી ઓછી કરવી પાખીના દિવસે સુવ્રતની ક્રિયા કરવી પર્વનુ આરાધન વીતરાગની આજ્ઞાનુસાર કરવુ જોઈએ

હવે મૂળ વાત પર આવીએ રાજા નોકર પર ગુસ્સે થયો બધુઓ! ક્ષમાનો ઉપદેશ સાભળી ઘેર જઈને નોકર-ચાકર કે સ્ત્રી ઉપર ગુસ્સો કરો તો સામાયિક અને ગુરુના સેવેલા પડખા લજવાય આજના યુવાનો કહે છે કે પાથરણું ફાટી ગયા છે માટે અમે ઉપાશ્રયમા નથી આવતા ધર્મ

કરનારને જે વખોડે છે તે ખોટું કરે છે વખોડવા કરતાં આપણે આપણી ભૂલ જોઈએ તે જ વધારે સારુ જે શ્રાવક સામાયિક, પૌષધ કરે છે તે સારુ છે પણ જ્યા સુધી શુદ્ધ ન થાય ત્યાં સુધી હું એ બધુ કરવાનો નથી એમ જે કહે છે તે ભગવાનની વાણીની, તીર્થંકર કેવળીના પ્રરૂપેલા ધર્મની આશાતના કરી રહ્યો છે આવા આત્મા ક્યાય શાન્તિ મેળવે તેમ નથી. માટે ધર્મની આશાતનાથી બચો. જે ભાઈઓ સામાયિકોને નિંદે છે તેમને અમારી વિનતિ છે કે સારાં સામાયિકો કરીને બતાવો. માટે જ ભગવાન કહે છે કે તુ તારી જાતને સભાળ. મોટા મોટા વ્યાખ્યાનો આપે પણ જો પોતાનુ આચરણ સારુ ન હોય તો છાપ ન પડે

આ વાતને દૃષ્ટાન્તથી સમજાવુ વડોદરાના મહારાજા કેળવણીના બહુ શોખીન હતા. ધર્મગુરુના વ્યાખ્યાનો હોય તો સાભળવા જાય. એક સમયે વિદ્યાર્થીઓને કેળવણી મળે એ ઉદ્દેશથી પ્રખર વક્તાઓ તથા પડિતોને વ્યાખ્યાન આપવા બોલાવ્યા. પાંચેક વક્તાઓ બોલી ગયા પછી છેલ્લે એક વક્તા ભાષણ આપવા ઊઠયા લોકો તેના ભાષણથી દગ થઈ ગયા. શુ જાદુ તેના ભાષણમાં! પણ બોલતા બોલતા વક્તાના નાક માથી પાણી ટપકવા લાગ્યુ નાક લૂછવા ખીસામાથી જેવો રૂમાલ બહાર કાઢયો કે તેવા જ બે ઈંડા બહાર કદીને નીચે પડ્યા હવે બનેલ એવુ કે આ ભાષણ કરનારને હરરોજ બે ઈંડા ખાવાની ટેવ. પણ આજે ખાવાની ફુરસદ ન મળેલી એટલે ઈંડા રૂમાલમા વીટીને ખીસામા જ પડેલા રૂમાલ કાઢતા ઈંડાની વાત યાદ ન રહી અને તેની ફજેતી થઈ ઈંડાને

પડતા જોઈ આખી સભા ચકિત થઇ ગઈ તે વખતે મહારાજ કહે છે, કે "જો હિંદુસ્તાનની પડતી થઈ હોય તો આવા વાણીવિલાસથી જ થઇ છે માટે સદાચારી બનો તો જ સંસારની શેરીઓમાં ભટકવાનું મટી જશે અગિયાર પ્રકૃતિનો ક્ષયોપશમ કરે તે જ ખરો શ્રાવક ભગવાન કહે છે, કે "મારો શ્રાવક કંદમૂળનો ખાનારો ન હોય, પરસ્ત્રીગામી ન હોય, રાત્રિ સમયે ભોજન કરનારો ન હોય" બંધુઓ! જો આખી જીંદગી સુધી રાત્રિભોજનનો ત્યાગ કરી શકતા ન હો, તોય અષાડ સુદ પૂનમથી કાર્તિક સુદ પૂનમ સુધીનો ત્યાગ જરૂર કરજો ભાઈઓ, આ દેહને પૂરી પૂરીને પૂર્યું લાખો કોઠીઓ ભરીને અનાજ ખાધું, તો પણ આત્મા હજી ધરાયો નથી માટે જો કલ્યાણ કરવું હોય તો સાયંકાળ પછીના ભોજનને ત્યજો ઈન્દ્રિયોના ધમપછાડાને મોળા પાડો. તો ખાતાં-પીતાંય તપ થઇ શકશે જ્યાં ચારિત્ર છે ત્યાં જ પ્રભાવ છે આપણા સમાજમાં સડો ઊંડો પેસી ગયો છે, માટે જ્યાં જ્યાં સડો હોય, તે તે ભાગને કાપીને દૂર ફેંકો ભગવાન કહે છે, કે જેણે છોડયું તેને કોઈ છેડે નહિ જે આત્માઓ સ્વેચ્છાએ પુદ્‌ગલના ભૌતિક સુખને ત્યજે છે, તેને કોઇ સતાવી શકતું નથી, માટે જો દુઃખી થવું ન હોય તો છોડો, અહીં તો છોડવાની જ વાત છે, બંધાવાની કોઈ વાત જ નથી ભગવાન ડિંડિમ નાદે કહે છે કે હિંસાને છોડો, અસત્યને છોડો, ચોરીને છોડો, અબ્રહ્મચર્યને છોડો, વિષયકષાયને છોડો, બસ છોડો ને છોડો, છોડશો તો કોઈ તમને છોડશે, અને કોઇ તમને છેડશે નહિ, માટે કામભોગને ઝેર જેવા ગણો શેરડી

કેવી હોય છે તે જાણો છો? પૂછડે ખારી, મોંઢે મોળી અને વચમાં મીઠી જ્ઞાનીઓ કહે છે કે એક શેરડી જેવો પદાર્થ પણ કેવી સુંદર શિખામણ આપે છે! જ્યારે તમે નાના હતા ત્યારે તો વિષયભોગ ભોગવવામાં મોળા હતા ઇન્દ્રિયો ત્યારે સુષુપ્ત હતી યુવાની આવી ત્યારે કામભોગને મીઠા માની ખૂબ સેવ્યા અને બુઢાપો આવે ત્યારે કામભોગને ખારા કરજો. માટે સાચા સ્વરૂપે શોધો, વિકસો. વિકસવા માટે તો આ માડવડે તમને રોજ નવાનવા મનગમતા ભોજનો પીરસાશે. માટે આવો સુઅવસર એળે જવા ન દેતા.

---

## વ્યાખ્યાન ૮ મુ

[સોમવાર, અષાડ શુ ૧૫]

આજના દિવસે સૂત્રસિદ્ધાન્તની સ્વાધ્યાય કરવાની અસજ્ઝાય છે એનુ કારણ એ છે કે પૂનમ અને પડવાને દિવસે ઘણા દેવો ભારતભૂમિ પર આવાગમન કરે છે તે અરસામા જો કોઇ મિથ્યાત્વી દેવ ધર્માત્મા પર કોઈ જાતની આપત્તિ નાખે તો તે ધર્માત્મા શ્રદ્ધાથી ડગી જાય માટે જ્ઞાની પુરુષોએ અષાડ શુદ પુનમ, એકમ અને બીજ ત્રણ પ્રકારની અસજ્ઝાય બતાવી છે માટે આજે આપણે મહાપુરુષના માર્ગને પુષ્ઠ કરે એવુ કોઈક પ્રકરણ શરૂ કરીશુ જિનવાણી

પૂનમ એ ધર્મી અને બીજા આત્માઓ માટે વિશિષ્ઠ દિવસ છે વિવેકી શ્રાવકો ચાતુર્માસમાં અન્ય દિવસે જે આરાધના કરતા હોય તેનાં કરતાં પણ વિશેષ ધર્મ–આરાધના આજથી કરવાની છે જેમ જગતમાં જુદી જુદી મોસમો આવે છે તેમ ચાતુર્માસમા આરાધનાની વિશિષ્ટ પ્રકારની મોસમ શરૂ થાય છે આમ તો, ધર્માત્માને બારે માસ મોસમના હોય છે, છતાં પણ અષાડી પૂનમથી કારતકની પૂનમ સુધી ધર્મઆરાધના પૂર જોશમા શરૂ કરી દેવી જોઈએ બધુઓ! ગાડા જોડાવવા, બગલા બધાવવા વગેરે આરભ સમારભના ધધા, જેને ધર્મની આરાધના કરવી છે, તેણે ઓછા કરવા જોઇએ શિષ્ય પૂછે છે, કે "હે ગુરુદેવ, આપ આમ શા માટે કહો છો?" ગુરુ કહે છે, કે "હે શિષ્ય, વરસાદ વરસે ત્યા ઝીણાં જીવ-જતુની ઉત્પત્તિ થાય છે, માટે ચોમાસામા એક ગામથી બીજે ગામ જવાનો શાસ્રકારે નિષેધ કર્યો છે એક વખતે શ્રી નેમિનાથ પ્રભુ દ્વારિકા નગરીમા પધાર્યા છે એવા સમાચાર મળતાં શ્રીકૃષ્ણ એમના દર્શન કરવા તથા તેમની નિર્મળ વાણી સાભળવા ગયા એ વખતે વર્ષાકાળ ચાલુ હતો ભગવાન નેમિનાથે શ્રીકૃષ્ણને કહ્યુ, "હે કૃષ્ણ, સાધુમુનિના દર્શન કે વ્યાખ્યાન સાભળવાના ઉદ્દેશ સિવાય ચોમાસામા બહુ હરવું–ફરવું નહિ " ભગવાન નેમિનાથનો આ ઉપદેશ સાભળીને શ્રીકૃષ્ણે તેમ કરવા કબૂલ કર્યું શ્રીકૃષ્ણ પણ ભગવાનના પડતા બોલને ઝીલવા તૈયાર છે, ત્યારે તમે કેવા શ્રાવકો છો? ગુરુના પડતા બોલ ઝીલો તેવા કે સ્રીના? કુમારપાળ રાજાએ શ્રી હેમચન્દ્રાચાર્યનો ઉપદેશ સાભળ્યા પછી વિના કારણ ન

કરવું એવો અભિગ્રહ ધારણ કર્યો. એક વખત કસોટીનો પ્રસંગ આવી ગયો. કસોટી કોની થાય ? જેણે સુવર્ણ સમાન નિયમ ધારણ કર્યો હોય તેની જ કસોટી થાય, પણ જે ધારેલા નિયમથી ડગે નહિ તેની જ બલિહારી છે. એ કુમારપાળ રાજા પર મ્લેચ્છ રાજાએ ચડાઈ કરી. તમારો આત્મા કુમારપાળ કરતા યા વધારે મોટો છે. તમારા ઉપર પણ મ્લેચ્છ સરખા કર્મો ચડાઈ કરી રહ્યા છે. જેમ મ્લેચ્છને કરુણા ન હોય તેમ કર્મને પણ દયા ન આવે. પણ જો આપણે આપણા ભાવમાં રહીએ તો મ્લેચ્છ જેવા કર્મો કંઈ પણ કરી ન શકે. કુમારપાળ કહે છે, કે 'રાજન્ ! મ્લેચ્છોએ ચડાઈ કરી છે." કુમારપાળ કહે છે, કે એ તો ગુરુવર્ય પાસેથી અભિગ્રહ કર્યો છે કે ચાતુર્માસમાં મારે ગામ બહાર ન જવું. એવી પ્રતિજ્ઞા છે. કુમારપાળ તે દિવસે પૌષધ કરી બેસી ગયા. એ જ શક્તિ ધર્મમાં છે. એકેક આચાર્ય ધર્મના સ્તંભ થઈ ગયા છે. એમના આધારે ધર્મ ટકી રહ્યો છે. એવા આચાર્યો, એવા યુગધરોએ જગતનો ઉદ્ધાર કરીને ભારતવર્ષને મહાન પદની પ્રાપ્તિ કરાવી છે. આચાર્ય મહારાજે ધર્મને ટકાવી, જીવોને પ્રતિબોધ પમાડીને મોક્ષમાં મોકલ્યા છે. સંસારી જીવો કર્મના થાબલાને રડી રહ્યા છે. એ થાંભલાઓ ચાર છે. પહેલો થાંભલો તે કંચન. ધનને સર્વસ્વ માનનારાઓને ભગવાન ઉત્તરાધ્યયન સૂત્રના ૪ થા અધ્યયનમાં કહે છે કે—

वित्तेण ताणं न लभे पमत्ते इमम्मि लोए अदुवा परत्था ।
दीवप्पणट्ठे व अणन्तमोहे नेयाउयं दट्ठुमदट्ठुमेव ॥

હે પ્રમાદી મા[ન]વ ! તમને ધન ત્રાણ-શરણ નહિ થાય.

આ લોકમા તો તમને સાથ નહિ આપે, પણ પરલોકમાં ચ એ સાથ નહિ આપે ” બધુઓ ! તમારી પાઘડીઓ જોઈને, મોટરો જોઈને, ધમાલ જોઈને અમને કઈ લેવાદેવા નથી, પણ તમારી પાઘડી કયારે ઊતરે તે જરૂર ઇચ્છા કરીએ. જ્યા જ્યાં ભગવાન બોલ્યા છે, ત્યાં ત્યાં હેય, જ્ઞેય અને ઉપાદેય વિષે જનતાને જ્ઞાન આપ્યું છે. કોઈનો ડર રાખ્યા વગર ભગવાન કહે છે, કે “જે અમે સાભળ્યુ છે, જાણ્યુ છે અને અનુભવ્યુ છે, તેના આધારે કહીએ છીએ કે સસાર હેય છે, ધન હેય છે. તેમા આસક્ત બનવા જેવુ કઇ નથી અને જો આસક્ત થયા તો પહેલા થાભલા કચન સાથે એવા ચોટી જશો કે તેનાથી છૂટા થવાનુ તમારા માટે મુશ્કેલ બની જશે તમારા ગૃહસ્થાશ્રમમાં તમને ધન ઘણુ વહાલુ છે પણ જ્ઞાનીઓ કહે છે, કે એ થાભલો છે એના બધનમા ફસાયા કે અથડાયા તો માથું ફૂટી જશે ગૃહસ્થાશ્રમમા ધનની જરૂર પડવાની પણ જોઈએ તેટલુ જ મેળવવુ જોઈએ સંગ્રહવૃત્તિને ત્યજો અને મેળવ-વામા દગો, પ્રપચ, અધર્મ, અનીતિ, વિશ્વાસઘાતનો આશ્રય ન લેશો, અને જો લેશો તો દુર્ગતિને પામશો સસ્કૃતમાં કહેલુ છે, કે અતિ લોભ એ પાપનુ મૂળ છે માટે ધનની આસક્તિને વળગશો નહિ વળગ્યા તો તમારા બાર વાગ્યા સમજજો

**દૃષ્ટાંત**—એક દૃષ્ટાન્ત આપીને આ વાત સ્પષ્ટ કરુ એક શેઠ હતા તેને ધન પર બહુ જ આસક્તિ રાત

અને દિવસ, બસ, ધનપ્રાપ્તિના વિચારોમાં જ મગ્ન રહે. એક વખતે એક સંત મહાત્મા વહોરવા તેને ઘેર પધાર્યા; શેઠે તેમનો ભાવથીનો સત્કાર કર્યો. આહારપાણી લીધા પછી સંત પોતાને સ્થાને જવા લાગ્યા, ત્યારે વંદન કરીને શેઠ કહે છે, "મહાત્માજી! આ બાળક પર કૃપા કરો; આશીર્વાદ આપો." બંધુઓ! જૈન મુનિ તમારે ઘેર વહોરવા આવે પણ સંસાર વૃદ્ધિના આશીર્વાદ તમને ન આપે અને આપે તો જાણવું કે તે મુનિના પદને લાયક નથી. સંત કહે છે, 'બેટા! શો આશીર્વાદ આપું?" શેઠ કહે, "મારા ઘરમાં ખૂબ જ ધન વૃદ્ધિ થાય તેવો આશીર્વાદ આપો.' હવે આ સંત જૈનધર્મી ન હતા, પણ સિદ્ધિના જાણકાર હતા; તેમણે કહ્યું, તું જેને અડકીશ તે સોનું થઈ જશે એવો આશીર્વાદ આપું છું." શેઠ તો રાજીરાજી થઈ ગયો સંત તો સિદ્ધિ આપીને ચાલ્યા ગયા. શેઠ તો જેને અડકે તે સોનું થઈ જાય. નાહવા બેસે અને શરીર પર પાણી પડે તે પણ સોનું. કપડાં પહેરવા જાય ને સ્પર્શ થાય તેવા જ કપડાં સોનાના બની જાય, જમતાં રોટલીને અડકે ત્યાં રોટલી સોનાની થઈ જાય! જેને જેને સ્પર્શ કરે તે તે સોનામાં ફેરવાઈ જાય. કહ્યું છે કે અતિ સારું નહિ. શેઠ તો કંટાળી ગયા. ત્રણ ત્રણ દિવસના ઉપવાસ થઈ ગયા. ભૂખે આંખો ઊંડી ઉતરી ગઈ; ગમે તેટલું સોનું હોય પણ કંઈ તેને બચકાં ભરાય છે? શેઠ તો લમણિયાં ખાવા મંડ્યા. નોકરને બોલાવી કહ્યું કે પેલા સંતને બોલાવી લાવ. નોકર સંતને બોલાવી લાવ્યો. સંત પૂછે છે "કેમ ભાઈ! હવે તારી તૃષ્ણા પૂરી થઈ ને? શેઠ કહે, "સાહેબ,

તમારી સિદ્ધિ મારે ન જોઈએ, પાછી ખેંચી લો, હું તો ભૂખે-તરસે મરવા ચાલ્યો," સત કહે, "ભાઈ! ધનની આસક્તિ આત્માને નુકસાન કરનાર છે, સતોષ જ સુખ આપનાર છે," તો જે કચનના થાંભલાને વળગે છે તેની દુર્ગતિ થાય છે, માટે હેય-ધન છોડવા યોગ્ય છે, ગ્રહણ કરવા યોગ્ય નથી બીજો થાભલો તે કામિની, એને વળગ્યા તો છૂટવુ મહામુશ્કેલ છે, એની વાત આગળ ઉપર કહીશુ.

---

## વ્યાખ્યાન ૯ મું

[મગળવાર, અષાડ વદી ૧]

ભગવાન જિનેશ્વરની વાણી ભવ્ય જીવો માટે ભવતારિણી છે. એ વાણીના જેટલા મૂલ્ય આકીએ તેટલા ઓછા પ્રભુની એ વાણીની પુષ્ટિ થાય તેવો વિષય આજે શરૂ કરીશું. ભગવાન કહે છે કે "હે આત્માઓ! જ્યા સુધી તમને તમારા આત્માનુ સ્વરૂપભાન નહિ થાય ત્યા સુધી તમને સુખશાન્તિ મળવાના નથી" સુખ અને શાન્તિનો રાજમાર્ગ એક જ છે સસાર હેય છે, છોડવા યોગ્ય છે, તમે છોડી શકો કે ન શકો, પણ તે સિવાય બીજો રાજમાર્ગ નથી આદરવાલાયકને આદરો અને છોડવાલાયકને છોડો ભગવાને નદીસૂત્રમા જ્ઞેય, જ્ઞાન અને જ્ઞાનીની સમજણ આપી છે જ્ઞેય એટલે જાણવા

યોગ્ય. સાચા પદાર્થને બરાબર સમજો. અનંત જ્ઞાનીઓ કહે છે કે પંથ બે પ્રકારના છે એક મોક્ષપંથ અને બીજો સંસારપંથ. મોક્ષના પથિકે જ્ઞેય પદાર્થ અને જગતમાં જેટલા જડ અને ચેતન પદાર્થ છે તે બધાનું જ્ઞાન મેળવવું રહેશે; જેને જડ અને ચેતનનું જ્ઞાન થયું તે સંસારને તરી જાય આપણે છીંડીના માર્ગે તો અનાદિ કાળથી ચાલતા આવ્યા છીએ પાકી એવા રાજમાર્ગને મૂકી છીંડીના માર્ગે કોણ ચાલે ? ચોર હોય તે, અથવા ચાલવામાં નબળો હોય તે અનંત કાળથી આ દેહમાં રહેલો ચૈતન્યદેવ રાજમાર્ગને મૂકી છીંડીના માર્ગને શોધી રહ્યો છે યાદ રાખજો કે જ્યાં સુધી રાજમાર્ગે નહિ આવો ત્યાં સુધી સુખ થાય તેમ નથી માટે જ્ઞાન દ્વારા જ્ઞેય પદાર્થને જાણો બોધ પામો, સમજ પામો ભાઈઓ ! સમજવાનો અપૂર્વ અવસર આવ્યો છે; કૂતરાબિલાડાની યોનિમાં રાજમાર્ગે ચાલવું મુશ્કેલ છે; માટે પુરુષાર્થ કરો અને જ્ઞાનદ્વારા આત્માને ઓળખો આચારાંગ સૂત્રમાં ભગવાન બોલ્યા છે—

जे एगं जाणइ से सव्वं जाणइ,
जे सव्वं जाणइ से एगं जाणइ

જેણે એકને ઓળખ્યો તેણે સર્વને ઓળખ્યા છે જેને જ્ઞેય પદાર્થનું જ્ઞાન થયું તેણે સર્વને જાણી લીધું તો જાણવાલાયક શું છે ? જડ અને ચેતનનું સ્વરૂપ હું ચૈતન્ય છતાં જડ જેવો થઈ ગયો છું હું મારું ભાન ભૂલી ગયો છુ ઉત્તરાધ્યયન સૂત્રના પાંચમા અધ્યયનમાં કહ્યું છે—

जहा सागडिओ जाणं समं हिच्चा महापहं ।
विसमं मग्गमोइण्णो अक्खे भग्गम्मि सोयई ॥

ગાડાનો હાંકનાર જેમ રાજમાર્ગને છોડીને છીંડીને માર્ગે જતાં ગાડાંની ધરી ભાગે તેમ આ જીવનુ છે જેમ ગાડાવાળાને પશ્ચાતાપનો પાર રહેતો નથી, એમ તમને પણ પશ્ચાત્તાપનો પાર નહિ રહે મને પ્રભુના દર્શન કરવાનો, આત્માને જાણવાનો ભવ મળ્યો, પણ મે પ્રમાદમા આત્મદર્શનને ખોઈ નાખ્યુ, કોઈ ભવમા પ્રભુ મળ્યા પણ હશે, પ્રભુના સમોસરણમા પણ આ જીવ જઈ આવ્યો હશે, છતા—

"કેવળી આગળ રહી ગયો કોરો, ન આવી સાનરે,
ભાન હો, જીનજી, અબ હુ શરણે આવ્યો "

હે પ્રભો ! આપને મે ઓળખ્યા નહિ, પણ—

"જે દૃષ્ટિ પ્રભુદર્શન કરે તે દૃષ્ટિને પણ ધન્ય છે,
પીએ સુધા વાણી સુદા તે કર્ણયુગને ધન્ય છે,
જે જીભ જિનવરને સ્તવે, તે જીભને પણ ધન્ય છે,
તુજ નામ મત્ર વિશદ ધરે તે હૃદયને પણ ધન્ય છે "

હે પ્રભો ! જેમણે આપને દૃષ્ટિથી નિહાળ્યા, જેમણે આપની અમૃતવાણીનુ પાન કર્યું, તે આત્માઓને ધન્ય છે, પણ મે તો—

"જોયા હશે, નીરખ્યા હશે, સાભળ્યા હશે પણ ખરે ! "
તો પણ ભક્તિભાવે આચર્યા નહિ, હે પ્રભો ! મારી કેવડી ગભીર ભૂલ થઈ છે ? જોવા માટે સાભળવા માટે મને અણમૂલો અવસર મળ્યો, પણ તેનુ મૂલ્ય હુ ન સમજ્યો, તમને પવિત્ર જન્મ મળ્યો છે, તમારી જાતને પૂછી જુઓ, કે ૨૪ કલાકમા કેટલી વાર તમે વીતરાગની આજ્ઞાનુ પાલન કરો છો ! જ્યાં

સુધી થાંભલાને વળગી રહેશો ત્યાં સુધી વીતરાગની આજ્ઞાનો અમલ થાય તેમ નથી. જો તમે પ્રભુની આજ્ઞામાં શ્રેય માનતા હો, તો અનંત કાળથી જે ચાર થાંભલાઓને વળગી રહ્યા છો તેને છોડવા પડશે. કથન એ પહેલો થાંભલો. તેની વ્યાખ્યા થઈ ગઈ છે હવે બીજો થાંભલો કામિનીનો. તેનો વિચાર કરીએ ભગવાને કહ્યું છે, 'સ્ત્રી થાંભલારૂપ છે તેની સાથે બંધાશો નહિ' ગૃહસ્થાશ્રમમાં રહીને પણ મર્યાદિત અને આજીવન બ્રહ્મચર્યવ્રત સ્વીકાર્યું જેઓ આ પ્રમાણે કરે છે તેમને સ્ત્રી બંધન રૂપ થતી નથી. શિષ્ય કહે છે "હે ભગવન્! જો સ્ત્રી બંધન રૂપ હોય તો આપની આગળ અપ્સરાઓ અને શૃંગારી લલનાઓ નૃત્ય કરી રહી છે છતાં આપનું नीत मनागपि मनो न विकारमार्गम् મન સહેજ પણ વિકારને કેમ પ્રાપ્ત થતું નથી?' ભગવાન કહે છે, 'હે શિષ્ય! વિકારી ભાવે જોવામાં આવે તો સ્ત્રી બંધન છે, અને જો નિર્વિકારી ભાવે જોવામાં આવે તો નથી. વિકારી ભાવ તે પર-ભાવ છે નિર્વિકાર ભાવ તે પોતાનો સ્વભાવ પરભાવને તોડવાનો અને સ્વભાવને પ્રકટ કરવાનો. વિકારી ભાવ અથવા સ્ત્રી પ્રત્યેની આસક્તિ જ બંધનકર્તા છે માટે પહેલા બંધને જાણો અને પછી તોડો. જેમ ઘરના થાંભલાને તોડવા કડિયાની જરૂર પડે છે, તેમ આ થાંભલાઓને તોડવા સદ્ગુરુની જરૂર પડે છે સદ્ગુરુ પ્રત્યાખ્યાનના હથોડા વડે તમારી પાસે આ થાંભલાઓ તોડાવે છે માટે તૈયાર થઈ જાઓ

હવે ત્રીજો થાંભલો કુટુંબ છે શાસ્ત્રકાર ભગવાન બતાવે છે, કે 'હું' એ આપણને ચાર ગતિમાં રખડાવ્યા છે માટે

સમજો કે, ક, ખ, ગ, ઘ, વ્યજનો આપણે ઉચ્ચારિએ છીએ, તો સ્વર કેટલા અને વ્યજન કેટલા? સસ્કૃતમાં તેર સ્વર અને બાકીના વ્યજન છે અગ્રેજીમાં છ સ્વર છે અને બાકીના વ્યજનો છે જગતની દરેક વસ્તુને સ્વર અને વ્યજન લાગે; માત્ર આત્મા જ એક એવા છે, જેને સ્વર પણ નથી અને વ્યજન પણ નથી ચાર થાંભલામાં, આપ જ્યાં જોશો ત્યા પહેલા અક્ષર 'ક' છે હમેશાં પહેલા અક્ષર પર વજન વધારે હોય છે એમ જ સસારી આત્માઓ કર્મના વજનથી ભરેલા છે માટે ભગવાન કહે છે, કે જ્યાસુધી 'ક'થી કટ્ટા નહિ કરો ત્યાસુધી સુમતિ જોડે સગપણ નહિ થાય માટે 'કુ' ઉપર ભાર મૂકો કુગુરુ, કુદેવ, કુધર્મ વગેરેને તમે સમજીને છોડો. તમારૂ સગપણ જ્યાંસુધી 'સુ' જોડે નહિ થાય ત્યાસુધી, ભગવાન કહે છે કે અમારા ભેટા થવાના નથી માટે જે આત્માઓ ચાર થાભલાને બાઝે છે તે ભટકે છે આ ચાર થાભલાઓને જ્ઞેય કરીને જાણ્યા અને હેય કરીને જેમણે છોડયા, તે જીવો સમ્યગ્ જ્ઞાન, દર્શન, ચારિત્રના માડવે આવી ગયા થાભલો જબ્બરદસ્ત છે તોડનાર તોડાવનાર કડિયો કાચોપોચો હોય તો થાભલાને તોડવા મુશ્કેલ છે, કારણ કે એકને તોડે ત્યા બીજો તૈયાર જ હોય છે કહેવત છે કે એક સાધે ત્યા તેર તૂટે, માટે થાભલા કેમ તૂટે તે વિશે ભગવાન કહે છે

न सा जाई न सा जोणी न त ठाण न त कुलम् ।
न जाया न मुवा जत्थ सव्वे जीवा अणंतसो ॥

આ જગતમા કોઇ જાતિ કે યોનિ નથી જ્યા આપણો આત્મા

ઉત્પન્ન થયો ન હોય. શિષ્ય પૂછે છે, "હે ભગવન્, આત્માએ કેટલી વાર સંબંધ જોડ્યા?' ભગવાન કહે છે, "એક વાર નહિ પણ અનંત વાર સ્રીપણે, ભાઈપણે, ભગિનીપણે, પિતાપણે, પુત્રપણે, કંઈક સંબંધોથી એ જોડાય છે" તમારા પૂર્વ કાળને યાદ કરો. આ આત્મા દેવપણે સ્રીપણે અને અત્યારે મનુષ્યપણે છે તો હે આત્મા! તારા અનંત કુટુંબીઓ રોઈ રહ્યા છે, એના સામે તો જો. અત્યારે તું વર્તમાન કુટુંબમાં મશગૂલ બની ગયો છે. મારી માતા, મારા પિતા, મારો ભાઈ, મારી પત્ની— આમ તું મારામાં જ મગ્ન બની ગયો છે પણ જરા વિચાર તો કર, કે આગલા જન્મોનાં માતાપિતા, ભાઈબહેન, પત્ની યાદ આવે છે ખરા? જો એ સગાં રહ્યા નથી, તો તારા આ સગાં પણ કેટલો સમય રહેવાનાં? માટે કેવળી ભગવાનના વચનમાં શ્રદ્ધા રાખો. અનંત કુટુંબીઓ મૂકીને ગયા છો તે તમને યાદ કરે છે. આ જન્મના સગાઓ જ્યારે મરી જાય છે ત્યારે તો યાદ કરી કરીને ખૂબ રડો છો, પણ જેનો પત્તો નથી તેને યાદ કરો છો ખરા? તમે કહેશો, કેમ યાદ કરીએ? દેખાતા જ નથી. જ્ઞાનીઓ કહે છે કે જનાર દેખાતા જ નથી. માટે પહેલાથી જ મમત્વ ઓછું કરો. જો મમત્વને ઓછું નહિ કરો તો મરતી વખતે છોડવાનું બહુ મુશ્કેલ પડશે. દીકરા કહેશે, 'બાપા શું થાય છે? જીવ કેમ જતો નથી?' બાપા કહેશે, અરે! મને એ જ ચિંતા થાય છે કે મારા ગયા પછી કુટુંબનું શું થશે? બંધુઓ! મોતના નગારા વાગી રહ્યા છે છતાં તમને વૈરાગ્ય કેમ ઉપજતો નથી? માયામોહ એટલે માતાપિતા વગેરેને તમે તમારા માનીને બેઠા છો,

પણ વાસ્તવમાં તે તમારા નથી. બધુઓ! તમારૂ રળેલુ તમારા દીકરાં સાચવશે? એનો પરવાનો કઢાવ્યો છે? તો પછી શાને માટે તમે તમારા આત્માને હેઠો ઉતારો છો? ખાનપાન ખાતર જિંદગી નથી, પણ જિંદગી ખાતર ખાનપાન છે અગ્રેજીમા કહેવત છે, કે ખાવા માટે જીવો નહિ પણ જીવવા માટે ખાઓ માટે સમજો દરેક જીવ છ બોલ બાધીને આવ્યો છે સત્ય પર શ્રદ્ધા રાખો, ચાતુર્માસ બેઠુ છે માટે આત્માની કમાણી કરજો, પણ કર્મની નહિ એક જ દૃષ્ટાન્તથી આ વાત સમજાવું

**દૃષ્ટાંત**—વકચૂર કરીને એક ચોર હતો, તેણે એક પ્રતિજ્ઞા કરી એક વખત તેને જ્ઞાનીનો ભેટો થઈ ગયો જ્ઞાનીએ કહ્યુ, "ભાઈ! તારો આ ધધો તને અધોગતિના માર્ગે લઇ જશે વકચૂરે જવાબ આપ્યો, "આવો ઉપદેશ મને આપશો નહિ મારાથી મારો ધધો છોડી શકાશે નહિ." ત્યારે મુનિ કહે છે, "તારાથી એ ન બને તો વાધો નહિ પણ એક નિયમ તો લે" વકચૂરે નિયમ લેવાની ના પાડી તેના જેમ જ આ સભામા બેઠેલા અમારા શાસનમા આવીને એક પણ નિયમ લેતા નથી અમારે તેમને શુ કહેવુ? તમને જેટલી કિંમત તમારા કુટુબ-પરિવારની છે તેટલી ધર્મગુરૂની નથી મહાત્મા વકચૂરને કહે છે, "તુ બધા નિયમોની ના પાડે છે, તો તારો ઉદ્ધાર કેમ થશે?" વકચૂર કહે છે, "સાહેબ! આ ભવ મીઠો, પરભવ કોણે દીઠો?" ગુરૂ કહે, "ભાઇ! પરભવ તો છે ને? તો તુ એવો નિયમ લે, કે અજાણ્યુ ફળ ન ખાવુ"

વંકચૂર કહે, "એમાં તમે મને શું આપ્યું?" વંકચૂરે પ્રતિજ્ઞા લીધી અને ઘેર ગયો. એક વખત તે તેના સાથીદારો ભેગો ચોરી કરવા ગયો રસ્તામાં કકડીને ભૂખ-તરસ લાગ્યા. સામે એક મોટું ઉદ્યાન હતું, તેની અંદર અનેક ફળો ઝાડની ડાળીઓએ લટકી રહ્યા હતા. જોતાં જ મન ચલાયમાન થઈ જાય એવા સુંદર એ ફળો હતા સાથીદારો એ ફળને તોડીને લઈ આવ્યા. એક જણ વંકચૂરને કહે "લો, આ ફળ ખાઓ" વંકચૂર કહે, "ભાઈ! ગુરુ મહારાજે અજાણ્યું ફળ ન ખાવાની મારી પાસે પ્રતિજ્ઞા લેવડાવી છે માટે પહેલા કહો કે આ ફળ કયું છે? તેનું શું નામ છે?' સાથીદાર કહે, "વાહ, ભાઈ, વાહ! મજાની પ્રતિજ્ઞા! ફળ ખાઈશું એટલે આપોઆપ ખબર પડશે કે કયું ફળ છે' વંકચૂરે જવાબ આપ્યો, 'ના, અજાણ્યું ફળ નહિ ખાઉં મારા પ્રાણ ભલે જાય પણ પ્રતિજ્ઞા નહિ તોડું સાથીદાર કહે, 'ગુરુદેવે પોતે તજ્યું એટલે હવે બીજાના સુખમાં તે પથ્થર નાખે છે" વંકચૂર કહે 'ભાઈ! એવું ન બોલ. ગુરુદેવ તો મારા સાચા તારણહાર છે' બંધુઓ! વંકચૂર ચોર હતો છતાં તેને ગુરૂના વચનની કેટલી કિંમત છે! ત્યારે ભાઈઓ! તમે તો શાહુકાર છો તમને ગુરૂના વચનની કિંમત છે? વંકચૂર ભૂખ્યો હતો, છતાં પણ ગુરૂના વચન પર શ્રદ્ધા રાખીને તેણે અજાણ્યું ફળ ન ખાધું અને કદાચ ખાધું હોત તો તે પરભવને પામી જાત, કારણ કે,

ફળો કિંપાકનાં મીઠાં, પરિણામે ન સુંદર.
ભોગવ્યા ભોગનું તેમ, પરિણામે ન સુંદર.

એ કિંપાક વૃક્ષનું ફળ હતું વંકચૂરે છોડયું તો તે બચી ગયો.

દેખાવમાં ફળો સુંદર હતાં, પણ પરિણામે વિષરૂપ હતા. ભાઇઓ! કામ અને ભોગ એ કિંપાકના ફળ જેવાં છે ભોગો ભોગવતાં મીઠા લાગે છે, પણ એનુ પરિણામ આવશે ત્યારે આત્મા પોકાર કરી ઊઠશે દુઃખમા પડશો ત્યારે કોઇ તમને સહાય કરવા આવશે નહિ જે ત્યાગી થઇને નીકળશે તે વંકચૂરની માફક તરી જશે હવે વંકચૂરે વિચાર કર્યો, કે જો ગુરુના એક વચને અને મારા એક નિયમે જ હુ બચી ગયો તો પછી ત્યાગીની જેમ બધુ છોડી દેતા કેટલો લાભ થાય? તમે સાધુ વંદણામા હમેશ બોલો છો ને કે—

એક વચન મારા સદ્‌ગુરુ કેરુ, જો બેસે દિલમા ય, રે પ્રાણી!
નરક ગતિમા તે નવિ જાયે, એમ કહે જિનરાય, રે પ્રાણી!

ભાઇઓ! હીરાને સરાણે ચડાવીએ તો તેની કિંમત વધે. તેમ ભગવાનની વાણીની સરાણે ચડો તો આત્માની કિંમત વધે જ ને! ભગવાનની વાણી એ તો ભવતારિણી છે. એ વાણીનુ જેટલુ મૂલ્ય આંકીએ તેટલુ ઓછુ.

## વ્યાખ્યાન ૧૦ મું

(બુધવાર, અષાડ વદ ૨)

ભગવાન મહાવીરે સિદ્ધાંત પ્રરૂપ્યા. ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ તેનુ નામ સિદ્ધાંત. રાયપસેણી સૂત્રનો અધિકાર ચાલી રહ્યો છે

આપ્ત પુરુષોના આત્મામાંથી નીકળેલું જ્ઞાન સુધર્મ ભગવાન તેમના શિષ્ય જંબુજીને આપી રહ્યા છે જંબુજી તે અપૂર્વ વાણીના ઘૂંટડા ઘટક ઘટક પી રહ્યા છે સુધર્મા સ્વામી જંબુજીને કહે છે "મારા જિનવરજીની જોડ, જગમાં જોતા જડશે ના, તેના શુદ્ધ જીવનની હોડ, કોઈ દેવો કરશો મા" મારા તરણતારણ જિનેશ્વર ભગવાનની જોડ આ જગતમાં ક્યાંય જડે તેમ નથી એ ભગવાન આમ્રસાલ ઉદ્યાનમાં પધાર્યાં છે ભગવાનનું પધારવું સાંભળીને રાજા શ્વેત અને રાણી ધારિણી તથા અન્ય સમુદાય ભગવાનનાં દર્શન કરવા પધાર્યા છે ભગવાન દિવ્ય દેશના આપે છે ભગવાન પરિષદને કહે છે, કે જે ભગવાને ભવનો અંત કર્યો છે તે ભગવાન ભવ્ય જીવોને ભવનો અંત કરાવે છે અમે પણ અહીં શા માટે આવ્યા છીએ? તમારું જીવન ઉજ્જવળ બનાવવા માટે તો સમજો જીવન કેવું છે?

કુશાગ્રે ઓસનું બિન્દુ, સ્વલ્પ કાળ ટકી રહે,
જીવન તેવું મનુષ્યનું ક્ષણ પણ પ્રમાદ ન કરો

હે સજ્જનો મોક્ષના પથિક એવા આત્માઓ! ડાભના અગ્ર ઉપર પાણીનું બિન્દુ ક્યાં સુધી ટકી રહે? જ્યાં સુધી એ ડાભને પવનનો કે બીજો આઘાત ન લાગે ત્યાં સુધી. તેમ, હે ભવ્ય જીવો! આપણું જીવન સમજવું જ્યાં સુધી રોગનો આઘાત નથી થયો આયુષ્યની સ્થિતિ પૂરી થઈ નથી, ત્યાં સુધી ઔદારિક શરીર પ્રધાન છે એ જોખમવાળું પણ છે તે ભૂલવું ન જોઈએ જે શરીર ભગવાનને મળ્યું હતું તે આપણને પણ મળ્યું છે ભગવાને જ્ઞાનથી જોયું કે જગતના જીવો

પાંચ શરીરમાં રમત રમી રહ્યા છે દેવ અને નારકીમા ત્રણ શરીર છેઃ વૈક્રિય, તૈજસ અને કાર્મણ તિર્યંકમા ચાર શરીર છે, ઔદારિક, વૈક્રેય, તૈજસ અને કાર્મણ એક મનુષ્યગતિ એવી છે કે બધી આત્મિક તથા દ્રવ્ય રિદ્ધિ સાથે મળે છે. કોઇ પણ રિદ્ધિ પ્રાપ્ત કરનાર જો કોઈ હોય તો તે માનવ જ છે ભગવાન કહે છે, ' હે ભવ્ય ! આપણે એક જન્મની અંદર ભદ્દે લગ્ગા, મુકકે લગ્ગા " ઔદારિક શરીર બંધન બાંધ્યાં " કોઇક વખત ઔદારિકમિશ્રમા તો કોઈ વખત વૈક્રિયમિશ્રમા રહ્યા એક શરીર જ એવું છે, જે તમારી પાછળ અને પાછળ લાગેલુ છે, જ્યારે જીવાત્મા ઔદારિક શરીર છોડે છે ત્યારે તૈજસ અને કાર્મણ શરીર તેના પ્રવાસમા સાથે ને સાથે જ રહે છે કાર્મણ શરીરકર્મને સંગ્રહી રાખનાર, મોટો કોથળો છે પાપના અશુભ અધ્યવસાય તથા પુણ્યના શુભ અધ્યવસાયને સાચવી રાખનાર તિજોરી તે કાર્મણ શરીર તમારે દુ ખથી મુકત થવુ હોય તો કાર્મણ કોથળામાંથી કેમ બહાર નીકળવું તે પહેલા જાણી લેવુ જોઈએ તે જાણવા માટે ભગવાને ધર્મધ્યાનનુ વિધાન બતાવેલ છે આત્મા ચૌદમે ગુણસ્થાનકે જાય તો પણ કાર્મણ કોથળો તો સાથે ને સાથે રહે છે કાર્મણ શરીર એ ભાડાના ઘર જેવુ છે એ આપણું સ્વમાલિકીનુ ઘર નથી અને સ્વમાલિકીના ઘર સિવાય બીજે કયાંય સુખ મળી શકે તેમ નથી માટે કાર્મણ કોથળાનો ભાર હલકો કરો તેમ નહિ કરો તો પોતાની માલિકીના ઘર સુધી પહોચી શકાશે નહિ નમિરાજ ઋષિને શક્રેન્દ્ર મહારાજે કહ્યુ, "હે નમિ ! તુ દીક્ષા લેવાની વાત કરે છે તો

પહેલા તારુ અંતપુર, તારુ રાજ્ય અને સુંદર મહેલો બનાવી લઇને પછી નીકળજે, જેથી તારી પ્રજા દુખી ન થાય" ત્યારે નમિરાજા ઉત્તર આપે છે,

संसयं खलु सो कुणई जो मग्गे कुणई घरम् ।
जत्थेव गन्तुमिच्छेज्जा तत्थ कुव्वेज्जा सासयम् ॥

જેને સશય હોય તે માર્ગમા ઘર બનાવે, પણ મને તો જરા પણ સશય નથી કારણ કે જે ઘરે જવા હુ ઇચ્છુ છુ તે ઘર તો શાશ્વત છે તે ઘરને મે પોતાની મિલકતથી ખરીદ્યુ છે બધુઓ! ભાડાના ઘરમાં ઘરધણી કોપે તો બધા લબાચા ઉપાડીને બહાર નીકળવુ પડે ને? પણ ઘરના ઘરને કોઇ ખાલી કરાવી શકે? ભગવાન કહે છે, કે માનવભવ મોક્ષરૂપી સ્વઘર તરફ પ્રયાણ કરવા માટે મળેલ છે સમકિત છે તે મોક્ષમા જવાનું પાકુ રજિસ્ટર છે એક સમકિત થયુ એટલે પાકો દસ્તાવેજ થઈ ગયો. પણ જ્યા સુધી સરકારી સ્ટેમ્પ ન લાગે ત્યા સુધી બધુ કાચુ વિરતિધર્મ તે સરકારી સ્ટેમ્પ છે ભગવાનના વકીલ, બેરિસ્ટર, જજ વગેરે તૈયાર છે પણ સ્ટેમ્પ લગાવો તેટલી જ વાર છે કોઇ આત્મા અમુક કાલ સુધી અને કોઇ આત્મા જીવનપર્યંતના વ્રતનિયમ ગ્રહણ કરે છે તમારા આત્મામા શ્રદ્ધા હોવી જોઇએ નમિરાજાને સશય નથી તેથી તો શાશ્વત ઘર કરી લીધુ છે આપણે જો કોઈ કાર્ય કરવાનુ હોય તો તે આ જ છે ભગવાન હવે શ્વેત રાજા તથા ધારિણીને વિરતિધર્મનો મહિમા બતાવે છે ભગવાન પરિષદને કહે છે —

**विरम विरम सगं, मुंच मुच प्रपंचम् ।**
**विसृज विसृज मोहं, विद्धि विद्धि च सत्त्वम् ।**

હે ભવ્ય આત્મા ! તું બહારના સગથી મુક્ત થા, વિરમી જા આ પ્રપચને છોડી દે ભાઈ! પોતાના સ્વરૂપનો વિચાર કર સસાર હેય છે માટે હે બધુ ! તુ સગથી મુક્ત થા.

ગૌતમ સ્વામી પ્રભુ મહાવીરને પૂછે છે, "હે નાથ, સગ કેટલા પ્રકારના છે?" નાથ કહે છે, હે ગૌતમ, સગ બે પ્રકારના છે એક દ્રવ્યસગ અને બીજો ભાવસગ દ્રવ્યસગ એટલે માતાપિતા, કુટુબકબીલો અને ભાગસગ એટલે ક્રોધ, માન, માયા, લોભ વગેરે. આગળ ત્રણ થાભલાનુ વિવેચન સુદર રીતે કરી ગયા છીએ હવે ચોથો થાંભલો તે કાયાનો બતાવવામા આવે છે ભાઇ ! સમજ–સમજ જિદગીના છેલ્લા શ્વાસે આ કાયાનો સગ રહેવાનો નથી રત્નના કરડિયા સમાન આ કાયાને માની હતી, તેને છેલ્લા સમયે વોસરાવી દઈશુ તો જ આત્માનુ શ્રેય થશે, કારણ કે કાયાના સગથી આ જીવે કર્મની આવક ઘણી વધારી છે જો જીવે કોઇને નજીકમાં નજીકનુ સગુ માન્યુ હોય તો તે કાયા છે આપણી પાસે અઢળક લક્ષ્મી હોય, વિનયવત પુત્ર–પુત્રીઓ હોય, ખાવાને સુદર મિષ્ટાનો હોય પણ જો કાયા નીરોગી ન હોય તો આમાનુ કઈ ગમે ખરુ ? આઠ કર્મમા ફક્ત એક નામકર્મના ઉદયે શરીર પ્રાપ્ત થાય છે જ્યાં સુધી આત્મા મોક્ષ નગરીમા ન બિરાજે ત્યા સુધી શરીર તો રહેવાનુ જ છે જ્યા સુધી મમત્વ ન છૂટે, દેહાધ્યાસ દૂર ન થાય, પુદ્ગલોનો ઠાઠ બધ ન

થાય ત્યાં સુધી મહાન ફળની પ્રાપ્તિ ન થાય. જેમ જેમ અને જેટલો જેટલો દેહાધ્યાસ છૂટતો જશે તેમ તેમ અને તેટલો તેટલો મહાન લાભ પ્રાપ્ત થશે. દશવૈકાલિક સૂત્રના આઠમા અધ્યયનમા ૨૭ મી ગાથા બતાવે છે કે—

**खुहं पिवासं दुस्सिज्जं सीउण्हं अरई भयम् ।**
**अहियासे अव्वहिओ देहदुक्खं महाफलम् ॥**

અસહ્ય ક્ષુધા, તૃષા, તાપ, ભય અને અરતિને જે સહન કરી શકે તે જ મહાન ફળને પામે છે તપશ્ચર્યા કરતા તૃષા લાગે અને સ્વહોંશે સહન કરે તે જ મહાન ફળને પામે અત્યારે કેટલાક માણસો કહે છે કે ચાર ઉપવાસ કર્યા, પાચ ઉપવાસ કર્યા માસખમણ કર્યું, છતાં કંઈ અર્થ સર્યો નહિ. અમે કહીએ છીએ, કે તમે એક ઉપવાસ તો કરી જુઓ, પછી ખબર પડશે અત્યારે જ્ઞાનીઓની ખોટ હોવાથી આત્માઓ સશયમા પડે છે કેટલાક ઉપદેશકો એમ કહે છે, કે દેહને કષ્ટ આપવાથી શો લાભ થવાનો? પણ ભગવાન કહે છે કે **देहदुक्खं महाफलम्** । નાથ મુનિને કહે છે, કે—હે મુનિ !

દહી દૂધ અને બીજા રસીલાં ભોજનો ? જે
તપમાં પ્રીત ના ધરે, પાપ સાધુ અજ્ઞાન તે.

શરીર તદુરસ્ત હોય અને નિત્ય દહી દૂધ તથા બીજા રસાળ ભોજન આરોગીને પ્રમાદમા પડી રહેશો તો લાભને બદલે હાનિ થશે, કારણ કે ગૃહસ્થી જે ચીજ પોતાના બાળકોને નથી આપતો તે મુનિને અધિક માનીને વહેરાવે છે તે માને છે કે આ સુપાત્રે દાન છે મુનિના પાત્રમા પડ્યો તો લેખે લાગશે મહાન લાભનુ કારણ છે કારણ કે મુનિ જે

આહાર કરશે તેથી નિર્જરા જ થવાની છે મુનિ તે આહાર લાવીને જો વાચણા, પુછણા, પર્યટણા અને ધર્મકથા ન કરે તો પાપમા પડે સૂયગડાંગ સૂત્રમા પ્રભુ કહે છે, કે "હે મુનિ, ગૃહસ્થના ઘેરથી આહાર વહોરીને લાવ્યો છે, પણ જો સમી રીતે નહિ પચાવે તો તે ગૃહસ્થના પોઠિયા થયે જ છૂટકો છે" ગૃહસ્થીના ઘેરથી તાજો તાજો આહાર વહોરીને લાવવામા પણ જોખમ છે એક વખત કોઈ સાધુ ગૃહસ્થને ત્યાં વહોરવા જાય છે ગૃહસ્થ સારામા સારો આહાર વહોરાવે છે તે જોઈને એક ગરીબ માણસ વિચાર કરે છે, કે 'હુ મજૂરી કરીને મરી જઉ છુ, છતા મને પેટ પૂરતુ મળતુ નથી, અને આ સાધુનુ પાત્ર તો છલોછલ ભરાઇ જાય છે, પણ આ બિચારા મજૂરને કયા ખબર છે કે આહાર મેળવવો સહેલ હશે પણ પચાવવો મુશ્કેલ છે કવિ કહે છે—

ઘર ઘર કેરા ટૂકડા, ગજ ગજ કેરા દાન,
સમી કરણી નહિ કરો તો જાશો જમના હાથ

ખાઈ પીને જે આખો દિવસ પ્રમાદમા વિતાવે તે પાપસાધુ કહેવાય આચારાગ સૂત્રમા ગૃહસ્થને સાધુના સખાયા કહ્યા છે અમારે સમ્યક્ કરણી કરવી જોઈએ તમારે પણ અન્યાય કરીને ધન પેદા ન કરવુ જોઇએ ભગવાન કહે છે, કે મારો શ્રાવક ન્યાય, નીતિથી વ્યવહાર ચલાવનાર હોય માટે ગૃહસ્થ જીવનમા પણ ઉમદા જીવનને અપનાવવાની ભાવના રાખવી જોઈએ. જીવથી કાયાનો સગ છૂટી જાય છે જે જીવાત્મા આ ચાર થાભલાઓને છોડી શકે છે તે મુક્તિને સ્થાને પહોચી જાય છે.

---

## વ્યાખ્યાન ૧૧ મુ

(ગુરુવાર, અષાડ વદ ૧૧)

ભગવાન મહાવીર આમ્રસાલ ઉદ્યાનમા પધાર્યા છે પ્રભુની દેશના સાંભળી, રાજા તથા પ્રજા પ્રભુની સેવાભક્તિ કરતા રહ્યા છે વૈમાનિકના ૩૮ ભેદ છે ૧૨ દેવલોક, ૩ કિલ્વિષિ, ૯ ગ્રૈવેયક, ૯ લોકાંતિક અને ૫ અનુત્તર વિમાન, આમ સર વાળે ૩૮ ભેદ છે એમા પહેલુ સુધર્મા દેવલોક છે તેમાં ઘણા જુદા જુદા નામના વિમાન છે તેમા સૂર્યાભ નામના વિમાનમા સુધર્મ નામની સભા છે અને સૂર્યાભ નામનુ સિહા સન છે સિહાસન ઉપર ચાર હજાર દેવતાઓની પોતપોતાના પરિવાર સાથેની ત્રણ પ્રકારની, આભ્યતર, બાહ્ય અને મધ્યમ એવી પરિષદા છે એ ત્રણે પરિષદા સહિત સાત અણિકાના અધિપતિ સોળ હજાર આત્મરક્ષક દેવતાની સાથે, મોટે શબ્દે નિરતર નાટક ગીત અને વાજિત્રોને સાભળતો સ્હેલો આ સૂર્યાભ નામનો દેવ પહેલા દેવલોકમા રહે છે દિવ્ય ભોગો ભોગવતો વિચરે છે સૂર્યાભ દેવ અવધિજ્ઞાનથી જબુ દ્વીપ તરફ નજર કરે છે અને શ્રમણ ભગવત મહાવીરને જુએ છે આમલકપા નગરીની બહાર આમ્રસાલ ઉદ્યાનમા સાધુને કલ્પે તેવા અવગ્રહને ગ્રહીને ભગવાન સયમ અને તપ વડે આત્માની ભાવના ભાવતા વિચરી રહ્યા છે આ જોઈને સૂર્યાભ હર્ષ પામ્યો, તુષ્ટ થયો, ચિત્ત આનદ અને પ્રમોદથી ભરાઈ ગયુ જે પ્રીતિ થઈ પહેલા ભગવાન તરફ —હતી તે પ્રીતિ ભગવાન તરફ વળી પ્રભુને જોઈને સૂર્યાભના

હ્રદયમા હર્ષના ફુવારા ઊછળી રહ્યા મહાન પુરુષને જોઇને હર્ષના ફુવારા છૂટે તો સમજી લેવું કે આ જીવ ભવ્ય છે. શરીર પર ધારણ કરેલાં વસ્ત્રો અને આભૂષણો ટૂકા પડવા લાગ્યા એવો પ્રમોદભાવ આવ્યો કે કપડા-દાગીના જકડાઈ ગયા આપણે જ્યારે શોક કે ચિંતાગ્રસ્ત થઇએ છીએ ત્યારે કપડા વગેરે મોટા થઈ પડે છે અને જ્યારે આનંદમા આવીએ છીએ ત્યારે ટુકા થવા લાગે છે એવી જ દશા સૂર્યાભની થઇ. જે વખતે પ્રભુને જોયા તે વખતે શય્યા ઉપરથી ઊઠીને જમીન પર પગ દીધો સૂર્યાભ દેવ વિમાનમા બેઠો છે, પણ કેટલો વિનયી છે! હે દેવાનુપ્રિયો! આજે તો વિનયનો પ્રલય થઈ રહ્યો છે જીવોમા સ્વતંત્રતાને બદલે સ્વચ્છંદતા આવી ગઈ છે શિષ્યો ગુરુનો વિનય ભૂલ્યા દીકરા-દીકરી માબાપનો વિનય ભૂલ્યા, સંઘ તીર્થનો વિનય ભૂલ્યો, પણ વિનયવંત સૂર્યાભ પ્રભુને દેખીને સિંહાસન છોડી દે છે ઊઠીને ઊભા થવુ, પગે લાગવુ, એ વિનયનો ગુણ આજે ઓછો દેખાય છે. સૂર્યાભ દેવ પ્રભુની ભક્તિ કરવા વિનયપૂર્વક આવે છે સાત-આઠ ડગલા ચાલીને તે પ્રભુ તરફ જાય છે ડાબો ઢીંચણ નીચે સ્થાપે છે એકસાડીય ઉત્તરાસન કરે છે અહો! દેવ પણ ઉઘાડા મુખે ભગવાનના દર્શન કે સ્તુતિ કરતો નથી. જ્યારે આજે તમને ધર્મસ્થાનકમા આવતા કે ગુરુદર્શન કરતા મુહુપત્તિ બાંધતા શરમ આવે છે જે સભામા જવું હોય તેનો વિધિવાદ સાચવવો જોઇએ બંધુઓ! મેલા કપડા પહેરીને રાજસભામા જશો ખરા? જો ત્યા ઠાઠમાઠ કરીને જાઓ છો, તો આ તો ધર્મસભા છે ધર્મસભામા આવતા આપણે વિનય

સાચવવો જોઈએ. ગુરુવંદન કરતા, ગુરુની સાથે બોલતા, ગુરુનું પ્રવચન સાંભળતા, વિનય બરાબર જાળવવો જોઈએ ધર્મ સભામાં આવતા હે આત્માઓ! તમારે ત્રણ પ્રકારના વિધિ સાચવવાના છે દેવ આત્મી રિદ્ધિમાંય વિધિવાદ સાચવે છે તો હે માનવ! તને મોક્ષ પ્રાપ્ત કરવાની રિદ્ધિ મળી છે, તો તારે કેટલો વિનય સાચવવો જોઈએ? ઘેરથી ધર્મસભામાં જવા માટે નીકળતા પ્રથમ તો એ લક્ષમાં રાખવું જોઈએ, કે અનાદિના વિભાવને મૂકીને હું મારા સ્વધર્મને સાંભળવા જાઉં છુ મારું કર્તવ્ય છે કે મારે ધર્મગુરુ પાસે જવું અને શાસ્ત્રનું શ્રવણ કરવું પણ તે દેખાદેખીથી નહિ પણ કર્તવ્યની ભાવનાથી ઘેરથી નીકળતા મનમાં સંકલ્પ કરવો કે હું સર્વ પ્રપંચનો નિષેધ કરીશ. ગુરુની સન્મુખ આવતાં, ધર્મસભામાં પ્રવેશ કરતા ત્રણ વખત 'નિસિહિ' બોલવું જોઈએ. તેથી શ્રાવક અશુભ યોગનો ત્યાગ કરે છે હે નાથ! મારામાં ત્રણેય અશુભ યોગ પ્રવર્તે છે તેનો હું ત્યાગ કરું છું આ બાર ણામાં પ્રવેશ કરતી વેળાની વાત થઈ પછી જે સંવર, સામાયિક પૌષધ વ્રતને સ્વીકારે છે તે મુમુક્ષ આમ બોલે, "હે ગુરુદેવ! મારા આત્મામાં આવતા કર્મના પુદ્ગલોનો હું છ ભાગે નિષેધ કરું છું જે આત્મા આ વિધિવાદ સાચવીને વર્તે છે તે ધર્મસભામાં શોભારૂપ થાય છે ગૌતમ ભગવાન પ્રભુને પૂછે છે હે નાથ! ધર્મ કોને કહો છો?" ભગવંત કહે છે 'હે ગૌતમ! જ્યાં આશ્રવનો નિરોધ છે, આરંભ પરિગ્રહનો ત્યાગ છે ત્યાં જ ધર્મ છે અને જ્યાં ધર્મ છે ત્યાં જ આત્માનો ઉદ્ધાર છે' બંધુઓ! તમે માર્ગ

ભૂલ્યા છો જેમ તમે ગૃહસ્થીના ઘરમાં પ્રવેશ કરો છો, તેમ તમે અમારા ધર્મસ્થાનકમા પ્રવેશો છો. આજથી પ્રતિજ્ઞા લો કે અમારે 'નિસિહિ' બોલીને ધર્મસ્થાનકમાં પ્રવેશ કરવો દરેક વિધિવાદ સાચવવો જોઇએ ધર્મસભામાં બૂટ, ચપલ, સેન્ડલ કે મોજડી પહેરીને ન જવાય, કારણ કે પાચ અભિગમ સાચવવા જોઇએ આગળના વખતમા રાજા–મહારાજાઓ મોજડી વગેરે સમોસરણ બહાર મૂકીને આવતા જો તમે બૂટ, ચપલ પહેરીને આવો તો જ શ્રી સંઘને એ બધુ સાચવવા માણસ રાખવો પડે ને? સમજો, ભાઈઓ, સમજો. સામાયિક કરનારે મુહપત્તિ, ગુચ્છો, પાથરણુ વગેરે ઉપકરણો અવશ્ય રાખવા જોઇએ, કારણ કે લિંગ વિના સામાયિક ન થાય, ઉત્તરાધ્યયન સૂત્રના ૨૩ મા અધ્યયનમા કહ્યુ છે, કે लोगे लिंगपयोयण–લોકને વિષે લિંગ એ પ્રયોજન છે દૃષ્ટાન્ત તરીકે, કેશી સ્વામી અને ગૌતમ સ્વામીના મુનિઓનો શ્રાવસ્તી નગરીમા એકબીજા સાથે મેળાપ થયો. મિલન થતાં બન્ને પક્ષના સાધુઓને શંકા ઊપજી કે બન્નેનુ પ્રયોજન એક જ કાર્ય કરવા માટે છે, છતાં બન્નેના લિંગમા ફરક કેમ? એક પાચે વર્ણના કપડા પહેરે છે, જ્યારે બીજાએ શ્વેત કપડા પહેર્યા છે. કેશી સ્વામી દીક્ષાપર્યાયે મોટા છે, જ્યારે ગૌતમ સ્વામી જ્ઞાન અને પદવીએ મોટા છે ગૌતમ સ્વામી ગણધર છે કેશી સ્વામી ત્રણ જ્ઞાનના ધણી છે અને આચાર્યની પદવીવાળા છે મોક્ષને સાધવા માટે સમ્યક્ જ્ઞાન, દર્શન, ચારિત્ર છે મોક્ષ સાધનારને લિંગ આડખીલી રૂપ થતુ નથી જે આત્માઓ ચારે તરફથી શિથિલ થાય છે તે લિંગ હોય તો લજ્જા પામે

છે સાધુ ગૃહસ્થના ઘરે વિના કારણે બેસી શકતો નથી. ત્રણ કારણે સાધુ ગૃહસ્થના ઘરમાં બેસી શકે દશવૈકાલિક સૂત્રનાં ૬ ઠ્ઠા અધ્યયનની ૬૦ મી ગાથામાં બતાવેલ છે કે—

तिण्हमन्नयरागस्स निसेज्जा जस्स कप्पइ ।
जराए अभिभूयस्स वाहियस्स तवस्सिणो ॥

ઘરડા હોય, તપસ્વી હોય, વ્યાધિગ્રસ્ત હોય તો મુનિઓને બેસવું કલ્પે. પણ જો કોઈ ગૃહસ્થ બીમાર હોય અને સાધુ દર્શન કરાવવા જાય ત્યારે ઓછામાં ઓછી એક ગાથાનો ઉપદેશ આપે. પણ જો વધારે સમય કાઢે તો મુનિ પ્રાયશ્ચિતનો અધિકારી બને. મુનિનો વેશ છે તે દ્રવ્ય લિંગ છે જો કે ભાવ લિંગ તો સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્ર જ છે ચારિત્ર છે એ અદ્‌ભુત સાધન છે શાસ્ત્રકાર ફરમાવે છે કે સાધન વિના કોઈ તર્યું નથી તરવાનું નથી અને તરશે પણ નહિ. તે માટે પચ્ચખ્ખાણનું વિધાન બતાવે છે કોઈ વ્યક્તિ બ્રહ્મચર્યવ્રત ગ્રહણ કરે અને તે વ્રત તેણે સભા સમક્ષ લીધું હોય તો કદાચ વ્રત તોડવાની ભાવના થાય તો પણ સંઘને જોઈને વ્રત તોડતાં લજ્જા પામે. માટે વ્રત તો સંઘની વચ્ચે જ ગ્રહણ કરવું જોઈએ. પ્રભુ કહે છે કે, પાપ કરતા લાજો અત્યારે ઘણાની માન્યતા એવી છે કે પચ્ચખ્ખાણ સભા સમક્ષ શા માટે લેવા જોઈએ? વ્રતની જાહેરાત શા માટે કરવી જોઈએ? ભાઈ! આ વ્રતની જાહેરાત નથી માત્ર તમારા દાખલા જોઈને બીજાને નેમ કરવા પ્રોત્સાહન મળે એ જ ઉદ્દેશ છે પાછલી અવસ્થામાં જેને દેશવિરતિ અથવા સર્વવિરતિ થવાની ભાવના થાય તે આ માનવ ગતિને પામે

છે, કારણુ કે તૃષ્ણા તો કુંવારી છે. દેહ જર્જરિત થાય પણુ તૃષ્ણા તો યુવાન જ રહે છે જે સમયે તૃષ્ણાનો ત્યાગ કર્યો તે સમય સોનેરી કહેવાય. એક કવિએ કહ્યુ છે, કે—

'કોઇ આમ બોલે કોઈ તેમ બોલે,
એ તો જેનો જેવો સ્વભાવ,
હે ભાઇ ! તુ તારુ સંભાળ

કેવો સુંદર ભાવ છે ! કોઈ યોગ્ય શિખામણુ આપશે, કોઇ અયોગ્ય કોઈ સારુ બોલશે, કોઈ બૂરુ, કોઈને કામ રુચિકર લાગશે તો કોઈને અરુચિકર માટે શુ સત્ય અને અસત્ય, શું સારું અને ખરાબ—તેની તુલના તારે પોતે જ કરી લેવાની છે આગળ જતા કહે છે, કે-

'પગે પગરખા પહેરી લે, તાપ પડે ત્યા ચાલી જો,
પૃથ્વી આખી મઢાય નહિ, તુ તારું સભાળ

ગ્રીષ્મના તાપથી જ્યારે આખી પૃથ્વી તપી ઊઠે ત્યારે તાપથી બચવા કઈ આખી ધરતીને કોઈ મઢતુ નથી પગમાં પગરખા પહેરી લીધા એટલે તાપથી રક્ષણુ મળે ભગવાન કહે છે, કે અનંત કાળથી આ જીવે પારકાની પંચાત કરી છે. માટે ભગવાનનુ સોનેરી વાકય યાદ રાખવુ કે, 'તું તારૂં સભાળ' સુખરૂપ કાર્ય કરતા કોઈની શરમ ન રાખવી. અભિમાન રહિત શાસનની સેવા કરતા હે આત્માઓ! તમને કોઇ પૂજે કે હડધૂત કરે, પ્રશંસા કરે કે નિંદા, તમે સમભાવપૂર્વક તમારુ કાર્ય કર્યે જ જશો સમભાવપૂર્વક કામ કરતાં અવશ્ય આગળ વધાય છે માટે હે ભાઈ! 'તુ તારુ સભાળ.' આ દાગીનો પહેરી લો હૃદયમા કોતરી લો જગત

ગમે તે કહે પણ તારે શાંતભાવે રહેવું હવે અહીં સૂર્યાભદેવ વિધિપૂર્વક વંદન નમસ્કાર કરે છે, અને વિધિવાદ સાચવે છે વિધિવાદ સાચવતા આત્માને શો લાભ થાય છે તે અવસરે કહેવાશે

---

## વ્યાખ્યાન ૧૨ મું

[ શુક્રવાર અષા' વદ ૪ ]

ભગવાન કહે છે, જે આત્માઓ મહાન પુરુષોની વાણીનું મનન કરે છે તે કલ્યાણને પામે છે કસોટીએ ચડતાં જેમ સોનાની કિંમત વધે છે તેમ ભગવાનની વાણી પર વિશ્વાસ રાખી વર્તન કરનાર આત્મા પરમ પદને પામે છે, જેણે ભગવાનની વાણી પર વિશ્વાસ કર્યો છે તે સૂર્યાભદેવ સુધર્મ સભામાં બેઠેલો છે દેવની દ્યુતિ, કાન્તિ, પ્રતિભાથી સંપન્ન સૂર્યાભદેવ રિદ્ધિમાંથી નિવૃત્તિ લઈને નાથને નિહાળે છે ભગવાનની ભાવ રિદ્ધિ આગળ સૂર્યાભને પોતાની દ્રવ્ય રિદ્ધિ ફિક્કી લાગવા માંડી. હે ભાઈઓ ! આવી દ્યુતિ-કાન્તિથી સંપન્ન દેવ ફુરસદ લઈને ભગવાન સંમુખ દૃષ્ટિ કરે છે; ત્યારે હે ભવ્ય જીવો ! તમે અમારી સંમુખ બેઠા છો તો તમારે કેટલી ફુરસદ લેવી જોઈએ ? જ્ઞાની પુરુષો કહે છે કે મોંઘા એવા માનવજીવનમાં

ફુરસદની મોઘવારી ચાલુ છે, તેનો તમે કેમ વિચાર કરતા નથી? જ્યારે અમે પૂછીએ ત્યારે સમય નથી એમ કહીને ઊભા રહો છો જન્મીને મરીએ ત્યાસુધી ફુરસદની સોઘવારી થાય તેવુ તમને લાગે છે? અનંત જ્ઞાનીઓ કહે છે કે, મોક્ષને લાયક આત્માને સમગ્ર સામગ્રી અને સાહેબી મળે અને જો તે સમય મેળવીને આત્માનુ શ્રેય ન કરે તો તે માનવ નહિ દાનવ છે એમ જાણવુ સૂર્યાભદેવમા કેટલો વિનય છે! તમારામા આવો વિનય ક્યારે આવશે? ગૌતમ સ્વામીએ પ્રભુ મહાવીરને પૂછ્યુ "હે નાથ, શક્રેન્દ્ર જે વખતે બોલે છે તે વખતે તે સાવદ્ય ભાષા બોલે છે કે નિરવદ્ય?" નાથ બતાવે છે, "હે ગૌતમ! શક્રેન્દ્ર જે વખતે ઉપયોગપૂર્વક બોલે છે ત્યારે તેની ભાષા નિરવદ્ય છે, જ્યારે ઉપયોગ વગર બોલાયેલી ભાષા સાવદ્ય કહેવાય" દશ વૈકાલિક સૂત્રના ૭ મા અધ્યયનની અંદર ચાર પ્રકારની ભાષા બતાવી છે સત્ય ભાષા, અસત્ય ભાષા, મિશ્રભાષા અને વ્યવહારભાષા આમાની બે બોલવા જેવી છે અને બે વર્જવા જેવી છે સત્યભાષા અને વ્યવહારભાષા આદરણીય છે, જ્યારે અસત્યભાષા અને મિશ્રભાષા વર્જવા જેવી છે. આજે કેટલાય શ્રાવકશ્રાવિકાઓ ભ્રમમા પડી ગયા છે જે વખતે ગૌતમ સ્વામી મૃગા લોઢિયાને જોવા જાય છે ત્યારે સાથે બતાવવા આવેલી રાણી કહે છે, "હે નાથ! આપ નાક ઉપર કપડુ રાખો, નહિ તો તેના શરીરમાથી નીકળતી દુર્ગંધ આપનાથી સહન નહિ થાય" એ વખતે નાક ઉપર કપડુ બાધવાનુ ન કહ્યુ ઉત્તરાધ્યયન સૂત્રના ૨૬ મા અધ્યયનમા मुहपत्ति पडिलेहित्ता મુહપત્તિનુ

પડિલેહણ બતાવ્યું છે સાત શતાબ્દીની વાત છે ધર્મ પ્રાણ વીર લોકાશાહ થઈ ગયા. તેમણે પણ મુહપત્તિનું વિધાન શાસ્ત્રમાં છે તે બતાવ્યું છે સમ્યગ્દષ્ટિ શ્રાવક અને શ્રાવિકાએ યત્નાપૂર્વક બોલવું જોઈએ. યત્ના વિના બરાબર બોલી શકાય નહિ. માટે દરેકે મુહપત્તિનું લિંગ-ચિહ્ન રાખવું જોઈએ. આજે આપણી બહેનો કપડાં ખરીદવામાં પુષ્કળ પૈસા વાપરી નાખશે; પણ તેમને પૂછીશું કે 'મુહપત્તિ છે? તો જવાબ આપશે કે નથી. ખરેખર, આવા જીવોને પોતાના આત્મા પ્રત્યે જરા પણ લક્ષ નથી હોતું જે જીવને આત્મા પ્રત્યે લક્ષ હોય છે તે સંવર-કરણી કરવાના દરેક ઉપકરણ પોતાની પાસે તૈયાર જ રાખે છે સામાયિક અથવા આત્મશાન્તિનું જ્યારે કાર્ય ચાલી રહ્યું હોય ત્યારે ક્રોધ, માન, માયા, લોભ ઉત્પન્ન કરે એવું એક પણ સાધન પાસે રાખવું જોઈએ નહિ સામાયિક અથવા પૌષધવ્રતમાં મુર્છા લઈને આમતેમ આખો દિવસ ફરાય નહિ શરીરના અનિવાર્ય કાર્યો સિવાય એક જ સ્થાન પર સ્થિર બેસવું જોઈએ. મુનિઓને માટે પણ વિધાન છે તે રજોહરણ વગર ચાલી ન શકે અને જો ચાલે તો પ્રાય-શ્ચિત લાગે શુદ્ધ ક્રિયા કરતી વેળાએ ભાવના પણ શુદ્ધ રાખવી જોઈએ. હે ભાઈ! તું પૌષધવ્રત કરે છે ત્યારે ભૂખ અને તરસ પર જબ્બર કાપ મૂકે છે તું આટલું બધું સહન કરવા શક્તિમાન બને છે તો કષાયભાવને સહન કરતાં કેમ શીખતો નથી? પૌષધવ્રત એ આત્માનું ઊંચું સ્થાન પ્રાપ્ત કરવાનું અમોઘ શસ્ત્ર છે શુભમાંથી શુદ્ધ તરફ જલદી

જવાય છે સૂર્યાભદેવ શુભ ભાવનાથી પ્રભુદેવ સામા સાત–આઠ ડગલા જાય છે. જઈને જમણો પગ ઢાળીને અને ડાબો પગ ઊભો કરીને પ્રભુની સમુખ ઊભો રહીને સ્તુતિ કરે છે તમને અહી પ્રશ્ન થશે કે પગ ઢાળવાની શી જરૂર છે? એ વિનયનો ગુણ છે સૂર્યાભદેવ વદન કરતાં ત્રણવાર મસ્તક ધરણી પર નમાવે છે હાથની દશે આંગળીઓને જોડીને, બે ઢીચણ વાળીને નમસ્કાર કરે છે ગૌતમ સ્વામી પૂછે છે, "હે નાથ! સૂર્યાભ વદન કરતા શુ બોલે છે?" " नमोत्थुण बोલે છે" ભગવાનની સ્તુતિ કરે છે ભાઈઓ! દ્રવ્યથી શાસ્ત્રનુ પાલન ન હોય તો ભાવ ટકવો મુશ્કેલ છે શાસ્ત્રકાર કહે છે, ભાઈ! ભાવકરણી કરતા કાયાની ચપલતા, ભાવની ચપલતા, ભાષાની ચપલતા ન હોવા જોઈએ ઘણાને એવી ટેવ હોય છે કે બેઠા બેઠા કાયાને ચલાવ્યા જ કરે માટે નાથ કહે છે કે જ્યાસુધી મન, વચન અને કાયાની સ્થિરતા સધાય નહિ ત્યાં સુધી જ્ઞાનની આરાધના કરી શકાય નહિ જે જીવો સરળ છે તે જીવો ધર્મની આરાધના કરી શકે છે. સરળ બનેલો સૂર્યાભ પ્રભુની નમોથ્થુણ વડે સ્તુતિ કરે છે શાસ્ત્રકારો સ્તુતિને બીજી રીતે 'થવથ્થુઈ મગલ' કહે છે ઉત્તરાધ્યયન સૂત્રના ૨૯ મા અધ્યયનમા ગૌતમ નાથને પૂછે છે, કે સ્તુતિ કરવાથી જીવને શો લાભ થાય? ભગવાન કહે છે, કે સ્તુતિથી જ્ઞાન, દર્શન, ચારિત્રના બોધિલાભની પ્રાપ્તિ થાય, થવ એટલે સ્તવ અને થ્થુઇ એટલે સ્તુતિ આનુ નામ થવથ્થુઇ મગલ એક શ્લોકથી માડીને સાત શ્લોક સુધી અથવા પકિતબધ બોલવામા આવે તેને સ્તવ કહેવાય પકિતબધ ન હોય છતા

હૃદયના ભાવનું ઉચ્ચારણ, રટણ, પ્રાર્થના તે સ્તુતિ. આ ધવમ્ભુઈ શક્રેન્દ્રનુ બોલેલુ છે શક્રેન્દ્રને નમોથ્થુણ બોલતા જે ઉલ્લાસ અને આનંદ આવે છે, તેવો ઉલ્લાસ અને આનંદ આપણને સ્તુતિ બોલતા થવો જોઈએ. 'નમોથ્થુણ' ના એક એક શબ્દમા ગભીર આશય ભરેલો છે અરિહતને નમસ્કાર કર્યા પછી ભગવતાણ મૂકવાની શી જરૂર હતી ? જેણે ચાર ઘનઘાતી કર્મનો ક્ષય કર્યો, તે અરિહત થયા અને તે ભગવત તો થવાના જ છે પહેલુ નમોથ્થુણ આખુ સિદ્ધ પરમાત્માને કરેલ છે. તો પછી ભગવતાણ આઇગરાણ શા માટે મૂક્યુ ? જો ઓવ સજ્ઞામે આત્મા જઈશુ, તો એક પણ ન્યાય નહિ મળે. સૂર્યાભ દેવ જે નમોથ્થુણ કરે છે તે આપણને મળ્યુ છે માટે આપણે પણ પરમ ભાગ્યશાળી છીએ સૂર્યાભ દેવની જેમ જો આપણે ઉત્કૃષ્ટ ભાવથી પરમાત્માની સ્તુતિ કરીશુ, તો આપણુ પણ અવશ્ય શ્રેય થશે. આજે તો કેટલાકને અરિહત ભગવાનનુ નામ લેતાં ય શરમ આવે છે "લેતાં પ્રભુજીનુ નામ દુનિયા લાજી મરે છે" અરિહતાણ પછી ભગવતાણ શા માટે મૂક્યુ છે તે આગળ ઉપર અવસરે બતાવવામા આવશે.



# વ્યાખ્યાન ૧૩ મું

[ શનિવાર, અષાડ વદ ૫ ]

ભગવાનની વાણી ભવનું નિકંદન કરનારી, આપદાને કાપનારી, આત્મિક સંપત્તિને આપનારી, ભૌતિક સુખને ટાળનારી, અલૌકિક અને અજોડ શક્તિ ધરવાવાળી છે એ વાણી સુધર્મા સ્વામી પોતાના વહાલા શિષ્ય જંબુજીને સંભળાવી રહ્યા છે હે શિષ્ય! મારા પરમ તારક ગુરૂદેવ એમ કહેતા હતા, કે જીવને તરવા માટે અનેક રસ્તાઓ બતાવીએ છીએ એમાંનો એક રસ્તો આ છે જિનેશ્વરની સ્તુતિ, પ્રાર્થના અને સ્તવ કરવાથી જીવને મહાન ફળની પ્રાપ્તિ થાય છે કેટલાકની માન્યતા છે કે જૈન દર્શનમાં સ્તુતિ, પ્રાર્થના, સ્તવ જેવું કંઇ જ નથી ત્યારે ઉત્તરાધ્યયન સૂત્રના ૨૯ મા અધ્યયનમાં બતાવવામાં આવ્યું છે કે થવથુઈ કરવાથી જીવને શો લાભ થાય? જે આત્મા પ્રભુની સ્તુતિ–પ્રાર્થના કરતો નથી, તે જીવાત્માનું જરા પણ શ્રેય થતું નથી. પોતાના આત્માનું શ્રેય કરવા માટે સૂર્યાભ દેવ ભગવાનને કેવલ કલ્પમાંથી નિહાળે છે અને સિંહાસન પરથી નીચે ઉતરી પ્રભુને વંદન–નમસ્કાર કરે છે, અને બે હાથ જોડીને કહે છે, કે "હે નાથ! અહીં ઊભેલા સૂર્યાભ તરફ દૃષ્ટિ કરજો!" એ વખતે સૂર્યાભના અંતરમાં કેવા કેવા ભાવ ઊપજ્યા હશે? શાસ્ત્રકાર કહે છે, કે સ્વાધ્યાય કરો, ધ્યાન–નિદિધ્યાસન કરો, વાચન, મનન કરો અને સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ વગેરે વ્રતો કરો: આ બધું આત્મિક ભાવની શુદ્ધિ વડે જ કરવું જોઇએ.

સૂર્યાભ દેવ પોતાની દ્રવ્યશિદ્ધિ એમ્ચી લે છે અને ભાવથી પોતાનું આખુ શરીર પ્રભુને અર્પણ કરે છે બધુઓ! તમારૂં અર્પણ કોને કરો છો? તમારૂ અર્પણ શિવને છે કે ધનને? સૂર્યાભ દેવ પ્રભુની પ્રાર્થના કરતાં બોલે છે, કે નમોથ્થુણં અરિહંતાણં ભગવંતાણં વગેરે. કર્મરૂપી શત્રુઓનો નાશ કર્યો છે તે અરિહંત દેવને વંદન-નમસ્કાર કરૂં છું ચાર ઘાતી કર્મનો ક્ષય કર્યો ત્યારે અરિહંત થયા. તેણે સિદ્ધ ભગવાનની ઓળખાણ કરાવી જેથી તેનું પદ પહેલુ મૂકવામા આવ્યુ અને પછી ભગવંતાણં શબ્દ મૂકવામા આવ્યો જેણે ભવનો અંત કર્યો હોય, તેને ભગવંત કહેવાય આઠ કર્મથી જે આત્મા મુક્ત થાય, તેને સિદ્ધ ભગવંત કહેવાય. જ્યારે શરીરમા વાયુનું જોર વધી જાય ત્યારે સૂંઠનો પ્રયોગ કરીએ છીએ, તેમ કર્મ રૂપી વાયુનો નાશ કરવા માટે સ્તુતિ, સ્તવન, પ્રાર્થનાનો ઉપયોગ કરવો જોઇએ. મહાન પુરૂષોની ઓળખાણ વગર બધુ નકામુ છે મહાન પુરૂષોની ઓળખાણ કરવા માટે હમેશા જિજ્ઞાસા રાખવી જોઈએ નમોથ્થુણમ્ માં મહાન અદ્ભુત રસ ભરેલો છે જે આત્મા સાંભળે છે તેને સાંભળતા સાંભળતા સ્વભાન થતું જાય છે, તેનામા જાગૃતિ આવતી જાય છે, કોઈ નવી શક્તિનો પ્રાદુર્ભાવ થતો અનુભવાય છે અરિહંત થયા તે સિદ્ધ ભગવંત તો થવાના છે અરિહંતો ચાર નિક્ષેપે છે નામ નિક્ષેપ, સ્થાપના નિક્ષેપ દ્રવ્ય નિક્ષેપ, અને ભાવ નિક્ષેપ. અનુયોગદ્વારમાં ભગવાને અમૃતના ફુવારા છોડ્યા છે અરિહંતાણં પછી ભગવંતાણં મૂકવાનુ કારણ એ છે કે, નામ અરિહંત, સ્થાપના અરિહંત, દ્રવ્ય

અરિહંત જાણવાલાયક છે. ત્રણ નિક્ષેપ જાણવાલાયક છે અને ભાવ નિક્ષેપે જે અરિહંતે કર્મનો ક્ષય કર્યો છે તે અરિહંત વંદન, નમસ્કારને યોગ્ય છે જ્યાં સુધી નામ, સ્થાપના અને દ્રવ્ય અરિહંત છે ત્યાં સુધી અરિહંતના ગુણ પ્રગટ થયા નથી ગુણ ક્યારે પ્રગટ થાય? જ્ઞાનાવરણાદિ ચાર કર્મનો ક્ષય થવાથી ૧૨ ગુણ અરિહંત દેવને પ્રગટે છે

નામ અધ્યાત્મ, ઠવણ અધ્યાત્મ દ્રવ્ય અધ્યાત્મ છંડો રે,
ભાવ અધ્યાત્મ નિજ ગુણ સાધે, તો તેહશું રઢ મંડો રે

આનંદઘનજી મહારાજ ભગવાનની સ્તુતિ કરતાં બોલ્યા છે, કે જે વચન વીતરાગની વાણીને પુષ્ટ કરતું હોય તે વચન આદરવાલાયક છે વીતરાગના વચનથી વિરૂદ્ધ જતુ હોય તો તે વચન આદરવા લાયક નથી ચાર નિક્ષેપે અરિહંત છે. તેમા તમારે સ્તુતિ અને સ્તવન કોનુ કરવાનુ છે? ભાવ અરિહંતની સ્તુતિ કરવાની જેણે બાર ગુણ પ્રગટ કર્યા છે અને જે અઢાર દોષરહિત છે, એવા ભગવાનની સ્તુતિ કરવી જોઈએ હવે ભગવતાણંક શબ્દમા ભગ ધાતુ છે એના ચૌદ અર્થ થાય છે સૂર્ય અને યોનિ એ બે અર્થો બાદ કરતા અરિહંતના બાર ગુણ થાય છે એમા છ બોલ બતાવે છે ભક્તામરના એક ×શ્લોકમા બતાવવામાં આવ્યુ છે, કે—

× ऐश्वर्यस्य समग्रस्य धर्मस्य यशस श्रिय ।
वैराग्यस्याय मोक्षस्य पण्णा भग इतीरणा ॥

(૧) જેણે સંપૂર્ણ ઐશ્વર્ય એટલે ઠકુરાઈ પ્રાપ્ત કરી છે, તેને ભગવાન કહે છે એક દેશનો રાજા નહિ પણ સંપૂર્ણ દેશનો રાજા જગતની અંદર જેટલા રૂપવાળા પદાર્થ છે, તે બધાનુ રૂપ તમે પ્રાપ્ત કર્યું છે (૨) ધર્મ, (૩) યશ, (૪) લક્ષ્મી, (૫) વૈરાગ્ય, (૬) મોક્ષ—એ છ જેણે પ્રાપ્ત કર્યા છે તેને ભગવાન કહેવાય છે

સૂર્યાભ દેવ પોતાની દ્રવ્યરિદ્ધિ એથી લે છે અને ભાવથી પોતાનું આખું શરીર પ્રભુને અર્પણ કરે છે બંધુઓ! તમારૂં અર્પણ કોને કરો છો? તમારૂં અર્પણ શિવને છે કે ધનને? સૂર્યાભ દેવ પ્રભુની પ્રાર્થના કરતાં બોલે છે, કે નમોત્થુણં અરિહંતાણં ભગવંતાણં વગેરે. કર્મરૂપી શત્રુઓનો નાશ કર્યો છે તે અરિહંત દેવને વંદન-નમસ્કાર કરૂં છું ચાર ઘાતી કર્મનો ક્ષય કર્યો ત્યારે અરિહંત થયા. તેણે સિદ્ધ ભગવાનની ઓળખાણ કરાવી જેથી તેનું પદ પહેલું મૂકવામા આવ્યું અને પછી ભગવંતાણં શબ્દ મૂકવામા આવ્યો જેણે ભવનો અંત કર્યો હોય, તેને ભગવંત કહેવાય. આઠ કર્મથી જે આત્મા મુક્ત થાય, તેને સિદ્ધ ભગવંત કહેવાય. જ્યારે શરીરમા વાયુનું જોર વધી જાય ત્યારે સૂંઠનો પ્રયોગ કરીએ છીએ, તેમ કર્મ રૂપી વાયુનો નાશ કરવા માટે સ્તુતિ, સ્તવન, પ્રાર્થનાનો ઉપયોગ કરવો જોઈએ. મહાન પુરૂષોની ઓળખાણ વગર બધું નકામું છે મહાન પુરૂષોની ઓળખાણ કરવા માટે હમેશાં જિજ્ઞાસા રાખવી જોઈએ નમોત્થુણમ્ માં મહાન અદ્ભુત રસ ભરેલો છે જે આત્મા સાંભળે છે તેને સાંભળતા સાંભળતા સ્વભાન થતું જાય છે, તેનામા જાગૃતિ આવતી જાય છે, કોઈ નવી શક્તિનો પ્રાદુર્ભાવ થતો અનુભવાય છે અરિહંત થયા તે સિદ્ધ ભગવંત તો થવાના છે અરિહંતો ચાર નિક્ષેપે છે નામ નિક્ષેપ, સ્થાપના નિક્ષેપ દ્રવ્ય નિક્ષેપ, અને ભાવ નિક્ષેપ. અનુયોગદ્વારમા ભગવાને અમૃતના ફુવારા છોડ્યા છે અરિહંતાણં પછી ભગવંતાણં મૂકવાનું કારણ એ છે કે, નામ અરિહંત, સ્થાપના અરિહંત, દ્રવ્ય-

અરિહંત જાણુવાલાયક છે ત્રણ નિક્ષેપ જાણુવાલાયક છે અને ભાવ નિક્ષેપે જે અરિહંતે કર્મનો ક્ષય કર્યો છે તે અરિહંત વંદન, નમસ્કારને યોગ્ય છે જયા સુધી નામ, સ્થાપના અને દ્રવ્ય અરિહંત છે ત્યા સુધી અરિહંતના ગુણ પ્રગટ થયા નથી. ગુણ કયારે પ્રગટ થાય? જ્ઞાનાવરણાદિ ચાર કર્મનો ક્ષય થવાથી ૧૨ ગુણ અરિહંત દેવને પ્રગટે છે

નામ અધ્યાત્મ, ઠવણ અધ્યાત્મ દ્રવ્ય અધ્યાત્મ છંડો રે,
ભાવ અધ્યાત્મ નિજ ગુણ સાધે, તો તેહશું રઢ મંડો રે

આનંદઘનજી મહારાજ ભગવાનની સ્તુતિ કરતા બોલ્યા છે, કે જે વચન વીતરાગની વાણીને પુષ્ટ કરતું હોય તે વચન આદરવાલાયક છે વીતરાગના વચનથી વિરૂદ્ધ જતુ હોય તો તે વચન આદરવા લાયક નથી ચાર નિક્ષેપે અરિહંત છે. તેમા તમારે સ્તુતિ અને સ્તવન કોનુ કરવાનુ છે? ભાવ અરિહંતની સ્તુતિ કરવાની જેણે બાર ગુણ પ્રગટ કર્યા છે અને જે અઢાર દોષરહિત છે, એવા ભગવાનની સ્તુતિ કરવી જોઈએ હવે ભગવતાણુક શબ્દમા ભગ ધાતુ છે એના ચૌદ અર્થ થાય છે સૂર્ય અને યોનિ એ બે અર્થો બાદ કરતા અરિહંતના બાર ગુણ થાય છે એમાં છ બોલ બતાવે છે ભક્તામરના એક શ્લોકમા બતાવવામા આવ્યુ છે, કે—

× ऐश्वर्यस्य समग्रस्य धर्मस्य यशस श्रिय ।
वैराग्यस्याथ मोक्षस्य षण्णा भग इतीरणा ॥

(૧) જેણે સંપૂર્ણ ઐશ્વર્ય એટલે ઠકુરાઇ પ્રાપ્ત કરી છે, તેને ભગવાન કહે છે એક દેશનો રાજા નહિ પણ સંપૂર્ણ દેશનો રાજા જગતની અંદર જેટલા રૂપવાળા પદાર્થ છે, તે બધાનુ રૂપ તમે પ્રાપ્ત કર્યું છે (૨) ધર્મ, (૩) યશ, (૪) લક્ષ્મી, (૫) વૈરાગ્ય, (૬) મોક્ષ—એ છ જેણે પ્રાપ્ત કર્યા છે તેને ભગવાન કહેવાય છે

यै शान्तरागरुचिभि परमाणुभिस्त्व ।
निर्मापितस्त्रिभुवनैकललामभूत ॥
तावन्त एव खलु तेऽप्यणव पृथिव्यां ।
यत्ते समानमपरं न हि रूपमस्ति ॥

હે નાથ! જગતની અંદર જેટલા શાંત અને રુચિકર પદાર્થ છે, એના પરમાણુઓથી આપનું શરીર ઘડાયેલું છે કોઈક ઔદારિક શરીર બાંધતા પુદ્ગલોને સુરભિપણે લીધા અને દુરભિપણે પણ લીધા પણ આપે તો માત્ર સુરભિપણે જ લીધા હે નાથ! પૃથ્વી ઉપર જેટલા શાંત અને રુચિકર પદાર્થો હતા, તેના બધા પરમાણુઓ આપે જ લઈ લીધા. કેટલો ભાવ ભર્યો છે આ શબ્દોમા! જુવારના રોટલા ખાનારને ઘેવરના સ્વાદની શી ખબર પડે? બંધુઓ! હર રોજ સવારે તમે ચા પીઓ છો પણ અમે તમને ગરમા ગરમ વીતરાગની વાણીની ચા પાઈએ છીએ. જેણે આ ચા પીધી તે અજર અમર થઈ ગયા. હે પ્રભુ! આપના સમાન બીજા કોઈનું રૂપ નથી. પ્રભુના દેહનું શાસ્ત્રકાર કેટલું બધું વર્ણન કરે છે! ૧૦૦૮ લક્ષણના ધારણહાર આપણા જિનેશ્વર પ્રભુ છે આપણે કેટલા ગુણના ધારણહાર છીએ? જ્યાં સુધી ગુણ નહિ આવે ત્યાં સુધી આપણે જિનેશ્વરદેવ નહિ બની શકીએ આપણી કુટેવોને સુધારવા માટે વીતરાગની અમૂલ્ય વાણીનું સિંચન કરવું જોઈએ. એ અમૃતવાણી જો આપણા અંતરમા ઉતરે, તો ભવોભવની કુટેવોનો નાશ થઈ જાય. કુટેવોનો નાશ થયે આપણે પણ ભગવાન જેવા બની શકીએ હે નાથ! જગતની અંદર જેટલા અવિકારી અને શાંત પર

માણુઓ છે તે બધા આપને વરેલા છે એક એક પરમાણુમાં અદ્ભુત શક્તિ છે તેણે ચૈતન્યને આવરી લીધુ છે ભગવતી સૂત્રમા ગૌતમ સ્વામી ભગવાન મહાવીરને પૂછે છે, "હે નાથ! શક્તિ કેટલા પ્રકારની છે?" નાથ કહે છે, "બે પ્રકારની ' જડશક્તિ અને ચૈતન્યશક્તિ " "હે નાથ! જડની શક્તિ કેવી અને ચૈતન્યની કેવી તે સમજાવો " અનાદિ કાળથી જીવે બાહ્ય દૃષ્ટિ કેળવી છે, પણ હવે આભ્યતર દૃષ્ટિ પ્રગટાવવાનો અવસર આવ્યો છે કોઈ ગરીબ માણસને લક્ષ્મી મળતા જેમ તેની રોનક ફરી જાય છે, તેમ જે આત્માને આભ્યતર દૃષ્ટિ પ્રાપ્ત થાય છે તેનામા નવુ જ ચૈતન્ય પ્રગટે છે તો આત્માની અનત શક્તિ પ્રાપ્ત કરનારની રોનક ફરી જાય તેમા નવાઇ શી? હવે નાથ જડશક્તિની વાત કરે છે સ્કધમાથી છૂટો પડે તે પરમાણુ પરમાણુ એટલે સૂક્ષ્મમાં સૂક્ષ્મ દ્રવ્ય, જેના ભાગ ન પડી શકે તે પરમાણુ સાતમી નરકના તળિયેથી ઊપડયો તેને સિદ્ધશિલામા જવુ છે બોલો, તમારે કયા જવુ છે? સિદ્ધશિલામા કે સિદ્ધક્ષેત્રમા? ચૈતન્યની શક્તિ અનત છે, જ્યારે જડ તો પામર છે, મુડદુ છે તેને હજાર ઈન્જેકશનો આપો તો ય ઊભુ થાય તેમ નથી પણ વર્તમાન આત્મા જડને અધીન થઈને રહ્યો છે ચૈતન્યશક્તિને જડે દબાવી દીધી છે આજે આપણને સાધુ કે મુનિરાજ અઠ્ઠાઇ અગર ઉપવાસ, પોષો કરવાનું કહે છે ત્યારે આપણે શો જવાબ આપીએ છીએ? સાહેબ! શરીરમા શકિત નથી કોઈ ભયકર રોગ થયો હોય અને દાકતર અનાજ છોડી દેવાનુ કહે ત્યારે કેમ તરત જ અનાજ છોડી

હો છો? ખાવાની ઇચ્છા છતા છોડી દો છો ને? તો આ તો અનંત ભવનો રોગ કાપવાનો છે તો પછી શા માટે સત્યને શોધતા નથી? સદાજીવી, સદાઅમર આ માને વળી જન્મ-મરણના કારખાના કેવા? આ કારખાનાની અંદર પાંચ ઇન્દ્રિયો અને સ્ત્રીપુત્રાદિ પરિવાર સમાયેલો છે

એક શેઠ હતા તેમનું એક કારખાનું હતું તેમા પચાસ માણસો કામ કરતા હતા જો શેઠ માણસો ઉપર બરાબર ધ્યાન ન રાખે તો કારખાનુ બરાબર ચાલે નહિ. તેવી જ રીતે, આ જન્મમા મનુષ્ય દેહરૂપી જે કારખાનુ તમને મળ્યુ છે તેનું સમજવું જો તમે બરાબર ઉપયોગ નહિ રાખો તો સભાન નહિ બની શકો. નાથ કહે છે કે ભાનમા આવ્યા સિવાય જ્ઞાન થાય નહિ. જડે અનંત શક્તિને દબાવી દીધી છે તેને જો એક કરંટ—આંચકો લાગી જાય તો અનંત શક્તિનો પોષ પૂરો થાય. શક્તિને ખીલવવા માટે શાસ્ત્રકાર પવયુધનો પાઠ બતાવે છે ભગવંતાણું કેવા છે! છ પ્રકારની લક્ષ્મીને જે વરેલ હોય તે ભગવંત કહેવાય. અહીં સુધીની વ્યાખ્યા થઈ હવે પછીની વ્યાખ્યા આગળ ઉપર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન ૧૪ મું

(રવિવાર, અષાડ વદ ૬)

ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ તેનું નામ સિદ્ધાંત.

રાયપસેણીય સૂત્રનો અધિકાર ચાલી રહ્યો છે એમા સૂર્યાભદેવ ભગવાનની અમૃતવાણીની સ્તુતિ કરી રહ્યો છે એના

જેટલા વખાણ કરીએ તેટલા ઓછા જે આત્માઓ એ વાણીનુ પાન કરી ગયા તે અમર થઈ ગયા હે આત્માઓ! તમે જન્મ-મરણના ફેરાથી કંટાળ્યા હો અને અમર બનવાની ઇચ્છા કરતા હો, તો સર્વવિરતિને સંપૂર્ણપણે સ્વીકારો. શાસ્ત્રકારોએ કલ્યાણના જુદા જુદા રસ્તા બતાવ્યા છે બાલ, વૃદ્ધ, નર અને નારી-સહુ કોઇ આ રસ્તે જઈ ભવસાગર પાર કરી શકે તેમ છે જેનો પ્રસંગ ચાલી રહેલ છે તે સૂર્યાભ દેવ ભગવાનની સ્તુતિ કરી રહ્યા છે ભગવાનની ઓળખાણ કરવી એ દુખથી મુક્ત થવાનો માર્ગ છે. ચવચ્ચુઈ મંગલમ્ જે જીવો ભણે છે તે આત્માઓ પણ કલ્યાણને પ્રાપ્ત કરી શકે છે, કારણ કે બધા જીવો ચારિત્રને અંગીકાર કરી શકે તેમ નથી ભગવાને ગૌતમને કહ્યુ, "હે ગૌતમ, બધા જીવો દર્શન અને ચારિત્રને લઈ શકતા નથી; કોઇ લે અને કોઇ ન લે પણ બધા જીવો સુખ અને કલ્યાણને તો ઇચ્છે છે" ગૌતમ પૂછે છે, 'હે ભગવાન, બાલજીવોનુ કલ્યાણ કેમ થાય તે રસ્તો બતાવો" ભગવાન કહે છે, "જ્યા સુધી તમારાથી ઘરબાર, દીકરા, દીકરી વગેરેનો ત્યાગ ન થાય ત્યા સુધી તમારે એક જ લક્ષ રાખવાનું છે કે ભગવાનની ભાગવતી દીક્ષા સિવાય અમારૂ કલ્યાણ થવાનુ નથી આ વાત તમારે શ્વાસે શ્વાસે ઘૂટવી પડશે" તમે એવા નબળા પાકયા કે તમને અમારો કેસરિયો ગમતો નથી પણ યાદ રાખજો કે એના વિના તમારૂ કલ્યાણ થવાનુ નથી દીક્ષા ન લઇ શકો તે નબળાઈ છે પણ દીક્ષાના વિરોધી ન થશો જેમ છાબડાથી સૂર્ય ઢંકાતો નથી,

તેમ જૈનશાસનમાં દીક્ષા કાઢી કઢાતી નથી જે સાધુ, સાધ્વી, શ્રાવક કે શ્રાવિકા વીરની વાણીનો વિરોધ કરે તો જાણવું કે, તેનામાં સમ્યગ્ દૃષ્ટિનો અભાવ છે સૂર્યાભદેવ સમ્યગ્ દૃષ્ટિને પામેલ છે બંધુઓ! આમ ને આમ અનંત કાળ કાઢી નાખ્યો, તો હવે સાવધ બનો. ઋષભદેવ ભગવાનનું ૮૪ લાખ પૂર્વનું આયુષ્ય. તેમાં એક લાખ પૂર્વ સુધી સંયમ પાળવો પડયો ભગવાન કહે છે, ' અમે લાખ લાખ વર્ષો સુધી સંયમ પાળ્યો ત્યારે કર્મે અમારો કેડો મૂકયો આપણને તો થોડા વર્ષમાં માત્ર કાપીએ એવો અવસર મળ્યો છે કુંગામા રત્ન છે સૂર્યાભદેવ સમ્યગ્ દૃષ્ટિ સંપન્ન છે ત્યાં બેઠા બેઠા દેવ-દેવીઓના વિલાસને ગૌણ કરી નાખ્યા તીર્થંકરની સન્મુખ પોતે કંઇ જ નથી એવું તે અનુભવવા લાગ્યા. મુનિ મહારાજની હાજરીમાં તમે આવું અનુભવો છો ખરા? શક્રેન્દ્ર વડે બોલાયેલું સ્તવન તે નમોત્થુણં છે અહીં કોઈને સંશય થશે કે દેવ કરતા મનુષ્યની પાવી ઊંચી છે તો પછી શક્રસ્તવ મનુષ્યને કેમ આપવામાં આવ્યું? શ્રાવક-શ્રાવિકાનું સ્થ દેવ કરતા ઊંચું છે એમાં ના નહિ, પણ કયારે? વિરતિમાં હોય ત્યારે. હે દેવાનુપ્રિયો! તમે કહેશો કે નમોત્થુણં બોલનારને શો લાભ થાય! તો કહેવાનું કે તેના પાઠ કરનારને જ્ઞાન, દર્શન ચારિત્ર અને બોધિનો લાભ થાય આનાથી વધારે શું જોઈએ? આ લાભ પ્રાપ્ત કરીને જેમ વતોએ મનપૂર્વક પ્રાપ્ત કર્યું છે તેમને હું નમસ્કાર કરું છું આ બધું ભગવનાણ સુધી પહોંચ્યા છીએ જેણે રાણ ૩૮ અંધવ પ્રાપ્ત કર્યું છે એવા ભગવાનનો

યશ માત્ર શેરીમા કે ગામમા નહિ પણ ત્રણે લોકમા ગવાઈ રહ્યો છે ભગવાન યશને ઇચ્છતા નથી મારો યશ ગવાય તો સારૂ એવા ભાવમા અભિમાન રહેલું છે ભગવાન મુનિઓને શિખામણ આપે છે કે સયમને ગ્રહણ કર્યા પછી માન-પૂજા-યશની ઈચ્છા રાખવી નહિ સૂક્ષ્મ શલ્યને કાઢવું મુશ્કેલ છે માટે હે મુનિઓ! તમે સત્ય કરણીના ઈચ્છુક થઈને માન-પૂજા-શ્લાઘાના ઇચ્છુક બનશો નહિ એને કાઢી નાખો એ તો ઊધઈ જેવા છે જેમ ઊધઈ કબાટમા ભરેલા વસ્ત્રો અને પુસ્તકોને ખાઇ જાય છે, તેમ માનાદિકની ઊધઇ તમને ફોલીને ખાઇ જશે માટે આ ઊધઈને મનમાથી દૂર કરો સૂર્યાભ હવે આ ઊધઇને કાઢી નાખી છે તેથી તો ભગવાનને જોતા ઠરી ગયો સૂર્યાભ કહે છે, ભગવાન લક્ષ્મી વાળા છે પણ કેવી લક્ષ્મી? તમારા જેવી નહિ જેને માટે તમે સવારથી સાજ સુધી ઘાચીના બળદિયાની પેઠે ઘરબાર બધાને વિસારી વહીતરૂ કરો છો તેવી લક્ષ્મી નહિ તમે તો मज कलदार मज मुद्दमते ના ઉપાસકો છો પણ ભગવાને તો આ લક્ષ્મીને લાત મારી અને તેની ઉપેક્ષા કરી, અને સાચી લક્ષ્મીને વર્યા દ્રવ્ય લક્ષ્મી તો અહી સુધીની જ છે પણ ભાવ લક્ષ્મી તો સદાની સાથી છે જ્યા જ્યા પ્રભુદેવ હોય, ત્યા ત્યા તેમના આત્મામા એ વસેલી જ છે એનો કોઈ ભાગ પડાવે નહિ, ચોર લૂટી શકે નહિ, અગ્નિમા બળે નહિ, જ્યારે આ દ્રવ્ય-લક્ષ્મીમા તો સગાઓ ભાગ પડાવે, ચોર લૂટી જાય, કદાચ અગ્નિ બાળી પણ નાખે એમા અનેક ભય છે પણ આપ તો નિર્ભય લક્ષ્મીને વર્યા બધુઓ! આ સાચા

હીરાને જ હો. તમારા માનેલા હીરા તો અહીં જ પડ્યો રહેવાનો છે એનાથી શું પરભવની ભૂખ મટવાની હતી ! સોનાની ઈંટનો ટુકડો મોઢામાં નાખવાથી શું ભૂખ મટવાની હતી ? ઊલટું, દાંત ભાંગી જવાના જે ધનના ઢગલાને અહીં મૂકીને જવાનું છે તેના માટે આટલા તાગડધિન્ના શાને ? તમે કહેશો, કે ધન વિના આ જગતમાં કોઈ પૂછે તેમ નથી. જૈનશાસન તો ગુણનું પૂજારી છે, ધનનું નહિ. તમારું જીવન જુઓ. આખો દિવસ હાય-હાય, સહેજ પણ શાન્તિ નહિ. માટે પ્રભુને પ્રાર્થના કરો, કે હે પ્રભુ, તમે જે શાશ્વત લક્ષ્મીને વર્યા છો તે મને મળો. ભગવાન તમને પૂછે છે કે, તારે લક્ષ્મી જોઈએ છીએ ? તમે જલ્દી બોલી ઊઠો છો, હા, હા, પણ આવા પ્રયાસે લક્ષ્મી ન મળે. જેને તમે લક્ષ્મી માનો છો તેનો ત્યાગ કરશો ત્યારે સાચી લક્ષ્મી મળશે બીજાને લૂંટી લૂંટીને વર્તમાનમાં પુણ્યના ઉદયે લક્ષ્મી ભેગી કરો છો પણ ભવિષ્યમાં તેનું ફળ ભોગવ્યા સિવાય છૂટકો નથી. જીવને શુભ પુણ્યનો ઉદય ગમે છે પાપનો નહિ. અત્યારે તમે દરેક પ્રકારે સુખી છો તેનું કારણ પૂર્વે ધર્મ કરતા વધેલી આવક છે તિજોરી ખુલ્લી છે સુખ જોઈતું હશે તો ધર્મ વિના નહિ મળે પેટમાં શૂળ ઊપડે અને તાવની દવા ખાઈએ તો શૂળ મટે ખરું ! એનો ખરો ઉપચાર કર્યે જ એ મટે. सुखमिच्छन्ति मानवा । મનુષ્યો સુખને ઈચ્છે છે પણ એ સુખ તો વાસી છે તમને વાસી ખાવાનું ગમશે ? તમે કહેશો-નહિ નહિ વાસીને તો અમે ગટરમાં ફેંકી દઈએ.

એક શેઠને ત્યા પુત્રવધૂ પરણીને આવી, સસરાને ખૂબ આનદ થયો કે મારા દીકરાની વહુ આવી હે દેવાનુપ્રિયો! કોઈ શ્રાવક–શ્રાવિકા દીક્ષા લે તો અમારે ઘેર પણ આનદ થાય પુત્રવધૂના આવવાથી ઘર ભરાય તો તમે કહેશો કે વહુ સારાં પગલાની છે, એમ જો આપણો આત્મા ગુણવત થાય તો આત્માની અદર ગુણો ભરાય આપણામાં જો કોઇને ઉતારી પાડવાની વૃત્તિ ન હોય તો આખુ જગત આપણા પ્રત્યે આકર્ષાય. ઠાણાગસૂત્રમા ભગવાન બોલ્યા છે કે, એક વરસાદ એવો હોય છે કે બાર મહિને અનાજ પાકે, જ્યારે બીજો વરસાદ એવો હોય છે કે દસ વર્ષ સુધી પાક થાય. ગુરુની વાણી શાસ્ત્રસમત હોય તો જગતની ભૂમિ પર કયાંક બાર મહિને તો કયાક દસ વર્ષ સુધી ફળે કોઇને બાર મહિને ઊગે અને કોઇને દસ વર્ષ સુધી ફળે તમારી ભૂમિ કેવી છે? આ માટુગામા જિનવાણીનો વરસાદ વરસાવવા મુનિઓ આવે છે જે ભૂમિમા પાક પાકે ત્યા જ મુનિઓ આવે ને? પણ જો ભૂમિ ઉજ્જડ કે વેરાન હોય તો મુનિઓ ન આવે. તમારી ભૂમિ રસબસતી રાખજો, જેથી એ ફળે, ફળે ને ફળે યાદ રાખજો, કે પહેલી જરૂર શ્રવણની છે અત્યારે ઘણા કહે છે, કે અમે ઘણુ સાભળ્યુ, હવે અમને આચરણની જરૂર છે પણ ધ્યાન રાખજો, કે આચરણ કરતાં લપસી ન જવાય સઘના નેતાઓએ તો વીતરાગની વાણીનો વરસાદ ઝીલવો જોઈએ જેમ ગઇ કાલે ખાધુ હોય છતા આજે ખાવુ પડે છે, તેમ સદુપદેશનુ શ્રવણ પણ દરરોજ કરવુ જોઈએ અન્નથી જેમ શરીરની પુષ્ટિ થાય છે, તેમ સદુપ-

દેશથી આત્માની પુષ્ટિ થાય છે જ્યાંસુધી સર્વજ્ઞનો સર્વવિરતિ માલ ખરીદ્યો નથી ત્યાંસુધી વ્રતરૂપી ડિપોઝિટ તો ભરવી જ પડશે આ બેન્ક તો સદ્ધર છે તમારી ડિપોઝિટ ડૂબવાની નથી દરેક શ્રાવક-શ્રાવિકાએ પ્રતિજ્ઞા લેવી જોઈએ, કે જો કોઈ દીક્ષા લે તો અમારે તે હોંશે હોંશે આપવી અને જ્યાં સુધી અમારાથી દીક્ષા ન લેવાય ત્યાંસુધી અમુક ચીજ ખાવી નહિ. જે કોઈ શ્રાવક-શ્રાવિકા અમુક વસ્તુનો ત્યાગ કરે છે તે દીક્ષાના દલાલ છે તે આ ભવમા પ્રાપ્ત નહિ કરે તો આવતા ભવમા સામી આવશે પ્રથમ તો મનમા ઠસાવી દો કે સયમ વિના મોક્ષ નથી. ગુરુ પ્રકાશ આપે છે તો પછી તમે શાને તેનો સ્વીકાર કરતા નથી? કોઈક કહેશે કે મુબઈની બજારમા સારી કેરીઓ મળે છે તો તે આમળી તમે લેવા જાવ છો કે નહિ? તો પછી આ મુનિઓ પ્રતિ જ્ઞાની કેરીઓ તમારે આંગણે વહેચવા આવ્યા છે તો શા માટે લેતા નથી?

હે ભગવાન! આપ લક્ષ્મીવાળા છો. આપે શ્રુતધર્મ અને ચારિત્રધર્મને સ્વીકાર્યા છે એના સ્વીકારથી જ ભગવતપણું પ્રાપ્ત થાય તો અરિહત પછી ભગવતાણ શા માટે મૂક્યુ તેનુ સ્પષ્ટીકરણ થઈ ગયુ હવે આઇગરાણ, તિત્થયરાણ સયસબુદ્ધાણથી ભગવાનનું સવ ઐશ્વર્ય બતાવી દીધુ પછી પુરુષોત્તમાણ પુરીસસિહાણ વગેરથી ભગવાનના રૂપનો નિર્દેશ કર્યો ધમ્મદેસિયાણ વગેરે પાચ પદમા ભગવાનનો ધર્મ પ્રણીત થયો પછીના ૭ પદમા ભગવાનનું પ્રતિપાદન

કર્યું છે આ 'નમોત્થુણ ભગવતાણ'ની મહત્તા માટે થયુ છે ભગવાન મહાવીરને સૂર્યાભ દેવ કહે છે, "આપ ધર્મની આદિ કરનાર છો" જો મહાવીર ભગવાને ધર્મની આદિ કરી હોય તો પછી ધર્મ અનાદિ, અનન્ત કહેવાય ખરો? ન કહેવાય, તો પછી તમે શાને ધર્મને અનાદિ અને અનન્ત કહો છો? જૈનકુળમા ઉત્પન્ન થયા પણ જો જૈનત્વ ન આવ્યુ તો જૈન કેવી રીતે કહેવાય? પ્રવાહ રૂપે ધર્મ અનાદિ અને અનન્ત છે શી રીતે? પૂર્વે જે જે તીર્થંકરો થઈ ગયા અને હાલ જે મહાવિદેહમા બિરાજે છે, તેમણે જે જે ધર્મ બતાવ્યો એ દૃષ્ટિએ ધર્મ અનાદિ અને અનત કહેવાય વ્યકિતની અપેક્ષાએ ધર્મનુ આદિપણુ છે એમ કહેવાય. અઢાર અઢાર કોટિસાગર સુધી જે જીવો અધકાર અને કામોપભોગમા ડૂબેલા હતા તેમને ભગવાન ઋષભદેવે ધર્મ બતાવ્યો ધર્મ અનાદિ અને અનન્ત છે ધર્મ સનાતન છે જૂનો છે જ્યારે ફરીથી તીર્થંકર ઉત્પન્ન થાય ત્યારે ધર્મ આદિ બને છે પાર્શ્વનાથ ભગવાન પછી લગભગ ૨૫૦ વર્ષ પછી ભગવાન મહાવીર થયા એ પાર્શ્વનાથ જ્યારે મોક્ષને પામ્યા ત્યારે તેમના ગણધરો પણ મોક્ષને પામ્યા પછી જ્યાસુધી બીજા તીર્થંકર ઉત્પન્ન ન થાય ત્યાસુધી તેમનુ શાસન ચાલે જે વખતે ભગવાનને કેવળજ્ઞાન થયુ ત્યારે ૨૩ મા તીર્થંકરના સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાઓ હતા જેવા તમે ધનના અર્થી છો તેવા તમે નમો અરિહતાણના અર્થી બનો જે વખતે ભગવાનને કેવળજ્ઞાન થયુ તે વખતે ગણધર ન હતા ભગવાને પહેલે ધડાકે ઈન્દ્રભૂતિને ગણધરનુ પદ આપ્યુ હવે આઇગરાણની

દેશથી આત્માની પુષ્ટિ થાય છે જ્યાંસુધી સર્વજ્ઞનો સર્વવિરતિ માલ ખરીદો નથી ત્યાંસુધી વ્રતરૂપી ડિપોઝિટ તો ભરવી જ પડશે આ બેન્ક તો સદ્ધર છે તમારી ડિપોઝિટ ડૂબવાની નથી દરેક શ્રાવક-શ્રાવિકાએ પ્રતિજ્ઞા લેવી જોઈએ, 'કે જો કોઈ દીક્ષા લે તો અમારે તે હોંશે હોંશે આપવી અને જ્યાં સુધી અમારાથી દીક્ષા ન લેવાય ત્યાંસુધી અમુક ચીજ ખાવી નહિ. જે કોઈ શ્રાવક-શ્રાવિકા અમુક વસ્તુનો ત્યાગ કરે છે તે દીક્ષાના હલાલ છે તે આ ભવમા પ્રાપ્ત નહિ કરે તો આવતા ભવમા સામી આવશે પ્રથમ તો મનમા ઠસાવી દો કે સંયમ વિના મોક્ષ નથી. ગુરુ પ્રકાશ આપે છે તો પછી તમે શાને તેનો સ્વીકાર કરતા નથી? કોઇક કહેશે કે મુંબઇની બજારમા સારી કેરીઓ મળે છે, તો તે સાભળી તમે લેવા જાવ છો કે નહિ? તો પછી આ મુનિઓ પ્રતિજ્ઞાની કેરીઓ તમારે આગણે વહેંચવા આવ્યા છે તો શા માટે લેતા નથી?

હે ભગવાન! આપ લક્ષ્મીવાળા છો આપે શ્રુતધર્મ અને ચારિત્રધર્મને સ્વીકાર્યા છે એના સ્વીકારથી જ ભગવત્પણુ પ્રાપ્ત થાય. તો અરિહંત પછી ભગવતાણુ શા માટે મૂક્યુ તેનુ સ્પષ્ટીકરણ થઈ ગયુ હવે આઈગરાણ, તિત્થયરાણ સયસંબુદ્ધાણથી ભગવાનનું સર્વ ઐશ્વર્ય બતાવી દીધુ પછી પુરુષોત્તમાણ પુરીસસિંહાણ વગેરેથી ભગવાનના રૂપનો નિર્દેશ કર્યો ધમ્મદેસિયાણ વગેરે પાચ પદમા ભગવાનનો ધર્મ પ્રતીત થયો પછીના છ પદમા ભગવાનનું પ્રતિપાદન

કર્યુ છે આ નમોત્થુણં ભગવતાણં ની મહત્તા માટે થયુ છે ભગવાન મહાવીરને સૂર્યાભ દેવ કહે છે, "આપ ધર્મની આદિ કરનાર છો" જો મહાવીર ભગવાને ધર્મની આદિ કરી હોય તો પછી ધર્મ અનાદિ, અનન્ત કહેવાય ખરો? ન કહેવાય, તો પછી તમે શાને ધર્મને અનાદિ અને અનન્ત કહો છો? જૈનકુળમા ઉત્પન્ન થયા પણ જો જૈનત્વ ન આવ્યુ તો જૈન કેવી રીતે કહેવાય? પ્રવાહ રૂપે ધર્મ અનાદિ અને અનન્ત છે શી રીતે? પૂર્વે જે જે તીર્થંકરો થઈ ગયા અને હાલ જે મહાવિદેહમા બિરાજે છે, તેમણે જે જે ધર્મ બતાવ્યો એ દૃષ્ટિએ ધર્મ અનાદિ અને અનત કહેવાય વ્યક્તિની અપેક્ષાએ ધર્મનુ આદિપણુ છે એમ કહેવાય અઢાર અઢાર કોટિસાગર સુધી જે જીવો અધકાર અને કામોપભોગમા ડૂબેલા હતા તેમને ભગવાન ઋષભદેવે ધર્મ બતાવ્યો ધર્મ અનાદિ અને અનન્ત છે ધર્મ સનાતન છે જૂનો છે જ્યારે ફરીથી તીર્થંકર ઉત્પન્ન થાય ત્યારે ધર્મ આદિ બને છે પાર્શ્વનાથ ભગવાન પછી લગભગ ૨૫૦ વર્ષ પછી ભગવાન મહાવીર થયા એ પાર્શ્વનાથ જ્યારે મોક્ષને પામ્યા ત્યારે તેમના ગણધરો પણ મોક્ષને પામ્યા પછી જ્યાસુધી બીજા તીર્થંકર ઉત્પન્ન ન થાય ત્યાસુધી તેમનુ શાસન ચાલે જે વખતે ભગવાનને કેવળજ્ઞાન થયુ ત્યારે ૨૩ મા તીર્થંકરના સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાઓ હતા જેવા તમે ધનના અર્થી છો તેવા તમે નમો અરિહતાણં ના અર્થી બનો જે વખતે ભગવાનને કેવળજ્ઞાન થયુ તે વખતે ગણધર ન હતા ભગવાને પહેલે ધડાકે ઈન્દ્રભૂતિને ગણધરનુ પદ આપ્યુ હવે આઇગરાણં ની

વ્યાખ્યા સાંભળતા કેવો આનંદ આવશે તે આગળ ઉપર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન ૧૫ મુ

[સોમવાર અષાડ વદ ૭]

ઉપાગ સૂત્રનુ અગ સૂયગડાગ છે આની અદર પરદેશી રાજાનો અધિકાર બતાવ્યો છે પરદેશીએ એવી તે કઇ કરણી કરી હતી કે તે સૂર્યાભ નામના વિમાનમા ઉત્પન્ન થયા તે ગૌતમનો પ્રશ્ન છે ભગવાને આખો પૂર્વ ભવ કહી દીધો. સૂર્યાભ દેવ નમોત્થુણ બોલીને સ્તુતિ કરે છે દેવની રિદ્ધિમા બેઠેલા સૂર્યાભ દેવ પ્રભુની સ્તુતિ કરે છે એ વખતે એના આત્મપ્રદેશમા કેવો ભાવ હશે! સૂર્યાભ દેવ અતિશય ઉત્સાહમા આવી ગયા છે તે ભગવાનને કહે છે "આપ કેવા છો! અરિહતપદને પ્રાપ્ત કરીને, ભવનો અત કરીને બેઠા છો, આપ આહિગરાણુ છો હવે બરાબર સમજજો કે આત્મા અનાદિનો છે અધર્મ ભાવનાથી આ આત્મા રહ્યો છે ધર્મ કરવાની શક્તિ દરેકની પાસે છે ધર્મ તો આત્માના ઘરનો છે શ્રી ગૌતમ સ્વામીએ ભગવાનને પૂછ્યુ "પ્રભુદેવ! ધર્મ કેટલા પ્રકારનો છે!" ભગવાને કહ્યુ ધમ્મે દુવિહે પન્નત્તે

જહા। શ્રુતધર્મ અને ચારિત્રધર્મ એ બેને પામવા માટે અદ્ભૂત કારણ છે કારણ વિના કાર્યની ઉત્પત્તિ થાય નહિ માટે આનન્દઘનજી મહાત્મા એક સ્તવમા બોલ્યા છે

કારણજોગે હો કારજ નીપજે રે, એના કોઈ ન વાદ,
પણ કારણ વિણ કારજ સાધીએ રે, એ નિજ મત ઉન્માદ

ભગવાનનુ સ્તવન એ કારણ હે દેવાનુપ્રિયો! આપણે ૪ ગતિ, ૨૪ દડકમા અનાદિ કાળથી રખડયા કરીએ છીએ, તો તેનુ કઈ કારણ તો હોવું જોઈએ ને? જે આત્માએ મુક્તિપદને પ્રાપ્ત કર્યું તે માટે પણ કઇ કારણ હશે ને? ભગવાન કહે છે, કે ચાર ગતિમા રખડવાના કારણોમાં આત્માએ મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય, અશુભ યોગ સેવેલાં છે. આટલામા ભગવાને આખા જૈન શાસનના સિદ્ધાન્તો સમાવી દીધા પાચ પ્રમાદના કારણે આપણો આત્મા ચાર ગતિમાં રખડી રહ્યો છે જો તમારે હવે રખડવુ ન હોય તો સાચા સુખનો ઉપાય કરો પણ એ કાર્ય નીપજે કેવી રીતે? ભગવાન કહે છે, કે હે ભાઇઓ! જ્યા સુધી તમારામા ઉપાદાનની જાગૃતિ ન થાય ત્યા સુધી તમે સુદર કાર્ય કરી શકશો નહિ મોક્ષને પ્રાપ્ત કરવો હોય તો તેના કારણને શોધો. મોક્ષનો માર્ગ સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ છે. સાચુ નિમિત્ત અને ઉપાદાનની જાગૃતિ થાય ત્યારે જ મોક્ષનુ કાર્ય થાય છે નિમિત્ત ભગવાનનુ મળે પણ પોતાનું ઉપાદાન ન હોય તો કાર્ય થાય નહિ ઉપાદાન તો પોતાનું જ જોઈએ ઠાણાગ સૂત્રમા ભગવાન બોલ્યા છે, કે જે જે

જીવોએ મોક્ષની પ્રાપ્તિ કરી છે તે, તે જીવોને ગુરુઓનો સમાગમ થયેલો સદ્‌ગુરુ વિના સુંદર માર્ગની પ્રાપ્તિ શક્ય નથી. ભગવતી સૂત્રમાં ભગવાન કહે છે કે પહેલા શ્રવણ કરો. જે આત્માએ નિર્મળ સ્વરૂપ નિહાળ્યું છે તે આત્મા સદ્‌ગુરુના સમાગમમાં આવતા સાચે માર્ગે પહોંચી શકે છે એ સ્વરૂપ બતાવીને ભગવાન શું બતાવે છે? સૂર્યાભ દેવ સ્તુતિ કરતા બોલે છે, કે ભગવાન આઇગરાણું છે ધર્મ કેટલા પ્રકારે છે? બે પ્રકારે શ્રુત ધર્મ અને ચારિત્ર ધર્મ સંધિ વિચારણે આઇગરાણુંની સંધિ મેળવવી છે તે બરાબર લક્ષ રાખીને સમજજો કારણ જે પરણે તેના જ ગાણાં ગવાય ને! હે ભગવાન, તમે ભારતમાં ધર્મની આદિ કરી. આદિ તો ઋષભદેવે પણ કરી હતી તો પછી મહાવીરને 'આઇગરાણું' કહ્યું તેનું શું કારણ? તો દૃષ્ટિ વાદની અપેક્ષાએ દૃષ્ટિ વાદનું જ્ઞાન ગણધરોને આપ્યું તે અપેક્ષાએ મહાવીરદેવ ધર્મની આદિના કરનાર કહેવાય, માટે આઇગરાણું બીજું કારણ ચાર મહાવ્રતો હતા, અને મહાવીરના શાસનમાં પાંચ મહાવ્રત હોય. પાર્શ્વનાથ ભગવાનના સંતાનિયાંને પંચ મહાવ્રતનું સ્વરૂપ સમજાવીને મહાવીર શાસનમાં લીધા માટે આઇગરાણું ભગવાનને કેવળજ્ઞાન, કેવળ દર્શન થયા પછી ઇન્દ્રભૂતિ અણુગાર શિષ્ય પરિવાર લઈ ભગવાનની પાસે આવ્યા. ગૌતમ પણ ભગવાનની પાસે આવે છે તે વખતે તેના પગ જોરમાં છે મનમાં વિચારે છે કે જો મને સમજાવશે તો હું તેમનો શિષ્ય થઇશ, નહિ તો એમને નિંદીશ, અવહેલીશ અને કહીશ કે અરે! આ તો ઇન્દ્રજા

ળિયો છે! એણે તો દેવને પણ વશ કરી નાખ્યા છે” જેમ જેમ તે આગળ પગલા ભરતો જાય છે, તેમ તેમ તેના હૃદયમાં વિચારની ધારાઓ બદલાતી જાય છે હવે ભગવાનના સમોસરણ સુધી પહોચ્યા ભગવાનનો દેદીપ્યમાન ચહેરો જોઇ શાન્ત બની જાય છે જો જો હો! ભગવાનની પાસે શા માટે આવે છે? અભિમાનથી આવે છે તેના અભિમાનનો પારો ઊંચો ચડયો છે પણ ભગવાનની મનોહર મુખમુદ્રા જોતા ઠરી ગયો છે તમારી જીભ પણ સાધુની પાસે આવતા બંધ નથી થઈ જતી? તો આ તો કેવળજ્ઞાની છે કેવળજ્ઞાન, કેવળદર્શન, જડ અને ચૈતન્યનો ભેદ કરીને એક ભવમા પણ પ્રાપ્ત કરી શકાય છે તીર્થંકર નામ, ગોત્ર માટે અનેક ભવની સાધના જોઈએ અખૂટ સાધનાએ તીર્થંકર નામ, ગોત્ર બંધાય ભગવાન કહે છે, કે ૨૦ સ્થાનકમાથી કોઈ પણ એક સ્થાનકની આરાધના કરો એમા જઘન્ય રસ આવે તો કર્મની ક્રોડી ખપાવે અને ઉત્કૃષ્ટ રસ આવે તો તીર્થંકર નામ, ગોત્ર બાંધી દે એમ આ 'થવથ્થુઇ' મંગલ પણ તીર્થંકરનામ ગોત્ર બંધાવે તેવુ છે માટે બાંધવાનો અપૂર્વ અવસર તમને મળ્યો છે તેનો લાભ લો.

"અપૂર્વ અવસર એવો ક્યારે આવશે, ક્યારે થઇશું બાહ્યાન્તર નિર્ગ્રન્થ જો, સર્વ સંબંધનુ બંધન તીક્ષ્ણ છેદીને, વિચરશુ કવ મહાપુરૂષને પંથ જો" ભગવાનની સ્તુતિ, બહુમાન કરવાથી આ જીવ તીર્થંકર નામ, ગોત્ર બાંધી દે કેટલાય તીર્થંકરોએ ૨૦ બોલની આરાધના કરી છે ભગવાન મહા-

વીરે પણ ૨૦ સ્થાનકની આરાધના કરી છે શાસન બે પ્રકારના છે—દ્રવ્યશાસન અને ભાવશાસન દ્રવ્યશાસન કરતા ભાવ-શાસનમાં અપૂર્વ ભંડાર ભર્યો છે ગૌતમ ભગવાનની પાસે આવ્યા ત્યારે નાથની દૃષ્ટિમા મેષોન્મેષ થઈ ગયા ભગવાન કહે છે ' ઇન્દ્રભૂતિ, બાપુ! આત્મા છે કે નથી આવો સશય તારા મનમા ઉપજ્યો હતો!" ઇન્દ્રભૂતિ મનમા વિચાર કરે છે, કે આ તો મારા મનની વાત જાણી ગયા. નામ તો કદાચ કોઈની પાસેથી જાણ્યુ હોય, પણ મારો સશય ક્યાથી જાણ્યો? ભગવાન કહે છે "ઇન્દ્રભૂતિ! હવે કરી જા, કરી. કરવાના ઠેકાણે તું આવ્યો છે માટે હવે ઠેકડા ભરવા નહિ પાલવે.' ઇન્દ્રભૂતિ ડાહ્યા પુરૂષ છે વેદોનુ સુદર જ્ઞાન છે પછેડી તૈયાર છે માત્ર ખીલવટની જ જરૂર છે દરજી વિના ખીલવટ કોણ કરી શકે? તમારે દરજીની જરૂર છે ને! આ અપૂર્વ અવસર મળી ગયો છે તો ખીલવટ કરી લ્યો ને! આ તો ભગવાન પાસે ખીલવટ કરાવવા આવ્યા છે ખીલવટ કરતા સોય લાગી પણ જાય, પણ અચકાશો નહિ તમને ખબર તો છે કે, ટાંકણા મારેલી ઘટીમાથી જ દળીએ ત્યારે લોટ નીકળે એમ ગુરુના વચન રૂપી ટાકણા જેમ જેમ સહન કરતા જશો તેમ તેમ અદરથી વચનનો લોટ નીકળશે. માટે એક કવિએ કહ્યુ છે, ' ગુરુવચન સભારીએ એ રસ્તા પર ચાલજે, ધીરે ધીરે." જે રસ્તે ભગવાન તીર્થંકર ચાલ્યા છે તે રસ્તે ચાલ્યા વિના આપણો ઉદ્ધાર નથી માટે ધીરે ધીરે એ માર્ગે ચાલવાનુ શરૂ કરો ભગવાન કહે છે કે શ્રુતજ્ઞાન મોટુ છે એ બાપ

છે અને કેવળજ્ઞાન દીકરો છે બાપ મોટો કે દીકરો? હવે આગળ જ જઈએ શ્રુતજ્ઞાનને શા માટે બાપ કહ્યુ? ભગવાન કહે છે, કે અમને શ્રુતજ્ઞાનનો સમુદ્ર મળ્યો ન હોત તો અમે કેવળજ્ઞાનને પ્રાપ્ત કરી ન શકત નદી સૂત્રમા ભગવાન બોલ્યા છે, કે શ્રુતજ્ઞાન કેવળ જ્ઞાનનું કામ કરી શકે તેમ છે, માટે આઇગરાણુ શ્રુતજ્ઞાન ૧૪ પૂર્વનુ જ્ઞાન ભગવાને ગૌતમને આપ્યુ માટે આઇગરાણુ દરરોજ ભણો છો પણ અદર મીઠી મીઠી વેલડીઓ ભરેલી છે ભગવાન ઇન્દ્રભૂતિની ખીલવણી કરે છે ત્યા તો તેનો પારો ઊતરી ગયો જ્યાંસુધી તમારામા અહમ્ હશે ત્યા સુધી તમને કશી અસર નહિ થાય હે જીવ! તુ શા માટે અભિમાન કરે છે? તું લક્ષ્મીવાન હોય તેથી શુ થયુ? "લક્ષ્મી અને અધિકાર વધતા શુ વધ્યુ તે તો કહો" કદાચ બાર બાર દીકરાઓ હોય તો ય તેથી શુ? શાતિનાથ ભગવાનને દોઢ કરોડ દીકરા હતા, છતા ફદમા ન પડયા પૂર્વે સતતિ યોગ આરાધ્યો હોય તો એટલી સતતિ થાય તેમા અહકાર શાનો? કોઈને દીકરો આવે અને દર્શન કરાવવા લઇ આવે ત્યારે શુ કહે છે તે જાણો છો? "મહાસતીજી! જુઓ આ તમારો શ્રાવક એને આશીર્વાદ આપો!" ૫૦૦ શિષ્યોના પરિવારવાળા ગુરુ હોય તો ય અભિમાન શા માટે? જ્યાસુધી અહમ્ નહિ જાય ત્યાસુધી જ્ઞાન ઠરશે નહિ જેનુ અહમ્ ગયુ તેના હૃદયમા સરળતા, આત્મિકતા અને જ્ઞાનના ઝરણો વહ્યા માટે સરળ બનો. સરળ બન્યા સિવાય આ માર્ગ મળે તેમ નથી ગુરુ જે કઈ સુવાળા કે કઠણ શબ્દો કહે છે તે તમારા લાભને માટે

જ હોય છે ભગવાને કાંઈ પણ પ્રયત્નો કર્યા નથી ત્યાં તો ઇન્દ્રભૂતિના હૃદયનું પરિવર્તન થઈ ગયું એમ તેવો પણ તે કાચો અને વિચક્ષણ હતો. ગૌતમ કહે છે, કે "પ્રભુ! આપને ઓળખ્યા ન હતા બસ, હવે ચેલો થઈ ગયો" ચેલો થતા કેવો ભાવ ઊપડે છે? જેને ઘડી પહેલા ઇન્દ્રજાળિયો કહેતા હતા તેને સાચા સ્વરૂપે ઓળખ્યા. ઇન્દ્રભૂતિને "ઉપન્નેવા, વિગ્નેવા અને ધુવેવા" એ ત્રિપદીમા ૧૪ પૂર્વનું જ્ઞાન થયું ભગવાનની પહેલી દેશના તો ખાલી ગઈ હતી, કારણ તેમની સભામા મનુષ્ય ન હતા, દેવ હતા. મનુષ્ય વિના વિરતિ કોણ કરે? વિરતિ વિના તીર્થ પણ ન સ્થપાય આ ત્રિપદીમાં આખી દુનિયાભરની વસ્તુઓ સમાઈ ગઈ પોત લેવા જવું પડે તેમ નથી. ખીલવ્' કરી લીધી. આ ત્રણ પદ સાભળતા ધડાધડ વદાવરણીય કર્મનો ક્ષય કરીને ત્યા ને ત્યા ચૌદ પૂર્વનો સમુદ્ર ફાટી નીકળ્યો ભણ્યા નથી, ગોખ્યું નથી. આપણે તો 'ધમ્મો મ ગલ' ગોખી ગોખીને મરી જઈએ ત્યારે માડ ૧૬૧ ગાથાઓ આવડે છે આ જ્ઞાન ક્યાથી ઉત્પન્ન થયું? શંકા, કખા ન હોવાથી તરત જ જ્ઞાન ઉત્પન્ન થયું ઉપન્નેવા, વિગ્નેવા અને ધુવેવામા આખા વિશ્વનું જ્ઞાન આવી ગયું! આપણને આવુ નથી થતું તેનુ શુ કારણ? આપણામા ભવ ભાઈ ભરી છે માટે નથી થતું ભગવાને ચૌદ પૂર્વનુ જ્ઞાન ગણધરને આપ્યુ અને ચારિત્ર પણ આપ્યું તેમ જ આખા શાસનના નાયક બનાવી દીધા. જુઓ, અગિયાર વિપ્રો અને એકેકનો ૫૦૦ના પરિવાર એકી સાથે ૪૪ સો સાધુઓ થયા તે વખતનું દૃશ્ય અપૂર્વ હાડ એઇને ભવ્ય જીવો ઘૈ ઘૈ નાચ્યા

હશે આ અપેક્ષાએ સૂર્યાભ દેવ ભગવાનને આઇગરાણં કહે છે. ત્યાર પછી તીથ્થયરાણં શબ્દ આવે છે. જે વખતે ગૌતમને ચૌદ પૂર્વનુ જ્ઞાન થયુ તે વખતે તીર્થની સ્થાપના કરી ભગવાનનાં પહેલા સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા કોણ હતાં? ભગવાનના પહેલા સાધુ ગૌતમ, સાધ્વી ચદનબાળા, શ્રાવક આનદ હતો ગૌતમ સ્વામી કહે છે, કે આજથી કોઈ તીર્થની આશાતના કરશો નહિ કારણ કે તીર્થની આશાતના કરવાથી કર્મ બધ થાય છે

"તીર્થની આશાતના નવ કરીએ, હા રે, નવ કરીએ હાં રે,
નવ કરીએ હા રે, જેથી ભવ સાગર વેગે તરીએ રે"

ભગવાન કહે છે, કે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા–એ ચાર તીર્થ છે એની આશાતના કરશો નહિ, અને જો કરશો તો મહામોહનીય કર્મ બધાશે ભગવાન કહે છે કે જો હુ આ પદવીને પામ્યો હોઉ તો તે તીર્થથી જ માટે તીથ્થયરાણં હવે પછી શુ આવશે તે આગળ ઉપર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન ૧૬ મું

(મગળવાર, અષાડ વદ ૯)

રાયપસેણીયનો અધિકાર ચાલી રહ્યો છે ધન્ય છે તે શિષ્યને જેણે ગુરૂની પાસેથી તત્ત્વ મેળવીને આનન્દના રસ

પીધા છે ગુરુ અને શિષ્ય સારા મળે એ અહૂભાગ્યની નિશાની છે પચમ ગણધર કહે છે કે જ્યા સુધી આત્મા ચિત્તની ચચળ વૃત્તિનો ત્યાગ ન કરે ત્યા સુધી વીતરાગતા પ્રાપ્ત કરી ન શકે માટે કોઈ પણ ક્રિયા કરવી હોય તો ચિત્તની એકાગ્રતા જોઈએ ગૌતમ ભગવાનને પૂછે છે "હે પ્રભુ ! જીવને ચ ચળતા રહે છે તેનુ કારણ શુ ?" ભગવાન કહે છે "હે ગૌતમ ! જીવો મોહને અધીન થયેલા છે, પરવશપણે પડેલા છે; પોતાના સ્વરૂપનુ ભાન નથી જ્યા સુધી પોતાના ચારિત્રના ઠેકાણા ન થાય ત્યા સુધી ચિત્તમા સ્થિરતા આવવી મુશ્કેલ છે જેમ જેમ તમે ચારિત્ર માર્ગમા સ્થિર થતા જશો તેમ તેમ તમારામા સ્થિરતા આવતી જશે. જેટલા વિષયો છે તેટલો સ સાર છે આચારાગ સૂત્રમા ભગવાન બોલ્યા છે, કે 'गुणे से, मूलठाणे । से मूलठाणे से गुणे ।" જ્યા જ્યા વિષયો છે ત્યા ત્યાં સ સાર વસેલો છે અને જ્યા જ્યા સ સાર છે ત્યા ત્યા વિષયનો બોજો વધેલો છે જીવનો એક તરગ હજી તો બેઠો નથી ત્યા બીજો તરગ ઊઠેલો જ છે જીવે તરગ અને તોફાનમા કાળ ગુમાવી નાખ્યો છે જીવ અનાદિ કાળથી વિભાવમા શાંતિ છે એમ માની રહ્યો છે પણ જ્યા સુધી વિભાવ નહિ છોડે ત્યા સુધી ચિત્ત ઠેકાણે રહે તેમ નથી એક માળા ફેરવતા ય ચિત્ત ઠેકાણે રહેતુ નથી જ્યા ત્યા બાયોટિયાં ભર્યા / કરે છે માટે ભગવાન કહે છે કે, તમે સામાયિક, માળા ભલે કરો પણ જ્યા સુધી નહિ સમજાય ત્યા સુધી ચિત્ત સ્થિર રહે તેમ નથી શકે સ્તવ કર્યું, તે આપણે હરરોજ બોલીએ છીએ પણ જ્યા સુધી તેનો ભાવ હૃદયમા ન ઉતરે

ત્યા સુધી આપણુ કલ્યાણ થવાનુ નથી માટે ભાવને જીવનમાં ઉતારો જીવનમાં ઉતરશે ત્યારે જ કલ્યાણ થશે આ શું વેઠ છે કે ગજાનો પોટલો કે, જે માથે ઉપાડીને ફરાય! ખરું જોતાં તેમ નથી આપણે વેઠને શેઠ માની બેઠા છીએ અને જે શેઠ છે તેને વેઠ માની બેઠા છીએ એક કવિએ કહ્યું છે, કે—

વેઠની, વેઠની, વેઠની રે, મારા માથે છે ગાસડી વેઠની,
એ તો સસારી આ શેઠની રે, મારા માથે છે ગાસડી વેઠની

માથા પર વેઠની ગાસડી લઈ આ જીવ અનાદિ કાળથી ફેરી રહ્યો છે તો હવે એ ગાંસડી મૂકી, જો આત્મા શુદ્ધ ભાવે સ્તવ વગેરે કરે તો એ શેઠ બની જાય દરેક ક્રિયા સમજપૂર્વક કરવી જોઈએ આજે સામાયિક, પૌષધ, પ્રતિક્રમણ કરતા દરેકે પોતાને પૂછવુ જોઇએ, કે આ બધુ હું શા માટે કરૂ છુ? મારી દૃષ્ટિ ક્યા છે? હુ અભેદ છુ, અખડ છુ, એ દૃષ્ટિ મારામા કયારે આવશે? આપણા આત્માએ મહાન પુરૂષોના વ્યાખ્યાનો તો ખૂબ સાંભળ્યાં, છતાં જો ન સમજ્યા તો શુ સામાયિક વગેરે ખોટા છે? ના ભૂલ આપણામા જ છે

સદ્‌ગુરુ મળે શિષ્ય ન સુધરે, વિમળ મળી નહિ વાણી રે જી,
કા તો ગુરુજી જ્ઞાન વિનાના, કા પાપી એ પ્રાણી, મેરે સતો,
જૂના ધરમ ક્યો જાણી રે!

આ ધર્મ સનાતન છે તમે જોશો તો જણાશે, કે જૂની વસ્તુઓ જ ટકાઉ હોય છે માટે ભગવાન કહે છે, કે

આ જગતમા જૂનામા જૂની અને ટકાઉમાં ટકાઉ જો કોઇ વસ્તુ હોય, તો તે ચારિત્ર જ છે આ કવિ કહે છે, કે ગાં તો અમારામા જ્ઞાન નથી અને જો અમે તમને ઉપદેશ આપતા હોઇએ તો તે યથાર્થ જ છે કારણ વીતરાગનું કહેલું તમને અપાય છે જેના મુખમા વીતરાગની દૃષ્ટિ હોય તેની દૃષ્ટિ યથાર્થ જ હોય. પણ ઉપદેશ આપવાં તેણે પોતાના ઘરનું કઇ ચાલવું ન જોઇએ. જે હું આપું છું તે વીતરાગનું કહેલું છે આવા ગુરુ જો શિષ્યને ઉપદેશ આપે અને તે ઉપદેશ શિષ્યને ન લાગે તો સમજવું કે કા તો ગુરુમાં જ્ઞાન, દર્શન, ચારિત્રની પ્રભા નથી અથવા શિષ્ય પાપના ઉદયવાળો પ્રાણી છે ઉપદેશ ન લાગવાના આ બે કારણો છે જુઓ, અમે તમારી સન્મુખ છીએ અને તમે અમારી સન્મુખ છો જો ઉપદેશકમા જ્ઞાન, દર્શન ચારિત્ર ન હોય તો તમે કહેશો, કે આ ઉપદેશકમા જ્ઞાન દર્શન, ચારિત્રનાં ઠેકાણા નથી, એટલે એમની વાણી આપણા મગજમા ઉતરવી નથી એવી જ રીતે, તમારામા વીતરાગની ઝમક ન હોય તો અમને કહેવાનો હક છે વ્યવહાર અને નિશ્ચયનું સ્વરૂપ સમજીએ તો કિનારો નજીક છે તમારે આ દૃષ્ટિ રાખવાની છે કે હું અખડ અને અભેદ છું સત્સ્વરૂપને સમજ્યા સિવાય આ મા અનત કાળ સુધી રખડયો છે માટે જો આત્મા ભૂતને યાદ રાખે, ભવિષ્યને ભૂલે નહિ અને વર્તમાનમા ઉપયોગ સહિત વર્તે તો આત્મા કર્મબધન કરતાં મોળો પડે આપણે ભૂતકાળમા જે જે કર્મો કર્યા છે તેને ભૂલી ગયા છીએ ભવિષ્યનો વિચાર કરતા નથી અને વર્ત

માનમા મશગૂલ બની રાગદ્વેષથી પ્રેરાઈ અનંત કર્મ બાંધી રહ્યાં છીએ. આત્માને જો પોતાના ઘરનું સુખ અનુભવવું હોય, તો ઊછીનાં સુખનો ત્યાગ કરવો જોઈએ. તમે કોઈની વસ્તુ લાવ્યા અને રાખી મૂકો, તો લોકો શુ કહેશે? ભગવાન કહે છે કે-ભાઈ! તમે જે સુખ માટે વલખા મારો છો તે સુખ કલ્પનાનુ છે, વાસ્તવિક નથી વાસ્તવિક હોય તો આપણી આ દશા ન હોય માટે નિશ્ચય રીતે એમ વિચારો કે હું અખંડ, અભેદ, અવિનાશી છુ પણ એટલું જાણુવા કે માનવા માત્રથી સાચુ સુખ નહિ મળે પણ અખંડ-અભેદને પામવા માટે વ્યવહારમાં તેનો ઉપયોગ કરવો પડશે. અભેદ દૃષ્ટિ છે તે નિશ્ચયના ઘરની છે અને ભેદ દૃષ્ટિ છે તે વ્યવહારના ઘરની છે પણ વ્યવહારમાં શ્રુતજ્ઞાન અને ચારિત્રની ઘણી જરૂર છે શ્રુતધર્મ અને ચારિત્ર એ બે જ્યારે ભગવાનને કેવળ જ્ઞાન થયુ ત્યારે હતાં ભગવાને ગૌતમને ચારિત્ર આપ્યુ અને ત્રિપદીમાં ચૌદ પૂર્વનુ જ્ઞાન થયુ ભણુવા ગયા ન હતા છતા જ્ઞાન થયુ શાસ્ત્ર-કારો એક દૃષ્ટાન્ત આપે છે દરિયામા ભરતી આવે અને ઓટ પણ આવે હજારો નદીઓ તેને આવીને મળે, મુશળધાર વરસાદ આવે, પણ ભરતી તો એના સમયે જ આવે. પાણીનુ ટીપું ય આવીને મળ્યુ ન હોય છતા ભરતીનો સમય થયે ભરતી આવવાની જ ભરતીના સમયે ભરતી અને ઓટના સમયે ઓટ આવ્યા જ કરવાનાં ભરતી આવે ત્યારે સમુદ્ર ગાંડાતૂર થઈને ઊછળે છે જો સમુદ્રમાં ભરતી ન આવે તો તેનામા તાકાત નથી કે તે નદીઓને પોતા-

આ જગતમા જૂનામા જૂની અને ટકાઉમા ટકાઉ જો કોઇ વસ્તુ હોય, તો તે ચારિત્ર જ છે આ કવિ કહે છે, કે કાં તો અમારામા જ્ઞાન નથી અને જો અમે તમને ઉપદેશ આપતા હોઇએ તો તે યથાર્થ જ છે કારણ વીતરાગનુ કહેલુ તમને અપાય છે જેના મુખમા વીતરાગની દૃષ્ટિ હોય તેની દૃષ્ટિ યથાર્થ જ હોય. પણ ઉપદેશ આપતાં તેણે પોતાના ઘરનુ કઈ ઘાલવું ન જોઇએ. જે હું આપું છું તે વીતરાગનું કહેલું છે આવા ગુરુ જો શિષ્યને ઉપદેશ આપે અને તે ઉપદેશ શિષ્યને ન લાગે તો સમજવુ કે કા તો ગુરુમાં જ્ઞાન, દર્શન, ચારિત્રની પ્રભા નથી અથવા શિષ્ય પાપના ઉદયવાળો પ્રાણી છે ઉપદેશ ન લાગવાના આ બે કારણો છે જુઓ, અમે તમારી સન્મુખ છીએ અને તમે અમારી સન્મુખ છો. જો ઉપદેશકમાં જ્ઞાન, દર્શન ચારિત્ર ન હોય તો તમે કહેશો કે આ ઉપદેશકમા જ્ઞાન, દર્શન, ચારિત્રના ઠેકાણાં નથી, એટલે એમની વાણી આપણા મગજમા ઊતરતી નથી એવી જ રીતે, તમારામા વીતરાગની ઝમક ન હોય તો અમને કહેવાનો હક્ક છે વ્યવહાર અને નિશ્ચયનું સ્વરૂપ સમજીએ તો કિનારો નજદીક છે તમારે આ દૃષ્ટિ રાખવાની છે કે હું અખંડ અને અભેદ છું સત્સ્વરૂપને સમજ્યા સિવાય આત્મા અનત કાળ સુધી રખડ્યો છે માટે જો આત્મા ભૂતને યાદ રાખે, ભવિષ્યને ભૂલે નહિ અને વર્તમાનમા ઉપયોગ સહિત વર્તે તો આત્મા કર્મબંધન કરતાં ગભરાય. પણ આપણે ભૂતકાળમા જે જે કર્મો કર્યાં છે તેને ભૂલી ગયા છીએ ભવિષ્યનો વિચાર કરતા નથી અને વર્ત

માનમાં મશગૂલ બની રાગદ્વેષથી પ્રેરાઈ અનત કર્મ બાંધી રહ્યાં છીએ. આત્માને જો પોતાના ઘરનુ સુખ અનુભવવું હોય, તો ઊછીનાં સુખનો ત્યાગ કરવો જોઈએ. તમે કોઈની વસ્તુ લાવ્યા અને રાખી મૂકો, તો લોકો શું કહેશે? ભગવાન કહે છે કે–ભાઈ! તમે જે સુખ માટે વલખા મારો છો તે સુખ કલ્પનાનુ છે, વાસ્તવિક નથી વાસ્તવિક હોય તો આપણી આ દશા ન હોય માટે નિશ્ચય રીતે એમ વિચારો કે હું અખડ, અભેદ, અવિનાશી છુ પણ એટલું જાણવા કે માનવા માત્રથી સાચુ સુખ નહિ મળે પણ અખડ–અભેદને પામવા માટે વ્યવહારમાં તેનો ઉપયોગ કરવો પડશે અભેદ દૃષ્ટિ છે તે નિશ્ચયના ઘરની છે અને ભેદ દષ્ટિ છે તે વ્યવહારના ઘરની છે પણ વ્યવહારમાં શ્રુતજ્ઞાન અને ચારિત્રની ઘણી જરૂર છે શ્રુતધર્મ અને ચારિત્ર એ બે જ્યારે ભગવાનને કેવળ જ્ઞાન થયુ ત્યારે હતા ભગવાને ગૌતમને ચારિત્ર આપ્યુ અને ત્રિપદીમા ચૌદ પૂર્વનુ જ્ઞાન થયુ ભણવા ગયા ન હતા છતા જ્ઞાન થયુ શાસ્ત્રકારો એક દૃષ્ટાન્ત આપે છે દરિયામાં ભરતી આવે અને ઓટ પણ આવે હજારો નદીઓ તેને આવીને મળે, મુશળધાર વરસાદ આવે, પણ ભરતી તો એના સમયે જ આવે. પાણીનુ ટીપુ ય આવીને મળ્યુ ન હોય છતા ભરતીનો સમય થયે ભરતી આવવાની જ ભરતીના સમયે ભરતી અને ઓટના સમયે ઓટ આવ્યા જ કરવાનાં ભરતી આવે ત્યારે સમુદ્ર ગાડોતૂર થઈને ઊછળે છે જો સમુદ્રમા ભરતી ન આવે તો તેનામા તાકાત નથી કે તે નદીઓને પોતા-

નામાં સમાવી શકે તેવી જ રીતે, આત્મામાં જ્ઞાનનો સમુદ્ર ભરેલો જ પડેલો છે લવણ સમુદ્રમા પાતાલ કલશા છે ચાર ચાર પાતાલ કલશા તો બહુ જ મોટા છે તેમનું વર્ણન જીવા ભિગમ સૂત્રમા કરવામા આવ્યું છે પાણીનો સ્વભાવ ચલ નથી, પણ સ્થિર છે તમે લોટામાં પાણી ભરો છો તે ચાલે છે ખરૂ ? પણ પવન વાય તો ચાલે. પાતાલ સમુદ્રનું પાણી સ્થિર છે ત્યારે એ પાણીને કોણ હલાવે છે ? એ કલશાની અંદર ઘનોદધિ વાયુ હોય છે જે સમયે પવન ફૂંકાય છે ત્યારે તેનું પાણી ખૂબ ઉછળે છે શાસ્ત્રકારો કહે છે, કે એ પાણી સોળ હજાર યોજન ઊંચે ઉછળે છે ગૌતમ પૂછે છે, "હે ભગવાન ! એ લવણ સમુદ્રનું પાણી જમ્બુદ્વીપને ડુબાડતું કેમ નથી ?' ભગવાન કહે છે હે ગૌતમ ! ચોવીસે કલાક એ પાણીને રત્ન અને સોનાના ચાટવાથી ભરાવવાની દેવતા ઓની ફરજ છે તથી એ પાણી પાછુ સમુદ્રમા પછડાય છે અને પછડાતા પછડાતા એ બધીય ખાડીઓને ભરી દે છે સમુદ્રનું પરિમાણ બે લાખ યોજનનું છે શિષ્ય પૂછે છે, "હે ગુરૂદેવ ! સમુદ્ર કેમ મર્યાદાનું ઉલ્લઘન કરતો નથી ?" આપણે જૈનકુળના દરિયામા ઉત્પન્ન થયા છીએ, તો પછી આપણાથી મર્યાદાનું ઉલ્લઘન થાય ! આનન્દઘનજી મહા રાજ એક ઠેકાણે કહે છે કે—

ધમ જિનેશ્વર ગાઉં રગશુ ભગ મ પડશો પ્રીત
બીજો મનમદિર આણુ નહિ એ અમ કુલવટ રીત—જિનેશ્વર.

ભક્ત પ્રભુદેવને કહે છે કે જ્યારે હું તમારૂ સ્મરણ કે સ્તવન કરતો હોઉં ત્યારે મારા કાર્યમા ભગ ન પડજો.

જ્યારથી મે આપને સ્વીકાર્યા છે ત્યારથી કોલકરાર કર્યા છે. સમ્યક્ના ચાંદલા કર્યા છે. આ તો કુકુમના ચાંદલા છે આ કુકુમનો રગ જાય નહિ મે તો ભગવાનની સાથે સગાઇ કરી છે, માટે એમાં ભગ ન પડજો ભગવાન! બીજા કોઇને મારા મનમદિરમા પ્રવેશ કરવા દઇશ નહિ સમકિતને પામવુ હશે તો તમારે મિથ્યાત્વને છોડવુ જ પડશે મિથ્યાત્વના ગયા વિના સમકિત પ્રાપ્ત ન થાય તમારે ચાદલા કરવા છે ને? આનદઘનજી મહારાજ કહે છે, કે નાથ! આ તો મારા કુલની રીત છે આવા જિનેશ્વરના કુળમા આવ્યા અને ચાંદલા કર્યા વગરના (વાઢા) રહી જાઓ તો થઈ રહ્યુ ને? ચાદલા કરતી વખતે આજે આપણે ખાનદાની નથી જોતા, ધન જોઇએ છીએ. આજે આપણુ માનસ બદલાઇ ગયુ છે અત્યારે વ્યવહારક્ષેત્ર અને ધનક્ષેત્ર બદલાઇ ગયા છે ધન હોય પણ જો તે ઇડાનો રસ ખાતો હોય તો તેવાને ત્યા તમારી દીકરી સુખી થવાની ખરી? પહેલાના લોકો જે ઘરમા સદાચાર, ધર્મ, જૈનત્વ હોય, તે ઘરમા જ પોતાની દીકરી આપતા માટે જ ભગવાનની સ્તુતિ કરતા કહ્યુ છે, કે જેમ દરિયો માઝા મૂકતો નથી તેમ શ્રાવક પણ ધર્મની મર્યાદા ઉલ્લઘે નહિ ગૌતમના પ્રશ્નનો ખુલાસો ભગવાને ભગવતી સૂત્રમા કર્યો છે આત્મા જ્ઞાનનો સમુદ્ર છે જે વખતે જિનેશ્વરની વાણીનો વાયરો થાય છે તે વખતે અદરનો દરિયો ઊછળે છે ભગવાને ગૌતમનો દરિયો ઊછાળ્યો તેના જ્ઞાનમાં ભરતી આવી ભરતી આવી- તે આવી - પાછી ઓટ ન આવે ત્યારે તમારે તો ચોમાસુ.આવે ત્યારે ભરતી આવે

અને પારણા થયા એટલે મૂર્છાં ઉપાશ્રયના બારણાં. ગૌત મના જ્ઞાનમાં ભરતી આવી પણ ઓટ કેમ ન થઇ તેનો ખુલાસો આગળ ઉપર અવસરે કરવામા આવશે.

---

## વ્યાખ્યાન ૧૭ મુ

[બુધવાર અષાડ વદી ૧ ]

ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ તેનું નામ સિદ્ધાન્ત ભગવાન ત્રિલોકનાથે જગતના જીવોને શાન્તિનો માર્ગ બતાવ્યો હે દેવાના પ્રિયો ! તમારે શાન્તિ જોઇતી હોય તો અમારા સિદ્ધાત-પ્રવચનોમા પ્રવેશ કરો જેણે અમારા સિદ્ધાત-પ્રવચનોમા પ્રવેશ કર્યો તે શાન્તિના માર્ગને પામી ગયા જેને સાદી ભાષામાં પ્રાર્થના કહેવામા આવે છે અને જે આત્માઓ તેના મહત્ત્વને સમજે છે તે શાન્તિ પામે છે ભગવાન કહે છે કે દેવના વિમાનમા બેઠેલો સૂર્યાભદેવ પોતાના ઇષ્ટદેવનું સ્મરણ કરે છે પ્રત્યેક આત્મા પોતપોતાના ઇષ્ટદેવનું સ્મરણ કર્યા કરે છે કોઈએ ધનને ઇષ્ટ માન્યું છે તો કોઈએ ઉદ્યમને, તો વળી કોઇએ પુત્ર-પરિવારને. આમ જગતનો પ્રત્યેક જીવ કોઇ ને કોઇ ઇષ્ટને માની રહ્યો છે તે બધા જીવો ઇષ્ટનું સ્મરણ કરી રહ્યા છે છતા જગ

વાન કહે છે, કે તમારા માટે જો ખરૂ ઇષ્ટ કંઈ હોય તો તે પરમ કૃપાળુ દેવ જ છે બીજા ઇષ્ટો તો આ લોક પૂરતાં જ છે અને તે નાશવંત છે. દિશાઓમાં પૂર્વ દિશા ઇષ્ટ છે. ધનમા રત્ન વગેરે ઇષ્ટ છે, પરમ પુરૂષોમાં પરમાત્મા ઇષ્ટ છે. સૂર્ય હમેશાં પૂર્વ દિશામાં જ ઊગે છે, પશ્ચિમમાં તે કોઇ દિવસ ઊગતો નથી. આત્મારૂપી સૂર્યને વીતરાગતામાંથી જ પ્રકાશ મળે છે. માટે જે પરમ પુરૂષોએ ઇષ્ટતા પ્રાપ્ત કરી છે, તેઓની પ્રાર્થના કરવી તે જ ઇષ્ટ–લાભકારી છે. સૂર્યાભદેવ એવુ સમજીને જ ભગવાન મહાવીરનુ સ્તવ અને સ્તુતિ કરી રહ્યા છે. સ્તુતિ કરતા તે શું બોલે છે? આ જગતમા ઇષ્ટ પદાર્થ જો કોઇ હોય તો તે પરમ પુરૂષો છે એમની પ્રાર્થના શા માટે કરવી તે આપણને શાસ્ત્રો સમજાવે છે, **सयसंबुद्धाणं**। હે નાથ! આપ બીજા કોઇની સહાય વિના, પોતાની મેળે બોધને પામ્યા છો પ્રત્યેક દ્રવ્ય, ગુણ અને પર્યાયને આપ એના યથા સ્વરૂપે જાણો છો પ્રભુની પ્રાર્થના કરતા શો વિચાર કરવાનો છે? હું એટલે આત્મા **सयसंबुद्धाण** પદની પ્રાપ્તિ માટે સ્તુતિ કરૂ છુ, નહિ કે આ લોક કે પરલોકનાં સુખ માટે પ્રભુ! મારૂ સ્વરૂપ આપના જેવું જ છે, પણ આવરણથી તે ઢંકાઇ ગયુ છે. આવરણો ત્રણ પ્રકારના છે

આવરણ ત્રણ પ્રકારના જીવને રે,
નારી, લક્ષ્મી ને ત્રીજું માન આવરણ૦

આ ત્રણ પ્રકારના આવરણોથી આઠ પ્રકારના કર્મો સબળ છે. હે પ્રભુ! આપનુ નામ લેતા આ ત્રેણ આવરણો પજળ્યા

કરે છે, મારો કેડો મૂકતાં જ નથી. જે લક્ષ્મીને વર્મે અભિચારમો પ્રાણ માનીને બેઠા છો, તે લક્ષ્મી જીવને તત્ત્વજ્ઞાન પામતા અટકાવે છે જેમ આપને થાય, કે ચાલો, આજે વ્યાખ્યાન સાંભળવા જઈએ; ત્યારે તમારી પત્ની કંઠ કરીને રોકે અને કહે, કે આજે નહિ જવા દઉં. તમે કહેશો, કે વ્યાખ્યાન સાંભળ્યા વગર જીવને ચેન પડે તેમ નથી. ત્યારે તે ફીમિયો અજમાવી, પેટમા દુખે છે એમ કહી તમને રોકે અને તમારે ડાક્ટરને બોલાવવા જવું પડે આમ જીવને માગ ભુલાવવામા આવે છે લક્ષ્મી પણ ધર્મ માર્ગે જતા અવરોધ ઊભા કરે છે જેમ નારી આવરણ છે તેમ નર પણ આવરણ છે ભોગવિલાસમા આખુ જીવન ખર્ચી નાખ્યા પછી જો કોઈ સ્ત્રીને બ્રહ્મચર્ય પાળવાની ઈચ્છા થાય અને તેનો પતિ તેને તેમ કરતા રોકે, તો તે આવરણ થયુ દરેક શ્રાવકે ઇષ્ટની પ્રાપ્તિ માટે અનિષ્ટનો ત્યાગ કરવો જોઈએ. તો જ આપણે સવર, સામાયિક, પૌષધ વગેરે કરી શકીએ બેનના દિકરાએ અષાડી પૂનમથી કાર્તિકી પૂનમ સુધી શાસ્ત્રના વાચનને હૃદયમા સ્થિર કરવા માટે બ્રહ્મચર્યનું પાલન કરવું જોઈએ. કારણ કે ધર્મની આરાધના પાત્ર વિના ટકે નહિ આ માને પવિત્ર કરનાર બ્રહ્મચર્ય છે કામભોગ ધર્મ આચરનારને આડખીલીરૂપ છે બહાદુરનો દીકરો હોય તે તો યાવજ્જીવન બ્રહ્મચર્યનો સ્વીકાર કરે. વાવણી કરનાર ખેડૂતના મનમા આશા હોય છે કે જો સારો વરસાદ પડશે તો ધાન્યના ઢોપલે ઢોપલા ઊતરશે એ આશાએ તો એ બી વાવે છે એમ તમારે આગળ પણ જો પચ્ચખાણરૂપી બીની

વાવણી થાય તો પરિણામે સાચા સુખ અને શાન્તિના ટોપલે ટોપલા ભરાય બધુઓ! નાથ કહે છે, કે જીવ અસત્યનુ આચરણ કરતા લાજતો નથી આચારાગ સૂત્રમા ભગવાન બોલ્યા છે, કે “અમે લાજીએ છીએ, શરમાઇએ છીએ” કોનાથી આવુ બોલાય? એક એક મુનિશ્રમણ જ્યા જ્યા પાપની પ્રવૃત્તિ કરે છે, ત્યાં અમે લાજીએ છીએ હે મુનિ! પાપની પ્રવૃત્તિ જોઈને તમે તેને ત્યજજો

**लज्जा दया सजम बभचेर कल्लाण भागिस्स विसोहि ठाणम्**
**जे मे गुरु सयय मणुसासयंति तेहि गुरु सययं पूययामि ॥**

હે બધુઓ! તમારૂ કલ્યાણ, તમારૂ શ્રેય થાય એમ તમે ઇચ્છો છો ને? ત્યારે, કલ્યાણ ઇચ્છુક આત્માને ભગવાન સુદર સ્થાન બતાવે છે કેટલા સ્થાન છે? આત્માની વિશુદ્ધિના ચાર સ્થાન છે લજ્જા, દયા, સયમ અને બ્રહ્મચર્ય. બેનડીઓ! સારૂ કામ કરતા શરમ હોય? નહિ જ

આ તો એક રગભૂમિ છે. આવી જાઓ ભૂમિને સાફ કર્યા વિના રગ નહિ ચડે રાયપસેણીય સૂત્રમાં પરદેશીએ પોતાના જીવનને કેવુ પવિત્ર બનાવી દીધુ છે! એમ તમારે પણ આ ચાર માસમા આત્માને પવિત્ર બનાવવાનો છે પણ શરમાશો નહિ પાચ સોની વચ્ચે છેડાછેડી બાધી લાડીને લાવતા ન શરમાયા તો છોડતાં શાની શરમ? એકને ધર્માચરણ કરતો જોઇ બીજો પણ તૈયાર થાય. જો કોઈ એવો હોય તો નિદા કરે, પણ હળુકર્મી હોય તો પ્રશંસા કરે અને કહે કે, તમે તરી ગયા અનુમોદન આપનારને પણ મહાન લાભ થાય

છે એક બહેનને ખાત્રી કે છઠ્ઠ કરવાની ભાવના થઈ તેણે આસપાસની બહેનોને વાત કરી. ૧૪ બહેનો તૈયાર થયા, જેમ ભગવાનને કેવળ જ્ઞાન થયુ અને તેમણે આપણને માર્ગ બતાવ્યો તો આજે તત્ત્વનો રસ્તો તમારી પાસે મોજૂદ છે ભગવાન બોલ્યા, કે એક એક શ્રાવક રત્ન સમાન છે માટે જ ભગવાને તિપ્પાણ તારયાણ એ પદ આપ્યુ

ત્રણ પ્રકારના જીવનાં આવરણ છે માટે તેનાથી દૂર રહી હું સત્તર પ્રકારે સયમ પાળુ, બાર પ્રકારે તપ કરૂ અને બ્રહ્મચર્ય પાળુ જો તમારે આત્માનું કલ્યાણ કરવુ હોય તો આને અપનાવો. 'હે નાથ! આપ સ્વયંબોધ સમાન છો, પુરૂષોમા ઉત્તમ એવા આને પ્રાપ્ત કરવા માટે હું આપની સ્તુતિ કરૂ છુ ભગવાન! આપ પુરૂષોમા સિંહ સમાન છો કોઈને બિવડાવવા કે મારવામા નહિ પણ પરિષહ ઉપસર્ગને સહન કરવામા. આ સૂત્રમા એક સ્થળે કહેવામા આવ્યુ છે કે હે મુનિઓ! એક ગામથી બીજે ગામ જતા જ ગલમાં તમને જ ગલી પ્રાણીઓનો ભેટો થઈ જાય, તો તમારે ડરવુ નહિ. પાછા પણ હઠવુ નહિ પણ આલોચી, પડિક્કમી, નિંદી, નિ શલ્ય થઈ તેમના સામે જોવુ આ રૂડો અવસર આવ્યો છે માટે સમપરિણામે સહન કરવુ આ કલમ જિનકલ્પી માટે છે પણ જો સ્થવિરકલ્પીને આવો ભાવ આવે તો તેમા કશું ખોટુ નથી સમજે, ભગવાનને ૭ મહિના સુધી કેટલા ઉપસગ આપ્યા! એક પક્ષે ભગવાન મહાવીરના કર્મ અને બીજે પક્ષે ૨૩ તીર્થંકરોના કર્મ

ભગવાને પરિષહને સહન કરીને સગમને પણ ન માન્યો, માટે તે **पुरीससिंहाणं** કહેવાયા 'હે પ્રભુ! આપે એવું જબરૂ કામ કર્યુ છે, કે ૩૬૩ પાખડીઓના મતોને આપે હરાવી નાખ્યા માટે આપ અજિત થઇ ગયા હે નાથ! આપ કર્મકટક રહિત થઈ ગયા, "જે સમયે આપણે કર્મનો ક્ષય કરીશુ, તે સમયે આપણે પણ નિષ્કટક અને નિષ્કલક બની જઈશુ હે નાથ! મન, વચન અને કાયાના યોગ અમને અને તમને મળ્યા છે. તે યોગો આપનામા અપાપ ભાવે વર્તે છે, અને અમારામાં પાપભાવે વર્તે છે. પુડરીકમા કમળ પ્રધાન ગણાય છે ઉદ્યાનમા સુદર પુષ્પો વિકસી રહ્યા હોય તો ભ્રમરો કુસુમો પર આવે, એમ, "હે પ્રભુ! આ ભોગી ભમરાઓ આપના પુડરીક જેવા મુખ ઉપર આવે છે"

એક ભમરો હતો બગીચામા ભમતા ગુજારવ કર્યા કરે અને આખા જગતનુ સુખ એમાં સમાયુ છે એવુ માને હવે તે બાગમા ચપા અને કેવડાના વૃક્ષો હતા ઊડતા ઊડતા એક દિવસ ભમરાને વિચાર આવ્યો, કે બાગની સુગધ તો ઘણા દિવસ માણી, ચાલો આજે બહાર જઈને જોઈએ, કે ત્યાં કેવી સુગધ છે? ઊડતો ઊડતો તે ઉકરડા પાસે આવી ચડયો બીજો એક ભ્રમર ઉકરડા પર બેઠેલો જ હતો ભ્રમર વિચાર કરે છે, કે મારો ભાઇ ઉકરડામા રહે અને હુ બાગની સુગધ ભોગવુ તે ઠીક નહિ. તેથી તેણે પેલા ભ્રમરને કહ્યુ, "ભાઇ! તુ મારી સાથે ચાલ" ભાઈ-ઓ! તમે પણ વીતરાગના ઉદ્યાનની સુગધ લેનારા છો

તમારા જાતિભાઈ જો આત્મિક રીતે દુખી હોય તો તમારે તેની સંભાળ લેવી જોઈએ. "તું અહીં કેમ પડ્યો છે?" ત્યારે બીજો ભ્રમર કહે છે, "અહીંના આનંદની તને શી ખબર પડે? બગીચામાં આવો આનંદ ક્યાંથી?" માટે ભગવાન બોલ્યા, કે–

**धम्मारामे चरे भिक्खु धिइमं धम्म सारही।**
**धम्मारामे रए दंते बंभचेर समाहिए॥**

તમારે અમારા ધર્મોદ્યાનમાં આવવું છે ને? ભગવાન કહે છે કે મારા મુનિઓ ધર્મરૂપી બાગમાં રમે છે. પેલો ભ્રમર કહે છે, ભાઈ! તું પહેલા આવ તો ખરો ત્યાં હું કેવો સુખી છું તે તું જો. આજે તો એક ભાઈ લાખી પાથરી નર હોય, તો બીજો ઈર્ષ્યાની સગડીમાં સળગતો હોય. ભાઈ તું આવ તો ખરો. ત્યારે બીજો ભ્રમર કહે છે, શા માટે મને ઘર છોડાવો છો? તમે પણ એમ તો નથી માનતા ને કે શા માટે અમને મોજમઝા છોડાવો છો? બન્ને ભમરાઓ બગીચામાં આવ્યા. પેલો ભ્રમર પૂછે છે કેમ આ સ્થાન ગમે છે ને?' એમ અમે પણ તમને પૂછીએ છીએ કે અમારો ધર્મરૂપી બગીચો તમને સારો લાગે છે ને? મને તો મારો ઉકરડો જ સારો લાગે છે. તમને પણ ઉકરડો જ સારો લાગે છે ને? ભ્રમર કહે છે 'આવું મધમધતું સ્થાન તને કેમ ગમતું નથી? અને આને છોડી ને ઉકરડામાં પાછા જવાનું તને કેમ મન થાય છે? એમ અમને પણ થાય છે કે વીતરાગના મધમધાયમાન

શાસનને મૂકીને અમારા જાતિભાઈઓને ઉકરડામાં રહેવાનું કેમ ગમે છે? એ અમને કેમ પાલવે? બગીચાના ભ્રમરે પૂછ્યુ, 'તને ચપાની સુવાસ આવે છે?' પેલાએ કહ્યુ, 'ના,' તો તેની નાસિકામાં શુ ભરાઇ ગયુ હશે? જુએ છે તો ઉકરડાની ગૂગાગોળી ભરાઇ ગઈ છે પછી તેને આ સુગધ ક્યાથી આવે? ભ્રમરે વિચાર કર્યો, કે લાવ આને તળાવે લઇ જાઉં અને તેને પાણીમા ઝબોળુ તે ભ્રમરને તળાવે લઈ ગયો અને તેને પાણીમા સારી પેઠે ઝબોળ્યો ત્યાં ગુગાગોળી નીકળી ગઈ પછી તેને પાછો બગીચામાં લાવ્યો અને પૂછ્યુ, 'હવે સુગધ આવે છે?' પેલો ભ્રમર કહે, 'આ શુ? આવી ખુશબો શુ તમે રાત-દિવસ લો છો? તમારૂ સ્થાન તો મારા કરતાં ઘણું સારૂ છે' આવી પ્રતીતિ થયા પછી તે ભ્રમર ઉકરડાને યાદ કરવાનો ખરો? નહિ જ આ ન્યાય ભગવાન ભવ્ય જીવોને લાગુ પાડે છે. વીતરાગના શાસનના બગીચામા રહેનારા ભવ્ય જીવો અથવા વિરતિઓ ઉકરડામા રહેનારા અવિરતિ આત્માઓને કહે છે, કે એક વાર અમારો આનન્દ તો લઈ જુઓ, પણ અવિરતિ એવી છે કે એને ઉકરડોજ સારો લાગે છે તેનુ શું કારણ છે તે શોધી કાઢો જેમ ભ્રમરની નાસિકામા મળ ભરાઇ ગયો હતો, તેમ તમારા નાકમાં વિષયની ગુંગાગોળી ભરાઈ ગઇ છે, એને લઇને તમને અમારા પ્રવચનોની સુવાસ આવતી નથી ઉકરડાના ભ્રમરને જેમ પાણીમાં ઝબોળ્યો તેમ અમે પણ તમને ૨૫ દિવસથી વીરવાણીના સરોવરમા ઝબોળી રહેલ છીએ, છતાં ગુંગાગોળી નીકળતી નથી તે બતાવે છે,

કે તે ઉંડે ઉંડે ઉતરી ગઈ છે અમારે હજી તમને વધારે વખત ગભરાવવા પડશે. સૂર્યાભિદેવ વિષયભોગરૂપી ગુંગાગોળી કાઢીને પ્રભુની સ્તુતિ કરવા જાય છે અને આત્માની સુવાસ લેતો જાય છે હવે સંપૂર્ણ સુવાસને કેવી રીતે પ્રાપ્ત કરાય અને આગળ જતાં પ્રાર્થનામાં શું આવશે તે બધું આગળ ઉપર અવસરે કહેવાશે.



## વ્યાખ્યાન ૧૮ મું

[ગુરુવાર, ભાદ્ર વ. ૧૧]

રાયપસેણીય સૂત્રનો અધિકાર ચાલી રહ્યો છે આ સૂત્રમાં આત્મા પુણ્ય, પાપ, બંધ અને મોક્ષની ચર્ચા ભગવાને કરી છે અનાદિ કાળથી જો આ આત્માએ મોટામાં મોટી ભૂલ કરી હોય તો તે એ છે કે, વર્તમાન સ્થિતિમાં ભ્રમ કરીને તેણે આત્મતત્ત્વના જ્ઞાનને પ્રાપ્ત કર્યું નથી જો તે આત્મતત્ત્વના જ્ઞાનને પ્રાપ્ત કરે તો ભગવાન કહે છે, કે **જે એગં જાણઇ સે સવ્વં જાણઇ** જે એકને જાણે તે સર્વને જાણે છે આના આધારે ભગવાને એક મતનું ખંડન પણ કર્યું છે ઈશ્વરનું સ્વરૂપ જેના વડે આત્માનો ઉત્કર્ષ થાય તે હેમચંદ્રાચાર્યે એક શ્લોકમાં બતાવ્યું છે

अनन्तविज्ञानमतीतदोष-मवाध्यसिद्धान्तममर्त्यपूज्यम् ।
श्रीवर्धमानंजिनमाप्तमुख्यं-स्वयंभूवं स्तोतुमहं यतिष्ये ॥

સૂર્યાભ જેની સ્તુતિ કરી રહ્યો છે તે કેવા છે? અનન્ત-વિજ્ઞાનવાળા અને અઢાર દોષરહિત છે એમનો સિદ્ધાન્ત અબાધ્ય છે દેવો વડે પૂજાયેલા છે. આપ્ત પુરુષોમા શ્રી વર્ધ-માન મુખ્ય પુરુષ છે આપ્ત એટલે જેણે અનન્તજ્ઞાન પ્રાપ્ત કર્યું છે તે. એવા આપ્ત પુરૂષોમાં ભગવાન મહાવીર મુખ્ય છે **सयंसंबुद्धाण** એટલે પોતાની મેળે બોધ પામેલા છે જેની આપણે પ્રાર્થના કે સ્તુતિ કરીએ તે આપ્ત હોવા જોઇએ. એ અનન્ત જ્ઞાનવાળા અને અઢાર દોષથી રહિત હોવા જોઇએ. અનન્ત જ્ઞાનવાળા વર્ધમાન જિનેશ્વર છે અતીતદોષ પદ મૂકવાની શી જરૂર હતી? શકાકાર શકા કરે છે આ શ્લોકમા ત્રણ મતોનુ ખડન કરવામા આવ્યુ છે આજીવક મતવાળા કહે છે, કે અમારા ભગવાન અનં-તજ્ઞાનવાળા છે અમારા ભગવાનનુ શાસન જ્યારે અવ-નતિને પામે છે ત્યારે ભગવાનને અવતરવું પડે છે **यदा यदा हि धर्मस्य ग्लानिभवति ।** અહી આજીવક મતવાળાને સમજણ પાડે છે, કે તમારા પરમાત્મા અનંત જ્ઞાનવાળા છે તે જો સૃષ્ટિ પર અવતરે, તો દોષવાળા કહેવાય. ત્યારે અમારા ભગવાનમા તો અનંત જ્ઞાનની સાથે દોષરહિત તત્ત્વ પણ છે. કેટલી સરસ દલીલ! આવા જૈન શાસનમા તમારો અવતાર થયો છે. એ ન્યાય માર્ગ સાભળતાં તમારા હૈયા ઊછળવા જોઇએ તમારા ભગવાન અવતાર લે છે, એનાથી પૃથક્ત્વ બતાવવા

અહી | અતીત દોષ શબ્દ મૂકવામા આવ્યો છે મૂળ અતિશયો ચાર છે અનંત જ્ઞાનાતિશય, અનંત વચનાતિશય, અનંત પૂજનાતિશય અને અનંત અપાયાપગમાતિશય. આજીવક મતનું આમ ખંડન કર્યું અમારા ભગવાન સૃષ્ટિનું ગમે તે થાય પણ જગતમા ફરીથી અવતરતા નથી, એ નિર્દેશવા અતિત દોષ પદનો પ્રયોગ કરવામા આવ્યો છે હવે બીજા વૈશેષિક મતનું ખંડન કઈ રીતે કર્યું છે તે જોઈએ વૈશેષિક મત વાળાની માન્યતા શી છે? તેઓ કહે છે કે ભગવાનને અનંત જ્ઞાનની શી આવશ્યકતા છે? જેટલું જોઈએ તેટલું જાણે વધારે જાણવાની શી જરૂર છે? તમારા ભગવાનનું તો બધા જીવોનું જોવામાં જ ચાલ્યુ જાય છે ત્યારે પ્રશ્ન એ થાય છે, કે અનન્ત જ્ઞાન એટલે શું? આ જગતમા પ્રત્યેક વસ્તુ અનંત ધર્માત્મક છે આ જગતમા જેટલા પુદ્ગલો અને જીવો છે તે બધાને જાણવા અને જોવા તેનું નામ કેવળ જ્ઞાન વૈશેષિક મતવાળા કહે છે કે જેમ ગીધ દૂરથી જોઈ શકે છે તેમ તમારા ભગવાન દૂર બેઠા જુએ. એ મતના ખંડન માટે અનંત વિજ્ઞાન વિશેષણ પ્રયોજવામાં આવ્યુ છે હવે અબાધ્ય સિદ્ધાન્તની વ્યાખ્યા આવે છે ભગવાને બતાવેલા સિદ્ધાન્ત અબાધ્ય છે વાદી, પ્રતિવાદી કે કુવાદી —કોઈ પણ અમારા ભગવાનના વચનને ત્રણે કાળમા ખંડિત કરી શકતા નથી તથી અબાધ્ય સિદ્ધાન્ત. જો જૈન દર્શન કોઈથી ઊતરતું હોય ના તે સાત નય, ચાર નિક્ષેપ અને સ્યાદ્વાદના કારણે. હવ અમર્ત્યપૂજ્ય પદનો અર્થ વિચારીએ. એ ભગવાનને કોઇ અર્ઘ્ય કે વાંસ વડે છેદે તેનો તેમને રાગદ્વેષ

નથી આવુ એમણે અનત જ્ઞાન પ્રાપ્ત કર્યું છે. ચાર કર્મનો જે છેદ કરે તે જ અનત જ્ઞાનવાળા થાય છે એવા ભગવાનની તે સ્તુતિ કરે છે આપણે પણ એવા ભગવાનની સ્તુતિ કરીએ. બધુઓ ! ઘરમા પડેલી નાણાની કોથળીઓની ગણતરી કર્યા કરો છો ને? આપણા આત્મામા પણ જ્ઞાનરૂપી ધનની કોથળીઓ ભરેલી પડી છે તો પછી તે આપણને પ્રાપ્ત કેમ થતી નથી? જો પ્રાપ્ત કરવી હોય તો સમકીતના પાઠમા પરમાર્થને સેવો તમારા આત્માને જો પરમાત્મા બનાવવો હોય તો એવાને સેવો કે જેની દષ્ટિ ભલી છે અને જેણે સમ્યગ્ દષ્ટિ વડે પરમ અર્થને પ્રાપ્ત કરેલ છે

**सेषणावावि वावन्न कुदसणा च समत्त सद्दहणा ।**

આ તમે પ્રતિક્રમણના પાઠમા બોલો છો ને? કેવુ સુદર સ્વરૂપ બતાવે છે? બે વસ્તુઓને વર્જો, જ્યા સુધી વર્જશો નહિ ત્યા સુધી તમારૂં સમકીત નિર્મળ થવાનુ નથી **वावन्न** એટલે જે આત્માઓ વિમાર્ગે જઇને સમ્યક્થી ચ્યૂત થયા છે અને ચારિત્રથી પડવા ઇચ્છે છે તેનો પરિચય ન જ કરો ,જેનુ દેખવું જ ખોટુ છે, જેઓ મિથ્યાત્વમા પડયા છે એને વર્જી નાખો **परपासड परसंसा**–ભગવાન કહે છે– આના બે અર્થો કરવા પડશે જિનેન્દ્ર સિવાય ૩૬૩ પાખંડીઓના મતો છે એમના તમારા મુખેથી વખાણ ન કરો પાખડી ધર્મનો પરિચય કરવો તમને પાલવે નહિ બીજો અર્થ પાખડ એટલે આત્માના સ્વરૂપથી જે બહારનુ પ્રવર્તન છે તે બધુ પાખડ છે તેનો પણ પરિચય છોડવો જોઈએ. આવી રીતે જે પરમ અર્થના માર્ગમા વિચરે છે તે સમકી-

વની શ્રદ્ધાવાળા છે કોની માફક ? સુલસાબાઈની માફક સુલસાનું સમ્યક્ત્વ કેવું દૃઢ હતું ! એ તમે કેટલીય વાર સાંભળ્યું, હશે. પણ સાંભળીને હૃદયમાં ઠસાવ્યું છે ? નહિ જ ભૂલી જવાય છે નાવાનું, ખાવાનું કે પીવાનું ભુલાતું નથી; પણ સામે આવનારૂં ભૂલી જવાય છે દીકરો લેસન ન કરે તો માસ્તરનો ઠપકો ખાય ને ! પણ તમે તો રીઢા થઈ ગયા છો સુલસાબાઈ ભગવાન મહાવીરના અનન્ય ભક્ત હતા. એક વખતે અંબડ, ભગવાનના દર્શન કરવા ગયો. વાચન, ઉપદેશ પતી ગયા પછી અંબડ કહે છે, “ પ્રભુ ! હું રાજગૃહ નગરમાં જાઉં છું તો મારા લાયક કંઇ કામ સેવા હોય તો ફરમાવો.” ત્યારે ભગવાન કહે છે, “ ત્યાં સુલસાબાઈને ધર્મધ્યાન કહેજો.” આખું રાજગૃહ શ્રાવકોથી ભરેલું હતું, પણ ભગવાન કોઈને નહિ અને એક માત્ર સુલસાબાઇ માટે જ સંદેશો આપે છે તે એક સ્ત્રી હોવા છતા પણ ધર્મની શ્રદ્ધા તેના હાડોહાડમા વ્યાપેલ હતી તેના ઊંડાણમા પણ ભગવાનની વાણીનો જ રણકાર હતો. માટે ભગવાને સુલસાને કહેવડાવ્યું આ સાંભળી બીજાઓને વિચાર ન આવ્યો, પણ અંબડ સન્યાસીને વિચાર આવ્યો કે ભગવાન સુલસાબાઈને જ કેમ યાદ કરે છે ! લાવ તેની પરીક્ષા કરૂં હવે સુલસાની પરીક્ષા કરવા અંબડ બ્રહ્માનું રૂપ ધારણ કર્યું તેને આવેલા જોઈ તેનાં દર્શન માટે આખું નગર ઉમટ્યું, પણ સુલસા બહાર ન નીકળ્યા. मैा मागप मैा परिमाणाप એક દિવસ એમ જ પસાર થઈ ગયો. અંબડે વિચાર્યું, કે તે ન આવી તે ન જ આવી.

બીજે દિવસે વિષ્ણુનુ રૂપ ધારણ કરીને તેણે બીજા દરવાજેથી નગરમા પ્રવેશ કર્યો ફરીથી આખું ગામ દર્શન કરવા બહાર પડ્યુ, પણ સુલસા ઘરમાંથી બહાર ન નીકળ્યા. ત્યારે કોઇએ તેમને કહ્યુ, "મૂર્ખ ! માનવુ હોય તો માનજે અને ન માનવુ હોય તો ન માનજે, પણ જોવામા શો વાંધો છે ?" સુલસાએ ઉત્તર દીધો, "જેને જોવાનો હતો તેને જોઈ લીધો છે, હવે બીજાને જોવાની જરૂર નથી." અબડ વિચારે છે, "આજે પણ ન આવી તે ન આવી." પછી ત્રીજે દિવસે તેણે મહેશનુ રૂપ ધારણ કર્યું. બધા દર્શને આવ્યા, પણ સુલસા ન આવ્યા અબડે વિચાર્યું, "એના ભગવાનને માને છે ને ? તો લાવ, તે રીતે પરીક્ષા કરૂં." અબડ લબ્ધિવાળા હતા, એટલે લબ્ધિ વડે સાક્ષાત્ તીર્થંકરનુ રૂપ ધારણ કર્યું આખુ ગામ ઊમટ્યુ પણ સુલસા ન ગયા. તેમણે વિચાર્યું, "મારા ભગવાન તો બીજે સ્થળે બિરાજે છે. તે અહી આવે જ ક્યાંથી ?" અબડ વિચારે છે, કે "ત્રણ ત્રણ રૂપો ધારવા છતા ન આવી" અને ચોથા રૂપે સભામા દૃષ્ટિ કરી, પણ સુલસા નજરે ચડ્યા નહિ અબડે તેના ઘરે જઇ દર્શન આપવાનુ નક્કી કર્યું અબડનો પ્રવેશ થતા સુલસા વિચારે છે, "જો મારા પ્રભુ પધાર્યા હોત તો મારા રોમે રોમમા ઉલ્લાસ પ્રગટત, પણ આના આવવાથી મને કશો ઉલ્લાસ આવતો જ નથી. માટે આ મારા પ્રભુ ન હોય. ક્યા મારા ભગવાન અને ક્યા આ ?" તે શાન્તિથી બેઠા રહ્યા કશો આદર-સત્કાર કર્યો નહિ ગોચરીનુ આમંત્રણ પણ ન આપ્યુ અબડ ઊઠ્યો તેણે વિચાર્યું, કે ભગવાને જોઇને જ સોટી મારી છે પ્રભુ હોય તે પ્રભુ

જ હોય. તેમાં કશી ખામી ન હોય. તેણે એકદમ વેશપલટો કરી નાખ્યો અને કહ્યું, "બાઈ! ધન્ય છે તને! તારા ભગવાનના કોઠામાં વાસ છે" હવે સુલસાએ વાચા ઉઘાડી. તેણે પૂછયું "મારા ભગવાન શાતામાં છે ને?" અંબડે કહ્યું, "બાઈ! ખૂબ લહેરમાં છે, અને તમને ધર્મધ્યાનનું કહેવડાવ્યું છે" બાઈએ કહ્યું, તમે મારા ભગવાનના ગુણગાન કરો છો તેથી હું તમારો આહારપાણી માટે આદર સત્કાર કરું છું" આ સૃષ્ટિમાં આવા સમકીતી, બ્રહ્મચારી, ભાવિક આત્માઓ વિચરે છે તેથી સમુદ્ર માઝા મૂકતો નથી. હવે શું આવશે તે આગળ ઉપર અવસરે કહેવાશે



## વ્યાખ્યાન ૧૯ મુ

(ગુરુવાર, અષાડ વદી ૧૨)

ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ તેનુ નામ સિદ્ધાન્ત.

રાયપસેણીય સૂત્રનો અધિકાર ચાલી રહ્યો છે તેમા આત્માનો નિર્ણય કરી સાચી આજ્ઞાથી પ્રાપ્ત કરેલા એવા પરદેશી રાજાનુ વર્ણન છે એ પરદેશી રાજા અથવા સૂર્યાભદેવે સત્યાસત્યનો નિર્ણય કરી વીરની વાણીને હૃદયસ્થ કરી આપવા અને વિપક્ષનો વિધ્વંસ કરવા માટે પ્રભુજીના

નમોત્થુણં વડે સ્તુતિ કરી રહ્યો છે તેમાં **પુરિસવર ગંધ-હત્થિણ** પદ આવે છે. જેમ ગંધહસ્તી ચતુરંગિણી સેનામાં શ્રેષ્ઠ લેખાય છે અને જે પોતાની ગંધથી શત્રુપક્ષના સૈન્યને પરાજિત કરે છે તેમ જ પોતાના પર પડતા અસ્ત્ર-શસ્ત્રના પ્રહારોને ન ગણકારતા તે આગળ વધતો જાય છે, તેમ ભગવાન પણ ચતુર્વિધ સંઘમા શ્રેષ્ઠ, સદુપદેશરૂપી પરાક્રમથી, યશરૂપી ગંધથી પાખંડીઓને નસાડે છે પાખ-ડીઓ તરફથી થતાં પરિષહ અને ઉપસર્ગોની જરાય પરવા કર્યા વગર મુક્તિપથમા આગળ અને આગળ વધતા જાય છે એવા હે પ્રભુ! હે દયાળુ દેવ! આપ ગંધહસ્તી સમાન છો અહી ગંધહસ્તીની ઉપમા આપી તેનુ શુ કારણ? ગંધહસ્તીના ગંડસ્થલમાંથી મદ ઝરે છે એની એવી તો સુગંધ મહેકે છે કે બીજા જીવો એ સુગંધ લેવા ગંધહસ્તી પાસે જાય છે હે પ્રભુ! જેમ આપ આઠ પ્રકારના મદને ઝરતા ગયા, મૂકતા ગયા, તેમ આપના આત્માની સુવાસ ત્રણે લોકમા ફેલાણી દેવલોકમાથી દેવોને પણ આત્મિક રસના ઝરણાઓ ઝરાવતા આપની પાસે આવવુ પડ્યુ અહીયા તીર્થંકર ભગવાનનો જન્મ લેવાની વેળા થાય કે દીક્ષા લેવાનો વિચાર તે કરે ત્યારે બધાને જ ખબર પડે કે મહોત્સવ થવાનો છે. તીર્થંકર ભગવાન સંસારમાથી મુક્ત થવા માટે ભાગવતી દીક્ષા લેવાનો વિચાર કરે તે વખતે તેમના પરમાણુઓમા એવુ સામર્થ્ય હોય છે કે જેથી દેવોનું આસન પણ કંપાયમાન થાય, અને દેવો અવધિજ્ઞાનનો ઉપ-યોગ મૂકે તેના વડે જણાય કે ભગવાન સંસારનો ત્યાગ

કરી સંયમ સ્વીકારે છે તો અમારે જિનપરંપરા વ્યવહાર છે, કે પ્રભુનો મહોત્સવ કરવો. તીર્થંકરના પ્રત્યેક કલ્યાણકનો મહોત્સવ દેવો કરે છે. તીર્થંકર દેવોની સુગંધ જગતમાં ફેલાય ત્યારે વાદી, પ્રતિવાદીઓ પ્રેરાઈને પ્રભુની પાસે આવે છે માટે જ, હે નાથ! આપ ગંધહસ્તી સમાન છો. ત્યાર પછી લોગુત્તમાણમ્ પદ આવે છે, તેનો અર્થ આપ લોકમા ઉત્તમ છો એવો થાય છે. હાથીઓમા ઐરાવત, સ્ત્રીઓમા સ્ત્રીરત્ન, ગાયોમાં કામધેનુ, રાજાઓમા ચક્રવર્તી, દેવોમા ઇન્દ્ર, દિશાઓમા પૂર્વ કે ઉત્તર ચિંતનમા આત્મચિંતન ઉત્તમ છે એક શ્લોકમાં કહ્યુ છે, કે—

> उत्तमास्मचिंता च शास्त्रचिंता च मध्यमा ।
> अधमा कामचिंता च परचिन्ताधमाधमा ॥

આત્મચિંતા ઉત્તમ છે, શાસ્ત્રચિંતા મધ્યમ અને કામ ચિંતા અધમ છે અને પરચિંતા અધમમા અધમ છે હે નાથ! આપે તો સર્વ ચિંતાઓને છોડીને ફક્ત એક આત્મ ચિંતા કરી લોક વિષે ઉત્તમ થઇ ગયા. ત્યાર પછી આવે છે લોગ નાહાણ હે નાથ! આપ તો લોકના નાથ છો. આ પરિષદમા બેઠેલા ભાઈઓ તો તેમની પત્નીના જ નાથ છે પણ આપ તો સર્વ જીવોના નાથ છો. નાથ એટલે શું? અણપામેલી વસ્તુને પમાડે અને પામેલી વસ્તુનું રક્ષણ કરે તેનુ નામ નાથ. બહેનડીઓ! આ તમારા નાથ તો નામના જ છે જ્યારે રક્ષણ કરવાનો વખત આવે ત્યારે કદાચ નાસી પણ જાય એવા. પણ હે નાથ! આપને જેણે નાથ કર્યા તે

તરી ગયા. બેડા પાર કરવા માટે હુ આપનું સ્તવન કરૂં છુ જેમ રાજીમતીએ દ્રવ્ય અને ભાવે નેમિનાથને નાથપણે સ્વીકાર્યા તો સિદ્ધ ગતિમાં પણ તેને સાથે લઈ ગયા અને સાદિ અનંતભાગે સત્ય નાથ બની ગયા, તેમ હુ પણ આપને નાથ બનાવવા માટે આ સ્તવન કરૂ છુ પછી આવે છે **लोगहियाणं** પદ. હે નાથ! આપ ત્રણે લોકના હિતને કરનારા છો. ઉપદેશ અને પ્રવૃત્તિ દ્વારા ભગવાન જ સર્વ લોકના હિતકર્તા છે પછી આવે છે **लोगपइवाणं** પદ. પ્રદીપની પેઠે ભવ્ય જીવોના હ્રદયરૂપી ભુવનમા રહેલા મિથ્યાત્વરુપી ઘોર અંધકારનો નાશ કરી, જ્ઞાનરૂપી પ્રકાશથી સત્યાસત્ય, ધર્માધર્મનુ યથાર્થ સ્વરૂપ દર્શાવનાર આપ જ લોક પ્રકાશક સાચા પ્રદીપ છો જેમ દીપક અમાવાસ્યાના અંધકારને પણ દૂર કરી પ્રકાશ કરે છે, તેમ આપની વાણીરૂપી દીપક પણ ભવ્ય જીવોના હ્રદયમા રહેલા ઘોર અંધકારનો નાશ કરી સમ્યક્ત્વનો પ્રકાશ ફેલાવે છે માટે આપ જ પ્રદીપ સમાન છો **लोगपज्जोयगराण** નો અર્થ સૂર્યની જેમ જન્મ સમયમા તેમજ કેવળ જ્ઞાન થયા બાદ સર્વલોકમા પ્રકાશતા હોવાથી, ભગવાન જ સર્વ પ્રકાશ, સાચા સૂર્ય છે સૂર્ય જેમ પોતે પ્રકાશે છે, અને પરને પણ પ્રકાશિત કરે છે તેમ હે પ્રભુદેવ! આપનામા પણ કેવળ જ્ઞાન અને કેવળ દર્શન રૂપી સૂર્ય જાજ્વલ્યમાન છે તેથી આપ ત્રણે લોકને પ્રકાશિત કરી રહ્યા છો આપે જેમ સ્વજ્ઞાન પ્રાપ્ત કરી પ્રકાશ મેળવ્યો, તેમ હુ પણ સ્વનુ જ્ઞાન મેળવુ તે માટે હુ આપની સ્તુતિ કરૂ છુ, નહિ કે સ્ત્રી કે પુત્ર કે ધન માટે સ્ત્રી, પુત્ર,

ધન, મોટર કે બંગલા માટે પ્રાર્થના ન કરશો. હીરો મારશો તો હીરો મળશે, તે ભાવનાથી નહિ, પણ શુદ્ધ ભાવનાથી, કર્મનો ક્ષય કરવા માટે સ્તુતિ કરો. સ્તુતિ કરતા કંઈ ત્રુટિ આવી જાય તો ય લાભ છે. આ વાત દૃષ્ટાંતથી સમજાવીએ. મથુરા નગરીમાં એક વખતે શત્રુદમન નામનો રાજા રાજ્ય કરતો હતો. ત્યાં લોહખોરા કરીને એક ચોર ચોરી કરતો. એ લોહખોરો હતા, તો તમારૂં નામ શું? તમે કેવા? તમે ધનખોરા ચોર! આ ચોર હમેશા ચોરી કરે, ધાડા પાડે, પણ ચોર બાપડો સારો કારણ કે તે રાતના જ ચોરી કરતો જ્યારે તમે તો દિવસ અને રાત ધાડા પાડો છો ત્યારે વાણિયો કેવો? એક કવિએ કહ્યું છે, કે "વાણિયો, સોની ને ત્રીજો સર્પ, ત્રણેનો સંગ ન કરશો. ભાઈ!" આ કવિ કહે છે, હું નથી કહેતી. ચોર વિચારે છે, કે દરરોજ ચોરી કરૂં છું પણ હજી સુધી નગરશેઠના ઘરને લૂટ્યું નથી, તો આજે તેનું ઘર ફાડું. દિવસના ચોરે બધી બાતમી મેળવી લીધી અને રાતે ખાતર પાડ્યું. શેઠ-શેઠાણી જાગી ગયા. શેઠે ચોરને પકડી કોટવાળને હવાલે કર્યો. બધુઓ! સમજજો. કાળરૂપી કોટવાળ આ ચોરને પકડવા માટે લાગ જોઈ રહ્યો છે અને એક દિવસ ગુસ્કેટાટ બાંધશે ત્યારે તમને ખબર પણ નહિ પડે.

અરે! આ કાળનો કોટવાળ ચડ્યો નગરને, ઘેરો ઘાલ્યો, ગામમાં હજેતા થયા, દરવાજે ભીડ પડી, ચૂરજી! દરવાજા બંધ કેરા"

જે વખતે કાળરૂપી કોટવાળ આવશે તે વખતે બૂમો પાડશે, કે "ગુરૂજી! દરવાજા બંધ કરો" "અરે! હાટડીએ હડતાળ પાડી" હાટડી કઇ? ઘરવાળી ઘરમાં બેઠી છે, 'દીકરા! કોટવાળને પાછો વાળ' દીકરો કહેશે, 'બાપુ! એ રસ્તો બંધ ન થાય' 'તને કેટલી વાર કહ્યું કે એને પાછો વાળ" "બાપુ! એ રસ્તો એને પકડવાનો નથી" માટે કાળના કોટવાળને પકડો અને પ્રપંચ કરતા તમારા આત્માને પણ પકડો ચોર પકડાઈ ગયો, ત્યારે કોટવાળે કહ્યું, 'આને ગધેડા પર બેસાડી ગામમાં ફેરવો, પછી સોટા મારી, અવળે બંધને બાંધીને શૂળીએ ચડાવો' હું તમને પૂછું છું, કે જો હાથી અને ઘોડા તમને સવારી માટે મળતા હોય તો તમે ગધેડાની સવારી પસંદ કરશો? નહિ જ બંધુઓ! જૈનશાસનરૂપી હાથીઘોડા મૂકીને બીજે રમતા હો તો તમે ચોર કરતા યં ઊતરતા છો ચોરને લઇ જાય છે ત્યારે મૂંગે મોઢે તે બધું સહન કરે છે, કારણ કે તે પરવશ છે તેવી જ દશા મરણસમયે થશે, જીવ ડચકાં ખાતો હશે ત્યારે કંઈ પણ બોલી શકાશે નહિ માટે, જીવનને ઉજ્જવલ કરવાની ચાવીને લઈ લો ચોરને વધસ્થાને લઇ જાય છે રાજાએ ઢંઢેરો પિટાવ્યો છે, કે કોઈએ ચોરને સહાય ન કરવી જુઓ, એક વખત ચોરી કરનારને કોઇએ સહાય ન આપી, તો પછી અનેકના ગળા રહેંસનારને કેટલી યાતના ભોગવવી પડશે? રાજાની ઉદ્‌ઘોષણા છે, કે જે કોઈ તેને સહાય કરશે, તેને પણ સજા થશે ચોરને શૂળીએ ચડાવ્યો ગ્રીષ્મનો પ્રખર તાપ પડી રહ્યો છે બાપડો પોતાના

કર્મોના ફળો ભોગવી રહ્યો છે ત્યાંથી પસાર થતા માણસો જુદું જુદું બોલે છે કોઇ કહે છે, "આમ પિડાય છે તેના કરતા તે મરી જાય તો સારૂ" બીજુ કોઇ કહે છે, "એ તો એ જ લાગનો છે એના કર્મનુ ફળ મળ્યુ છે" એવામા એક મુનિ ત્યાથી નીકળ્યા. તે વિચારે છે કે "આત્મા કર્મના ફળ ભોગવે છે તે પ્રમાણે આ પણ તેના કર્મના ફળો ભોગવી રહ્યો છે" ઉ. અ. ના ૪ થા અધ્યયનમાં કહ્યુ છે, કે "**कडाण कम्माण न मोक्ख अत्थि।**" કરેલા કર્મો જીવોને ભોગવ્યા વિના છૂટકો નથી. માટે હે જીવો! કોઇ આવા કર્મો કરશો નહિ. ચોર શૂળીએ લટકયો છે એવામાં એક જિનદત્ત નામે શ્રાવક શૌચ કરી પાછો વળે છે શૂળીએ લટકતા ચોરને જોઇને તેની આંખો અશ્રુઓથી ભરાઇ ગઇ તેનું હૃદય અનુકંપાથી ભરાઇ ગયુ તેને મદદ કરવા તેનો જીવ તલસી રહ્યો જોજો, હો આ બાજુ રાજાની મનાઇ છે પણ ધર્માત્માઓ કોઇના દુ:ખને જોઈ શકતા નથી. આ સ્થળે તમે હો, તો શુ કરો? ભાગી જ જાઓ ને? પેલો શેઠ ચોરની પાસે આવીને પૂછે છે, "ભાઈ! તને શી મદદ કરૂ?" ચોર કહે છે "શેઠ! મને ખૂબ તૃષા લાગી છે, થોડુ પાણી આપો" જિનદત્ત કહે છે 'હમણા લાવુ છું" બોલો, શેઠના આ શબ્દો સાભળીને પેલા ચોરને કેટલો આનંદ થયો હશે? જિનદત્ત કહે છે 'તારા માટે પાણી લાવતા મને મોડુ થઈ જાય અને એ અરસામા તારૂ મરણ થઈ જાય તો તને કેવળી ભાષિત ધર્મ બતાવતો જાઉં છું કે જેથી તુ સદ્ગતિને પામે. હુ પાણી લઇને આવુ ત્યાં-

સુધીમાં તું આ નવકાર મંત્રરૂપી પાણીથી તારી તૃષા છિપાવજે. જો આ પ્રમાણે બોલજે **नमो अरिहंताण, नमो सिद्धाणं, नमो आयरियाणं, नमो उवज्झायाणं, नमो लोएसव्वसाहुणम्** ચોર એકાગ્ર ચિત્તે સાભળી રહ્યો છે અને મનમા મંત્રનુ રટણ કરી રહ્યો છે શેઠ પાણી લેવા ગયા પણ ચોર **अरिहंताण** ભૂલી ગયો તેને બદલે આણુ, તાણું, કંઇ ન જાણુ, શેઠ વચન પરમાણુ, એમ બોલવા લાગ્યો. શૂળીની વેદના ભોગવતા તેણે પરમાત્માનુ સ્મરણ કર્યું એટલે તે દેવનો જન્મ પામ્યો માટે જ ભગવાન કહે છે, કે જો જીવ શુદ્ધ ભાવે નવકારમંત્ર ભણે તો તેની દુર્ગતિ અટકી જાય અને સુગતિને વરે પાપીમાં પાપી માણસ પણ સતનો સમાગમ થતા સુધર્યા વગરે ન રહે શેઠ પાણી લઇને પાછા આવ્યા પણ આનો હંસલો તો દેહદેવળિયામાંથી ઊડી ગયો છે. શેઠે વિચાર્યું કંઇ નહિ આણે વીતરાગની વાણીનું પાણી પીધુ છે, તેથી તેની દુર્ગતિ તો થવાની જ નથી" એવામા કર્મચારીઓએ રાજાને જઇને જાણ કરી કે જિનદત્તે ચોરને સહાય કરી છે, અને રાજાજ્ઞાનો ભંગ કર્યો છે. રાજાએ હુકમ કર્યો કે તેને પણ ગામ વચ્ચે ફેરવી, માર મારી, શૂળીએ ચડાવો તેમ કરવામા આવ્યું ત્યારે દેવનુ આસન ચલાયમાન થયું નાથ કહે છે કે ધર્માત્માને દુઃખ પડે ત્યારે દેવો પણ સહાય કરવા દોડતા આવે છે દેવ વિચારે છે "આ તો મારો પરમ ઉપકારી છે ઉપકારીના ગુણનો બદલો મારાથી કેમ ઓળવાય? અને જો ઓળવુ તો મારા જેવો ઘાતકી બીજો કોણ હોઇ શકે? દેવે

મોટો પર્વત બનાવીને રાજાના મહેલ ઉપર લટકતો રાખ્યો અને રાજાને કહ્યું, "વિના અપરાધીને દુઃખ આપનારને અમે સહન કરી શકતા નથી, માટે આ નિર્દોષ જિનદત્તને તરત છોડી મૂકો, નહિ તો આ પર્વત તમારા પ્રાસાદ ઉપર નાખીશું અને તમે બધા કચડાઈને મરી જશો. રાજા ભયભીત બન્યો. તેણે જિનદત્તને શીઘ્ર મુક્ત કરવા આજ્ઞા દીધી.

કહેવાનો આશય એ છે કે નમોત્થુણં ગણનાર નવકાર-મંત્ર ગણનાર ઉચ્ચ પદને પ્રાપ્ત કરે છે માટે પ્રત્યેક જણે તેનું સ્મરણ કરવું જોઈએ. હવે અભયદયાણં પદ હે પ્રભુ! આપ અભયદાનના દાતા છો. દાન પાંચ પ્રકારના છે. અભયદાન, જ્ઞાનદાન, સુપાત્રદાન, કીર્તિદાન અને અનુકંપાદાન. આ પાંચમાં અભયદાન જ શ્રેષ્ઠ છે. પરદેશમાં પ્રવાસ કરનાર કોઈ ધનવાનને રસ્તામાં લૂંટી લઈ, તેની આંખો પર પાટા બાંધી એક ભયંકર અરણ્યમાં તેને મૂકીને ચોરો ચાલ્યા ગયા. એટલામાં એના પરમ સૌભાગ્યના ઉદયથી કોઈ મહારાજા પોતાની ચતુરંગિણી સેના સહિત શિકાર માટે તે અરણ્યમાં આવી ચડ્યા. પરદેશીને જોઈ રાજાને દયા આવી. તેને ભય ન પામવાનું કહ્યું, એમ તેને રાજાએ અભયદાન દીધું. આંખ પરના પાટા કાઢી ચક્ષુદાન પણ દીધું. ઈચ્છિત સ્થાને જવાનો માર્ગ બતાવી માર્ગદાન દીધું. પહોંચાડવા સાથે સૈનિકો આપી શરણદાન દીધું. ઉપજીવિકા માટે દ્રવ્ય આપી સંપત્તિદાન દીધું અને ફરીથી આ પ્રમાણે ચોરોમાં ન સપડાવાનો ઉપદેશ આપીને બોધદાન દીધું અને તેને ઈષ્ટ માર્ગે

પહોંચાડયો. આનો ભાવાર્થ આવો છે· જ્ઞાનાદિ રત્નત્રય ગુણુ રૂપી ધનવાળા જીવરૂપી પ્રવાસીને સંસારરૂપી અટવીમાં કર્મરૂપી ચોર માર્ગ ભુલાવીને લઈ જાય છે. જ્ઞાનાદિ દ્રવ્યને હરી લઈને, અજ્ઞાનરૂપી પાટો આંખો પર બાંધી દે છે, મમત્વ રૂપી વૃક્ષ સાથે તેને બાંધી દે છે, તે સમયે તીર્થંકરરૂપ મહારાજા ચતુર્વિધ સઘરૂપ સેનાથી ઘેરાયેલા, પાખડરૂપી પશુઓના શિકાર માટે સસારાટવીમા વિચરતા દુ·ખી જીવો પર દયા લાવીને, **'मा हणो, मा हणो'**–ન મારો, ન મારો, એમ દયામય ઉપદેશ આપીને અભય આપે છે આ પ્રમાણે જગતના સર્વે જીવોને સાતે ભયોથી મુક્ત કરનાર અભય-દાતા ભગવાન જ છે. હે પ્રભો ! હું પણ અભય બનુ તે માટે આપની સ્તુતિ કરૂ છુ

ત્યારપછી સૂર્યાભદેવ કેવી રીતે સ્તુતિ કરશે, એ આગળ ઉપર અવસરે કહેવાશે



## વ્યાખ્યાન ૨૦ મું

[ રવિવાર, અષાડ વદ ૧૪ ]

ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ તેનુ નામ સિદ્ધાન્ત સત્ય–ભૂત રહેનારી વાણી તે જિનવાણી

રાયપસેણીય સૂત્રનો અધિકાર ચાલી રહ્યો છે સુધર્મ સ્વામી પોતાના વહાલા શિષ્ય જમ્બુસ્વામીને જિનવાણીના અમૃતમય ફુવારા નીચે સ્નાન કરાવી રહ્યા છે બંધુઓ! 'જિનવાણીનો ફુવારો' એ શબ્દો સાંભળતા હૃદયમાં આનન્દ ઉછળે છે ને? તો જે આત્માઓને ભગવાનની જ્ઞાનગંગાના પ્રવાહમાંથી છૂટેલા ફુવારાના છાંટણા લાગ્યા હશે તેમનો આનંદ કેટલો હશે? વાણીરૂપી પાણીનો ફુવારો નામે છોડ્યો ઉડતા સૂયગડાંગ સૂત્રમાં ભગવાન શું બોલ્યા છે?

**बुज्झह जंतवो माणुसत्तं दट्ठु भयं बालीसेण अलंभो ।**
**एगन्त दुक्खे जरीए व लोए, स कम्मुणा विप्परीयास मुवेई ॥**

હે સજ્જનો! स बुज्झह બુઝો, બુઝો, બોધ પામો, જાણો, સમજો કારણ કે माणुसत्तं-મનુષ્યપણું जंतवो-જીવને પ્રાપ્ત થવું દુર્લભ છે તો તમે ભય दट्ठु-ભયને દેખીને બુઝો, અને અજ્ઞાનીઓના સંગથી વિરમી જાઓ જીવ એકાન્ત દુઃખથી બળી રહ્યો છે જીવ પોતાના કર્મ વડે જ વિપરીત ગતિને પામે છે માટે સમજો. મનુષ્યભવની પ્રાપ્તિ જીવને અનંત કાળે પણ મળવી દુર્લભ છે માટે સમ્યક્ પ્રકારે સમજો ભાઈઓ! નાથ કહે છે કે જગતમાં દુર્લભમાં દુર્લભ જો કોઈ હોય તો તે મનુષ્યત્વ છે જેઓ આ નથી સમજતા તેને ભગવાન કહે છે કે દુનિયાના દુઃખો જોઈને તો સમજો એ પણ ધ્યાનમાં ન આવતું હોય તો નરકના દુઃખો જોઈને તો બુઝો તમારા પુણ્યનો અત્યારે ઉદય છે તેથી દુઃખ નથી જણાતું પણ જગતના જીવો તો ભયમાં અને દુઃખમાં જ

સળગી રહ્યા છે કોઈને રોટલાનુ દુખ છે, તો વળી કોઈને દીકરા-દીકરીનુ દુ ખ છે, તો વળી કોઇને ધનનુ દુ ખ છે આમ, જગતમા દુ ખની હૈયાહોળી તો સળગેલી જ છે માટે ચેતો ‘ **वालीसेण अलंमो** ’ નાથ કહે છે કે અજ્ઞાની-ઓને અમારા જિનવાણીના ફુવારા દુર્લભ છે, તેથી તે શું કરી શકે? એવા માણુસોને શાતિ હોય? નહિ જ. માટે, નાથ કહે છે કે લોક એકાન્ત દુ ખના તાપથી પીડાઈ રહ્યો છે આધિ, વ્યાધિ અને ઉપાધિના અગ્નિમા ભડકે બળી રહ્યો છે. આવુ જોઇને પણ તમે બુઓ એક વખત જો તમે આધિ, વ્યાધિ અને ઉપાધિના ભડકામાં જકડાઇ ગયા તો પછી તમને કયાંય શાન્તિ મળે તેમ નથી પણ મહાવીર દેવની વાણીનો ફુવારો છૂટે તો જીવોને શાન્તિ મળે હવે, આધિ, વ્યાધિ અને ઉપાધિ એટલે શુ તે વિચારીએ. આધિ એટલે માનસિક ચિન્તા, વ્યાધિ એટલે શારીરિક પીડા અને ઉપાધિ એટલે કુટુમ્બપરિવારની ચિન્તા ગૌતમ સ્વામી પ્રભુને પૂછે છે, “ હે નાથ! ઉપાધિ આવી કયાથી ? ” આચારાંગ સૂત્રમાં નાથ બોલ્યા છે કે ‘ **कम्मुणा उपाहि जायति.** ’ ઉપાધિને જન્મ આપનાર કર્મ છે ઉપાધિ અને કર્મને ઉત્પન્ન કર-નાર કોણ? નાથ કહે છે, “ ઉપાધિ ” તો પહેલાં શુ કહ્યુ ? ઉપાધિ પછી શુ કહ્યુ? ઉપહિત ઉપધિ એટલે પરિગ્રહ ત્યારે અમારા વસ્ત્ર, પાત્ર વગેરેને શુ કહેવાય? ઉપધિ તો તમારાં બ ગલાઓ, મોટરગાડીઓ વગેરે શુ કહેવાય? ઉપાધિ ગૌત-મસ્વામી પ્રભુને પૂછે છે, “ મારા કૃપાળુ દેવ! ઉપધિ કેટલા પ્રકારની છે? ” ભગવાન કહે છે, “ ઉપધિ ત્રણ પ્રકારની

છે કર્મ ઉપધિ, શરીર ઉપધિ અને ઉપકરણ ઉપધિ. કર્મ પણ જીવે ગ્રહણ કરેલો સંગ્રહ છે તે પણ પરિગ્રહ છે ” જીવે કર્મને સંગ્રહેલ છે, માટે એ પણ ઉપધિ છે શરીર એ પણ ઉપધિ છે ભગવતી સૂત્રમાં ગૌતમસ્વામી પૂછે છે “હે નાથ! સામાયિકમા બેઠેલા શ્રાવકને કેટલા પ્રકારની ઉપધિ હોય?” ભગવાન કહે છે, ‘શ્રાવકને કર્મ ઉપધિ, શરીર ઉપધિ અને ભંડોપકરણ ઉપધિ હોય. જેટલા ભાગે પ્રત્યાખ્યાન કર્યાં છે તેટલા ભાગે પાપ નથી અને પચ્ચખાણ નથી કર્યાં એટલા ભાગે પાપ આવે છે’ સામાયિકમા કેટલા ભાગે પ્રત્યાખ્યાન કરો છો? તો ત્રણ ભાગા ખુલ્લા છે નાથ કહે છે કે સામાયિકમા બેસનારે જેટલે અંશે ત્યાગ કર્યો છે તેટલે અંશે તે ઉપધિનો ત્યાગી છે તો સામાયિકમા બેસનારના જે ભંડોપકરણ છે, તે ચોર આવીને ઉપાડી જાય તો તે તેને પકડે? નહિ જ ત્યારે શું કહે? જિન વાણીનો કેવો સુંદર ફુવારો છૂટ્યો છે! જો આત્મા સમજે તો મોક્ષમા ચાલ્યો જાય. સામાયિકમા બેઠેલાની જો કોઈ વસ્તુ ચોરી જાય તો તે એમ ન કહે તું શું કરી રહ્યો છે? આ સામાયિક તો જુઓ પણ સાહેબ! બસો રૂપિયાની ઘડિયાળ ચોરાતી જોઈ રહેવાય? તમે સામાયિકમા બેઠા છો તુ૦ ચોરાઈ ગયા છે’ એવું નીચેથી કોઈક બોલે તો તમારૂ મન ઠેકાણે રહેશે? નહિ જ કરણી એવી સુંદર કરો કે જેથી ભવકટી થાય. નાથ કહે છે કે એ ચોરને રુદ ન દેવાય. તો યાદ રાખજો કે ઉપધિની આસક્તિથી રુદ થાય છે અને ઉપાધિનો જ મ થાય છે સજ્જનો!

સામાયિક એવી રીતે કરો કે જેથી કર્મ દાવો કરીને તમારે માથે ચડી ન બેસે આજે લોકો એવુ બોલે છે કે સામાયિક કરી કરીને પાથરણાં ફાડી નાખ્યા, મુહપત્તિ બાંધી બાધીને આકા પડી ગયા, પણ કઈ ફળ જોવામા ન આવ્યુ એવાઓને પ્રભુજી કહે છે કે ભાઈ! તને શ્રદ્ધા જ નથી જો શ્રદ્ધા હોય તો તું આવાં વચનો ઉચ્ચારે જ નહિ કારણ કે કરણીનુ ફળ મોડુ કે વહેલુ અવશ્ય મળવાનુ જ છે. પણ જેવુ વાવે તેવુ લણે ખેડૂત વાવેતર કરે છે તેવુ જ તેને ફળ મળતું નથી પણ તે ફળ મેળવવાની આશાએ જ વાવે છે એમ, કરણીના ફળ તો છે જ ને છે જ આબો વાવ્યો હશે તો આબો અને આકડો વાવ્યો હશે તો આકડો જ ઊગશે પણ તમારે તો વાવવો છે ધતુરો અને લણવી છે કેરી તો તેમ થશે ખરૂ ? નહિ જ ભગવાન કહે છે કે સામાયિક, પ્રતિક્રમણ, છેદોપસ્થાનીય ચારિત્ર વગેરે આબાનાં ફળ છે પણ તમે કહેશો કે કુટુમ્બ પરિવારને ખેલવવા છે અને મુક્તિરૂપી કેરી પણ ખાવી છે તો કેરી મળશે ખરી ? એમ ધર્મ ક્રિયાનુ વાવેતર શુદ્ધ ભૂમિમા થાય કે અશુદ્ધ ભૂમિમાં ? તેનો વિચાર કરો જ્યા સુધી ઘાતી કર્મો જાય નહિ ત્યાં સુધી ઉપાધિઓ ટળે તેમ નથી માટે માનવભવ પ્રાપ્ત કરીને આ જ કામ કરવાનુ છે કયુ ? ઘાતી કર્મો પર ઘા મૂકવાનુ. નાથ કહે છે કે અનાદિ અનન્ત કાળથી તમે તમારા આત્મામાં કર્મના ખડકો ખડકીને બેઠા છો, તો એ ઘાતી પર જ્યા સુધી ઘા નહિ કરો ત્યા સુધી પ્રભુના દર્શન થાય તેમ નથી તમારે કોના દર્શન કરવા છે ? બોલોને ! બધુઓ !

દીકરો "પપ્પા" કહે કે તરત જ બોલી ઉઠો છો કે "શું છે, બેટા!" અમે કહીએ ત્યારે ન બોલવાનું કારણ શું છે? "સાહેબ! ભગવાનનાં દર્શન કરવા છે ત્યારે જુઓ. આનંદઘનજી મહારાજ બોલ્યા છે કે—

ઘાતી ડુંગર આડા અતિ ઘણા તુજ દરિસણ જગનાથ.

હે પ્રભુ! તમારા દર્શન કેવી રીતે કરૂં? ઘાતી કર્મ રૂપી પર્વતો વચમાં અડ્ડા જમાવીને બેઠા છે કોઈ સગો પણ સાથે નથી કે મને બચાવે. તો તમારે ઘાતી ઉપર ઘા કર્યે જ છૂટકો છે ઘાતી કર્મ ચાર છે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય. ભડનો દીકરો હોય તે ઘાતી પર ઘા મૂકતો જાય અને જેટલા કર્મનાં આવરણો હોય તેટલાને કુહાડે કાપતો જાય અને પ્રભુના દર્શન કરતો જાય ગૌતમ સ્વામી ભગવતી સૂત્રમા નાથને પૂછે છે 'હે પ્રભુદેવ! સામાયિક એ આત્મા છે?' ભગવાને કહ્યું 'હા. સામાયિક આત્મા છે અને આત્મા એ સામાયિક છે બન્ને એક જ છે ભિન્ન ભિન્ન નથી. તો સામાયિક એ આત્માના ઘરનું કે વિભાવના ઘરનું? જોજો, હા. નાથ ફુવારો છોડે છે — સામાયિક સ્વઘરનું છે, પરઘરનું નથી. આજના કહેવાતા શુષ્કજ્ઞાનીઓ જડના ઘરનું કહે છે તમે તે કરી શકો કે ન કરી શકો, પણ તે સ્વઘરનું જ છે, કારણ કે આત્માનો ગુણ સમભાવનો છે એ સમભાવને પુષ્ટ કરનાર સાધન તે સામાયિક આજે કેટલા એવું કહે છે કે ઉપાશ્રયમા જઈને સામાયિક કરે અને બહાર નીકળી

ને લોકોનાં ગળા પર છરીઓ ફેરવે બન્ને માર્ગ ભૂલ્યા છે સામાયિક ન કરનાર કરતાં બે ઘડી સામાયિક કરનાર ચડિયાતો છે ઉપાશ્રયમાં બેઠેલા હો ત્યાં સુધી તમે સામાયિકથી ભરેલા ભરપુર દેખાઓ છો, પણ બહાર નીકળો ત્યારે કેવા દેખાઓ છો? માટે યાદ રાખજો, કોઇ પણ આત્મા સામાયિક વિના મોક્ષમાં ગયો નથી, જવાનો નથી અને જશે પણ નહિ તો તમારે મોક્ષમા જવું છે ને? હા, તો, ભાઇઓ ! તમારે સામાયિક જીવનવ્યાપક બનાવવું પડશે પણ સામાયિકમા હિંસા, અસત્ય, ચોરી, ક્રોધ, માન, માયા, પરસ્ત્રી તરફ કુદૃષ્ટિ ન થાય એવું જો આચરણ થાય તો તે સામાયિક ન કહેવાય આ કાળમાં જે પ્રકારના સામાયિકો લોકો કરે છે તે જોઇને અમને શરમાવુ પડે છે.

દૃષ્ટાંત—એક વખતે એક ડોસીમા હતા, તેમણે દરરોજ સામાયિક કરવાનો નિયમ લીધેલો દરરોજ કંઈ પ્રસંગ ન બને, પણ જ્યારે કંઈ પ્રસંગ આવે ત્યારે ડોસીમા પાંચ સામાયિક લઈને બેસી જાય ડોસીમા જ્યારથી ધર્મ સમજતા થયાં ત્યારથી પાણી વગેરેનુ કામ હાથથી કરવા લાગ્યાં. નોકર, ચાકર રાખે નહિ ડોસીમાને એક દીકરો હતો તે મોટો થયો એટલે તેને પરણાવ્યો ઘરે વહુ આવી. વહુને તેણે કહ્યુ "બેટા ! હું તો દરરોજ પાંચ સામાયિક કરૂ છુ, માટે ઘરનુ કામ બધુ તમારે જ સંભાળી લેવું. વહુ ઘરનુ બધુ કામ કરે છે અને પતિને પણ સાચવે છે. પંત પણ સ્વભાવનો તાલીમબોજ હતો જમવાનુ સહેજે

મોડુ થાય તો થાળી પછાડે. વહુ બહુ શાણી અને સંસ્કારી હતી સાસુ સામાયિકમાં બેઠાં હોય તો તેને બોલાવે નહિ એક દિવસ વહેલી ઊઠીને વહુ પાણીનુ ગળણુ શોધે છે પણ જડતુ નથી. સાસુ સામાયિકમા સામે બેઠેલા જ હતા. તે જુએ છે કે વહુ ગળણાની શોધ કરી રહી છે પણ મળતુ નથી તો તે પાણી કેમ ગળશે ? અને જો પાણી નહિ ગળે, તો બીજુ કામ પણ કેમ થશે ? જો કામ નહિ થાય અને દીકરો ઊઠશે તો એનો મિજાજ જશે, અને કદાચ વહુને મારી પણ બેસે. પણ મારે તો સાવદ્ય યોગના પ્રત્યાખ્યાન છે તો તેને કહેવાય કેમ ? પણ યુક્તિ કરીને કહેવુ આ ડોસીમા દરરોજ પોતાની સુંદર હલકથી એવા તો સુંદર સ્તવન, ગીત વગેરે ગાય કે સાંભળનાર મોરલાની પેઠે ઝુમી ઉઠે ત્યારે ડોસીમાએ તો લલકાર્યુ, કે

મારે શાન્તિનાથનુ શરણુ ખાળે ટોડલે પડયુ છે ગળણુ

વહુ આ સાંભળી રહી. શાંતિનાથનુ સ્તવન તો મારા સાસુ દરરોજ ગાય છે પણ 'ટોડલે પડયુ છે ગળણુ' એવું તો કોઈ દિવસ ગાતા નથી. બાઈ હોશિયાર હતી સમજી ગઈ કે સાસુએ ઈશારામા ગળણુ ક્યા છે તે બતાવી દીધુ પણ તેણે વિચાર ન કર્યો કે તે પરમાત્માના ખોળામાં બેઠાં છે તો બોલાય નહિ મોટા ભૂલતા હોય ત્યારે નાનાએ સુધારવાં જોઈએ. તે તેમની ફરજ-ડ્યુટી-duty છે વહુ તો જાણે કઈ જાણતી જ નથી એમ કઈ બોલી નહિ એમ કરતા કરતાં એક અઠવાડિયુ વીતી ગયુ ત્યાં વહુના

પિયરથી રાતે એક મહેમાન આવ્યા દૂધ કેટલુ લેવાનુ હતું તે કહેવાનુ સાસુ ભૂલી ગયેલા, સવાર થયુ સાસુ તો સામાયિકમાં છે દૂધવાળો આવ્યો. વહુ નવી પરણીને આવેલી તેથી કેટલુ દૂધ લેવુ તેની તેને ખબર નહિ ડોસી વહુની મૂઝવણ કળી ગયા તેણે યુક્તિથી વહુને કહેવાનો નિર્ણય કર્યો અને ગાયુ, કે

"મારે પારસનાથનુ શરણુ, વહુ, તારે દૂધ અઢી શેર જ લેવુ"

હે દેવાનુપ્રિયો ! જોયુ આ સામાયિક? તમારા સામાયિક ડોસીમાના જેવા તો નથી ને?

વહુ સમજી ગઈ કે બાઈજીએ અઢી શેર દૂધ લેવાનુ ઇશારાથી જણાવી દીધુ બધુઓ! આ જિનવાણીના ફુવારા છૂટયા છે, તો તમે કેટલુ દૂધ લેશો? જોજો હો, વહુ નાની છે. પણ જૈનત્વને પામેલી છે, સાસુની નિંદા નથી કરતી, પણ તેને સમજાવવા માટે શુ કહે છે? 'બા! તમે શ્રી સીમધર સ્વામીની સાક્ષીએ સામાયિક કરતી વખતે છૂટ રાખી હતી? બા! આપને મારા પર લાગણી છે એટલે તમે બોલ્યા પણ પ્રતિજ્ઞાનો ભગ કરનાર પાપનો ભાગી બને છે.' માટે પ્રતિજ્ઞા લેતા વિચાર કરવો જોઈએ, કે પ્રતિજ્ઞાનુ પાલન થઈ શકશે કે નહિ પણ એ લીધા પછી એનુ પાલન કરવાની મોટી જવાબદારી લેનાર ઉપર રહે છે પહેલી વાત તો એ છે કે આત્મા અનાદિ કાળથી તૃષ્ણાના પાશમા બધાયેલો પડયો છે, પણ તે સમજે ત્યારે

તેને ભાન થાય છે, કે ઘણા કાળથી હું મારી વહાલી વસ્તુ વિના રહ્યો. જેમ 'ટી' પીનારને ચા પીવાની તલપ લાગે પણ રેશનિંગના જમાનામાં ખાંડના અભાવે તે તલપને રોકવી પડે છે, તેમ તૃષ્ણાને પણ રોકવી જોઇએ. ઇચ્છા એ આત્માના વિભાવના ઘરમાં ઉત્પન્ન થયેલી છે. પણ જ્યાં સુધી ઇચ્છાનો નિરોધ થાય નહિ ત્યાં સુધી તપ થાય જ નહિ. જગતની અંદર જેટલી વસ્તુઓ છે તે બધી ભોગવીને તો આપણે મરવાના નથી. માટે જેટલા પ્રત્યાખ્યાન તેટલી ઇચ્છા ઓછી. તાળું બંધ કર્યા પછી ભય ઓછો રહે છે. તાળું બંધ હોય છતાં કદાચ ચોર બળવાન હોય તો તે તોડીને અંદર પેસી જાય. પણ સાવધાન રહે તો ચોર પ્રવેશી ન શકે એમ અંદર બેઠેલો આત્મા જાગ્રત થાય કે તે વીતરાગના સાધુ સમક્ષ પ્રતિજ્ઞા લીધી અને હવે આ શું કરે છે? પછી લાગેલા દોષનું પ્રાયશ્ચિત કરે પણ પ્રાયશ્ચિત તો ઘણા જ કર્મમાં ખપી જાય. છતાં પણ ગુરૂની પાસે આલોચના, પડિક્કમણું, નિંદના વગેરે કરીને નિઃશલ્ય થાય. પણ મનનો ઘોડો ઘણો ચંચળ છે, માટે પ્રતિજ્ઞાનું પાલન ન થાય તો પ્રતિજ્ઞા ન લેવી એવું કહેનાર માનનાર જિનવચન પર કુઠારાઘાત કરે છે એ વચન અમદાવાદનું છે જેમ હાટડી મા નારને નુકશાન પણ થાય અને નફો પણ થાય. ત્યારે, જે ભણે તે ભૂલે અને કરે તે ભૂલે. પણ જે કરશે નહિ તે ભૂલશે ક્યાંથી? અને તેને પશ્ચાત્તાપ પણ શાનો હોય? પણ આ ડોસીમા તો ખૂબ પશ્ચાત્તાપ કરવા લાગ્યા. કવિ કલાપીએ પણ કહ્યું છે, કે–

હા ! પસ્તાવો વિપુલ ઝરણું સ્વર્ગથી ઊતર્યું છે,
પાપી તેમાં ડૂબકી દઈને પુણ્યશાળી બને છે

ડોસીમા પણ પસ્તાવાના ઝરણામાં ડૂબકી મારીને પવિત્ર થયા છતા વહુને કહે છે, "બેટા ! ચાલો, ગુરૂ પાસે જઈ આલોચી, પડિક્કમી, નિ શલ્ય થાઉ" આ ડોસીમાને અતિચાર લાગ્યો છે, પણ તેણે અનાચાર નથી કર્યો તેઓ ગુરૂ પાસે આવ્યા બધી વાત કરી પ્રાયશ્ચિત લઈને શલ્યને હૃદયમાથી કાઢી નાખ્યુ શલ્ય જતા જો પાટાપિડી કરે તો રૂઝ આવે પણ શલ્ય અદર જ હોય અને ઉપરથી પાટાપિડી કરે તો કોઈ કાળે રૂઝ ન આવે પણ ડોસીમાએ તો શલ્ય કાઢી નાખ્યુ છે અને ઉપરથી ગુરૂદેવે જિનવાણીનો કુવારો છોડયો.

આજે તો તમારા પર જિનવાણીના કુવારા છોડયા છે, પણ તમે બધા Rain-coat રેઈનકોટ પહેરીને તો નથી આવ્યા ને ? જો ખુલ્લા હશો તો છાટા ઊડશે, પણ જો પ્લાસ્ટિકના કોટ પહેરીને બેઠા હશો તો નહિ ઊડે જ્યા સુધી જિનવાણી હૃદયમા નહિ ઊતરે ત્યા સુધી લાભ કયાથી થાય? જિનવાણી આત્મામા ઊતરે તો શુ લાભ થાય ? આ વાત એક દૃષ્ટાન્તથી સમજાવીએ

દષ્ટાત—સુમતિ નામની એક શાણી સ્ત્રી છે પતિનુ નામ છે આત્મારામ તેને બે દીકરા છે એક સોળ અને બીજો અઢાર વર્ષનો બન્ને દીકરા કહે છે– "મા ! અમે તળાવે સ્નાન કરવા જઈએ છીએ" કારણ બન્નેને તરવાનો ભારે

શોખ. ત્યારે જ્ઞાની કહે છે, આધ્યાત્મિક રાણીને બે દીકરાઓ છે દર્શન અને ચારિત્ર. દર્શન અને ચારિત્ર શ્રુતજ્ઞાનરૂપી સમુદ્રમાં સ્નાન કરવા જાય છે તેમના પિતા આત્મારામ બહારગામ ગયા છે સુમતિ ભગવાનની વાણી સાંભળવા ગઈ ત્યા સાભળ્યુ કે જ્યા સયોગ છે ત્યાં વિયોગ છે પ્રત્યેક વસ્તુ તારાથી એક વખતે વિખૂટી પડવાની છે જેને જોઈને આજે તમે હસો છો અને આનંદ પામો છો, તે કાલે ન પણ હોય. આચારાંગ સૂત્રમાં પ્રભુજી બોલ્યા છે, કે जेण सिया तेण नो सिया જે વસ્તુ આજે છે તે કાલે નહિ પણ હોય! માટે જીવને સમાધિમા રાખવો હોય તો આ માર્ગ છે સમાધિ એજ સામાયિક છે સમાધિ પ્રાપ્ત કરવા માટે સામાયિક છે એ તો આભ્યંતર તપ છે અને આભ્યંતર તપથી આત્માને આનંદની પ્રાપ્તિ થાય છે ત્યારે હર્ષ અને શોક બન્ને એક જ ત્રાજવાના બે પલ્લા છે હર્ષ અને શોક બન્નેનો ત્યાગ કરે તો આત્મા એકત્વ ભાવનાને પ્રાપ્ત કરે. જેમ ભરતેશ્વર રાજાએ એકત્વ ભાવના ભાવી અને મોહનો ત્યાગ કર્યો જો મોહનો ત્યાગ થાય તો સમાધિભાવમા આવાય અને જો સમાધિભાવને ન પામે તો ચોર્યાસીના ફેરા રોવા પડે છે આજે એક મિલ વસાવી, તો કાલે બીજી વસાવીશ. આમ તૃષ્ણાનો પાર નથી. ત્યારે આ છે શુ ? મતિપાત. બન્ને કયા જાય ? દુર્ગતિમા. માટે એકત્વ ભાવના ભાવો નાથ કહે છે કે—

एगोऽहं नत्थि मे कोई नाहं मन्नस्स कस्सइ ।
एवं अदिणम मसा अप्पाणमणुसासइ ॥

હુ એકાકી છુ મારૂ કોઇ નથી આ ઉપદેશ ભગવાને આપ્યો અને શાણી સુમતિએ આ ઉપદેશને પોતાના હૃદયની ડબ્બીમા ભર્યો તમે શામા ભર્યો ? ઉપદેશ ઝીલીને તે ઘેર ગઇ ત્યા એને સમાચાર મળ્યા કે તેના બન્ને જુવાનજોધ દીકરાઓ ડૂબી ગયા સાત પેઢીના વારસદાર પણ આ બે જ હતા સાભળતા વેત જ તેના હૃદયના ટુકડે ટુકડા થઈ ગયા કઇ માતાને પોતાના પુત્રનુ મૃત્યુ થતાં દુખ ન થાય ? પોતાના દીકરાઓને મરણ પામેલા જોઇ તે બેભાન થઈ જમીન પર ઢળી પડી થોડી વારે મૂર્છા ઉતરતાં ભગવાનના વચનને તેણે યાદ કર્યા, કે–આત્મા એકાકી છે, એકલો છે શોકના તળિયામા આનદ સમાયેલો છે સુમતિ જેમ જેમ જ્ઞાનીના વચનમા ઊડી ઉતરતી ગઇ, તેમ તેમ તે શાન્તિ અનુભવવા લાગી બાઈએ દીકરાઓને શ્વેત વસ્ત્રો ઓઢાડી દીધા એવામા આત્મારામે ડેલીમા પગ મૂક્યો દરરોજ તો તે આવે ત્યારે સુમતિ સામી જતી, પણ આજે ન ગઈ. તમારે પણ એવુ જ હશે ને ? આત્મારામ કહે છે, "દેવી!" દેવી ક્યારે કહેવાય ? જેનામા દિવ્યતાના ગુણ હોય તેને જ દેવી કહેવાય આર્ય સસ્કૃતિમા આગળ પત્નીને દેવીના નામથી સબોધતા રામચન્દ્રજી સીતાને દેવી કહેતા યુધિષ્ઠિર દ્રૌપદીને દેવી કહેતા જેણે ભગવાનની દિવ્ય વાણી સાભળી છે તે દેવી પણ આજ–કાલ તો ઘરમા પગ મૂકતા કહેશે, 'સરલા !' દીકરી પણ સરલા અને વહુ પણ સરલા. આત્મારામ કહે છે, 'દેવી ! દરરોજ તો હું આવુ છુ ત્યારે તારૂ મુખ હસતુ હોય છે, અને આજે આખુ ઘર કેમ

શોકના સાગરમાં ડૂબેલું હોય તેવું લાગે છે? દેવી! આખુ ગામ ગરમ થાય તોય તારી આંખોમાં તો શીતળતાનો જ સાગર હોય. આજે કંઈ કલહ થયો છે કે શું? કલહ કરે તેવી તો તું નથી. તો પછી આ વિષાદ શાને?' સુમતિ કહે છે– "સ્વામીનાથ! આઠ દિવસ પર પડોશીને ત્યાંથી રત્નકંકણો પહેરવા લાવેલી તે આજે પાછાં લેવા આવ્યાં, પણ હું કેમ આપું? એ કંકણો મને બહુ ગમે છે" સમજાય આ ઉત્તરમાં કેવો ગૂઢ તત્ત્વમર્મ સમાયેલો છે! પતિને કેવી રીતે સમજાવે છે નાથ! આની કારીગીરી કેવી સુંદર છે અને ઘાટ પણ કેવો મઝાનો છે! મને એમ થાય છે કે આપું હું રાખી લઉં" આટલું બોલતા તેનું હૈયું ભરાઈ ગયું જ્ઞાન છે છતાં ગળે ડૂમો ભરાઈ આવ્યો. આત્મારામ કહે, પારકી વસ્તુ છે, તો મમતા ઉઠાવી લે અને જલદી પાછી આપી આવ' સુમતિએ કહ્યું "નાથ! આપ કહો છો ને કે કોઈની પારકી વસ્તુ ન રખાય. સમજાય ભગવાનના વચનની શાલ તમને ઓઢાડી રહ્યા છીએ, અને જે આ શાલ ઓઢશે તેને બાહર ઓઢવાનો વખત નહિ આવે સુમતિએ શાશ્વત નિદ્રામાં પોઢેલા પોતાના બન્ને પુત્રો પતિને બતાવ્યા. "નાથ! હું જે રત્નકંકણોની વાત કરતી હતી તે આ બે રહ્યા. આપણા ન હતા છતા મે પાળીપોષીને મોટા કર્યા, અને આજે બન્નો નિસર્ગના ખોળામાં સુવાડી દીધા! પતિપત્ની બન્નેની આંખોમાંથી મોતી જેવા આંસુઓ ટપકી પડયા. કહેવાનો આશય એ છે કે જો આત્મા હર્ષ અને

શોક વિષે સમભાવ રાખે તો જ તરી શકે. બન્નોએ રોવા-ફૂટવાને બદલે શાન્તિથી ભગવાનના નામનો જાપ કરવા માંડયો. નાથ કહે છે કે જો તમે આર્ત્તધ્યાન કે રૌદ્રધ્યાનમાં રહેશો તો (dismiss) ડિસમિસ થઇ જશો. બગીચામા બળેલાં ઝળેલાં ફૂલોને જેમ ફુવારો શાન્ત કરે છે તેમ આધિ, વ્યાધિ અને ઉપાધિના ત્રિવિધ તાપથી બળેલાને જિન-વાણીનો ફુવારો શાન્તિ આપે છે એક કડીમાં કહ્યુ છે, કે–

સુખ છે થોડુ અને દુ:ખ છે ઝાઝુ, એવો આ સસાર:
જીવતરમા જ્યારે ઝાળ લાગે ને અગે ઊઠે અગાર:
છાટે ત્યારે શીતલ પાણી, એવી મારા વીરની વાણી

આ સસારના જીવો બળી-ઝળી રહ્યા છે. તેમના અગે અગે અગારા ઊઠયા છે, તે વખતે ફુવારો સતપ્ત જીવોને શાન્તિ અર્પે છે તો જે જીવો આ ફુવારા નીચે સ્નાન કરશે તે જીવો અમર પદને પામશે બોલો શાન્તિ, શાન્તિ, શાન્તિ !



## વ્યાખ્યાન ૨૧ મું

[મગળવાર, અષાડ વદ અમાસ]

રાયપસેણીય સૂત્રનુ બીજુ ઉપાગ ચાલી રહ્યુ છે સૂર્યાભદેવ પોતાના વિમાનમા રહીને ત્રિકાલજ્ઞ ભગવાનની

નમોત્થુણં વડે સ્તુતિ કરે છે તેમા ચક્ખુદયાણં પછી મગ્ગ દયાણં શબ્દ આવે છે હે દેવાનુપ્રિયો! જગતની અંદર માર્ગ તો ઘણા છે, પંથો પણ ઘણા છે પણ આ ભગવતના અનેક પ્રકારના માર્ગમા જે જીવો ચાલી રહ્યા છે, તે સંસારના માર્ગથી મુક્ત થઈને મોક્ષના માર્ગે વિચરે છે ભગવાને દયા કરીને મોક્ષનો માર્ગ બતાવ્યો છે સૂયગડાગ સૂત્રમાં અગિયારમા અધ્યયનમા ગણધરદેવ કહે છે—

> कयरे मग्गे अक्खाए माहणेणं मईमया ।
> जं मग्गं उज्जु पावित्ता ओहं तरति दुत्तरम् ॥

જેણે સંપૂર્ણ બ્રહ્મચર્યને અંગીકાર કરેલ છે જે નિર્વિકારી છે, તત્ત્વજ્ઞાનથી જેણે નિપુણ દીપેલ છે, તે બુદ્ધિમાન પુરૂષ ક્યો માર્ગ બતાવે છે કે, જે માર્ગને પામીને સરળ આત્માઓ મોહને તરી જાય છે દુસ્તર એવા ઓઘ એટલે મહાસાગરના પ્રવાહને તરી જાય છે વાહ! વાહ! ભગવાન જિનેશ્વરોએ એવો ક્યો માર્ગ બતાવ્યો છે? ગુરૂદેવ! જગતમા માર્ગ તો ઘણા છે કેટલાક ગલીના માર્ગ છે તો કેટલાક રાજમાર્ગ છે ગુરૂ કહે છે હે શિષ્ય! મતિવાળા અને ડાહ્યા પુરૂષોએ—આપ્ત જનોએ જે માર્ગ બતાવ્યો છે તે મોક્ષનો માર્ગ છે તે કેવો છે? તે માર્ગ સર્વ દુઃખનો અંત કરવાવાળો છે દુઃખનો અંત થાય ત્યારે જ સુખને પામે, મોક્ષને પામે એ માર્ગ જ કારણથી પ્રાપ્ત થાય છે ઉત્તરાધ્યયન સૂત્રના ૨૮મા અધ્યયનમા કહ્યું છે કે —

नाणं च दंसणं चेव चरित्तं च तवो तहा।
एस मग्गत्ति पन्नत्तो जिणेहिं वरदंसिहिं ॥

જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ–એ ચાર મોક્ષમા જવાના માર્ગ છે હે દેવાનુપ્રિયો! તમારે મોક્ષમા જવું છે? જ્ઞાનીઓના વચનને અનુસરો, તો તમારો બેડો પાર થશે એકલા જ્ઞાનથી મોક્ષમાર્ગ પામી શકાય નહિ પ્રભુ! જ્ઞાન અને દર્શન બે હોય, તો મોક્ષ મળે? ના પ્રભુ! ચારિત્ર હોય પણ તપ ન હોય, તો મોક્ષ મળે ખરો? ના જ્ઞાન છે તે વસ્તુને બતાવનાર છે, તે દીવાદાંડી છે સમજો ખૂબ ડાહ્યા થાઓ તમારા સદ્ભાગ્યે આ માર્ગ મળ્યો છે પછી મળવો બહુ મુશ્કેલ છે એક ટકના રોટલાથી ભૂખ ટળવાની નથી જુદા થયા વિના કર્મના ભુક્કા નહિ વળે

જેમ પાચ દીકરાઓ હોય પણ દરરોજ ઝઘડતા હોય અને લોકો ભેગા કરતા હોય ત્યારે તમને શુ એમ નથી થતું કે આના કરતા તો જુદા રહે તે સારૂ? આ ચૈતન્યમા કર્મ અનાદિ કાળથી વાસ કરી બેઠા છે કેવા કેવા દુ:ખ સહન કરવા પડે છે? જ્યારે વેદનીય કર્મનો ઉદય આવે છે તે વખતે ચૈતન્યને ભાન ભુલાવી, ગાડાતૂર કરી મૂકે છે આવા નરકના દુ:ખમા આ જીવ જઈ આવ્યો છે, ફાસીના માચડે પણ ચડી આવ્યો છે માટે તે જ્યા સુધી જુદો નહિ થાય ત્યા સુધી તે સુખ પામવાનો નથી માટે બોલો, જુદા થવું છે ને? વહેચણી કરતા બેથી ન પતે તો ત્રીજાને વચમા રાખો છો ને? સમજો એવી જ રીતે, અનાદિ કાળથી આ

એનો ઝઘડો ચાલ્યો આવે છે એનાથી જુદા થવા માટે અમે તમને જિનેશ્વરની વાણી સંભળાવીએ છીએ ભગવાન કહે છે, કે જ્યાં સુધી કર્મની લાળ છે ત્યા સુધી હું તને સંઘરૂ નહિ. શુભના ઉદયે પુણ્ય થાય અને અશુભના ઉદયે પાપ. તમે પુણ્ય રૂપી દીકરાને વળગ્યા છે એ છે ત્યા સુધી મોક્ષ–માર્ગ મળે તેમ નથી ઊંધુ ન સમજશો. પુણ્યની પણ જરૂર છે પણ અહી તો મોક્ષમાર્ગની વાત છે માટે, ભગવાન કહે છે કે કર્મને તોડો તોડો, અને તોડો શાનાથી તોડીએ ? હથોડા વતી તોડીએ ? ના. આત્મામા કર્મના ઢળિયા પડયા છે એ તપ વિના ન સુકાય. ભગવાને બે પ્રકારના તપ બતાવ્યાં છે એક છે આભ્યતર અને બીજુ છે બાહ્ય. જ્યાં સુધી શરીરમા બળ છે ત્યા સુધીમા તપની આરાધના કરી લેવી જોઇએ શક્તિ હોય અને એને ગોપવે, તો તેવાને ભગવાન તપનો ચોર કહે છે એ તપ કરવાથી જ્ઞાન ભણ્યુ હોય તો બાહ્ય અને આભ્યન્તર તપની પુષ્ટિ થાય છે પણ તપ કરીને ઘરમાં પતિ કે સાસુ ઉપર ક્રોધ કરાય નહિ. એ શોભે નહિં આ તો જાગતી નગરી છે

નગતી એ બેનોની નગરી મારી નગરી માઢુંગા ગાજે રે,
સાત ભાઇ બહેનો એમાં મળીને તપસ્યાના રંગે રાચે રે.

અમારી બહેનો અત્યારે તપથી મોક્ષમાર્ગની આરાધના કરી રહી છે એને તમારૂ અનુમોદન આપશો તો તમારૂ ય કલ્યાણ થશે સૂર્યાભદેવ પ્રભુજીને કહે છે, ‘આપ દાતાર છો ” શાના ? મોક્ષમાગના દાતાર ‘ અનન્ત કાળથી અવળે માર્ગે

ચાલી રહેલા, અધમમાં અધમ અને ક્રૂર વિષયરસથી ટેવાઇ ગયેલા જીવોને મોક્ષમાર્ગ બતાવી, સમ્યગ્ જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપી તપ નિર્દેશી આપે એમના ઉપર અગણિત ઉપકાર કર્યો છે માટે, હે પ્રભુ! તમારા જેવું પદ પ્રાપ્ત કરવા માટે હું સૂર્યાભ અહી બેઠાં આપને વદન કરૂ છુ “શરણદયાણ” હે પ્રભુ! ૮૪ લાખ યોનિયોમા ડૂબતાં જીવોને એક માત્ર શરણ એવા હે ભગવાન! તમે બધાને કાડુ પકડી પકડીને બહાર કાઢયા અને સસારસમુદ્રના કાઠે મૂકી દીધા. હે નાથ! (સૂર્યાભ) આપને વદન કરી રહ્યો છે” સૂર્યાભ ત્રણે લોકમા બેઠેલાને વદન કરે છે તમે તો બીજાને નમાવો; “પણ ભગવાન! આપના જેવા પદને પ્રાપ્ત કરવા માટે હું આપને શરણે આવી વદન, સ્તુતિ કરૂ છુ ”

હવે કયુ પદ આવે છે? “જીવદયાણ ” કોઈ સોનારૂપાનુ દાન આપે રાજા રીઝે તો ફાંસીથી બચાવે પણ હે પ્રભુ! અનાદિ કાળથી જે જીવો દ્રવ્ય પ્રાણના પોષક હતા તેનાથી મુક્ત બીજાને, હે ભગવાન! આપે તો ભવ્ય જીવોને ભાવ પ્રાણથી પોષ્યા દ્રવ્યપ્રાણ કોને કહે છે? ચાર ગતિ, ૨૪ દડક અને ૮૪ લાખ જીવયોનિયોમા દરેક જીવને દ્રવ્યપ્રાણ અને ભાવપ્રાણ હોય છે, અને સસારથી મુક્ત થયેલાને ભાવપ્રાણ હોય છે સસારી જીવોને બે પ્રકારના પ્રાણ છે અને સિદ્ધને ભાવપ્રાણ છે પ્રાણ એટલે શુ? જેના વડે પ્રાણી જીવે તેનુ નામ પ્રાણ સસારી અવસ્થામા જ્યા સુધી આત્મા છે ત્યા સુધી દ્રવ્ય અને ભાવપ્રાણ વડે તે જીવે છે જીવ એટલે શુ? જીવ દ્રવ્ય છે, ગુણ, પર્યાય સહિત છે. ભગવાને

વધારેમા વધારે દસ પ્રાણ બતાવ્યા છે નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવને દસે દસ છે સિદ્ધને પ્રાણ ન હોય, એ તો નિરંજન નિરાકાર છે એને દ્રવ્ય પ્રાણ ન હોય. સિદ્ધના જીવને ભાવપ્રાણ છે દસ પ્રાણ વડે જીવે તેને પ્રાણી કહેવાય. પ્રાણ એટલે એક જાતની શકિત એક શક્તિ એવી છે, જે જડથી ઉત્પન્ન થયેલી છે બીજી શક્તિ પોતાની મેળે ઉત્પન્ન થયેલી છે આત્માને કર્મના સયોગે ઇન્દ્રિયો મળી છે જ્યારે તે મોક્ષમા જાય છે ત્યારે તેને તે અહી મૂકતો જાય છે પારકી ચીજોને માટે જીવ કેટલા કર્મો બાંધી રહ્યો છે! પોતાની ચીજ મૂકી પરની ચીજમા આત્માએ પોતાપણું માન્યુ માટે જ દુખી થઇ રહ્યો છે દ્રવ્યપ્રાણ પોતાના ઘરના નથી જ્યારે ભાવપ્રાણ પોતાના ઘરના છે દસ પ્રાણ કયા કયા તે જોઇએ. પાચ ઇન્દ્રિયોના પાચ પ્રાણ મન, વચન, કાયા આયુષ્ય અને શ્વાસોશ્વાસ મળીને દસ થયા અનત જ્ઞાન, અનત દર્શન, અનત આત્મિક સુખ અને અનત વીર્ય—એ ચાર ભાવપ્રાણ કહેવાય છે બધુઓ! ભાવપ્રાણે જીવ સદા જીવી રહ્યો છે પણ તમારા ભાવપ્રાણ પર આવરણ આવી ગયુ છે માટે સામાયિક પ્રતિક્રમણ બ્રહ્મચર્ય વગેરેથી એ આવરણને દૂર કરો. ભાવપ્રાણને પ્રાપ્ત કરવા માટે આ નમોત્થુણ છે આની અદર કેવી ગમક ભરી છે! એકેએક શબ્દના અમૂલ્ય ભાવ ભર્યા છે અસયમી જીવનનો ત્યાગ કરો. સયમપૂર્વક જીવન જીવો. હવે સૂર્યાભદેવ કેવી સ્તુતિ કરશે અને તે સાભળતા તમને કેવો આનદ આવશે તે આગળ ઉપર અવસરે કહેવાશે

# વ્યાખ્યાન ૨૨ મું

(ગુરૂવાર, શ્રાવણ શુદ ૨)

રાયપસેણીય સૂત્રનો અધિકાર ચાલી રહ્યો છે એમાં સૂર્યાભદેવ પ્રભુની સ્તુતિ કરી રહ્યા છે એ સ્વરૂપ બતાવતા પંચમ ગણધર સુધર્મ ભગવાન કહે છે, "હે જમ્બુ! મારા ત્રિકાલજ્ઞ ભગવાન મહાવીર દેવ એમ કહેતા હતા, કે હે જીવો! તમને જે મહામોઘો માનવદેહ મળ્યો છે તેની કિંમત આંકતા શીખો કારણ આત્માની ઓળખાણ અને પ્રગતિ કરવામાં સાધન માત્ર માનવ ભવમા જ શકય છે" માટે જ જ્ઞાનીઓએ તેની કિંમત આંકી છે એ દેહ તમને મળી ચૂકયો છે માટે સાચી સમજણ લાવો અને પહેલા તત્ત્વની રુચિ કેળવો સર્વશ્રેષ્ઠ સદાચારનો જીવનમા અપનાવો કારણ આ ત્રણ મહામૂલા રત્નો છે. એ રત્નો મેળવવામા જ માનવજીવનની સાર્થકતા છે એ રત્નો મેળવવાનો ઉપાય શાસ્ત્રકારોએ બતાવ્યો છે સૂર્યાભદેવે પૂર્વભવમા એ ત્રણ રત્નોની કિંમત આંકી હતી અને તે ત્રણ રત્નને પામેલા, તેથી તે જિનેશ્વર ભગવાનને ત્યાં બેઠા બેઠા વંદન, નમસ્કાર કરે છે.

કર્મરૂપી કચરાને કાઢવા માટે ભગવાનની સ્તુતિ એ જ સાચો ઉપાય છે સૂર્યાભદેવ ક્યા સુધી બોલ્યા? નમોત્થુણુંની અંદર "બોધિદયાણુ" પ્રભુ! આપ કેવા છો? જગતની અંદર બોધિના દાતાર છો હે પ્રભુ! આપની બુદ્ધિથી, જે જીવો વિમુખ હતા, અવળી દૃષ્ટિવાળા હતા, તે બધાને આપે સવળી દૃષ્ટિવાળા કર્યા એ આપનુ મુખ્ય કર્તવ્ય હતું જે આત્માઓ બોધિ વિના અનંત સંસારમા પરિભ્રમણ કરી રહ્યા હતા અને શરીરને જ આત્મા માની રહ્યા હતા, 'આ ભવ મીઠો પરભવ કોણે દીઠો' એવું માનવવાળા હતા, જેમણે પુદ્ગલની સર્વ સામગ્રીમા સાચુ સુખ માન્યુ હતું, તેમને આપે જીવદયાણુ-દયા કરીને તાર્યા દયા કોઈ રોટલી આપીને કરે, કોઈ વસ્ત્ર આપીને કે કોઈ ધન આપીને કરે, પણ એ તો સામાનું પુણ્ય હોય તો મળે, કદાચ ન પણ મળે અને મળ્યા પછી ટકવું મુશ્કેલ છે માટે, હે પ્રભુ! આપે એવું દાન આપ્યુ, જેનો દેનાર કોઈ દિવસ નિર્ધન ન થાય. આવા બોધી બીજના દાતાર જૈન શાસનમા આપણે કયા સુધી ઓશિયાળા રહેવુ છે? ઓશિયાળુ કોણ રહે? જેના માબાપ મરી ગયા હોય તે તમારે તો ભગવાન જિનેશ્વર દેવ જેવા પિતા અને આઠ પ્રવચનરૂપી માતા છે તો પછી તમે ઓશિયાળા શાના? આનંદઘનજી મહારાજ કહે છે કે જેણે ભગવાનની પાસેથી બોધી-બીજનું દાન લીધું તેના તો દુઃખ અને દારિદ્રના ભુક્કા ઉડી ગયા વિમળનાથનું સ્તવન રચતા આનંદઘનજી મહાત્મા બોલ્યા છે, કે જે આત્મા ઓએ આપને સ્વીકાર્યા તેના તો દુઃખ દોહગ દૂર થયા.

દુખ દોહગ-દૂરે ટળ્યા રે, સુખસંપદશું ભેટ,
ધીંગો ધણી માથે કીધો રે, કોણ ગંજે નર ખેટ,
જિનેશ્વર, દીઠા લોયણ આજ

જેણે બોધી બીજનુ દાન લીધુ તેનો બેડો પાર થઇ ગયો ભગવાનનુ એ દાન અમે પણ તમને આપી રહ્યાં છીએ બોધી એટલે સમકિત. જેણે દાન લીધુ તેના દુઃખનો નાશ થયો જેણે બોધી બીજનો લાભ લીધો તેના આત્મામાં સુખ અને સંપદ વસી ગયાં જુઓ, શુ કહે છે? 'ધીંગો ધણી માથે કીધો' ધીંગો એટલે જોરાવર, જબરદસ્ત, કોઈથી ગાજ્યો ન જાય તેવો એવો ધણી સ્વીકારી લીધો. નર ખેટ મનુષ્ય હવે અમને શુ કરવાના હતા? સદ્ધર, ધીંગો ધણી માથે કર્યો છે, પછી ઓશિયાળા શાના? ધીંગા ધણી અને આઠ પ્રવચનરૂપી માતાના ખોળે આળોટનાર બાપડા ન હોય, બિચારા ન હોય, રાંકા ન હોય. ત્યારે કેવા હોય? શૂરવીર હોય બોધી બીજને પ્રાપ્ત કરીને રાંક શ્રીમંત બની જાય જૈન દર્શનમા સાચી શ્રીમતાઇ સમ્યક્ દર્શન છે. મનુષ્ય ભવનુ જો કોઈ મહાન કર્તવ્ય હોય તો તે સમકિત પ્રાપ્ત કરવુ તે છે તે પ્રાપ્ત કરવાથી જીવન સુવાસિત થાય છે માટે બોધીને પ્રાપ્ત કરાવનાર હે પ્રભુ! હું આપને નમસ્કાર કરુ છુ. ત્યાર પછી આવે છે "ધમ્મદયાણં." હે આત્માઓ! સમ્યગ્ જ્ઞાન, દર્શન અને ચારિત્રને ગ્રહણ કર્યા પછી બેસી ન રહેવાય ધર્મને અંગીકાર કરવો પડશે ગૌતમ પૂછે છે, હે પ્રભુદેવ! ધર્મ કેટલા પ્રકારે છે? ભગવાન કહે છે, "હે ગૌતમ! એક શ્રુત ધર્મ છે અને

બીજો ચારિત્ર ધર્મ; આગાર ધર્મ અને અણગાર ધર્મ; દેશવિરતિ અને સર્વ વિરતિ ધર્મ

"સૂર્યાભદેવ કહે છે કે, હે પ્રભુ! હું આપને અહિં બેઠા વંદન કરૂં છું" ત્યાર પછી ભગવાને દેશના આપી. કઈ દેશના? લોકની અંદર છ દ્રવ્ય બતાવ્યા અને પાંચ અસ્તિકાય. આ લોકમા એક દ્રવ્ય એવું છે, જેને શાસ્ત્રકારો ધર્માસ્તિકાય કહે છે અસ્તિ એટલે છે, કાય એટલે કાયા. ધર્માસ્તિકાય છે દ્રવ્યથી એક છે, ક્ષેત્રથી આખા લોક પ્રમાણે છે. કાળથી અનાદિ અનંત છે ભાવથી અવર્ણ, અગંધ, અરસ અને અસ્પર્શ છે ત્યારે એનો ગુણ શું? જીવ અને અજીવને ચાલવામા સહાય આપે એ એનો ગુણ ધર્માસ્તિકાય દ્રવ્ય જો લોકમા ન હોય તો ચાલી ન શકીએ. આપણે આ ગતિમાથી બીજી ગતિમા જવું છે તે વખતે ધર્માસ્તિકાય આમાં સહાય આપે છે બીજું અધર્માસ્તિકાય છે લોકમાં પણ તે દ્રવ્યથી એક છે, એના ટુકડા ન થાય, ક્ષેત્રથી લોક પ્રમાણે છે કાળથી આદિ અને અંત રહિત છે ભાવથી અવર્ણ વગેરે છે એનો ગુણ સ્થિર કરવાનો છે જેને સ્થિર રહેવું હોય ઊભવું હોય, તેને અધર્માસ્તિકાય મદદ કોઇ કહે છે, કે ધર્મ અને અધર્મ સ્વતંત્ર દ્રવ્યો છે આટલું કબૂલ છે પણ જીવને અજીવની સહાય ન હોય, ત્યાં જ અમારો વિરોધ છે જીવમા જો તાકાત ન હોય તો આપણામા શક્તિ નથી કે આપણે સિદ્ધમાં જઈ શકીએ. શાસ્ત્રકારોએ જે જે વિષયો પ્રતિપાદિત કર્યા છે તેને તેને વ્યવહાર અને નિશ્ચયે નહિ ઘટાવીએ તો બધુ મિથ્યા થઇ

જાય. જે જે જ્યા જ્યા યોગ્ય છે, તે તે ત્યાં ત્યાં સમજવું જોઈએ, ખરો આત્માર્થી જૈન યોગ્યનુ જ આચરણ કરે દૃષ્ટાંત તરીકે, કોઈ કહેશે, કે પાણીનો ગુણ શીતળ છે; કોઇ કહેશે, કે પાણી અગ્નિ ઉપર ચડે તો ઉષ્ણ છે અહીં બુદ્ધિમાનોએ વિચાર કરવો પડશે સ્વભાવે પાણી શીતળ છે, પણ અગ્નિના સચોગે ઉષ્ણ બન્યુ, પાણી સચોગથી ઉષ્ણ થયુ નથી માટે જેનો સચોગ છે તેનો વિયોગ છે ધર્મ એ પ્રકારના હોય છે, સજાતીય અને વિજાતીય શીતળતા એ સજાતીય ધર્મ છે અને ઉષ્ણતા એ વિજાતીય કોઇ આવીને કહે, કે પાણીનો ગુણ ફરી ગયો, એ ઉષ્ણ બની ગયુ ભગવાન કહે છે, કે મૂળ દ્રવ્યમાં કોઇ દિવસ ફેરફાર થાય નહિ. ખદખદતા પાણીનો ઘડો ભરીને અગ્નિ ઉપર છાટીએ તો અગ્નિ બુઝાઇ જાય અગ્નિનો ધર્મ પ્રજવાળવાનો છે, પાણીનો ગુણ છે ઠારવાનો, શીતળતાનો એવી જ રીતે ભગવાન કહે છે કે, આત્માનો ધર્મ ઠારવાનો છે બાળવાનો નથી અરે, બાપુ! ઠરવાના ઠામે આવ્યા પણ ઉકળી ગયા, તો તેનુ શુ કરવુ? મનુષ્ય અવતાર પામીને શાંત થવાનો ધર્મ કેળવવાનો છે, તોફાન કરવાનો નહિ માટે ઠરી જાઓ અરે! દાઝેલાને જોતા નથી? શરીરે ફોલ્લા પડયા હોય અને કાળી બળતરા આખા શરીરે ઊપડતી હોય, 'મરી જાઉં છુ મરી જાઉં છુ' એવા ચિત્કાર શુ તમે સાભળ્યા નથી? પણ આ તો એકદેશીય વિચારણા થઈ હવે સ્વ તરફ જુઓ જૈન શાસનમા અનેક ન્યાય ભરેલા છે અને તમે બહાર શોધ કરો છો, એ કેટલુ ધર્મ, અધર્મ લોકમા છે અજ્ઞાન!

આકાશ લોક અને અલોકમાં છે એટલે લોકાલોકમાં છે મકુંદ શ્રાવકને એક એકવાદી મળ્યો. કહે કે "તારા ભગવાન લોકોને પંચાસ્તિકાયનો ધર્મ સમજાવીને હેરાન હેરાન કરી રહ્યા છે, અને તમે બધા પાછા એવા જ છો." ત્યા એક બીજો પુરૂષ આવ્યો. આ દૃષ્ટાન્તથી વધારે સ્પષ્ટ થશે. એક ગામમાં રાજાએ એવો હુકમ કર્યો, કે દરેક જણે દરરોજ બે શીશા દારૂ પીવો પ્રજાએ વિચાર કર્યો, કે રાજાનો હુકમ છે એટલે પીવો જ જોઈએ. જેની પાસે દારૂ ખરીદવાની શક્તિ ન હતી તેને રાજ તરફથી મળતો. આમ બધા દરરોજ દારૂ પીવા લાગ્યા. ત્યાંનો દીવાન તો પાણીને બદલે દારૂનો જ ઉપયોગ કરવા લાગ્યો. આખો દિવસ નશામા ચકચૂર રહેવા લાગ્યો. એક દિવસ લોકોને કહે, કે 'ચાલો, આપણે જ ગામમા જઈને ઉજાણી કરીએ. હુ જ્યા જાઉ ત્યા તમારે બધાએ મારી સાથે આવવુ' આમ, બધા ય ગાંડિયાઓનુ ટોળુ ચાલ્યુ ચાલતા ચાલતા માર્ગમાં કૂવો આ વ્યો. પેલો દીવાન કહે, કે હુ કૂવામા પડુ છુ, માટે તમે બધા ય મારી પાછળ પડજો! પછી બધા ય કૂવામા પડયા જેમનો નશો ઉતરી ગયો તે 'અમને બહાર કાઢો, અમને બહાર કાઢો એવી બૂમો પા ડ વા લાગ્યા. પણ જે નશામાં જ હતા તેઓ તો કહે કે 'અમને પાણીમા આનંદ છે' નશો ઉતરી ગયેલાઓને બહાર કાઢવા કોઈએ કૂવામાં દોરડુ નાખ્યું જેણે તે પકડ્યુ તે બહાર નીકળ્યા અને જેણે ન પકડ્યુ તે ઠેકાણે થઈ ગયા. એમ ભગવાન કહે છે કે અનાદિ અનંત કાળથી આપણા આત્માએ આ જ રીતે કર્યું છે મોહનીય કર્મનો દારૂ પીવાથી કોઈને

માર્ગ ન સૂઝે. અમે વીતરાગની વાણી રૂપી ગમે તેટલાં રડા ફેંકીએ પણ તમને તો મોહનો નશો ચડેલો છે એટલે ાંથી પકડો? કઇક જીવો એ દોરડાં પકડીને બહાર આવી યા તમે ક્યારે બહાર આવશો? ભગવાન પચાસ્તિકાય સ્વરૂપ મજાવી રહ્યા છે પેલા વાદીને દર્શન મોહનો દારૂનો નશો ડયો છે, અને મડુકજીએ ૧૧ પ્રકૃતિનો ક્ષયોપશમ કર્યો મડુકજી સામા વાદીને કેવો ઉત્તર આપે છે તે બધુ આગળ પર અવસરે કહેવાશે



## વ્યાખ્યાન ૨૩ મું

[શુક્રવાર શ્રાવણ શુદિ ૩]

શ્રીમન્ મહાવીરે સિદ્ધાત પરૂપ્યા પરિપૂર્ણ જ્ઞાનમાં નિર્ણય થયેલુ અખડ–અબાધિત તત્ત્વ તેનુ નામ સિદ્ધાંત. રાયપસેણીય સૂત્ર ચાલી રહ્યુ છે. સૂર્યાભદેવ તેના સ્થાને રહ્યો થકો પ્રભુને નમોથ્થુણંથી વંદણા કરે છે

ભગવાન એમ કહેતા હતા, કે અહો જબુ! જીવો સત્ય કરણીને સમજી, જાણીને, અગીકાર કરીને પોતાના આત્માનુ પરમ પદ પ્રાપ્ત કરવા માટે વર્તમાન જીવન સુધારી જાય છે.

તેઓ જો ઉત્કૃષ્ટ કરણી કરે, તો આ જ ભવમાં મોક્ષને પ્રાપ્ત કરે; અને જો મધ્યમ કે જઘન્ય કરણી કરે, તો ત્રણ કે સાત ભવ કરવા પડે. એમ અહીં જેને ત્રીજે ભવે સ્વતંત્ર સુખ પ્રાપ્ત કરવાનું છે એવો સૂર્યાભદેવ પહેલા દેવલોકે ઉત્પન્ન થયો. આવા દેવો પણ કેવી સરળતાને પ્રાપ્ત થાય છે! વૈભવ અને વિલાસમાં પણ ભગવાનને કેવા સ્તવ વડે સ્તવી રહ્યો છે! એ વિષય ચાલી રહ્યો છે. પંચાસ્તિકાયને દેખાડનાર એવા હે ભગવાન આપ કેવા છો? સત્ય માર્ગને દેખાડનારા છો. તમારો ધર્મોપદેશને સાંભળીને કંઈક સાધુ શ્રાવકો આ શાસનમાં પરમ પદને પામ્યા છે. આપ જે ઉપદેશ આપો છો તેવો ઉપદેશ અમે બીજે ક્યાંય સાંભળ્યો નથી. આપના ઉપદેશના શા વખાણ કરું? આપના ઉપદેશનું શ્રવણ કરી એક-એક સાધુ અમર સાધ્વી થઈ ગયા, એટલું જ નહિ, પ્રત્યેક શ્રાવકને પણ તેનો રંગ લાગ્યો છે. હે ગૌતમ! મડૂક શ્રાવક ખરેખર ધર્મ પ્રેમાનુરાગથી રંગાઈ ગયો છે. હે ગૌતમ! પ્રત્યેક શ્રાવક પોતે ધર્મને પામે છે એટલું જ નહિ, પણ બીજાને પણ તે ધર્મ પમાડે છે. એક વખતે ફરતા ફરતા પરમ કૃપાળુ દેવ રાજગૃહ નગરમાં પધાર્યા. એ નગરમાં મડૂક નામનો એક શ્રાવક રહેતો હતો. ભગવાન રાજગૃહમાં સમોસર્યા છે એવું સાંભળીને તે ભગવાનના દર્શન કરવા તથા વાણીનું પાન કરવા જાય છે. એને પોતાના તારક ઉપર કેટલો અંતરંગ પ્રેમ છે! બધું કામ પડતું મૂકીને એ પવિત્ર વાણી સાંભળવા જાય છે. એ મડૂક કેવો છે? એ છે શ્રમણોપાસક, સાધુઓના ઉપાસક. ઉપાસક એટલે સાધુ-સાધ્વીઓની સેવા

કરવાવાળો, અને તેમની સમીપે રહેવાવાળો મડ્ડુક રાજગૃહથી નીકળી ભગવાનના દર્શન કરવા જાય છે, ત્યારે માણુસોનુ એક ટોળુ હતુ, એ અન્નઉથિયા—એક વાત કરી રહ્યા હતા ભાઇઓ! ભગવત મહાવીર પચાસ્તિકાય રૂપ ધર્મને બતાવી રહ્યા છે પણ પચાસ્તિકાયમા કાળ દ્રવ્યને ન લેવાય, છ દ્રવ્યમા લેવાય અહી પ્રશ્ન થાય છે, કે પચાસ્તિકાયમા ભગવાને કાળ દ્રવ્યને કેમ ન ગણ્યુ? ધર્માસ્તિકાય અસખ્યાત પ્રદેશી છે અધર્માસ્તિકાય અસખ્યાત પ્રદેશી છે આકાશના અનત પ્રદેશો છે લોકાલોકના અનત પ્રદેશો છે આખું આકાશાસ્તિકાય અનત પ્રદેશીય છે જીવાસ્તિકાય અસખ્યાત પ્રદેશી છે પુદ્ગલના અનત પ્રદેશોના સ્કધો છે. કોઇના અસખ્યાત અને આકાશના અનત પ્રદેશો કહ્યા, પણ કાળ અપ્રદેશીય દ્રવ્ય છે માટે કાળને અસ્તિકાય કહીને કેમ સબોધાય? વળી, કાળ, વર્તના લક્ષણ છે અહી ભગવાને છ દ્રવ્યમા અસ્તિકાયને પાચમા બતાવ્યા તે વખતે અન્નઉથિયા રાજગૃહમા બેઠા બેઠા વાતો કરે છે, કે "હે ભાઈઓ! આ ભગવાન મહાવીરને તો જુઓ અને એને માનનારા પણ કેવા છે? હા મા હા કરવાવાળા" અન્નઉથિયા જેમ તમારે પણ ધર્મની ચર્ચા કરવી જોઈએ, કર્મની નહિ આચારાગ સૂત્રમા ભગવાને કહ્યુ છે, કે જે સશયને જાણે છે તે સસારને જાણે છે સશયના કરનારને પ્રારબ્ધના ઉદયે તેનો નિવેડો કરનાર પણ મળી રહે આગળ જતા ભગવાન મહાવીર કહે છે, કે "પચાસ્તિકાયમા એક રૂપી છે, જ્યારે બાકીના ચાર અરૂપી છે વળી, ચાર અજીવ—જડ છે અને એક ચૈતન્ય છે"

"આવું તે વળી હોતું હશે? આ વાત માનવામાં કેમ આવે? આ તો ભોળા લોકોને ભરમાવવાની વાતો છે" એવામાં એકની દષ્ટિ, સામે આવી રહેલા એક જણ પર પડી. તે બોલ્યો, "ભાઈઓ, જુઓ તો ખરા! આ ભગવાન મહાવીરનો શ્રાવક ચાલ્યો આવે." તમે વિધર્મીઓ ચર્ચા કરતા હો ત્યારે, નાહક નો ઝઘડો થશે એ બીકે ચૂપ થઈ જાઓ છો. સત્યની ખાતર તો માથાં ય આપવા પડે, ત્યારે મુક્ત થવાય. મહાવીરનો શ્રાવક મદ્રુક પાસે આવ્યો. બધા કહેવા લાગ્યા, કે 'આપણે એને પૂછીએ એણે એના ગુરુ પાસેથી જ્ઞાન મેળવ્યુ છે એકને જીવ અને ચારને અજીવ કેમ કહ્યા તેનું એની પાસેથી સ્પષ્ટીકરણ જાણીએ.' મદ્રુક બહુ દૂર નહિ તેમ જ બહુ પાસે નહિ એટલે આવી રહ્યા છે તે વખતે બધા એક સાથે બોલી ઊઠયા, 'હે મદ્રુક! કયા જાઓ છો?" મદ્રુક કહે છે, 'મારા ભગવાન પધાર્યા છે તેમની વાણી -દેશના સાભળવા જાઉં છું" "મદ્રુક! ઊભા રહો. અમારે એક વાત પૂછવી છે માટે જરા ઊભા રહો." મદ્રુકને થયુ આ તો અન્યતીર્થિયા છે માટે રોકાવું તે સારૂ છે અન્યતીર્થિયા શું કહે છે! તારા ભગવાન લોકો આગળ દેશના આપીને એમ કહે છે કે પંચાસ્તિકાય આદિ ધર્મમાં ચાર અજીવ અને એક જીવ છે અને ચારને અરૂપી અને એકને રૂપી માને છે આ ખોટું છે જેને અરૂપી કહે છે તેને હથેળીમા આમળુ દેખાય તેમ દેખાડે તો માનું કે તારા મહાવીર સાચા છે" મદ્રુક વિચાર કરે છે, કે "આ લોકોને સંશય ઉત્પન્ન થયો છે તે ઠીક જ થયુ છે મદ્રુક ઉત્તર

આપે છે પણું ઉત્તર કયારે આપી શકાય? જ્યારે અભ્યાસ હોય ત્યારે જ અપાય ને? તમને કોઇ વિધર્મી આવીને પૂછે, તો તમે શું કહેશો? એ તો મારા ગુરૂને પૂછો, મને ખબર નથ માટે જ કહીએ છીએ, કે ભાઇઓ! ભણો, ભણુવાની ખૂબ જ જરૂર છે પણ તમને તો રેડિયો સાભળવાનો સમય મળે છે, પણ ધર્મની વાત આવશે ત્યાં કહેશો કે સમય નથી અત્યારે ધર્મને નહિ સમજો, તો પશુના ભવમા સમય મળે તેમ નથી આ સસાર તો આધિ, વ્યાધિ અને ઉપાધિથી ભરેલો છે એકને મૂકશો ત્યા સો સામા આવીને ઊભા રહેશે તમે એમ ધારો છે કે આ કામ પતાવી પછી ધર્મ કરીશ પણ ત્યા બીજુ કામ આવી પડે, એટલે ધર્મ તો રહી જ જાય ને! તો શ્રાવક એમ વિચારે, કે આજે તો વીતરાગની વાણી સાભળવી જ છે પણ એટલામા ટેલિફોનનું ભૂગળુ વાગે તો મેલી દો ને? તમારામાથી વળી કોઇક એમ કહેશે, કે સાહેબ, અમે તો પરાના રહેવાસી અમને તો મરવાનીયે ફુરસદ નથી તો હું એમ કહુ છુ, કે પાચસોના ટોળામા બેઠા હશો અને મોત આવશે, તો રોકી શકશો? એ તો નહિ રોકી શકાય ત્યારે કહી જોજો ને, કે છોકરાં નાના છે, બચુડાના બાપાએ શુ ધધો કર્યો છે, શુ લેણુદેણુ છે તેની ખબર નથી માટે થોડી મુદત આપો પણ માગી મુદત મળશે ખરી? મુદત કોઈને મળી નથી, મળવાની નથી અને મળશે પણ નહિ અરે! ભગવાન જેવાને પણ એ મુદત ન મળી , તો આપણુને કયાથી મળવાની? વિચારો જે વખતે ભગવાન નિર્વાણુ પામવાના હતા, તે વખતે ભસ્મગ્રહ બેઠો

હતો. તે વખતે ઇન્દ્ર બે હાથ જોડીને ભગવાનને પ્રાર્થના કરે છે, કે "બે ઘડી આયુષ્યને વધારી નાખો, જેથી જગતના જીવોને ભસ્મ ગ્રહની અસર ન થાય.' ભગવાન જવાબમાં કહે છે, કે "ઇન્દ્ર! કોઇ પણ તીર્થંકર એક ક્ષણ પણ આવરદા વધારવા સમર્થ નથી પણ મને લાગે છે કે તમે વધારી શકશો!" "ના, સાહેબ, પણ શું કહીએ? ઘરમાં દસ જણા ખાવાવાળા છે રળનારો હું એકલો છું" કોઈ પૂર્વની કમાણીના જોરે ધનવાન બનેલાને પૂછ્યું, કે વ્યાખ્યાન સાંભળવા કેમ આવતા નથી! તે વખતે તેનો જવાબ શું હતો? "સાહેબ! ધંધામાંથી જ નવરા થતા નથી, તો પછી વ્યાખ્યાન સાંભળવાનો સમય ક્યાંથી મેળવું?" જરા આંખો ઉઘાડી વિચારો તો ખરા. ખાનગી ટ્યૂશન પાછળ કેટલા રૂપિયાનું આંધણ કરો છો? આ તો વગર ફીના માસ્તર તમારે બારણે આવ્યા છે જડ અને ચેતનનું તમને ભાન કરાવે છે એમની પાસેથી જ્ઞાન પ્રાપ્ત નહિ કરો તો ક્યાંથી કરશો? શેઠિયાઓને તો સનેપાત લાગુ પડયો છે દરિદ્રીઓ આપત્તિઓથી ઘેરાયેલા છે તો પછી ધર્મ કોને સંભળાવવો? શું ઉપાશ્રયની ભીંતોને? એક કવિ કહે છે

આગળ ધંધો પાછળ ધંધો ધંધામાંથી નવરો થઈને—
ધર્મ કરે તે શાહેમનો બંદો

અમારે તો બન્નેને ઉપદેશ આપવો જોઇએ. વર્તમાનમાં જે કંઈ સુખદુઃખ ઉપલબ્ધ થાય તેને મારી શકે તે જ ધર્મ કરી શકે ધર્મના અધિકારી થવું હોય તો ભાડભીડને ધક્કો

મારવો જ પડશે. મડૂક જેવો તેવો નથી તેના હાડેહાડની મિજામા ભગવાન વસી ગયા છે તમારા હાડમાં કોણ વસ્યુ છે? મડૂકના હૃદયમાં પ્રભુ વસ્યા છે, જ્યારે તમારા હૈયામાં રમા વસી છે તમારા અને એના વચ્ચે કેટલું અતર છે? મડૂક શાત ચિત્તે વિચારે છે, કે "પહેલા આ લોકોના સશયનુ નિવારણ કરૂ, પછી ભગવાનના દર્શને જાઉ" અન્નઉથિયા કહે, "પહેલા અમારા સશયને ટાળો, પછી જજો તમે તો ભગવાનના ચેલા છો" મડૂક કહે છે કે, "હસ્તામલકવત્ ધર્માસ્તિકાય બતાવે તો સાચું માનીએ, એમ તમે કહો છો ને?" જુઓ, તેના જવાબમા કેટલી શાતિ છે? જો આપણે જીવનમા શાંતિ રાખીએ તો તે બીજાને પણ મળે મડૂક કહે છે," ભાઇઓ! ભગવાને ચારને અજીવ અને એકને જીવ કહ્યા તે બરાબર છે" અન્નઉથિયા કહે, "તમે તો તમારા ગુરૂના વખાણ કરો ને?" મડૂક કહે "મને શાતિથી સાભળો તમારા પૂર્વગ્રહો મૂકી દો જુઓ, આ શુ છે? આ તો વૃક્ષ છે વૃક્ષ તો સ્થિર છે, છતા ચાલે છે કેમ?" તેના જવાબમા તે લોકો કહે છે, કે "પવનથી" મડૂક કહે, "પવન કાઢીને બતાવો" તેનો આ જડબાતોડ જવાબ સાભળીને પેલાઓ સ્તબ્ધ બની ગયા પવનથી ચાલે છે તેમા શકા નથી, પણ તે કાઢીને બતાવી શકાય તેમ નથી પવન તો રૂપી છે એને ચાર શરીર છે ઔદરિક, વૈક્રિય, તૈજસ અને કાર્મણ શરીર ચાર પ્રાણ છે અને ચાર પર્યાપ્તિ છે ત્રણ લેશ્યા છે–કૃષ્ણ, નીલ અને કપોત એ પવન આઠ સ્પર્શી છે "હે ભાઈ! જો તુ આવા આઠ સ્પર્શી પવનને

બતાવી શકતો નથી, તો અગંધ, અરસ અને અસ્પર્શ એવા ધર્માસ્તિકાયને ભગવાન કેમ બતાવી શકે ? ' આવી રીતે મદ્રુકે અન્નઉથિયાને નિરુત્તર કરી દીધા આગળ વધતા મદ્રુકે કહ્યું, "તમે હસ્તામલકવત્ બતાવવાની વાત કરો છો ને ? તો પહેલા તમે જે ભાષા બોલો છો તેના શબ્દોને કાઢીને બતાવો તો જોઈએ." બિચારા શું ઉત્તર આપે ? ભાષા તો જડ છે ભાષાના પુદ્ગલો રૂપી છે ભાષા અંતરમાં હોય ત્યારે ચઉસ્પર્શી અને બહાર નીકળે ત્યારે આઠ સ્પર્શી હોય છે. ભાષામાંથી વર્ણ, ગંધ, રસ અને સ્પર્શને કાઢી બતાવી શકવાના ? નહિ જ "ભાઈઓ ! સમુદ્રને તો તમે જોયો છે સમુદ્રને સામો કાંઠો છે કે નહિ ? તમે કહેશો કે છે, કારણ કે આખી દુનિયા સમુદ્રમય નથી. દુનિયા તો દ્વીપ-બેટ છે તમારા મનને તો કાંઠો પણ નથી." બધા કહેવા લાગ્યા, કે "આને ઉત્તર આપવાનું આપણામાં સામર્થ્ય નથી આ આવો છે તો તેના ભગવાન કેવા હશે ? ' એક એક શ્રાવક ધર્મના સ્તંભ જેવા છે જેમ મહેલમાં ઉપર જવા માટે નીસરણી સાધન છે તેમ મોક્ષરૂપી મહેલમાં ચઢવા માટે જ્ઞાન નીસરણી છે પછી મદ્રુક અને બધા ભગવાનની પાસે ગયા તેને આવતો જોઈને ભગવાને કહ્યું, "મદ્રુક!" ઘણા શ્રાવકો બેઠા હતા, પણ કોઈ મદ્રુકને માન અપાતું જોઈ અદેખાઈથી બળ્યું નહિ. બધાને થયું કે મદ્રુકને બોલાવવામાં પણ કંઈ રહસ્ય હશે. હમણા જાણવા મળશે. ભગવાને કહ્યું મદ્રુક તે સુંદર ઉત્તર આપ્યો.' આ સાંભળી સાધુઓને પણ હર્ષ થયો હે સાધુઓ ! ગૃહસ્થાશ્રમમાં

વસતો મડૂકે અન્નઉથિયાને પ્રતિબોધ પમાડી મારી પાસે આણ્યા તો હે મુનિઓ! તમારી પણ ઘણી જવાબદારી છે" ગૌતમ પૂછે છે, "ભગવાન! આ મડૂક તમારી પાસે દીક્ષા લેશે?" આજે કોઇ દીક્ષાની વાત કરે તો તમે સરકી જાઓ ને? ભગવાન કહે છે, "એ દીક્ષા નહિ લે, પણ શ્રાવકનો ધર્મ પાળીને અહીથી આયુષ્ય પૂરૂ થયે અરૂણાભ નામના વિમાનમા જશે" અન્નઉથિયા ત્યાં ને ત્યાં જ રહી ભગવાન પાસેથી બોધ પામી તરી ગયા **धम्मदेसीयाण** હે ભગવાન! તમારા શ્રાવકો આવુ કામ કરે છે, તો પછી જે તમારો ધર્મોપદેશ સાભળે તે શુ ન કરી શકે? હે ભગવાન! તમે ધર્મના નાયક છો, કારણ કે ચતુર્વિધ સંઘને એક દાડીએ હાકનારા છો, માટે હે ભગવાન! હુ આપને વદન કરૂ છુ. **धम्स सारथींण** ભગવાન શુ રથને હાકનાર સારથિ છે? આપણે રથમા બેસનાર અને એ શુ હાકનાર છે? નહિ જ હવે ભગવાનનુ કેવુ તેજસ્વી સ્વરૂપ બતાવવામા આવશે તે આગળ ઉપર અવસરે વાત

---

## વ્યાખ્યાન ૨૪ મું

[શનિવાર, શ્રાવણ શુદ ૪]

બીજુ ઉપાગસૂત્ર ચાલી રહ્યુ છે એની અદર અનાદિ અનંત કાળથી રખડતો આત્મા પોતાના સ્વરૂપને કેમ પ્રાપ્ત કરે છે તે વર્ણવ્યું છે એ પુરૂષના અધિકારની વાત રાયપ- સેણીય સૂત્રમા બતાવી છે એ આત્મા તે સૂર્યાભદેવ. તે

પોતાની વિભૂતિમા બેઠા છે અનેક પ્રકારના કામ અને ભોગ ભોગવી રહ્યો છે એ સૂર્યાભદેવનુ દૃષ્ટાન્ત આપીને ભગવાને જીવોને કહ્યું, કે હે આત્માઓ! તમે અનાદિ કાળથી પોતાના સ્વરૂપના અજ્ઞાનથી દુખી થઇ રહ્યા છો. અનાદિ કાળથી સ્વરૂપનો અભ્યાસ નથી કર્યો, તેથી સ્વરૂપનો અભ્યાસ કરતાં કષ્ટ પડે છે હે દેવાનુપ્રિયો! આત્મસ્વરૂપની પ્રાપ્તિ સહેલી છે જે સહેલુ છે તેને અઘરૂ માનીને બેઠા છો એ જ તમારી ભૂલ છે 'હે મુમુક્ષુઓ! તમે તમારા આત્મસ્વરૂપની ઓળખાણ કરવા માગતા હો, તો તે માત્ર બે ઘડીનુ કામ છે કંઇ સમજાય છે? ભગવાન સારથી બનીને તમને તરવા માટે ઉપદેશ આપે છે કયો બોલ ચાલે છે? 'ધમ્મસારહીણ ભગવાન કહે છે, કે હે ભાઇઓ! સાતમી નરકમાં પડેલા જીવો પણ પોતાનુ સ્વરૂપ પામી જાય છે ક્યારે? જ્યારે તીર્થંકર ભગવાનને કેવળ જ્ઞાન થાય છે ત્યારે લોકમા અજવાળુ દેખાઇ જાય છે નરકમા પ્રભ્યે અને ભાવે ઘોર અધકાર છે ઘોર દુખને સહન કરતાં પ્રકાશને જોઇ આત્મા જાગ્યો પડે છે ગૌતમ પ્રભુને પૂછે છે "હે નાથ! પ્રકાશમાથી આવ્યા પછી જીવ અધકારમાં જાય છે તેનુ શું કારણ?' ભગવાન કહે છે 'મહા આરભ, મહા પરિગ્રહ, પચે ન્દ્રિયવધ અને માસાહાર કરીને જીવ નરકનુ આયુષ્ય બાધે છે વર્તમાનમા અવળા કર્મો કરીને, હે ગૌતમ! જીવ નરક તો શું પણ તેનાથી અધમ ગતિને, પામે છે માટે ધર્મના સારથી એવા ભગવાન આપણને ઉપદેશ આપે છે, કે તમે ધર્મરૂપી રથમાં ~ ૧ જાઓ. પ્રમત્તમાર્કે કયા બેઠવ છે? તમે તો

પાંચેય ઇન્દ્રિયોનો અવળો ઉપયોગ કરતાં વિષયમાં ડૂબ્યા પડયા છો વિષયની મીઠાશ અમારે મન તો કડવાશ છે. તમે જેને મધુર અને મીઠુ માની બેઠા છો, તે ખરેખર તો કડવુ છે વિષ તો એક વાર મારે છે, પણ વિષય તો અનત વાર જન્મ-મરણ કરાવે છે નરકની અદર તો ૧૦ પ્રકારની ક્ષેત્રવેદના છે અનત ભૂખ, તાપ, ટાઢ, જ્વર, ખરજ એવી દસ પ્રકારની નરકના થાળાની વેદના છે બીજી વેદના તો વળી જુદી જ છે પરમાધામી અને નારકી માંહોમાંહે લડી મરે છે એ વેદના આપણો આત્મા અનેક વાર ભોગવી આવ્યો છે એક થાળામા તો નરક કરતા ય કારમી વેદના છે એ પણ આ જીવ ભોગવી આવ્યો છે એવું તે એ કયુ ઘર છે? તે છે નિગોદનુ ઘર **ભગવતી સૂત્રમાં જીવોને રહેવાનાં ૪૪ ઘર બતાવ્યા છે, તેમાં નરકની અપેક્ષાએ નિગોદનું દુઃખ વધી જાય તેમ કહ્યું છે.** જગતમા મોટામા મોટુ જો કોઇ દુ ખ હોય, તો તે જન્મ-મરણનુ છે કોઈ માણસ માદો હોય, શરીરમા કીડા ખદબદતા હોય છતા એને મરવાનુ કહેશો તો એને નહિ ગમે કોઇને પોતાનુ સ્થાન છોડવુ ગમતુ નથી દાકતર કહેશે કે હવે થોડીવાર છે, ત્યારે ઘરનાં માણસોને ધ્રાસકો પડે છે થોડા સમય પછી વળી જ્યારે દાક્તર કહે છે કે કટોકટી પસાર થઈ ગઇ, હવે ભય નથી, તે વખતે બધાને આનદ થાય છે ને? પણ ધર્મની કોઈને પડી છે?

એક ડોશીમા હતા તેને સાત દીકરાઓ હતા પૂર્વ-કર્મના ઉદયે તેણે સાતે દીકરાઓને આગળ વળાવ્યાં હતા

ફક્ત એક દીકરાનો દીકરો બચ્યો હતો. વહુઓ પણ ચાલી નીકળેલી. આ પૌત્રને ડોશીમાએ બહુ કાળજીથી મોટો કર્યો હતો તે જ્યારે સેસ ફેરવવા બેસે ત્યારે મરેલાંઓને સંભારીને બોલે, કે "મારાથી મોત પણ છેટું ભાગે છે" એક વખતે આ પૌત્રને સખત તાવ આવ્યો ચિંતામાં અને ચિંતામા ડોશીમાને એક ઝોલું આવી ગયું આ વખતે આગણામાં બાંધેલી પાડી છૂટી ગઈ અને માજીના ખાટલા પાસે આવીને ઊભી રહી. ડોસીમાને થયું, યમરાજ આવી પહોચ્યા! તે કહે "યમરાજ! મારે તો હજી જીવવું છે તમે ભૂલા તો નથી પડયાને? હુ તો સાજી-સારી છુ, માંદો તો મારો દીકરો છે' કેટલો સ્વાર્થ! માટે જ એક કવિએ કહ્યું છે કે—

> સ્વાર્થનાં છે સૌ સગાં સબંધી સ્વાર્થમાં છે દુનિયા આખી,
> વહાલાં થતા વેરી જગમાં, સરી જતાં જ્યાં સ્વાર્થ
> કોને ક્યાંથી રીઝે નાથ!

બંધુઓ! આ જગતમા જ્યા જ્યાં નજર નાખશો, ત્યા સ્વાર્થ, સ્વાર્થ અને સ્વાર્થ જ નજરે પડશે. ડોશીમાએ મોતને આવેલુ જોયુ પણ જીવવા માટે કેટલો સ્વાર્થ! માણસને પોતાના સ્વાર્થ સિવાય બીજુ કઈ દેખાતુ નથી. માટે ભગવાન કહે છે કે સ્વાર્થમા તમારા વર્તમાન ભવને ગુમાવતા નહિ ભગવાન કહે છે, 'હે ગૌતમ! પૃથ્વીકાય, અપકાય, તેજસ્કાય અને વાયુકાય એ અંતર્મુહૂર્તમા જઘન્ય ૧ ભવ ઉત્કૃષ્ટા ૧૨૮૨૪ ભવ કરે છે જ્યારે વનસ્પતિના

એ ભેદ છે, પ્રત્યેક અને સાધારણ પ્રત્યેક જઘન્ય ૧, ઉત્કૃષ્ટા ૩૨૦૦૦ ભવ કરે અને સાધારણ, જઘન્ય ૧ અને ઉત્કૃષ્ટા ૬૫૫૩૬ ભવ કરે છે હે દેવાનુપ્રિયો! મરતી વખતે જીવને ઘોર વેદના ભોગવવી પડે છે ગર્ભની અદર જીવને કરોડ કરોડ ધખધખતી સોયો ભોંકાતી હોય તેવી વેદના સહન કરવી પડે છે નવ નવ માસની ઘોર વેદના સહન કરીને બહાર આવ્યા છીએ હે ગૌતમ! જન્મની વેદના ગર્ભની વેદના કરતા અનતગણીછે, અને એના કરતાંય મરણની વેદના વધી જાય તેમ છે માટે સમજી જાઓ અને સ્વરૂપને પ્રાપ્ત કરી લો ભગવાને નરકના કરતાય નિગોદની વેદનાને વધારે ભય-કર કહી છે આ દુનિયામા મોટામા મોટુ જો કોઈ દુખ હોય, તો તે જન્મ-મરણનુ છે ઉત્તરાધ્યયન સૂત્રના ૧૯ મા અધ્યયનમા મૃગાપુત્ર તેની માતાને કહે છે, "હે માતા! તુ મારા દેહનુ રખોપુ કરે છે, પણ, હે માતા! મે તો—

जम्मदुक्खं जरादुक्ख रोगाणि मरणाणि य ।
अहो दुक्खो हु संसारो जत्थ कीसन्ति जंतुणो ॥

જન્મ, જરાના દુખો ખૂબ જ ભોગવ્યા છે રોગો તો દેહને થાય છે મોટા સોળ રોગો તો મે એક વાર નહિ પણ અનેક વાર ભોગવ્યા છે." જેને દુઃખથી મુક્ત થવુ હોય, તેણે આ કડી પોતાના માતા-પિતાને સમજાવવી જોઇએ "હે માતા! વધારે શુ કહુ? આખો સસાર દાવાનળમાં ભડકે બળી રહ્યો છે, તેમા જીવો કલેશ પામી રહ્યા છે મા! તુ મને આ ભઠ્ઠીમા બળવા નાખે છે દીકરો બળતો હોય તો મા બચાવે કે બળવા દે? મા, તુ તો મને સસારરૂપી

દાવાનળની ભઠ્ઠીમાં બળવા નાખે છે ’ જેમ મૃગાપુત્ર પોતાની માતાને કહે છે તેમ નિર્ગ્રન્થ મુનિઓ પોતાના શ્રાવકોને કહી રહ્યા છે કે તમે ભડકે બળી રહ્યા છો માટે બહાર નીકળો હે જન્તુઓ ! તમે સમજો, બરાબર સમજો. અમારૂં કહેવું ન રુચતું હોય તો નરક વગેરેનાં દુઃખો જોઇને તો સાન ઠેકાણે લાવો. અમે કેવળ જ્ઞાનના પ્રભાવે જાણી શક્યા છીએ, કે આખો સંસાર તાવના તાપમાં સળગી રહ્યો છે જો કોઇને તાવ આવ્યો હોય તો થરમામિટરથી માપી શકાય કે તાવ કેટલો છે પણ જે જીવો સંસારના તાપમાં સળગી રહ્યા છે તેનું માપ લેવા માટે અમારી પાસે પણ થરમામિટર નથી.

મારો સળગી રહ્યો સંસાર, મારો સળગી રહ્યો સંસાર,
ઓ દીનબંધુ ! ઓ દીનબંધુ ! મારો સળગી રહ્યો સંસાર.

આ જાણીને, હે ભવ્ય જીવો ! તમે અમારા ધર્મરૂપી રથમાં બેસી જાઓ. જો બેસી જશો તો તમે ઇચ્છિત સ્થાને પહોંચી જશો. ભગવાને “ધમ્મસારહિ” નો ન્યાય જ્ઞાતા સૂત્રમાં આપ્યો છે એકએક સિદ્ધાન્તની સાચી સમજતા એમ થાય છે કે ભગવાને, જગતના જીવોને અમૃતના ઘૂંટડા પાયા છે તેની જોડ જડવી મુશ્કેલ છે

‘અનંત અનંત ભાવ ભેદથી ભરેલી ભલી,
અનંત અનંત નય નિક્ષેપે વ્યાખ્યાની છે.

હે ગૌતમ ! જગતનાં જીવોને લક્ષ્મીમાં ભાવ મીઠા લાગે અને એમને અમારી વાણીના ઘૂંટડા ગળે ન ઉતરે. એક દૃષ્ટાંત આપીને ધમ્મસારહિનો અર્થ સ્પષ્ટ કરીએ. દરજી પાસેથી જેમ બધબેસતા કપડાની અપેક્ષા રહે છે તેમ દરેક શ્રાવકને

આજે ધર્મ પણ બંધબેસતો જોઈએ છે. માટે અમારે દરજી જેવાને સંભાળ રાખવી જોઇએને? એક ધના કરીને સાર્થવાહ હતા ખૂબ ધનાઢ્ય એણે વિચાર કર્યો, કે " મારી પાસે ઘણું ધન છે, વેપાર પણ મોટો છે, છતાં મારા ગામમાં ઘણા બેકાર છે " વર્તમાનમાં પણ બેકારી વધી ગઇ છે આથી ધનાઢ્યોએ ઘણું વિચારવાનું છે ધના સાર્થવાહે વિચાર્યું કે પચીસ–પચાસ રૂપિયા આપવાથી બેકારોનું ભલું થવાનું નથી આ લોકોની બેકારી આર્થિક કરતા આત્મિક વધારે છે તેણે ઢંઢેરો પિટાવ્યો, કે જેની આર્થિક સ્થિતિ નબળી હોય તે તેની પાસે જાય આવવા–જવાનું બધું ખર્ચ શેઠને માથે તો જેને આવવું હોય તે શેઠ પાસે હાજર થઈ જાય. ધના-સાર્થવાહ જેમ અમે પણ કહિએ છીએ, કે વગર પૈસે, વગર દમડીએ અમારી પાસે આવી જાઓ આખું નગર શેઠ પાસે આવી ઉભું રહ્યું શેઠ વિચાર કરવા લાગ્યા, કે "મારી નગરીમાં આટલા બધા બેકાર! તમને તો તમારા સગાવહાલાની બેકારી પણ ખટકતી નથી કોઈક ભવ્ય જીવને દુઃખ થતું હશે, કે આ બધા મારા ભાઇઓ છે, હું પણ આત્મા છું અને આ પણ આત્મા છે શેઠે કહ્યું, " તમારે બધાએ મારી આજ્ઞા પ્રમાણે ચાલવું પડશે " લોકોએ કહ્યું, " તમે જે કહેશો તે કરશું, ચૂનો પીલાવશો તો પીલશું " એક દ્રવ્ય-બેકારી ટાળવા માટે બધા કબૂલ થઈ ગયા તો જેને ભાવ–બેકારી ટાળવી છે તેણે કેટલી કબૂલાત કરવી પડશે? આખો કાફલો ચાલ્યો ચાલતા ચાલતા એક ભયંકર જંગલ આવ્યું. ખાવા પીવાનું ખૂટ્યું તમારૂં પણ પુણ્યરૂપી ભાથું ખૂટવા

નથી આવ્યું શું ? શેઠ કહે છે, “ અહીંથી આગળ જતા એક મોટું જંગલ આવશે. એમાં ફળો દેખાવમાં સુંદર પણ ખાવામાં અસુંદર હશે, માટે તમે એના સામું જોશો નહિ. ખાધા તો મર્યા જ જાણજો.” આ સાંભળી બધાએ કહ્યું ભલે અમે નહિ ખાઈએ. આગળ ચાલતા એક સુંદર ઉપવન આવ્યું બધા કહેવા લાગ્યા, “ અલ્યા, જુઓ તો ખરા ! કેવા સુંદર ફળો છે ! ચાલો, ચાલો, ચાખીએ તો ખરા.” ત્યારે તેમાંથી કોઈ કે કહ્યું, ભાઈઓ ! શેઠે ખાવાની ના પાડી છે એ વાત ભૂલી ગયા ?’ ત્યારે બીજા કોઈએ કહ્યું, ‘ મૂર્ખ ! શેઠે ખાવાની ના પાડી છે ફરવાની થોડી જ ના કહી છે !’ આમ કેટલાક શેઠની આજ્ઞાનો ભંગ કરીને બાગમાં ગયા અને કેટલાક બહાર જ રહ્યા હવે જેઓ અંદર ગયા તેમની જીભમાં સુંદર ફળો જોઈને પાણી છૂટવા માંડ્યું તેઓ તો કહેવા લાગ્યા, ‘ અહો ! કેવા સુંદર ફળો છે ! શેઠ ના કહે, પણ આવા સુંદર ફળો ચાખ્યા સિવાય જવાય ખરું ? આપણે તો ખાશું પીશું અને લહેર કરશું અને પછી જઈશું હવે જેણે જેણે ફળો ચાખ્યા તે તો પંચત્વને પામી ગયા, કારણ કે ફળોમાં તો હળાહળ ઝેર હતું જેઓએ શેઠની આજ્ઞા માની ફળો નહોતા ચાખ્યા તે બચી ગયા. શેઠે ફરી પાછું કીધું ભાઈઓ, શાન્તિ રાખશો તો આગળ જતા એક બીજો બાગ આવશે, એના ફળ ખાશો તો તમારામાં શક્તિ આવશે.

અમે તમને કહીએ છીએ, કે કામભોગથી છૂટીને જેટલો સમય અહીં આવશો તેટલા સુખી થશો. જેણે આજ્ઞાનું પાલન કર્યું તે સુખી થયા; જેણે ન કર્યું તે મરી ગયા ભગવાન

કહે છે, કે આ સસાર એક અટવી છે સાર્થવાહ તે ભગવાન મહાવીર છે અટવીમાં રહેલા કિંપાકવૃક્ષના ફળો અને બગીચો તે તમારૂ યૌવન છે, અને ફળ તે તમારી પરણેતર છે એ પરણેતરના કામભોગમા ફસાયા, તો તમારૂં આવી બન્યુ સમજજો યુવાની તમને દીવાના કરી મૂકશે. દષ્ટાતમાના શેઠની આજ્ઞા નહિ માનનારાઓની જેમ શાસ્ત્રની આજ્ઞા લોપીને વિષયમા આસક્ત બનશો, તો તમારી પણ એવી જ દશા થવાની માટે સૂર્યાભદેવ કહે છે, કે ભગવાન સસાર રૂપી અટવી પાર કરાવનાર ધર્મસાર્થવાહ છે માટે અમે કહીએ છીએ કે ભગવાન સારથિ છે.

---

## વ્યાખ્યાન ૨૫ મું

( સોમવાર, શ્રાવણ શુદ ૬ )

રાયપસેણીય સૂત્રનો અધિકાર ચાલી રહ્યો છે સૂર્યાભદેવ ભગવાનની સ્તુતિ કરી રહ્યા છે બધુઓ ! આજે પર્વનો દિન છે જૈનશાસનમા આચાર્ય મહારાજાએ પર્વનો અલૌકિક મહિમા વર્ણવ્યો છે પર્વ બે પ્રકારના હોય છે એક લૌકિક અને બીજુ લોકોત્તર લૌકિક પર્વમા દિવાળી, હોળી, કૃષ્ણ-અષ્ટમી, શીતળા સાતમ, અખાત્રીજ, રામનવમી વગેરે ગણાય, અને તેને વ્યાવહારિક પર્વ પણ કહેવાય લોકો એ પર્વને ઉજવે

છે પણ એનાથી આત્માની ઉન્નતિ થતી નથી. જનસમુદાય અજ્ઞાનને વશ થઈ, ગાડરિયા પ્રવાહમા ખેચાઈ, આ પર્વોની ઉજવણી કરી રહ્યો છે શાસ્ત્રકારો તો કોઈ અલૌકિક પર્વ મનાવે છે લૌકિક પર્વથી લોકો અપૂર્વ આનંદ અનુભવે છે એ ખરુ, પણ તેનાથી તેમના આત્માનુ શ્રેય થતુ નથી. અલૌકિક પર્વને ઉજવવાથી જે આનંદ પ્રાપ્ત થાય છે તેનુ વર્ણન થઈ શકે તેમ નથી અલૌકિક પર્વની ઉજવણીથી અપૂર્વ સાધના સાધી શકાય છે જૈન શાસનમા અલૌકિક પર્વ ઉજવવાની વિધિઓ બતાવેલ છે જૈનોના અલૌકિક પર્વમા માસખમણનુ ઘર, પજુસણનુ ઘર, અઠાઈ ઘર, કલ્પઘર, ઓળી, મહાવીર જયતી વગેરે આવે. જો આપણે શાસ્ત્રોને બરાબર સમજતા હોઈએ, તો ઉન્નતિના શિખરે પહોંચી શકીએ. પ્રત્યેક પર્વનો હેતુ જૈન-સમુદાયની ઊંઘ ઉડાડવાનો તથા તેને કર્તવ્યપથે લાવી મૂકવાનો છે આજનુ પર્વ માસખમણનુ ઘર છે જૈનોમાથી કેટલાકોને ઘરની ખબર હશે અને કેટલાકને નહિ પણ હોય. માસખમણ એટલે મુખ્ય દિવસ. સવત્સરી આજથી બરાબર એક મહિને આવશે. આજનુ પર્વ હાકી પીટી જૈનસમુદાયને જાગ્રત કરે છે એક માસ પહેલાં જ કહે છે કે ધર્મના બી વાવવા માટે વાદળાંને જોઈ જેમ ખેડૂત વાવેતરની તૈયારી કરે છે, તેમ તમારે પણ અગાઉથી પાક માટે તૈયારી કરી રાખવી જોઈએ. બધુઓ! ધર્મી આત્માઓને તો સદાય પર્વ હોય છે પણ બધા કઈ ધર્મી હોતા નથી, માટે પર્વની અગત્ય છે પર્વ જૈનોને જાગ્રત કરવા માટે છે, કર્તવ્યને માર્ગે ચડાવવા માટે છે કર્તવ્યના પથે ચડી જાઓ, બેઠા હો તો

ઊભા થાઓ; ઊભા હો તો ચાલવા માંડો, કારણ પુરૂષાર્થ કર્યા વિના છૂટકો નથી આજે શુ છે? ઘર, ઘર એટલે શુ? ઘર એટલે પકડવું. સવત્સરીનુ મહાન પર્વ આજથી ત્રીસમે દિવસે આવવાનુ છે, માટે તેને પકડો. જો જવા દેશો તો આરાધના વિના રહી જશો એટલા માટે મહાન પુરુષોએ પર્વની યોજના કરી છે જાગ્રત થવાનુ કહેણુ આવ્યુ છે કે ધર્મ કરો, ધર્મ કરો:–

વાયરા ધર્મ તણા વાવા લાગ્યા, કે ધર્મ કરો ધર્મ કરો,
નાણુ મળશે ટાણુ નહિ મળે, ધર્મ કરો, ધર્મ કરો

કવિ અહી કહે છે કે નાણું મળશે પણ કર્મ ખપાવવા ધર્મના અવસર નહિ મળે માટે ઝુકી પડો, પોષા કરો, સમ્વર કરો સિનેમાની બારી પર જેવી પડાપડી ટિકિટ મેળવવા માટે કરો છો તેવી પડાપડી આ અવસરને પકડી લેવા માટે કરવી જોઈએ આજે તો આ સ્થાનક શ્રાવકોથી ઉભરાઈ જવુ જોઈએ. આજે હોજરીને 'લેટરબોક્ષ'–અન્નની ટપાલપેટી ન બનાવાય. બધુઓ! કર્મક્ષય કરવાનો અપૂર્વ દિવસ આવી પહોચ્યો છે માટે જેના વડે કર્મનો ક્ષય થાય તેને પકડો ગામમા કોઈ લૂટ ચલાવે તો તમે શુ કરો છો? પકડો, પકડો, એવી બૂમો પાડો છો ને? એમ જ શાશ્વત ઘરમા ચોરોએ લૂટ આદરી છે, માટે પકડો–દોડો, દોડો એ ચોરો કોણ છે તે ઓળખો.

ક્રોધ કાઢો, લોભ ટાળો, મેલા માયા, માન ઘટાડો,
કપાયના કાતિલ કર્મથી છૂટો કે ધર્મ કરો, ધર્મ કરો!

ક્રોધ, લોભ, માયા, માન વગેરે મોહનીય કર્મના લૂટારાઓએ લૂટ ચલાવવા માડી છે માટે જાગો, ચેતો, ચોરો

તમારો માલ લૂટી જાય છે બધુઓ! તમે તો ચોરને મિત્રો માની બેઠા છો. પણ ભૂલતા નહિ, કે ચોર એ કદાપિ મિત્ર ન થાય જ્ઞાનીઓ કહે છે, કે કષાયના કાતિલ ચોરોને સંવત્સરી પર્વ આવતાં પહેલા પકડી પાડો. પણ ધ્યાન રાખજો, કે ચોર જેવા તેવા નથી, જબરા છે, બહાદુર છે તમારાથી ગાંજ્યા જાય તેવા નથી. માટે સાથમાં જબરા પોલીસો અને ફોજદાર રાખજો. તમારા પોલીસ-ફોજદાર કોણ? આ તો અપૂર્વ અવસર પ્રાપ્ત થયો છે જો રહી ગયા તો રહી ગયા અને પામી ગયા તો પામી ગયા. દિવાળી આવતા પહેલા લોકો આગણા સાફ કરે છે રંગોળી પૂરે છે આ બધુ શા માટે? દિવાળીની ઉજવણી માટે દિવાળી આવતા આટલી બધી સજાવટ કરો છો, તો આ તો આત્માની દિવાળી છે એના માટે કેટલી બધી સજાવટ કરવી પડશે? કેટલી બધી સાફસૂફી કરવી પડશે? તેનો વિચાર કરો દિવાળીના દીપકને પ્રગટાવવા માટે મોહનીય કર્મની સાત પ્રકૃતિનો ક્ષય અને ઉપશમ કરવો પડશે. જ્યા સુધી કર્મનો ક્ષયોપશમ ન થાય ત્યા સુધી સમ્યક્ત્વ રૂપી દીપક પ્રગટ થાય તેમ નથી માટે સંવત્સરી આવતા પહેલાં એ સાતે પ્રકૃતિને તિલાંજલિ આપવા જાગ્રત થઈ જાઓ. વિચારો, કે મારામા ક્રોધ, લોભ માયા માન વગેરે ચોરો સત્તામા પડેલા છે તે ઉદયમા આવે ત્યારે મારે તેમા ભળવું નહિ જો આ સાત ન કપાય તો ભગવાન કહે છે કે માર્ગ પણ ન કપાય. દિવાળી આવતા પહેલાં જેમ ઘર આગણે રંગોળી પૂરો છો તેમ આત્મામા પણ રંગોળી પૂરવા નકી જાઓ. માટે ક્રોધને કાઢો. તમે કહેશો, કે એ કામ વમારુ!

તમે કાઢી આપો તો સમજો કે નોકરનુ કામ નોકર કરે અને શેઠનુ કામ શેઠ કરે માટે વીતરાગ ભગવાનનું ઝાડુ લઇને આપણે કચરો કાઢવાનુ શરૂ કરી દેવુ જોઇએ તો જ આપણે પર્વની સાચી આરાધના કરી શકીશુ માટે જાગ્રત થાઓ. આજે તો જૈન ધર્મના અનુયાયીઓએ ભગવાનના ધર્મની આરાધના કરવી જ જોઇએ, કારણ કે ભગવાન બનવાનો અપૂર્વ અવસર આજે આપણને આવી મળ્યો છે. હવે આપણે મૂળ મુદ્દા પર આવીએ

જેણે કષાયરૂપી કચરો કાઢી નાખ્યો છે તે સૂર્યાભદેવ ત્રીજા ભવમા આવી ગયો. તેણે ધર્મની આરાધના કરી છે એટલે તે પુણ્યના ફળો ભોગવી રહ્યો છે તે શુ ભોગવી રહ્યો છે? પૌદ્ગલિક સુખ ભોગવતા તે ભગવાનને નજરે નીરખી રહ્યો છે આ પૂર્વનુ પુણ્ય છે તમે સમજી લેજો, કે તમને ધર્મ સભળાવવાનુ મન થાય છે તો અમારા આત્માએ પૂર્વભવમાં દેવ, ગુરુ અને ધર્મની ઓળખાણ કરી હશે એક ઘરમા પાચ ભાઇઓ હોય, તેમાનો એક ધર્મ શ્રવણ કર્યા વિના ચેન ન પડે તેવો હોય, જ્યારે બીજો એવો હોય કે સવત્સરી જેવાં મહાન પર્વો આવે, ગુરુ ચાતુર્માસ કરીને ચાલ્યા જાય તો ય તેને ખબર ન પડે આનુ કારણ શુ? હળુકર્મીને મન થાય. સૂર્યાભ હળુકર્મી છે સૂર્યાભના વિમાનમા લાખો દેવો છે, પણ ભગવાનને નિહાળવાની ભાવના તો એક માત્ર સૂર્યાભને ઉપજી છે લગ્નના માડવે જેમ સોહાગણો સુદર ગીતો ગાય ત્યારે ભલભલા પણ સાભળવા બેસી જાય છે, તેમ સૂર્યાભ

પણ સોહાગણ બનીને સોહામણી વાણી સાંભળવા, સ્તુતિ કરવા આવે છે જેમ આપણે ગાઈએ છીએ, કે—

આવો રે સોહાગણ બેનો મંગળ ગાઓ રે
માસખમણ કરવાનો અપૂર્વ દિન આવ્યો રે—આવો

જેને માસખમણ કરવું હોય તેના માટે આજનો દિન અપૂર્વ છે સોહામણો છે, માટે તૈયાર થાઓ જેમ દાન દેવામાં, પૈસા ખરચવામાં તમે માટુંગાનિવાસીઓ મોખરે છો, તેમ આધ્યાત્મિક ધનને પણ વધારવા મોખરે થાઓ. આગળ આવવું હશે તો તમારે તમારા વૈભવ અને વિલાસને ઓછા કરવા પડશે કારણ કે આ તો ધર્મપર્વ છે, કર્મપર્વ નથી. તે મેદાનમાં રણસંગ્રામ કરવાનો અપૂર્વ અવસર આવ્યો છે માટે આગળ વધો. અહીં કાયરનું કામ નથી. કાયરોથી કોઈ કામ થઈ શકતું નથી. માટે બહાદુર બનો. ભગવાન કહે છે, કે મોક્ષપ્રાપ્તિના ૧૬૨ કારણો છે તેમાંનું પહેલું કારણ હિંમત છે. માટે વીર બનો. તમે તમારા આત્મા સાથે યુદ્ધ કરો. તમારે બહારના યુદ્ધની શી જરૂર છે? ઝઘડો કર્યા વિના જો તમને ચેન પડતું ન હોય તો પોતાના આત્મા સામે યુદ્ધ કરો. બંધુઓ! અત્યાર સુધી શેરીના છોકરાઓને પોષ્યા પણ પોતાનાને ઉવેખ્યા. પણ પારકા તે તમારા થવાના ખરા? ભગવાન કહે છે કે અત્યાર સુધી મોહનીય કર્મને પોષ્યા કર્યા. અનાદિ કાળથી જીવ તેને જ પોષવામાં રહી ગયો છે, અને સ્વને પોષવાની વાત આવે ત્યારે કહેશે કે સમય નથી. અરે! પરને પોષવાનો સમય મળે છે અને સ્વને માટે સમય નથી મળતો? એ તે કેવું આશ્ચર્ય! મારો નાથ લૂંટી રહ્યા

છે. ખજાનો ખાલી થતો જાય છે માટે ચેતો અને સામનો કરો શાસ્ત્રકારો કહે છે, કે જે હિંમતવાન બનીને ધર્મમાં આવે છે તેને ધર્મ સહાય કરે છે માટે તમે પણ તેને યાદ કરો સૂર્યાભ જેની સ્તુતિ કરી રહ્યો છે 'યાદ સે આબાદ, ભૂલ સે બરબાદ'–એ ઉક્તિ યાદ રાખવા જેવી છે સૂર્યાભદેવ ભગવાન મહાવીરની નમોથ્થુણના સ્તવથી સ્તુતિ કરે છે.

"હે નાથ! આપ ધમ્મવર, ચાઉરત, ચક્કવટ્ટીણ છો" સૂર્યાભ આમ કેમ કહે છે? શાસ્ત્રકારો શું સમજાવી રહ્યા છે? "ચક્રવર્તી રાજા જેમ છ ખડને સાધે છે, તેમ આપે પણ આપની સાધના પૂર્ણ કરી છે આપે ચાર ગતિ રૂપ સસારનો નાશ કર્યો છે પ્રભુ! આપના આત્મામાં ચાર ગતિમા ઉત્પન્ન થવાના જે કર્મ દળિયાઓ હતા તેનો આપે નાશ કરી નાખ્યો છે" એ સિદ્ધ ભગવાનને કહે છે, "હે ભગવાન! અજર–અમર પદને પામવા આપે પુરુષાર્થ કર્યો છે હુ પણ ચાર ગતિનો અત આણવા માટે આપની સ્તુતિ કરુ છુ હે પ્રભુ! આપ દ્વીપ જેવા છો સસારસમુદ્રના મોજામાંથી ખેચીને જીવોને આપ ધર્મરૂપી બેટ ઉપર લાવો છો એ પદને પ્રાપ્ત કરવા હુ આપને નમસ્કાર કરુ છુ હે પ્રભુ! તમે શરણે આવેલા જીવોના આધારભૂત છો, માટે જગતના સર્વે જીવો આપનુ શરણુ લેવા યોગ્ય છે જેને આપે શરણે લીધા તે દુ ખથી મુક્ત થયા" આપ એવી રીતે વદન સ્વીકારો કે દુ ખ આવે તો દુ ખ લાગે જ નહિં ધર્મી એમ માને છે, કે પુણ્ય અને પાપનો કરનાર હુ જ છુ પણ ભગવાન કહે છે, કે—

अप्पा विकत्ता कत्ता य दुक्खाणिय सुहाणिय ।
अप्पा मित्तममित्तं च दुपट्ठीय सुपट्ठीओ ॥

કર્મનો કર્તા, ભોક્તા હું જ છું પણ કેટલાક શુષ્ક જ્ઞાનીઓ કહે છે, કે કર્મ કરવાથી આત્માને કંઈ થતુ નથી. કર્મને અને આત્માને કંઈ લાગતુ વળગતુ નથી. જડ જડનુ કામ કરે અને ચૈતન્ય ચૈતન્યનુ કામ કરે. આત્માનો સ્વભાવ નિર્વિકાર છે એમ માની જો કોઈ દુષ્કર્મ કરવા પ્રેરાય, તો તેનુ અકલ્યાણ થવાનુ કારણ કે ભગવાન કહે છે, કે मर्ळबालस्स संगेण એનો સગ તને ન હોય. નંદનવનના સુખને આપનારો તમારો આત્મા છે, પણ તે જ આત્મા શાલ્મલી વૃક્ષની જેમ દુ:ખ પણ આપે છે માટે શુદ્ધાત્માથી દુરાત્માને જીતો આત્માનો વિજય ભગવાનની સ્તુતિથી થાય છે પાપ અને પુણ્ય–એ બન્નેને ખપાવવાથી ભગવાન થવાય. પણ તેથી પુણ્યની માટે જરૂર નથી એમ ન કહેવાય ભગવાન કહે છે કે ચૌદમી ભૂમિકા સુધી પુણ્ય વળાવો રહે છે જો પુણ્ય ન હોય તો ઇન્દ્રિયો વગેરેમાથી બહાર નીકળવુ મુશ્કેલ બની જાય. પણ જ્યારે ચૌદમી ભૂમિકાએ પહોચાય ત્યારે વળાવાને વિદાય દઈ શકાય. પણ જો રસ્તામા જ હોય અને વળાવાને કોઈ મૂકી દે તો તે ધારેલ સ્થળે કોઈ કાળે પહોચી ન શકે માટે પાર જવા માટે જેવા તેવા નહિ પણ સિંહ સમા વળાવા લો. દરેકના જુદા જુદાં ખાતાં છે દહીંનો હિસાબ દહીંના ખાતામા રાખો અને દૂધનો હિસાબ દૂધના ખાતામાં રાખો. બન્નેનો ખીચડો ન કરો

શાંતિ પમાડે તેને સત જાણીએ, તેના દાસાનુદાસ થઈ રહીએ
દીધો વળાવો ને ચોર જ્યારે લૂટે, ત્યારે એની સગાઈ શીદ જાણીએ !

આપણા રક્ષણ માટે વળાવો લીધો હોય પણ જ્યારે ખબર પડે કે તે પોતે જ ચોર છે તો તેના શરણે તમે જશો? નહિ જ. પણ જે સજ્જન છે, આત્માનુ રક્ષણ કરનાર છે, તેની સાથે જવામા કંઈ ભય નથી. એવા વળાવા મળે તો તેની સાથે જાઓ, તેનું શરણુ સ્વીકારો સૂર્યાભદેવ સજ્જનના સજ્જન એવા દેવાધિદેવના શરણે આવ્યો છે. ભોગવિલાસમાથી નવરાશ મેળવીને નાથને નિહાળી રહ્યો છે તમે કોને નિહાળો છો? માટે **दीवो ताणं** પ્રભુ! તમારુ શરણુ લેવા લાયક છે આપે જ્ઞાન, દર્શન સપૂર્ણપણે પ્રાપ્ત કર્યા છે તે અપ્રતિહત્ છે, કોઇથી હણાય તેવા નથી પ્રભુ! મારે સ્ત્રી, પુત્ર, ધન વગેરેને શુ કરવા છે? આપ જેવા શરણ્ય મળી ગયા પછી મારે બીજાની શી જરૂર છે?

ચુપચાપ કેમ બેઠા છો? કોની રાહ જોઇને બેઠા છો? ખૂબ પુરુષાર્થ ખેડો આજથી જાગ્રત થવાની સૂચના–નોટીસ મળી છે માટે દાન, શીલ, તપ અને ભાવને ભાવનાપૂર્વક સ્વીકારો જે સ્વીકારશે તેનાં જયગાન ગવાશે હવે સૂર્યાભ-દેવ પ્રભુના કેવા ગુણુગાન ગાશે તે આગળ ઉપર અવસરે કહેવાશે

---

## વ્યાખ્યાન ૨૬ મું

[ મગળવાર, શ્રાવણ શુદ ૭ ]

રાયપસેણીય નામના ઉપાગ સૂત્રનો અધિકાર ચાલી રહ્યો છે એ સૂત્રમા ભગવાન જિનેશ્વર દેવોએ આત્માના સિધ્ધાં–

તનો અપૂર્વ મહિમા બતાવ્યો છે ગમે તેવા નાસ્તિકમા નાસ્તિક આત્માને સતનો સમાગમ થાય અને તેણે યોગ્યતા પ્રાપ્ત કરી હોય તો તેનું પરિવર્તન થઈ જાય—જાણે સોનામા સુગંધ ભળી ન હોય તેવું બની જાય! હે આત્માઓ! તમે કોઇ દિવસ તમારા વિષે વિચાર કર્યો છે ખરો? કોઈ દિવસ તમે પોતાને પૂછ્યુ છે કે—મારૂ રહેઠાણ ક્યા છે? મારે શું કરવાનુ છે? હે જીવ! તું વિચાર તો કર, કે તું કોણ છે! તે બધુ મારૂ માનીને ગ્રહણ કર્યું પરન્તુ! તું તો સિદ્ધ સ્વરૂપી છે હે આત્મા! તું સ્વતંત્ર પરિપૂર્ણ વીતરાગ થવાને લાયક છે તને તારા પોતાના સાચા સ્વરૂપની ખબર નથી એટલે તને જીવનમા શાંતિ મળતી નથી. હે જીવ! તું તારૂ ઘર ભૂલી ગયો છે તું આડે રસ્તે ચડી ગયો છે

ભૂલો પડ્યો રે ભાઈ! ભૂલો પડ્યો
આ સંસારસાગરમાં ભૂલો પડ્યો.

હવે તારે શાંતિ જોઇએ છે? વીતરાગ દેવ કહે છે કે જો અશાંતિનો અંત લાવવો હોય તો જ્ઞાનીની શિખામણને હૃદયમા ધારણ કરવી જોઇએ. બધુ! શાંતિ તો તારા ઘરમા છે અનંત સુખ તારા ઘરમા પડ્યુ છે બાપુ! અમારી શિખામણ એક વાર તો માન. એક વાર આ સંસારનુ લક્ષ છોડીને તારા ઘર તરફ જો બધા લક્ષ્યો છોડી દે બધા વિકલ્પો મૂકી દે એક વખત તારા સ્વતંત્ર ઘર પ્રત્યે દૃષ્ટિ કર દ્રવ્યદૃષ્ટિનો મહિમા જ્ઞાનીઓએ ઘણી સુંદર રીતે આપ્યો છે આ આત્મા પર્યાય તરફ જુએ છે પણ દ્રવ્ય તરફ તો

દૃષ્ટિ પણ કરતો નથી સૂર્યાભદેવ વૈભવવિલાસ અને પુદ્ગલના ઠાઠમા બેઠા છે, છતા ત્રિલોકના નાથને નિહાળી પોતાના આત્મ–દ્રવ્ય તરફ દૃષ્ટિ કરી રહ્યા છે હે દેવાનુપ્રિયો ! જો આત્મા દ્રવ્ય તરફ ન જાય તો આપણને પરમ–પુરૂષ પ્રત્યે બહુમાન ન ઊપજે જ્યા સુધી પ્રમોદ અને હર્ષનો ઉછાળો ન ઊઠે, જ્યા સુધી ગુણના તરગો ન ઊઠે, ત્યા સુધી આત્મા દુ ખી થવાનો જગતના જીવો શા માટે દુ ખી થઇ રહ્યા છે તે બતાવતા એક કવિ કહે છે, કે–

પ્રમોદ ન જાગે ગુણી જનોમા, મૈત્રી ન જાગે જગજ તુઓમાં,
દિલ દ્રવે ના જનદુઃખ દેખી, તે કષ્ટનુ મૂળ મને જણાયે

જીવો કષ્ટ પામી રહ્યા છે તેનુ કારણ શુ છે? મહાપુરુષો કહે છે, કે ગુણવાન પુરુષોને જોઈને હૈયામા પ્રમોદ–હર્ષ ઊપજતો નથી, તે છે કષ્ટનુ મૂળ જ્યારે પ્રમોદ ઊપજે ત્યારે ચહેરો ગુલાબી બની જાય હે દેવાનુપ્રિયો ! વીતરાગ ભગવાનની વાણી સાભળીને તમારા હૈયામા પ્રમોદ જન્મે છે ખરો? તમારા મુખો ગુલાબી બને છે ખરા? તમને શુ ગમે? ગુલાબી કે ગુલામી? જેનામા ગુલાબી આવે છે, તેની ગુલામી ટળી જાય છે ગુલામી વગર જો તમને ચાલતું જ ન હોય, તો મહાપુરુષોની ગુલામી કરો, પણ ઇન્દ્રિયોના ગુલામ ન બનો જો ઇન્દ્રિયોના ગુલામ થશો, તો ગુલાબી જતી રહેશે. હે આત્મા ! તે અનત કાળથી સ્ત્રીપુત્રધનાદિકની ગુલામી કરી, પણ તેથી તારૂ શુ વળ્યુ? વીતરાગની જો ગુલામી કરો તો ગુલાબી આવી જાય ભગવાનને જોતા સૂર્યાભને પ્રમોદ આવે છે જગતના સર્વે જીવ

માત્ર પ્રત્યે મૈત્રીની ભાવના નહિ જાગે ત્યાં સુધી આ આત્માએ કષ્ટ ભોગવવાનો.

ભગવાન કહે છે, કે હે આત્મા ! તું જ તારો મિત્ર છે, માટે બહારના મિત્રને શાને ઇચ્છી રહ્યો છે ? દુખી થવાનું ત્રીજુ કારણ 'દિલ દ્રવે ના જનદુખ દેખી' છે લોકોના દુખ જોઇને જો આ હૃદય દુખી ન થયું-મુન્ચું નહિ-કંપ્યુ નહિ, તો માનજો કે માનવઅવતાર વ્યર્થ ગયો છે કોઈ એક બાઇ વિધવા બને છે તેના મનમા કલ્પના ય ન હતી કે તે વિધવા બનશે. પણ કુદરતના કોપથી તેનો પતિ હૃદયરોગનો હુમલો થતા મૃત્યુને પામે છે ત્યારે એ અબળા ગણી નારી શું કહે છે ? 'અરે ! આ લોપમાથી ભાલા કયાંથી ઉઠયા ? નહોતું ધાર્યુ તે આવ્યુ ' ત્યારે જ્ઞાની કહે છે, કે ' ના તારૂ ધારેલુ જ હતું, કારણ કે પૂર્વભવમા એ કર્મ તે એવી રીતે જ બાંધ્યુ હતુ, માટે એ તો આવવાનુ જ હતુ અરે ! દુખ આવતા વલવલાટ કરે છે પણ એ દુખ તો તે નોતર્યુ હતુ એટલે આવ્યુ છે

દાખલા તરીકે, કોઈ બહારગામ જાય અને ત્યા કોઈની સાથે મૈત્રી થાય. છૂટા પડવી વખતે મિત્ર આમંત્રણ આપે કે મારે ગામ આવવાનુ થાય તો મારે ઘેર જરૂર પધારજો. પેલો વિચાર કરે છે કે ભાવભર્યું આમંત્રણ મળ્યુ છે, તો લાવને બે-ત્રણ દહાડા તેને ત્યા રહી આવીએ. તે આવે છે અને રહે છે હવે તેને એવું ગમી જાય છે કે એ જવાની વાત જ નથી કરતો પરધણીના મનમા થાય છે કે આ તો ભારે થઈ આ તો ચોંટયો તે ચોંટ્યો.

'પહેલે દિવસે પરોણો, બીજે દિવસે પઇ,
ત્રીજે દિવસે રહે તેની અક્કલ ગઇ'

આ દોહરો તે આખો દિવસ ગણગણ્યા કરે છે મહેમાનને કાને આ શબ્દો પડે છે, પણ તે પોતાને કહે છે, કે ભલેને ગાયા કરે જ્યા સુધી મોઢામોઢ જવાનુ ન કહે ત્યાસુધી અહીથી નીકળવાનુ જ નથી. છેવટે ઘરધણી કટાળીને કહે છે, કે 'ભાઈ! ઘણા દિવસ થયા, હવે જાઓ. તમારાં ઘરનાને ચિતા થતી હશે' ત્યારે મહેમાન જવાબ આપે છે, કે 'તમારે ત્યા કયા અમસ્તા આવ્યા છીએ? તમે આમત્રણ આપેલુ એટલે આવ્યા છીએ!'

તમને કોઈ આમત્રણ આપીને બોલાવે અને પછી ચાલ્યા જવાનુ કહે, તો તમને ગમે ખરૂ! ભગવાન કહે છે, કે ડરો નહિ, ગભરાશો નહિ, એ તો તમારા આમત્રણને લઈને આવ્યા છે તમારા પૂર્વના નોતરેલા આવેલ છે અસભ્ય શબ્દો બોલીને કાઢી મૂકવામા કોઈની શોભા વધવાની નથી જીવનમાં અનુભવવા પડતા સુખ–દુખ તમારા આમત્રણથી જ આવ્યા છે માટે દુખ આવ્યે વિલાપ કરવો એ યોગ્ય નથી ધીરજ ધરી એને સહન કરવું એ જ માનવધર્મ છે આ જીવ ગુણીને જોઇને પ્રમોદભાવ લાવ્યો નથી કોઈનુ સારૂ જોઈને, ઊલટો ઇર્ષ્યાએ બળ્યો છે તે વખતે જૈનનુ સુદર તત્ત્વ, **मित्ति मे सव्वभूएसु** ધ્યાનમા રાખવાનુ છે ભગવાન કહે છે, કે તમે જો ઘરમા મૈત્રી નહિ સાચવી શકો તો પછી પડોશીની તો વાત જ કયા કરવાની રહી? આગળ વધતા, સમાજની, દેશની, રાષ્ટ્રની મૈત્રીની તો વાત જ શી

કરવી? જે ભગવાન મહાવીરના સાચા પુત્રો હોય તે પોતાના ઘરથી જ શરૂઆત કરે. આપણે વિશ્વવત્સલતાનું લક્ષ્ય કેળવવાનું છે પણ તમે તો પોતાના આત્મા સાથે ય મૈત્રી કેળવી નથી તમે મોટો અપરાધ કર્યો છે એક કવિ કહે છે, કે—

તારા ગુના પ્રભુ! મે અધિકા કર્યા છે
ભૂલો તણા નિધિ પણા હવે ભર્યા છે
સ્વાર્થાંધ થઈ હિત ન્યુ જનનાં હર્યાં છે
આપના ખર્તા નયન ઝેર સદા ભર્યાં છે

"હે નાથ! મારી અવળાઈ કાંઈ આપની પાસે કેવી રીતે પ્રકાશુ! હે ભગવાન! કેટલા બધા ગુના મે તમારા કર્યા છે! નિગ્રન્થ ગુરૂઓએ પોકારી પોકારીને કહ્યુ છતા આ આત્મા સરળતાએ ન આવ્યો પ્રભુ! સમુદ્રમા પાણી તો અપાર ભર્યું છે નાથ! મારા આત્મામા અવગુણનો સમુદ્ર તેથીય મોટો છે પ્રભુ! મારી શી વાત કરૂ? હુ સ્વાર્થમા અધ બન્યો છુ લક્ષ્મી રળતા મે મારા લાભને જ જોયો છે સામાના નુકશાનનો કોઈ દિવસ મે વિચાર જ નથી કર્યો લોભને વશ થઈને મે બીજાના હિત પ્રત્યે દષ્ટિ જ નથી કરી"

જો તમે બીજાનુ હિત નહિ કરો તો તમારૂ હિત કેમ કરીને થશે? દષ્ટાંત તરીકે કોઈ સાસુ તેની વહુને રોજ રજાડતી હોય, દિવાળીનુ પર્વ આવતા સદ્બુદ્ધિથી પ્રેરાઈને વહુ સાસુને પગે પડવા જાય, તે વખતે સાસુ કહેશે, "બેટા! કાંઈક નમ કરજો અને આ અણુધાર્યો વાક્-પ્રહાર શાને? . ભારે થઈ જુ જો આવી બુદ્ધિ હશે તો આપણને પણ

ઘાચીના બળદની જેમ ગોળ ગોળ ફર્યા કરવું પડશે માટે તમારો માર્ગ સાફ કરો રસ્તામા પથરો કે ઢેફાં આવે, તો ગાડુ શિથલી પડે તમે તો ધર્મધ્યાનના સુદર રથમા બેઠા છો. એ રથ તમારે સસારના માર્ગમા ચલાવવો છે પણ તમારૂં લક્ષ્ય શુ છે? પહોચવાનુ કયા છે એ ભૂલવાનું નથી મોક્ષ તમારૂ ઇચ્છિત લક્ષ્ય છે. પણ માર્ગ સાફ નહિ હોય તો રથ શિથલી પડશે હે પ્રિય! ધર્મધ્યાનના કરવા-વાળાએ જોવુ જોઈએ, કે તેના માર્ગમાં કયાય ખાડા-ટેકરા કે પથરા-ઢેફાં તો નથી ને? નહિ તો ગાડુ નિસશય શિથલી પડવાનુ હે નાથ! સ્વાર્થમા ડૂબેલા એવા અમે બીજા પ્રત્યે કોઈ દિવસ જોયુ પણ નથી "જાણ્યા છતા નયન ઝેર સદા ભર્યું છે" નાથ! આપનો પરિવાર પોકારી પોકારીને કહે છે, કે રોજ ઝેર ઝેર અને ઝેરથી જ ભર્યા રહ્યા છો, તેનાથી તમે મુકત બનો કોઇના અવગુણ સામે ન જુઓ યુધિષ્ઠિર જેવા ગુણી જનોને જોઈ રાજી થતા માટે તમે પણ ગુણી તરફ જ દષ્ટિ કરો

સૂર્યાભદેવ ત્યા બેઠા બેઠા ભગવાનને નિહાળી રહ્યા છે "હે ભગવાન્! આપનુ 'વિયટ્ટ છઉમાણ,' છદ્મપણુ ગયુ છે ત્યા બેઠાં બેઠાં તેને ભકિતના પૂર ઊમટયા છે તે કહે છે, જ્યારે આપ ભવરાશિમા હતા ત્યારે એવો ભાવ પ્રગટ કર્યો હતો કે આ દેહદેવળની અદર ત્રણ લોકના નાથ એવા પ્રભુ બિરાજે છે આવો વિચાર, હે નાથ! આપે છદ્મસ્થપણામા કર્યો અને કેવળી થયા હે નાથ! કેવળજ્ઞાનમા અતરાયભૂત

થનાર છદ્મસ્થની પ્રકૃતિઓનો આપે ક્ષય કરી નાખ્યો આપ સ્વરૂપમા રમ્યા અને આપે અખંડ આનંદને પ્રાપ્ત કર્યો, અને આપ છદ્મસ્થથી મુક્ત થયા. આત્મા જે વખતે છદ્મસ્થથી મુક્ત થાય છે તે વખતે તે બધા ઘાતી કર્મથી મુક્ત બને છે ઘાતીકર્મ અને છદ્મસ્થતાથી મુક્ત બનવા આપે વીતરાગતાને લાયક કરણી કરી અને કેવળીપદને પ્રાપ્ત કર્યું એ પદ પ્રાપ્ત કરવા માટે બે હાથ જોડીને હુ આપને વંદન કરૂ છુ "વિશુદ્ધ આ શબ્દ બોલતા આવો ભાવ આપણામા ઊપજવો જોઈએ આપણે દરરોજ બોલીએ તો છીએ, પણ ભાવ પ્રગટે છે ખરો?

છદ્મસ્થના ગુણસ્થાનક કેટલાં છે તે જાણો છો? તે બાર છે, અને વીતરાગના ગુણસ્થાનક ચાર છે જ્યા સુધી ઘાતી કર્મોનો સંપૂર્ણ નાશ ન થાય ત્યા સુધી આ બાર ગુણસ્થાનક આપણને છોડતા નથી "હે પ્રિયો! 'જિણાણ જાવયાણમ્ હે પ્રભુજી! હુ આ સુવર્ણના શબ્દોથી આપની સ્તુતિ કરૂ છુ હે નાથ! આપ જ્યારે સંસારી હતા ત્યાર આપે બાહ્ય પદાર્થો પરથી રાગ અને દ્વેષને ખેંચી લીધેલા. અમારામા અને તમારામા આ જ તફાવત છે જે પુણ્ય અને પાપના ઉદયે કરીને આવે છે તેને અમે વશ થઈ જઈએ છીએ, અને આપ તો જીતી લો છો. દુખને સહન કરવુ સહેલું છે પણ સુખને સહન કરવુ દોહ્યલુ છે પ્રભો! આપે તો 'જિણાણ પદને પ્રાપ્ત કર્યું રાગ અને દ્વેષને જીતી લીધા. જે બીજાઓ રાગ અને દ્વેષમા પડ્યા હતા તેમને પણ આપે જીતી લીધા. એવા ભવ્ય છો આપ. હુ આ સ્તુતિ શાને

માટે કરી રહયો છુ ? રાગ અને દ્વેષનો ક્ષય કરવા માટે જ હે પ્રભો! હુ આ સ્તુતિ કરી રહયો છું”

ગૌતમ સ્વામી ભગવાનને પૂછે છે, “હે નાથ! જૈન ધર્મનુ પ્રયોજન શુ ?” ભગવાન કહે છે “ગૌતમ! રાગ અને દ્વેષનો ક્ષય કરવો એ જ જૈન ધર્મનુ પ્રયોજન છે ” આવા શાસનમા તમારો અવતાર થયો છે, માટે તમે તમારૂ જીવન વ્યર્થ ન ગુમાવશો ભાગ્યને કેળવો સૂર્યાભદેવ માનવભવને ઇચ્છી રહયો છે તેના મનમા થાય છે કે કયારે મળે! તમને તો માનવભવ મળી ચૂકયો છે, તો પછી હવે કોની વાટ જોઈને બેસી રહયા છો? ભક્ત શુ બોલે છે

“ ચડી તોફાને મારી નાવડી, પ્રભુજી! મારી વાર કરો ”

હે પ્રભો! મારી જીવનનૌકા તોફાને ચડી છે હે પ્રભો!” રાગ અને દ્વેષને જીતવાનુ બળ આપો, જેથી હુ આપના પદને પ્રાપ્ત કરૂ

હવે સૂર્યાભદેવ શુ બોલશે અને તે સાભળતા અમૃતના કેવા સ્રોત છૂટશે તે આગળ અવસરે કહેવાશે

---

## વ્યાખ્યાન ૨૭ મું

[બુધવાર, શ્રાવણ શુદ ૮]

બીજુ ઉપાગ સૂત્ર ચાલી રહ્યુ છે પંચમ ગણધર સુધર્મ સ્વામી શ્રી જબુજીને કહે છે કે “જે સ્વરૂપ ભગવાને મને સમજાવ્યુ છે તે સ્વરૂપ હુ તારી પાસે રજૂ-

થનાર છદ્મસ્થની પ્રકૃતિઓનો આપે ક્ષય કરી નાખ્યો. આપ સ્વરૂપમા રમ્યા અને આપે અખડ આનદને પ્રાપ્ત કર્યો, અને આપ છદ્મસ્થથી મુક્ત થયા આત્મા જે વખતે છદ્મસ્થથી મુક્ત થાય છે, તે વખતે તે બધા ઘાતી કર્મથી મુક્ત બને છે ઘાતીકર્મ અને છદ્મસ્થતાથી મુક્ત બનવા આપે વીતરાગતાને સાધક કરણી કરી અને કેવળીપદને પ્રાપ્ત કર્યું એ પદ પ્રાપ્ત કરવા માટે બે હાથ જોડીને હુ આપને વદન કરુ છુ "વિયટ્ટ" આ શબ્દ બોલતા આવો ભાવ આપણામા ઊપજવો જોઇએ. આપણે દરરોજ બોલીએ તો છીએ, પણ ભાવ પ્રગટે છે ખરા?

છદ્મસ્થના ગુણસ્થાનક કેટલા છે તે જાણો છો? તે બાર છે, અને વીતરાગના ગુણસ્થાનક ચાર છે જ્યા સુધી ઘાતી કર્મોનો સપૂર્ણ નાશ ન થાય ત્યા સુધી આ બાર ગુણસ્થાનક આપણને છોડતા નથી. 'હે પ્રિયો! 'જિણાણ જાવયાણમ્ હે પ્રભુજી! હુ આ સુવર્ણના શબ્દોથી આપની સ્તુતિ કરુ છુ હે નાથ! આપ જ્યારે સસારી હતા ત્યારે આપે બાહ્ય પદાર્થો પરથી રાગ અને દ્વેષને ખેચી લીધેલા. અમારામા અને તમારામા આ જ તફાવત છે જે પુણ્ય અને પાપના ઉદયે કરીને આવે છે તેને અમે વશ થઈ જઈએ છીએ, અને આપ તો જીતી લો છો. દુખને સહન કરવુ સહેલુ છે પણ સુખને સહન કરવુ દોહ્યલુ છે પ્રભો! આપે તો 'જિણાણ' પદને પ્રાપ્ત કર્યું રાગ અને દ્વેષને જીતી લીધા. જે બીજાઓ રાગ અને દ્વેષમા પડયા હતા તેમને પણ આપે જીતી લીધા. એવા ધન્ય છો આપ. હુ આ સ્તુતિ શાને

માટે કરી રહ્યો છું? રાગ અને દ્વેષનો ક્ષય કરવા માટે જ હે પ્રભો! હુ આ સ્તુતિ કરી રહ્યો છું”

ગૌતમ સ્વામી ભગવાનને પૂછે છે, “હે નાથ! જૈન ધર્મનુ પ્રયોજન શુ?” ભગવાન કહે છે. “ગૌતમ! રાગ અને દ્વેષનો ક્ષય કરવો એ જ જૈન ધર્મનુ પ્રયોજન છે” આવા શાસનમા તમારો અવતાર થયો છે, માટે તમે તમારૂ જીવન વ્યર્થ ન ગુમાવશો ભાગ્યને કેળવો સૂર્યાભદેવ માનવભવને ઇચ્છી રહયો છે તેના મનમાં થાય છે કે ક્યારે મળે! તમને તો માનવભવ મળી ચૂક્યો છે, તો પછી હવે કોની વાટ જોઈને બેસી રહયા છો? ભક્ત શુ બોલે છે

“ચડી તોફાને મારી નાવડી, પ્રભુજી! મારી વાર કરો”

હે પ્રભો! મારી જીવનનૌકા તોફાને ચડી છે હે પ્રભો!” રાગ અને દ્વેષને જીતવાનુ બળ આપો, જેથી હુ આપના પદને પ્રાપ્ત કરૂ

હવે સૂર્યાભદેવ શુ બોલશે અને તે સાભળતા અમૃતના કેવા સ્રોત છૂટશે તે આગળ અવસરે કહેવાશે

---

## વ્યાખ્યાન ૨૭ મુ

[બુધવાર, શ્રાવણ શુદ ૮]

બીજુ ઉપાગ સૂત્ર ચાલી રહ્યુ છે પચમ ગણધર સુધર્મ સ્વામી શ્રી જબુજીને કહે છે કે “જે સ્વરૂપ ભગવાને મને સમજાવ્યુ છે તે સ્વરૂપ હુ તારી પાસે રજૂ

કરૂ છુ " જ્યાં સુધી કહેનાર પુરૂષ [અને પ્રકાશનાર ગુરૂ કેવા છે તે જાણીએ નહિ ત્યા સુધી તેના કહેવાના ભાવને યથાર્થ રીતે ઓળખી શકાય નહિ માટે પ્રથમ તો તમારા તારકને ઓળખતા શીખો. જ્યા સુધી તમે તારકને ઓળખશો નહિ ત્યા સુધી ભવ સાર્થક થાય તેમ નથી. તમે તમારૂ સાચી લો, કારણ કે જવાનો સમય આવતા વાર લાગવાની નથી. માટે વિચારોના વમળમા ફસાઈને તમારા અમૂલ્ય સમયને ગુમાવશો નહિ વિચારને સુક્ષ્મ બનાવો. જીવનદોરી નક્કી કરી લો. આપણે આગળ જવા પ્રયાણ કરી દીધુ છે હવે શકાને તમારા મનમાં સ્થાન હોય નહિ જ્યા શકા છે ત્યા સમ્યગ્-જ્ઞાનનો અભાવ હોય છે માટે, ભગવાન કહે છે કે ઘડીમા અહી અને ઘડીમા તહી ભટકતા ન ફરો. જ્યાં ત્યા માથા ન નમાવો મસ્તકની ઘણી મોટી કિંમત છે એ જેવા તેવાને ન સોપાય. એ તો જે રક્ષણ કરી શકે તેને જ સોપાય. આપણે જેને શરણે જઈએ છીએ તે તારકને ઓળખી લો.

સમજવુ શા માટે, એ પહેલા નક્કી કરી લો અમે તમને બોધ આપીએ છીએ તે શુ વાહ વાહ માટે ? જરા પણ નહિ. અમે તમને સભળાવીએ છીએ તે અમારી નિર્જરા માટે ઉત્તરાધ્યયન સૂત્રના ૨૯ મા અધ્યયનની અંદર ભગવાનને પૂછવામા આવે છે હે ભગવાન ! ધર્મકથા કરવાથી જીવને શો લાભ થાય ? ભગવાન કહે છે " ધર્મકથા કરવા થી નિર્જરા જ થાય, બીજુ કઈ ન સભવે.

હે દેવાનુપ્રિયો! નિર્જરા શેની થાય તે જાણો છો? નિર્જરા કર્મની થાય સ્ત્રીકથા, ભત્તકથા, દેશકથા અને રાજકથા–આ ચાર કર્મબંધનુ કારણ છે ધર્મની પ્રાપ્તિના અવસરે એ તમને આડખીલી રૂપ ન થાય તે માટે સાવધ રહેજો સવરની કરણીમાં નિર્જરાના ધ્યેય સિવાય બીજુ કંઈ હોય જ નહિ સંવર તે સવર, બીજી આવક કરીએ જ નહિ આપણે વીર પ્રભુના શાસનના સેવક છીએ, માલિક નથી, માટે સેવક બનીને આરાધના કરતા થાઓ એ વડે જ આપણા આત્માનુ કલ્યાણ થવાનું છે તમે ભગવાનની સેવા કરો

'હુ અરિહત સિવાય કોઈ દેવને માનતો નથી આ જગતમા જેઓ પચ મહાવ્રતધારી છે અને જેઓ વીરવાણીને આગળ કરીને ચાલે છે, તેમને જ હુ મારા ગુરુ માનું છું' જે વખતે આપણે માગલિક સાભળીએ છીએ ત્યારે શુ બોલાય છે, તે જાણો છો? 'તમે કેવળીના બતાવેલા ધર્મનુ શરણ લ્યો' એમ કહેવામા આવે છે તે વખતે ભક્ત કહે છે કે હુ કેવળીએ બતાવેલા ધર્મને અગીકાર કરૂ છુ હવે, કેવળીના બતાવેલા કથન ઉપર આટલો બધો ભાર શા માટે મૂકયો હશે? છદ્મસ્થના કથનમા ભૂલનો સભવ છે, પણ કેવળીના કથનમા ભૂલ સભવે જ નહિ તેથી આત્માર્થી પુરુષ ધર્મનુ શરણ સ્વીકારીને જ્ઞાનમા રહે છે ભૂલતા નહિ, એક કાળે આ આત્માને ચાર શરણા સ્વીકારવા પડવાના જ છે, તેમાથી છટકાય તેમ નથી સૂર્યાભદેવ સ્તવન કરતા બોલે છે, "હે પ્રભો! આપ કેવા છો? આપ તો 'તિન્નાણ તારયાણમ્' છો"- તિન્નાણ એટલે પોતે તરી ગયેલ, અને તારયાણ એટલે

બીજા જીવોને તારવાવાળા બનુઓ ! પહેલા તિન્નાણુ કહ્યું, પછી તારયાણ કહ્યું, તેનુ પ્રયોજન શુ હશે ? જે તરે છે તે તારી શકે તિન્નાણુ પદમા અંતકૃત કેવળીઓ, મૂક કેવળીઓ વગેરેનો સમાવેશ થાય છે પણ જે કોઇ તારકના બિરુદને પાત્ર હોય તો તે કેવળ તીર્થંકર ભગવાન જ છે સામાન્ય કેવળી પોતે તરે છે, પણ દ્વાદશાગી રચનારી વાણી તો તીર્થંકર સિવાય કોઈને સ્ફુરતી નથી લોકોમા દસ પ્રકારની સજ્ઞાઓ છે આહાર, ભય, મૈથુન, પરિગ્રહ, ક્રોધ, માન માયા લોભ, લોક અને ઓઘ. આ દસ સજ્ઞાઓમા જગતના જીવો ખૂપી ગયા છે પણ હે નાથ ! આપ તે બધાને વરી ગયા છો સજ્ઞા એટલે ઇચ્છા સજ્ઞાએ જે કઈ માગ્યુ તે આજ સુધી અમે આપ્યા જ કર્યુ છે, અને અદ્યાપિ આપી જ રહ્યા છીએ. હે નાથ ! આપે સજ્ઞાઓએ જે માગ્યુ તે ન આપ્યુ અમે તો જે જે ઇચ્છાઓ ઉદ્ભવી તેને સતોષવા પુરુષાર્થ કરી રહ્યા છીએ આ જગતમા દુખનુ જો કોઈ કારણ હોય તો તે ઇચ્છા છે એના પ્રભાવે આપણે જગતમાં ઘણુ ગુમાવી બેઠા છીએ પણ, હે પ્રભુદેવ ! આપ તો એ સજ્ઞાઓને ઉલ્લઘી ગયા છો માટે આપ તિન્નાણુ કહેવાઓ છો. વળી, આપ સસારને તરી ગયા એટલે પણ તિન્નાણુ કહેવાયા આત્મા અને પુદ્ગલનો સબધ જે અનાદિ કાળથી ચાલ્યો આવે છે તેના આપે ધર્મધ્યાન અને શુક્લધ્યાન વડે ક્ષય કરી નાખ્યા એટલે જ તો આપ તિન્નાણુ તારયાણુ કહેવાઓ છો વજન ભલે ભારવાહક પશુ ઉપાડે પણ માલ જેમ તેના સ્વામીના હોય છે તેમ વીતરાગના માલને–વીત

રાગનાં વચનો રૂપી રત્નોને-લઇને વહેચવા માટે અમે તમારે આગણે આવ્યા છીએ જે આ માલને ખરીદશે તે ઉચ્ચ ગુણને પ્રાપ્ત કરશે પણ માલની ખરીદી કર્યા પછી પ્રમાદ કર્યે નહિ ચાલે પ્રમાદને કારણે આ શાસનમા ઘણા જીવો અધ વચ્ચે જ પટકાઈ ગયા છે, માટે પ્રમાદ સેવશો નહિ ભગવાનના ઉચ્ચ ગુણોને પ્રાપ્ત કરવા સદા પ્રયત્નશીલ રહેશો

એક સમયે આર્દ્રકુમારને અભયકુમારની વસ્તુથી જ્ઞાન થયુ તે ભગવાનના દર્શન કરવા જાય છે તેવામા રસ્તામાં તેને પાચ વાદીઓ મળે છે એક વાદી પૂછે છે, "તુ કયા જાય છે!" આર્દ્રકુમાર જવાબ આપે છે, "હુ મારા ગુરુનાં દર્શન કરવા જાઉ છુ" જુઓ, તેના શબ્દોમા કેટલી દીપ્તિ ભરી છે! વાદી આગળ જતા કહે છે, "તારા મહાવીર પહેલાં કેવા હતા અને અત્યારે કેવા થઈ ગયા છે? બન્ને વચ્ચે ઘણું અતર પડી ગયુ છે તારા ભગવાન અત્યારે કેવળીનુ બિરુદ ધારણ કરીને બેઠા છે તેની પહેલાની અને અત્યારની પ્રવૃત્તિમાં કેટલો બધો ફેર પડી ગયો છે! પહેલા સાડા બાર વર્ષો સુધી તારા મહાવીરે મૌન રાખી એકાન્તમા વિચરણ કર્યું હવે અત્યારે એ જ મહાવીર લોકોની વચ્ચે આવી મોટા સાદે બોલી રહ્યા છે પહેલાં જગતને એક રીતે ઓળખાવતા હતા, હવે જગતને બીજી રીતે ઓળખાવે છે જો બોલબોલ કરવુ જ હતુ તો પછી મૌનનુ કપટ શા માટે આદર્યુ?" આર્દ્ર કહે છે, "ભગવાનની પ્રવૃત્તિ જેવી પહેલા હતી, તેવી જ અત્યારે છે પહેલા મૌન હતુ તે કર્મનો ક્ષય કરવાના

કારણે હતુ અત્યારે સભાઓમાં ઉપદેશ આપે છે તે પણ કર્મનો ક્ષય કરવા માટે જ આમ, મારા ભગવાનની પ્રવૃત્તિ એકધારી જ રહી છે તેમા કશુ અંતર પડયુ નથી.' જવા બમા વાદી કહે છે, "આ વાત તુ બીજા કોઇને સભળાવજે હુ કઇ કાચોપોચો નથી કે તેથી ભોળવાઈ જાઉં આર્દ્ર કહે છે ' ઉતાવળો ન થા. મને જરા ધીરજથી સાંભળ '

મારા ભગવાન પહેલાં મૌન શા માટે સેવતા હતા? તમારામાથી કોઈ જવાબ આપશે ખરૂ? કોઇ નહિ બોલે? ત્યારે હુ જ કહુ ધ્યાનથી સાભળજો. ભગવાન પહેલા મૌન પાળતા હતા તે ઘાતીકર્મનો ક્ષય કરવા માટે; અને અત્યારે જે ઉપદેશ આપી રહ્યા છે તેનુ કારણ તેમનુ બાંધેલુ તીર્થંકર નામગોત્રને ખપાવવાનુ છે તેમ કર્યા સિવાય મોક્ષની પ્રાપ્તિ ન થાય.

આચારાંગ સૂત્રમા ભગવાને કહ્યું છે કે અગ્ગં ચ મૂલં ચ વિગિંચ ધીરે । અગ્ર કર્મ અને મૂળ કર્મને ટાળવા માટે જ આ પ્રવૃત્તિ હતી આ સ્પષ્ટીકરણથી વાદી નિરુત્તર થઇ ગયો. ત્યા સત્ય હોય ત્યા કોઇ શું બોલી શકે? જૈન શાસનમા માનતા પ્રત્યેક શ્રાવક શાસનને ઝગઝગાવવુ જોઇએ અને તે માટે પ્રયત્નો કરવા જોઇએ ભગવાનની પછીના દીવાળી તે દીકરા અને દીવાળી ન છોકરા માટે તમારે દીકરા થવુ પડશે જો છોકરા થયા તો ? તાતાતના અને અમા છોતરા ઉડી જશે.

હે ભગવાન! આપ તના મન બીજા જીવાને પ્રતિબોધ આપીને તાયા કેવળી પાત તિ નાખુ છે પણ તારણાણ્ગુ

બિરૂદ તો તીર્થંકર ભગવાનને આપ્યુ. ધારો કે એક ઘડો છે, તેમા કોઈક દીપક મૂકે છે, અને બીજુ કોઇક આવીને ઉપર ઢાંકણુ ઢાકી દે છે. હવે આવા સયોગોમા દીપક, કેટલામાં પ્રકાશ આપી શકે? ઘડાના અદરના ભાગમાં. પણ જો ઘડામાં ઘણાં ય છિદ્રો હોય, તો બહાર પ્રકાશ આપી શકે કે નહિ? એ જ પ્રમાણે સામાન્ય કેવળીએ, અતકૃત કેવળીએ અને અસોચા કેવળીએ પોતાના આત્મામા પ્રકાશ કર્યો છે, પણ બીજાને તેઓ કરાવી શકતા નથી જિનેશ્વર ભગવાને પોતાનાં કર્મોને ક્ષય કરીને પોતાને પ્રકાશિત કર્યા છે, એટલુ જ નહિ, પણ બીજાઓને પણ પ્રકાશિત કર્યા છે

ત્યાર પછી 'બુદ્ધાણુ બોહિયાણુ' પદો આવે છે હે ભગવાન! સમયમા આપે જાણવાનો અને દેખવાનો ગુણ પ્રાપ્ત કર્યો છે જરા પણ ઉપદ્રવ ન હોય, માત્ર કલ્યાણ અને કલ્યાણ જ હોય તે શિવ કહેવાય. એવા પદે કયારે જવાય? જ્યા સુધી કર્મથી મુકિત ન મેળવાય ત્યા સુધી એ પદની પ્રાપ્તિ અસભવિત કર્મથી મુક્ત થયા સિવાય શિવસુદરી ન વરાય, કારણ કે શિવસુંદરી એ તો સાચી સતી છે જેમ કોઇ સાચી આર્ય વધૂ, પતિ સિવાય અન્યને કોઈ કાળે ઇચ્છતી નથી તેમ પતિ ભલેને કાણો, કૂબડો, લગડો, લૂલો હોય, કમાઈને એક રાતી પાઇ પણ લાવતો ન હોય, પણ માબાપે જોયો એટલે તે જ ખરો સ્વામી આવી સસ્કૃતિનો વારસો આપણને મળ્યો છે આવા ગુણવાળી નારીઓ પતિને વરવા છતા સતી કહેવાય સીતા રામચંદ્રને વરેલા, છતા સતી કહેવાયા. દ્રૌપદી પાચ પતિઓને પરણ્યા, છતા સતી તરીકે

પૂજાયા. જેણે મનથી પણ પર પુરુષ પ્રત્યે વિકારદષ્ટિ કરી નથી, તે જ સતી કહેવાય. જેણે શિવસુંદરીનો છેડો પકડયો તે તો તેને અનંત કાળ સુધી પકડી રાખે. પણ તમે તો જે છેડા બાંધ્યા તેને છોડીને ચાલવા થઈ જાઓ છો. માટે આનંદઘનજી મહાત્મા કહે છે કે,

પ્રીત સગાઈ જગમાં સહુ કરે, પ્રીત સગાઈ ન કોય,
પ્રીત સગાઈ નિરુપાધિક કહી રે, સોપાધિક ધન ખોય.

સાચી પ્રીત સગાઈ કોને કહેવાય? જેની જોડે પ્રીત બાંધવાથી વળગાડ ઉત્પન્ન થાય તેને ભગવાન સાચી પ્રીત કહેતા નથી. ત્યારે સાચી પ્રીત કઈ? જેની જોડે સબંધ બાંધવાથી આત્માને ઉપાધિમાં ફસાવું ન પડે તે સાચી સગાઈ

હે પ્રભો! આપે એવી શિવરમણી સાથે સગપણ જોડયાં એટલે અમલ કહેતા આઠ કર્મના મલ રહિત થયા. અરૂ એટલે રાગરહિત થયા આપે જે આત્મિક ઋદ્ધિ પ્રાપ્ત કરી છે તે માટે હું આપને નમસ્કાર કરું છું આપ 'અક્ખય' છો. આપે સિદ્ધોના એકત્રીસ ગુણને પ્રાપ્ત કર્યા છે, માટે આપ અક્ષય છો હે પ્રભો! હું (સૂર્યાભદેવ,) અહીં બેઠો આપના ગુણની સ્તુતિ કરું છું

હવે સૂર્યાભદેવની સ્તુતિનું શ્રવણ કરતા આપણને શો આનન્દ ઉપજશે, તે આગળ ઉપર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન ૨૮ મુ

(શુક્રવાર: શ્રાવણ શુદિ ૧)

રાયપસેણીય સૂત્રનો અધિકાર ચાલી રહ્યો છે સૂર્યાભદેવ ભગવાન ત્રિકાળનાથના જીવનદર્પણને નિહાળી રહ્યા છે દર્પણ

જેમ માણુસનો મોઢા પર રહેલા ડાઘને પ્રતિબિંબિત કરે છે તેમ મહાન પુરૂષનુ જીવન સામાના હૃદયના ડાઘને બતાવે છે. સૂર્યાભદેવ નમોથ્થુણુ થી ભગવાનના ગુણુગાન ગાઇ રહ્યા છે. એક એક પદને હૃદયના સાચા ભાવથી વર્ણવી રહ્યા છે.

"ધન્ય રે ધન્ય, પ્રભો! આ જગતની અંદર આપનો જન્મ સફળ છે આ જગતમા જન્મ પામીને આપે જ લાભ મેળવ્યો છે હે પ્રભો! અમે તો જ્યા ગયા ત્યા અમારા હાથે જ પોતાના વિનાશને નોતર્યો છે અમારી વહાલી વસ્તુનો વિયોગ થયો હતો હે પ્રભો! સિદ્ધના એકત્રીસ ગુણોને આપે યથાર્થતયા પ્રાપ્ત કર્યા છે એક પણ ગુણ અવશિષ્ટ રહ્યો નથી. માટે જ આપ અક્ષય અને અનન્ત છો હે દયામય! આપ જે ક્ષેત્રમા બિરાજો છો તે ક્ષેત્ર તો અનતને અનતથી ગુણીએ એટલા જીવો અને પુદ્ગલોથી ઠાસી ઠાસીને ભરાયેલુ છે. એમાં આપે ક્ષાયકભાવ પ્રાપ્ત કર્યો છે માટે તે પ્રદેશો અને પુદ્ગલો આપને બાધા કે પીડા કરી શકતા નથી"

શાની બાધા? એવો કયો ગુણ, જેને પ્રાપ્ત કરવાથી, અનત જીવો ભર્યા હોવા છતા પ્રભુને સહેજ પણ દુઃખ ઉપજાવી શકતા નથી! કારણ એ છે, કે પ્રભુ આત્માના ક્ષાયક ભાવની અંદર જ રમનારા છે

"તો તે ભાવને પ્રાપ્ત કરવા માટે, હે નાથ! હુ આપનું સ્તવન કરુ છુ આપને તો બાધા–પીડાનો અધ્યવસાય જ જતો રહ્યો છે તેથી આપને બાધા–પીડા હોય જ કયાથી?"

"અપુણરાવંતી" આપ કહેવાઓ છો હે દયાળુ દેવ! "અ" એટલે નહિ. આપને ફરીથી સસારમા આવવુ જ

નથી, કારણ કે સંસારભાવ જ આપનામાંથી ઊઠી ગયો છે આપે સંસારના ભાવને જ કાઢી નાખ્યો છે એટલે સંસારમાં પરિભ્રમણ કરવાનું આપને રહ્યું જ નથી ઘણા શાસ્ત્રનિષ્ઠો કહે છે, કે ઈશ્વર ફરીને અવતાર ધારણ કરે છે, પરંતુ આ માન્યતા જૈન ધર્મની નથી. ઈશ્વર તો કૃતકૃત્ય થઈ ગયા છે એવા ભગવાનને સંસારમાં ફરીને આવવાનું પ્રયોજન હોય જ શાનું ? જેણે રાગ અને દ્વેષનો ત્યાગ કર્યો છે એવા ઈશ્વરને આ જગતમાં કોઈ પ્રિય કે અપ્રિય કોઈ વહાલું કે દવલું હોતું નથી. વહાલાનું વહાલ પ્રાપ્ત કરવા માટે અને દવલાનું દવલાપણું કરવા માટે જો સંસારમાં જન્મ લે, તો પછી તે ઈશ્વર શાના ? હે ભગવાન ! આપ જે સ્થાનમાં ગયા તે ગયા. આપને સાદિ અનંત ભાગે રહેવાનું થયું અને સાદિ અનંત ભાગે સગપણ જોડ્યા પછી સંસારમાં રહેવાનું હોય જ શાનું ? તેથી આપણે પણ સાદિ અનંત ભાગવાળા ભગવાનની સાથે સંબંધ જોડીએ, જેથી આપણો પણ સાદિ અનંતભાગ સાથે સંબંધ સંધાય. પણ આપણે તો વિનાશીની સાથે જ સંબંધ જોડ્યો છે માટે અવિનાશીપણું ક્યાંથી પ્રાપ્ત થાય ? અવિનાશી સંબંધ જોડીએ, તો અવિનાશીપણું પ્રાપ્ત થાય. પહેલું નમો થુણં આપણે કોને કરીએ છીએ ? સિદ્ધ ભગવાનને. સિદ્ધિ ગઈ" એટલે સિદ્ધગતિ તેના ૭ નામ છે કોઈ કહેશો તે ક્યા ક્યાં છે ? આવડતાં નથી એમ જ ને ? તમારા દીકરા, દીકરીઓનાં નામ આવડે છે પણ જે સ્થળે જવાનું છે તેનું જ નામ નથી આવડતું તો પછી એ સ્થળે જશો કેવી રીતે ? તો સાંભળો. ૭ નામ આ પ્રમાણે છે : સ્થિર ગતિ, અવિચલ

ગતિ, અખંડ ગતિ, આનંદી ગતિ, સહજાનંદી ગતિ અને પરમાનંદી ગતિ

"જેની જોડ દુનિયામાં ન મળે એવી ગતિને, હે દયામય, આપે પ્રાપ્ત કરી છે. તો આપ સિદ્ધ ગતિમાં ગયેલા એવા અને " નામધેયમ્ ઠાણુસંપત્તાણું " શાશ્વત સ્થાનને પ્રાપ્ત થયા છો "સંપત્તાણું " એવી સિદ્ધ ગતિને પ્રાપ્ત કરી લીધી છે એવા હે "સિદ્ધ ભગવંતો!" 'જિયભયાણું,' દુનિયામાં જેટલા ભય છે તે બધાના ઉપર આપે જીત મેળવી છે એવા હે ભગવાન! હું આપને નમસ્કાર કરું છું. અચલ અને સ્થિર ગતિને પ્રાપ્ત કરવાની ઈચ્છાવાળા હે અરિહંત પ્રભો! આપને આ સૂર્યાભદેવ નમસ્કાર કરે છે, તેને આપ દેખો આપ મારા સામે જુઓ પ્રભો! આપ તો સમય સમયના ભાવ દેખી રહ્યા છો તો આપ સૂર્યાભને દેખો!" ભાષાના પુદ્ગલોમાં એવું સામર્થ્ય છે કે, તે ચૌદ રાજલોકને સ્પર્શી શકે તો પછી, તમારી સ્તુતિના પરમાણુઓ ભગવાન સુધી પહોંચી શકે કે નહિ? સૂર્યાભદેવ કહે છે, "હે પ્રભો! હું આપની ભક્તિ કરું છું, માટે મારા સામે નજર કરો" મહાસતીજી વાચનમાં મગ્ન હોય ત્યારે તમે નથી કહેતા, કે અમારા સામું જરા જુઓ તો ખરા! આવું કોણ બોલાવે છે? અંદરનો ઉત્સાહ જ તો ભગવાન તો જાણે જ છે, કે આ અમુક કાલે વંદન, નમસ્કાર કરશે જ એ તો ભગવાન જાણી ને જોઈ રહ્યા છે. પણ ભક્તનો ભાવ જ એવો છે, કે વંદન કરીને ચિંતવે છે જેણે સંપૂર્ણ આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યું છે એવા પ્રભુનું નામગોત્ર સાંભળીએ તે પણ મહા પુણ્યનું ફળ છે પુણ્યની પ્રધાનતાના

પરિણામે દેવત્વ પ્રાપ્ત થાય છે અને પુણ્યની પ્રધાનતાના પ્રભાવે મનુષ્યનો અવતાર મળે છે ધર્મની પ્રધાન ગતિ મનુષ્યગતિ છે, જ્યારે પુણ્યની પ્રધાન ગતિ દેવ ગતિ છે પાપ પ્રધાન તે નરકની ગતિ છે તે ક્ષાર ભૂમિ છે એમા બી વાવીએ તો ય ઊગે નહિ. ત્યારે દેવગતિ પૂર્ણ પુણ્યની ગતિ છે એમાં બીજ વાવે તો તણાઈ જાય, કારણ કે પુણ્યના પ્રવાહના વિરતિરૂપ બીજ વાવે તો ઊગે જ નહિ, તણાઈ જાય. નરકગતિ એ બગાર-ભૂમિ છે એમાં કશુ નિપજે જ નહિ ખેડૂત ભલેને સારો હોય, પણ જો જમીન સારી ન હોય તો શુ ઊગે? વક્તા ભલેને ગમે તેટલો સારો હોય, પણ જો સાંભળનારની ભૂમિ કઠોર હોય તો વ્યાખ્યાન ગમે તેટલુ સુંદર હોય તો પણ કશુ ફળ નિપજે નહિ. એટલા માટે જ ભગવાન ભારપૂર્વક કહે છે કે સયમ અને તપ માનવભવમા જ થઈ શકે આ કારણને લઈને જ ગૌતમે ભગવાનને ભગવતી સૂત્રમા પૂછ્યુ છે કે ‘ હે પ્રભો! જ્ઞાન આ ભવનુ પરભવનુ કે તદુભયનુ ? ભગવાન કહે છે કે ‘ હે ગૌતમ!’ જ્ઞાન આભવી, પરભવી અને તદુભયી છે જ્ઞાન અને દર્શન અહીંથી છૂટીએ તોય સાથે ને સાથે આવે—આપણો કેડો ન મૂકે પણ, હે ગૌતમ! સયમ અને તપ આ ભવના જ છે, પરભવના નહિ. તે જીવની સાથે નથી જતા.’ ગુરુ જ્યારે પચ્ચખાણ આપે ત વખતે જાવજ્જીવના આપે છે તમે પ્રતિક્રમણના પાઠમા ગત કાળનુ પ્રતિક્રમણ વર્તમાન કાળનો સયમ અને આગામી કાળના પચ્ચખાણ બોલો છો ને? જે કાકડીભૂત સાધુ હોય અને સહેજ કમ ગ્રેન રહે તો

લવસતિયા દેવ થાય તમે મહાવીરસ્તુતિમા બોલો છો ને, કે "ठितीण सेट्ठा लवसत्तमावा।" લવસતિયા એટલે જેનાં આયુષ્યની સ્થિતિ પૂરી થઈ છે પણ કર્મ બાકી છે એવા. કેટલુ આયુષ્ય બાકી રહ્યુ? ૭ લવનું. ૭ લવ જેટલું આયુષ્ય બાકી છે અને કર્મ પણ ઘણા છે. અહી કોની વાત થઇ રહી છે? જે સયમી, તપસ્વી અને વીતરાગનો માનીતો છે તેની તમે કોના માનીતા છો? દેહ છૂટે એટલે અવિરતિ કર્મનો ઉદય થઇ જાય ચારિત્ર સાથે ન જાય પણ જ્ઞાન અને દર્શન જાય ક્યા જાય? સર્વાર્થસિદ્ધ વિમાનમાં

સૂર્યાભદેવનુ આયુ· પૂર્ણ થતા પચ્ચખાણ પૂરાં થયાં, પણ જ્ઞાન અને દર્શન તો સાથે છે માટે તો વિલાસ વૈભવ છોડીને મહાવીર સામે દૃષ્ટિ કરે કે આવી માનવભવની ઊચી ગતિ છે માટે ઉચ્ચ ભાવનુ ગ્રહણ કરતા રહો દેવની ગતિમા ત્યાગ નથી, માટે સૂર્યાભદેવ કહે છે, કે આ વૈભવ મારે શા કામનો? હે નાથ! ધન્ય છે-ધન્ય છે આ સાધુ સાધ્વી, શ્રાવક અને શ્રાવીકાને, જે દેશવિરતિ અને સર્વવિરતી ચારિત્રનુ ગ્રહણ કરે છે દેવો પણ માનવભવની ગતિને યાદ કરે છે, કારણ કે આ ગતિ પ્રધાન ગતિ છે માટે આ ગતિને મેળવી લો-મેળવી લો તક ગયા પછી આપણને આ માનવભવ મળવાનો નથી. "આવો રૂડો મનુષ્યદેહ નાવે ફરી ફરીને" માટે ધર્મારાધના કરી લો અને જીવનને સાર્થક બનાવો સૂર્યાભદેવ જીવનને સાર્થક બનાવવા હવે કેવો પુરુષાર્થ કરશે તે આગળ અવસરે કહેવાશે

---

## વ્યાખ્યાન ૨૯ મુ

[શનિવાર, શ્રાવણ શુદ ૧૧]

પંચ પરમેષ્ઠી ભગવાનને નમસ્કાર કરીને, શાસ્ત્રકારોએ રાયપસેણીય સૂત્રનો અધિકાર શરૂ કર્યો છે ભગવાન સુધર્મ સ્વામી જમ્બુને કહે છે, 'હે જમ્બુ! સૂર્યાભદેવે ભગવાનનું સ્તવન કર્યા પછી, 'નમોત્થુણં અહિગરસ્સે કરતા કહ્યું, નમસ્કાર હજો મારા મહાવીરને, જેને સિદ્ધ ગતિ પ્રાપ્ત કરવાની અભિલાષા છે હે ભગવાન! 'ઈહગય'–અહીં રહેલો હું સૂર્યાભદેવ આપની સ્તુતિ કરૂં છું માટે આપ મારી સામે દૃષ્ટિ કરો ' એમ કહીને સૂર્યાભદેવ ભગવાનને વંદા વંદન કર્યા પછી આગળ ઉપર કહેવાશે તેવો અધ્યવસાય સૂર્યાભદેવને ઉત્પન્ન થયો અદ્ભૂત અધ્યવસાય ઉત્પન્ન થયો છે, તેનું વર્ણન કરી રહ્યા છીએ સંયમ અને તપને ભાવતા થકા ભગવાન આમ્રશાલ ઉદ્યાનની વચ્ચે બિરાજી રહ્યા છે તીર્થંકરના ગુણે કરીને સૂર્ય જેમ પ્રકાશતા એ અરિહંત ભગવાનનું નામ અને ગોત્રનું શ્રવણ થાય તો આ જીવનું કલ્યાણ થઈ જાય જે ભગવાનની સંમુખ જઈ વંદન અને નમસ્કાર કરે સેવાભક્તિ કરે અને એ ભગવાનના મુખેથી આર્ય એક વચન સાંભળે અને એના વિપુલ અર્થને સમજીને હૃદયમાં સ્થાન આપે તો પછી એને જે ફળ મળે, તેનું વર્ણન કેમ કરીને થઈ શકે? સૂર્યાભદેવ ધનવૈભવ માટે ભગવાનની પાસે નથી જતા. એ જાણે છે, કે ભગવાનના મુખેથી એક

આર્ય વચન સાંભળવા મળશે તો કરોડ કલ્યાણ થઈ જશે. તમે આવા ભાવથી સંતમુનિઓની પાસે કોઇ દિવસ જાઓ છો ખરા? એ આવા ઉચ્ચ આશયથી ભગવાનની પાસે જઈ, વંદન-નમસ્કાર કરવાનો અધ્યવસાય કરે છે ભગવાનની વાણી મંગળકારી, કલ્યાણકારી અને પુનિતકારિણી છે ભગવાન જ્ઞાન-સ્વરૂપ છે, જ્ઞાનના રાશિ છે, જ્ઞાનના સમુદ્ર છે, એવા ભગવાનની સેવાભક્તિ મારા માટે પર ભવમા સુખ, ક્ષેમ અને કલ્યાણની કરવાવાળી થશે. ભવની પરપરામા પણ એ સુખની આપવાવાળી છે એ પ્રમાણે વિચાર કરીને સૂર્યાભદેવ આભિયોગિક દેવને બોલાવે છે બોલાવીને શુ કહે છે? "નિશ્ચય, હે દેવાના પ્રિય! શ્રમણ ભગવાન મહાવીર જમ્બુદ્વીપની અમલકપા નગરીની બહાર આમ્રશાલ ઉદ્યાનમા, સયમ અને તપ વડે આત્માને ભાવતા થકા વિચરે છે ભગવાન અપ્રતિબધ વિહારી છે હે દેવાનાં પ્રિય! તુ ત્યા જા" કોને મોકલે છે? આભિયોગિક દેવને. "તુ જા તિખ્ખુતોનો પાઠ ભણીને ભગવાન મહાવીરને વદન કરજે, અને પછી તમે બધા પોતપોતાનાં નામ અને ગોત્ર સભળાવજો ત્યારબાદ જ્યા શ્રમણ ભગવત મહાવીર બિરાજે છે ત્યાથી એક યોજન ઉપરાતના વિસ્તારની અદર જ્યા કઇ ઘાસના તણખલાઓ કે કાકરાઓ કે અશુચિ પદાર્થો કે કોહેલા પદાર્થો પડયા હોય તે બધાંને એકત્ર કરી તુ એકાત સ્થળે નાખી દેજે એ ભૂમિની ઊડતી રજને તુ બેસાડી દઈ એ સ્થળને સાફ કરજે ધૂપાદિથી સુગધિત કરી એ ભૂમિને તું દેવોને આવવા યોગ્ય બનાવજે. પચ વર્ણના પુષ્પોના ઘૂટણ સુધી પહોચે એવા ઢગલા કરજે પાણીના છટકાવથી, સુગધી

ધૂપથી, પુષ્પોની સૌરભથી તું એ ભૂમિને દેવના આગમનને યોગ્ય બનાવી દેજે." સૂર્યાભદેવની આ આજ્ઞા સાંભળીને આભિયોગિક દેવ બહુ સંતુષ્ટ થયા તેને મનમાં થયું, કે સ્વામીજીએ કેવી સરસ આજ્ઞા કરી! સૂર્યાભદેવે જે આજ્ઞા કરી તેમાં જરા સરખો પણ ટણટણાટ નહિ. તેમની આજ્ઞાથી આનંદ, પ્રમોદ છવાઈ ગયો આભિયોગિક દેવે કહ્યું, 'હું આ ચાલ્યો શીઘ્ર ત્યાં જઈને તમારી આજ્ઞા પ્રમાણે બધું કરું છું.'

જુઓ, દેવોમાં પણ કેવો વિનય છે! તમારા દીકરા-દીકરીઓ વગેરે આમ વિનયથી તમારી સાથે વર્તે છે ખરા? તમારા પડતા બોલ ઝીલે છે ખરા? સૂર્યાભદેવની આજ્ઞા બે હાથ જોડીને સાંભળે છે સામો પ્રતિવાદ નહિ આમ કરીશ અને આમ નહિ કરું એવી દલીલો નહિ. ધીનો ગાજવો ઢોળાઈ જાય તો ય સામી દલીલ નહિ. આભિયોગિક દેવ પૂર્વ અને ઉત્તર દિશાઓની વચ્ચે ચાલી નીકળે છે નીકળીને પોતાનાં વૈક્રિય શરીર વડે જેટલા આત્માના પ્રદેશ છે તેટલા દંડ કરે છે અસંખ્ય યોજન પ્રમાણે દંડ કરે છે શાના દંડ? હીરારત્ન, સ્ફટિકરત્ન, લોહિતાક્ષરત્ન વગેરે સોળ પ્રકારના રત્નોનો દંડ કરે છે પુદ્ગલ સૂક્ષ્મ છે પર્યાપ્ત કરીને ઉત્તર વૈક્રિય કરે. દેવોની ગતિ ત્રણ પ્રકારની છે: ત્વરિત, ચંડા અને ચવલા એ ગતિ વડે આભિયોગિક દેવ અસંખ્ય દ્વીપ અને સમુદ્રોને ઓળંગતા ઓળંગતા જમ્બુદ્વીપના ભરતક્ષેત્રમાં આવી પહોંચ્યા. આ જમ્બુદ્વીપના ભરતક્ષેત્રના બે વિભાગ છે એક

ઉત્તર વિભાગ અને બીજો- દક્ષિણ વિભાગ. આ વિભાગો કર્યાં આવ્યા તે તમે જાણો છો? દક્ષિણ વિભાગમાં જ્યાં ભગવાન મહાવીર બિરાજે છે ત્યા તે આવ્યા આવીને તે ભગવાન મહાવીરને ત્રણ વાર વદન–નમસ્કાર કરે છે નમસ્કાર કરીને કહે છે, "હે ભતે! પૂજ્ય! અમે સૂર્યાભદેવના આભિયોગિક દેવ છીએ." ભગવાન તો સર્વ કાઈ જાણે છે, છતાં તે પોતાની ઓળખાણ આપે છે "અમે આપને વદન–નમસ્કાર કરીએ છીએ. હે ભગવાન! આપ તો કલ્યાણકારી, મંગલકારી અને જ્ઞાનવાન છો અમે આપની સેવાભક્તિ કરીએ છીએ" ભગવાન તે દેવને કહે છે, "આ તો તમારો પુરાણો અને નિત્યનો વ્યવહાર છે પરપરાથી દેવો આ પ્રમાણે કરતા આવ્યા છે આ તો દેવોનો આચાર છે હે દેવો! આ તમારે કરણીય છે, કારણ કે તમારા પૂર્વના દેવોએ પણ આ જ પ્રમાણે કર્યું છે, માટે તમારે કરવા યોગ્ય છે જો કદાચ તમે માનભર આવ્યા હો તો પણ આ સાભળતાં તમારુ અભિમાન ઉતારી નાખે એવો સરસ અને સચોટ જવાબ છે શાસ્ત્રકારો કહે છે, કે આવા, અમારા સિદ્ધાન્તનાં જ્ઞાન–પકવાન તમારા ઘરમા પડયા છે, છતા તમે બીજે શા કારણે ફાંફા મારો છો? જેને અમારા સિદ્ધાન્ત અને પ્રવચનો પર શ્રદ્ધા નથી તે કોઈ કાળે અઝઝ ન થાય ઝઝ એટલે ઝગડો જેને ઝગડા રહિત થવુ હોય તેણે વીરનાં વચન પર શ્રદ્ધા રાખવી જ પડશે જેમ આભિયોગિક દેવે પોતાના સ્વામીની આજ્ઞા શીઘ્ર અમલમા મૂકી, તેમ તમારે પણ ભગવાનની આજ્ઞાને અધીન થવુ પડશે જ્યા સુધી તમે ભગવાનની આજ્ઞાને-

અધીન નહિ થાઓ ત્યાં સુધી તમે એનાથી છુટકારો નહિ પામી શકો. બોલો, તમારે ઝગડારહિત થવું છે કે નહિ? અનાદિ કાળથી આત્મા અને કર્મનો ઝગડો ચાલતો આવે છે તે ભગવાનની આજ્ઞાના પાલન સિવાય મટે તેમ નથી. દાખલા તરીકે, કોઇ સિપાઈ ફરજ બજાવતાં ઊંઘતો પકડાય તો તેના શા હાલ થાય? નોકરીમાંથી પાણીચું જ મળે કે બીજું કંઈ? સિપાઈના પટ્ટાએ આટલી ફરજ બજાવવી જ્યારે તમે તો જિનેશ્વરનો પટ્ટો પહેર્યો છે તમે તો શ્રાવક તમારું શું કર્તવ્ય છે, તેનો તમે વિચાર કર્યો છે ખરો? એક સિપાઈને આટલી બધી જવાબદારી ઉઠાવવી પડે તો આપણે વીતરાગના પટ્ટા પહેરનાર શ્રાવક–શ્રાવિકાએ, સાધુ–સાધ્વીઓએ કેટલી જવાબદારી ઉઠાવવાની રહે તેનો પૂરતો વિચાર કરજો એક શ્વાન જેવું પ્રાણી પણ પોતાના સ્વામીને કેટલું વફાદાર રહે છે! કોઈ કોઈ કૂતરાઓ એવા સ્વામીભક્ત હોય છે કે વખત આવ્યે પોતાના પ્રાણ ન્યોછાવર કરી નાખે છે પણ પોતાના ધણીને નુકસાન નહિ થવા દે એક પશુમાં આટલી વફાદારી છે તો તમે તો મહામોંઘા માનવઅવતારને પામ્યા છો તમારી પાસેથી તો એનાથી અનેકગણી વફાદારીની અપેક્ષા રહે. આપણે નિત્ય બોલીએ છીએ, કે 'જય વીરાય' હે ભગવંત, તમારો જય થાઓ, તમે વિજયી બનો હે ભગવંત! તમારા જયમાં અમારો જય છે પોતાના જયમાં ભગવાનનો અને ભગવાનના જયમાં પોતાનો જય માનવો જોઈએ. બંધુઓ! શાસનની રક્ષા કરવાવાળા પુરુષોની આજે બહુ જરૂર છે કોઇ સ્થળે લાકડાંઓનો હુમલો પડયો હોય તો તમે કહેશો કે આ

ઢગલામા ચેતન નથી તેવી જ રીતે, જેનામાં શાસનની દાઝ નથી, તેના પ્રત્યે વફાદારી નથી, તે હાડકાંના ઢગલા જેવા–ચેતનરહિત શબ જેવા છે જે શાસનમા તમે જન્મ્યા છો તેની જવાબદારી, તેના પ્રત્યેની તમારી વફાદારી તમારે જાણવી જોઈએ. કદાચ ધનમાં તમે ઘણાથી મોખરે હશો પણ જ્યાં સુધી તમે સવરકરણીમા આગળ નહિ વધો ત્યા સુધી તમે પાછળ જ રહેવાના અને કદાપિ અગ્ર નહિ બનવાના માટે તમારે સવર અને નિર્જરામા આગળ વધવુ જોઈએ, એક દેવ પોતાના સ્વામી પ્રત્યે કેટલો વફાદાર છે! તેની સરખામણીમાં તમે કેવા છો ? એક બાજુ ઘરનુ કામ હોય અને બીજી બાજુ શાસનનુ આ બેમાંથી તમે કયુ પહેલુ કરવાના ? ઘરનુ જ તો! આ છે તમારી શાસન પ્રત્યેની વફાદારી! સમજો સેવા એ તો પરમ ધર્મ છે પણ તમારો આત્મા કઈ તરફ ઢળે છે ? તમે તો જ્યા રાગ કર્યો છે ત્યા ઢળો છો રાગથી રગાયેલા ઉજ્જવલતાને કેમ કરી આદરી શકશો ? ઉજ્જવલતાને આદરવા માટે તમારે રાગનો ત્યાગ કરવો પડશે અને ત્યાગ કરવો પડશે તો જ ઉન્નતિ થશે

ભગવાન કહે છે, “હે દેવો! આ તો તમારો નિત્યનો વ્યવહાર છે ” આ સાભળતાં જ દેવો રાજી રાજી થઈ ગયા. ભવનપતિ, વાણુવ્યન્તર, જ્યોતિષી અને વૈમાનિકનો આ વ્યવહાર છે, પણ તમારો છે એમ નથી ભગવાનની વાણી સાભળીને આભિયોગિક દેવનુ હૈયું હર્ષથી ભરાઈ ગયુ, હૃદયમા પ્રેમના સ્રોતો છૂટયા. તે ભગવાનને વદીને પાછા ફર્યા ઉત્તર દિશામાં જઈને ફરીથી વૈક્રિય

બચન ન જોઈ' શાસ્ત્ર કારોએ ' કહ્યું છે, કે

'चलति मेरुश्चलति मन्दरश्चलति ताराविचन्द्रम गता।
कदापि काले चलति धरित्री साधुपुरुषवाक्य तु न
चलति धर्मात्॥

મેરુ પર્વત કદાપિ ચલાયમાન થાય, મન્દર કદાપિ ચલાયમાન થાય, તારાઓ, રવિ, ચન્દ્ર અને મંગલાદિ ગ્રહો કદાચ પોતાના માર્ગેથી ચળે, પણ સાધુ પુરુષનું વચન કોઈ કાળે ધર્મથી વિચલિત થતું નથી. પણ આપણે તો ' અભી બોલ્યા, અભી ફોક 'માં માનવાવાળા! માટે બંધુઓ! બોલતા પહેલા બરાબર વિચાર કરો વિચારીને જ બોલો વિચાર્યા વગર બોલાઈ ગયું હોય તો પણ તેનું બરાબર પાલન કરો. એક કવિએ કહ્યું છે કે

તુલીને વશ રાખો ભાઈ! તુલીને વશ રાખો
લપકારા બહુ બહુ મારે જિહ્વામાં વસી સબારે
લાલ બનાવે આંખો ભાઈ તુલીને વશ રાખો

જેટલા સંપ્રદાયો મતો, ગચ્છો અને પરંપરાઓ આજે વધ્યાં છે તે બધા જો કોઈ પણ કારણથી વધ્યાં હોય તો તે વચનની અસત્યતા અને અસંયમના કારણે જ માટે જ પ્રશ્ન વ્યાકરણમાં ભગવાને કહ્યું છે કે 'सच्चं खु भगवम्' સત્યને ભગવાન તરીકે વર્ણવેલ છે અજ્ઞાને જીવ ભગવાનને ભૂલી જાય છે ક્રોધથી, લોભથી હાસ્યથી અને ભયથી એ ચાર પ્રકારે ભાષા બોલાય છે માટે જીભ ઉપર કાબૂ રાખતાં શીખવું જોઈએ

કૈકેયીના મનની વાતની હવા રામ સુધી આવી ગઈ, પણ રામ શાન્ત હતા. મનમાં કશો ઉદ્વેગ નહિ કૈકેયીએ દશરથ પાસેથી વચન માગ્યુ · "ભરતને ગાદી અને રામને ચૌદવર્ષનો વનવાસ" આ શબ્દો સાંભળતા જ દશરથ રાજાને ખૂબ આઘાત લાગ્યો પણ રામ તો ગભીર ચહેરે ઉભા હતા દશરથ વિચારે છે, કે રામને આ વાત કેવી રીતે કહેવી? કહેતાં જીભ પણ કેમ ઊપડવાની? પણ મહાન પુરુષો બોલેલા વચનને પાળે જ તેથી તેમણે રામને કહ્યુ, કે "ભાઈ! હુ એક વખત કૈકેયીના વચનથી બધાઈ ગયો છુ એ વચનની કૈકેયીએ આજે માગણી કરી છે રડતા હૃદયે મારે તેની વાત સ્વીકારવી પડી છે તો, ભાઈ, તું વનમા જા અને ભરતને ગાદી આપ" રામને સ્થાને બીજો કોઈ દીકરો જો હોય, તો શો જવાબ આપે? શું કરે? ઝઘડો કરે, કલેશ કરે, માતાપિતાને પજવે, કોર્ટે ચડે પણ રામ તો આજ્ઞા-પાલક પુત્ર હતા તે દશરથને કહે છે, "પિતાજી! આપ શા માટે દુ ખ ધરો છો? આપ મારામા અને ભરતમા શો તફા-વત જુઓ છો? આપ ખુશીથી ભરતને રાજ આપો હુ વનમાં જવા તૈયાર છુ" જ્યા આવા આજ્ઞાપાલક પુત્રો હોય ત્યા જ સ્વર્ગ છે માટે સમજો ઘરને સ્વર્ગ બનાવવુ કે નરક તે આપણા હાથની જ વાત છે આ સૂર્યાભદેવ પૂર્વે તીર્થ-કરની વાણીના વિનય કરીને સ્વર્ગે ગયા છે, અને ત્યાથી દેવને આજ્ઞા કરી છે દેવે આજ્ઞાનુ પાલન કર્યું છે ત્યારે કહે છે કે બહુ સારુ કર્યું સૂર્યાભદેવ બીજુ શુ કહેશે તે આગળ ઉપર અવસરે કહેવાશે

---

સમુદ્ઘાત કર્યો અને આમળ કયુ તે પ્રમાણે રત્નનો જે દડ બનાવ્યો હતો તેના વડે ભગવાનની ફરતી એક જોજન ધરતીને સમાર્જી, સુગંધિત કરીને તે પાછા સૂર્યાભદેવ પાસે આવ્યા આવીને કહે છે, "સાહેબ! આપે જે આજ્ઞા આપી હતી તે પ્રમાણે બધુ ય કરી આવ્યા છીએ." સૂર્યાભદેવ પ્રત્યુત્તર દેતાં કહે છે, "તમે ખૂબ જ સારૂ કર્યું" કોઈની આજ્ઞા પ્રમાણે વર્તીએ તો તેના હૃદયમાં ઉમળકો આવે. તમારા પાંચ દીકરાઓમાંથી જો કોઈ એક તમારે ઈશારે તમારૂ ધારેલું કામ કરી આપે તો તમને તેના પર કેટલુ બધુ હેત આવે! એમ, શિષ્યો પણ ગુરૂના વિચારે ચાલે તો ગુરૂને પણ ખૂબ વહાલ ઊપજે ઉત્તરાધ્યયનના પહેલા અધ્યયનમાં ભગવાન બોલ્યા છે કે 'ઈંગિયાગાર' સંપન્ને સાધુ સાધ્વી, શ્રાવક, શ્રાવિકા જો ગુરૂના અભિપ્રાયને જાણીને તેને શાન્તિ થાય તેમ વર્તે તો જ વિનયવાન કહેવાય. રામચંદ્રજીનુ જ દૃષ્ટાંત લઈએ. ભગવાન રામ આજે મોક્ષને પ્રાપ્ત થયેલા છે એ રામ એના પિતા દશરથની આજ્ઞાનુ કેવી રીતે પાલન કરતા તે ક્યાં કોઈથી અજાણ્યુ છે? બધા એમ કહે છે કે જો અમારા ઘરમા રામ કે હનુમાન જેવા દીકરાઓ હોય તો અમારુ ઘર સ્વર્ગ બની જાય. પણ, રામ, હનુમાન એમ રમતમા નથી થવાતુ જે માબાપની એકએક આજ્ઞાનુ પાલન કરે તે જ રામ જેવા થઈ શકે રામ તો નિત્ય ઊઠીને પ્રાતઃકાલમાં પોતાના માતા પિતાને પ્રણામ કરતા. આજે તમારામાંથી કેટલા માતા પિતાને પ્રણામ કરે છે? જે સમયે રામના રાજ્યાભિષેકનુ

નક્કી થયુ તે વખતે કૈકેયીની વૃત્તિ બદલાણી. વર્ષો સુધી દશરથે આપેલાં વરદાન માગવાનુ ન સૂઝયુ, પણ જેવી રામના અભિષેકની વાત-સાભળી કે તેવુ જ પેલાં વરદાનોનુ સ્મરણુ થયુ. તેના પર ઈર્ષ્યા ચડી બેઠી. જે માનવી ઇર્ષ્યાને વશ થાય છે તે ગભીર ભૂલ કરે છે, એટલુ જ નહિ પણ તે પતનને માર્ગે પ્રયાણુ કરે છે દુર્ભાગ્યે ઈર્ષ્યાન્ધ માણસો પોતાના પતનને જોઇ શકતા નથી. કૈકેયીએ લાગ સાધી દશરથની પાસેથી આગળ આપેલા બે વરદાનોની ઉઘરાણી કરી. શું માગવુ તેના વિચારમા તેણે આખી રાત જાગતા જ વિતાવી દીધી 'રામને રાજગાદી અને મારા ભરતને કઇ નહિ? બસ, વચન માગી લઉ કે મારા દીકરાને ગાદી અને રામને વનવાસ ' અહાહા! કેવી સ્વાર્થવૃત્તિ! કેટલી અધમ મનોદશા! કેવો પાપી વિચાર! પોતાના પુત્ર માટે કેવો સ્વાર્થ અને રામને દુખ આપવાનો કેવો શોચનીય અને નિદ્ય વિચાર! કૈકેયી ભાન ભૂલી, કારણુ કે તે ઇર્ષ્યાને વશ થઈ હતી આવા વખતે માણસને ધર્મઅધર્મનુ ભાન નથી રહેતુ રામને ગાદી મળે ને મારા ભરતને શુ! અમે દિનપ્રતિદિન કહીએ છીએ, કે ધર્મને જાણો ધર્મને સમજ્યા સિવાય આજ્ઞાપાલનનો ગુણુ તમારામા આવે તેમ નથી પણુ તમારે તો પોતાના દીકરાઓને શાસનથી ય અને ગુરૂથી ય છેટા રાખવા છે આખુ ચોમાસુ પૂરૂ થઈ જાય તો પણુ તમારા દીકરાઓ ઉપાશ્રયના પગથિયે ચડવાના નહિ તો પછી દર્શન તો કયાથી જ કરવાના? ત્યારે રઘુકુલની રીત કેવી છે તે જુઓ 'રઘુકુલ રીત સદા ચલી આઈ, પ્રાણુ જાય અરૂ

કથન ન જોઈ' શાસ્ત્ર 'કારોએ ' કહ્યું છે, કે

चलंति मेरुश्चलंति मन्दरश्चलंति ताराग्रविचक्रम गला।
कदापि काले चलति परिश्री साधुपुरुषवाक्य तु न
चलति धर्मात् ॥

મેરુ પર્વત કદાપિ ચલાયમાન થાય મન્દર કદાપિ ચલાયમાન થાય, તારાઓ, રવિ, ચન્દ્ર અને મંગલાદિ ગ્રહો ક્યાંય પોતાના માર્ગેથી ચળે, પણ સાધુ પુરૂષનુ વચન કોઈ કાળે ધર્મથી વિચલિત થતુ નથી પણ આપણે તો ' અભી બોલ્યા, અભી ફોક 'મા માનવાવાળા ! માટે બધુઓ ! બોલતા પહેલા બરાબર વિચાર કરો વિચારીને જ બોલો વિચાર્યા વગર બોલાઈ ગયુ હોય તો પણ તેનુ બરાબર પાલન કરો. એક કવિએ કહ્યુ છે કે

> જીભીને વશ રાખો ભાઈ ! જીભીને વશ રાખો
> બપસરા ભણ ભણ મારે, વિવાદમાં વરસી સભારે
> લાલ બનાવે આખા ભાઈ જીભીને વશ રાખો

જેટલા સંપ્રદાયો, મતો, ગચ્છો અને પરંપરાઓ આજે વધ્યાં છે તે બધા જો કોઈ પણ કારણથી વધ્યાં હોય તો તે વચનની અસત્યતા અને અસંયમના કારણે જ માટે જ પ્રશ્ન વ્યાકરણમા ભગવાને કહ્યુ છે કે 'सच्चं खु भयवम्' સત્યને ભગવાન તરીકે વર્ણવેલ છે અહંભાવે જીવ ભગવાનને ભૂલી જાય છે ક્રોધથી લોભથી હાસ્યથી અને ભયથી એ ચાર પ્રકારે ભાષા બોલાય છે માટે જીભ ઉપર કાબૂ રાખતાં શીખવુ જોઈએ

કૈકેયીના મનની વાતની હવા રામ સુધી આવી ગઈ, પણ રામ શાન્ત હતા મનમાં કશો ઉદ્વેગ નહિ કૈકેયીએ દશરથ પાસેથી વચન માગ્યુ : "ભરતને ગાદી અને રામને ચૌદ વર્ષનો વનવાસ" આ શબ્દો સાંભળતાં જ દશરથ રાજાને ખૂબ આઘાત લાગ્યો પણ રામ તો ગભીર ચહેરે ઉભા હતા દશરથ વિચારે છે, કે રામને આ વાત કેવી રીતે કહેવી? કહેતા જીભ પણ કેમ ઊપડવાની? પણ મહાન પુરુષો બોલેલા વચનને પાળે જ તેથી તેમણે રામને કહ્યુ, કે "ભાઈ! હુ એક વખત કૈકેયીના વચનથી બધાઈ ગયો છુ એ વચનની કૈકેયીએ આજે માગણી કરી છે રડતા હૃદયે મારે તેની વાત સ્વીકારવી પડી છે તો, ભાઈ, તું વનમા જા અને ભરતને ગાદી આપ" રામને સ્થાને બીજો કોઈ દીકરો જો હોય, તો શો જવાબ આપે? શુ કરે? ઝઘડો કરે, કલેશ કરે, માતાપિતાને પજવે, કોર્ટે ચડે પણ રામ તો આજ્ઞા-પાલક પુત્ર હતા તે દશરથને કહે છે, "પિતાજી! આપ શા માટે દુ:ખ ધરો છો? આપ મારામા અને ભરતમાં શો તફા-વત જુઓ છો? આપ ખુશીથી ભરતને રાજ આપો હુ વનમાં જવા તૈયાર છુ" જ્યા આવા આજ્ઞાપાલક પુત્રો હોય ત્યા જ સ્વર્ગ છે માટે સમજો ઘરને સ્વર્ગ બનાવવુ કે નરક તે આપણા હાથની જ વાત છે આ સૂર્યાભદેવ પૂર્વે તીર્થ-કરની વાણીના વિનય કરીને સ્વર્ગે ગયા છે, અને ત્યાથી દેવને આજ્ઞા કરી છે દેવે આજ્ઞાનુ પાલન કર્યું છે ત્યારે કહે છે કે બહુ સારુ કર્યું સૂર્યાભદેવ બીજુ શુ કહેશે તે આગળ ઉપર અવસરે કહેવાશે

---

## વ્યાખ્યાન ૩૦ મુ

[ સોમવાર, શ્રાવણ શુદ ૧૩ ]

રાયપસેણીય સૂત્રનો અધિકાર ચાલી રહ્યો છે ભગવાન જિનેશ્વર દેવે આ સિદ્ધાન્તની અંદર એક અનેક શક્તિનું ભાન કરાવ્યું છે અનાદિ અનન્ત કાળથી જીવ પોતાની શક્તિ અને સુખને ભૂલી પરમાં સુખને શોધી રહ્યો છે જીવની ભ્રમણાને ટાળનારો આ સિદ્ધાન્ત છે ભગવાન સુધર્મ સ્વામી જમ્બુને કહે છે, "હે જમ્બુ! ત્રણ લોકના નાથ પરમ તારક મારા ગુરુદેવ અજોડ છે એમણે જગતના જીવોને સત્યનો માર્ગ બતાવી સત્યના અર્થી કર્યા છે તેમનો જોટો આ જગતમા ક્યાય મળે તેમ નથી"

સૂર્યાભદેવ પોતાના વિમાનમા બેઠા છે બેઠા બેઠા કેવળજ્ઞાની અને કેવળદર્શીને જોઈ રહ્યા છે તમે પણ કણીય વાર સમોસરણમા ગયા હશો પણ ભવને કાપવાની તાલાવેલી લાગી જ નથી કેવળીની પરિષદમા ગયેલા આપણા આત્માએ કેવળીની વાણીના અપૂર્વ ઝરણાં કાનેથી ઝીલ્યાં હશે પણ એ હૃદય સોસરા ઊતર્યાં નથી કેવળી આગળ પણ આ જીવ કોરો રહી ગયો પણ જે આત્માના હૃદય સોસરા એ ઝરણા ઊતરે છે તે આત્માનુ કલ્યાણ થઈ જાય છે સૂર્યાભદેવે પૂર્વે ભગવાનની વાણીને સાભળી હૃદય સોસરી ઉતારી છે તેથી જ તેના હૈયામા ભગવાનને જોતા ઉલ્લાસ ઉદ્ભવે છે તમને

મુનિઓને જોતાં ઉલ્લાસ ઊપજે છે ખરો? આ સૂર્યાભદેવે આભિયોગિક દેવને ભૂમિમાંથી કાંટા, કાંકરા દૂર કરી ભૂમિને સુગંધિત અને સાફ કરવાનું કહ્યું તે આગળ કહેવાઈ ગયું છે.

અહીં એક પ્રશ્ન ઉદ્‌ભવે છે, કે આભિયોગિક એટલે શું? દેવની પદવી પ્રાપ્ત કરવા છતાં સેવકપણે ઉત્પન્ન થયા તેનું કારણ શું? ઉત્તરાધ્યયન સૂત્રના છત્રીસમા અધ્યયનમાં ભગવાન ફરમાવે છે, કે

**मंता जोगे काउं भूईकम्मं च जे पउंजन्ति**
**साय रस इड्ढि हेउं अभिओग भावणं कुणई ॥**

સમૃદ્ધિ મેળવવાને માટે જે આત્માઓ **मन्ताजोग काउं** મન્ત્રના યોગને આચરે છે તે **भूईकम्मं** કેવું? ભૂતિકર્મ એટલે રક્ષા-રાખ વગેરેને મંત્રીને કર્મ કરે છે તે. એ આત્માઓ '**अभिओगं भावणं कुणई**' આભિયોગિક ભાવનાને ઉત્પન્ન કરે છે આભિયોગિક દેવોની યોનિમાં નોકર-ચાકરપણે, મંત્ર-જંત્ર, દોરાધાગા કરનારા, ભૂતિકર્મના કરવાવાળાઓ-વગેરે આત્માઓ હોય છે માનવભવને પ્રાપ્ત કરીને તેઓ મંત્ર-જંત્ર વગેરે કરે છે તમે કહેશો, કે શા માટે? શાતાને માટે જ તો જો હું બીજાને આ કરી આપીશ તો મને પ્રતિષ્ઠાની ઋદ્ધિ મળશે એવો ભાવ તેમાં હોય છે આમ કરવાથી જગતના જીવોમાં મારાં માન, શોભા, કીર્તિ વગેરે વધશે, એવો આશય આવાં આચરણોની પાછળ છુપાયેલો હોય છે પ્રાયઃ જગતમાં જીવો ચમત્કારને જ નમસ્કાર કરતા હોય છે

રાજપસેણીય સૂત્રની અંદર આભિયોગિક દેવો, સૂર્યાભ દેવની આજ્ઞા લઈને એક યોજનનો માંડવો સાફ કરવા ગયા છે અહીં પ્રશ્ન થાય છે, કે આવું શા માટે કર્યું? દેવ થયા છતાં નોકરપણે શા માટે ઉત્પન્ન થવું પડયું? મંત્ર-જંત્ર વગેરેને પ્રાપ્ત કરીને જે તેનો ઉપયોગ સમ્યગ્ જ્ઞાન, દર્શન અને ચારિત્રમાં નથી કરતા, તેઓનું આવું જ થાય. તે બાપડાંઓ આભિયોગિકમાં જ જાય. હે ગૌતમ! કર્મના કાયદા અચલ છે અહીં જેવા-તેવાનું રાજ નથી. અહીં તો ભગવાન મહાવીરનું રાજ છે ઓથારે છ વસ્તુનું સ્વરૂપ બતાવતા જગતની અંદર ટોળે ટોળાં ઉત્પન્ન કર્યાં તે છ વસ્તુઓ કઈ? લાભ-અલાભ સુખ-દુઃખ અને જીવિત-મરણ આ છ વસ્તુઓ બતાવીને અગિયાર લાખ, અગિયાર હજાર ભેગા કર્યાં, ત્યારે ભગવાન મહાવીરના એક લાખ અને ઓગણસાઠ હજાર શ્રાવકો હતા તેમાં તમને શું આશ્ચર્ય થાય છે?

**शैले शैले न माणिक्यं मौक्तिकं न गजे गजे।**
**साधवो न हि सर्वत्र चन्दनं न वने वने॥**

પર્વતે પર્વતે માણેક-હીરા ન હોય. પ્રત્યેક હાથીના ગંડસ્થળમાં સાચા મોતીઓ ન પાકે સાધુ પુરુષો સર્વસ્થળે પ્રાપ્ત નથી થતા અને પ્રત્યેક વનમાં ચન્દનના વૃક્ષો હોતા નથી

હીરા થોડા હોય, કંકર મોતીના જ ઢગલે ઢગલા હોય. બાકરના ટોળે ટોળાં હોય, સિંહનાં નહિ. સિંહણ બચ્ચું એક, એકે હજારા બાકર બચ્ચા લાખ લાખે નકારા-બિચારા સાચા સંતનાં ટોળાં ન હોય. સત્ય વસ્તુ, અસલી વસ્તુ હંમેશાં

ઓછી હોય એના પારખુ અને ખરીદનારા પણ ઓછા હોય. કિંમતી વસ્તુઓ શેરીએ શેરીએ અને હાટે હાટે ન મળે. હે મુનિઓ! સુદર એવા સંયમને સ્વીકારીને જો તમે મત્ર-જંત્ર અને દોરાધાગામા પડી જશો, તો તમારી ગતિ બગડી જશે, અને તમારે આભિયોગિકમા અવતરવુ પડશે ભગવાન મત્ર-જત્ર વગેરે કરનાર માટે **न हुते समणा वुचति एवं आयरीयं** એવા શબ્દો વાપરે છે ભગવાન તેમને શ્રમણ કહેતા નથી, માનતા નથી એ આભિયોગિકને જુદા જુદા રૂપો ધારણ કરવાં પડે છે ઇન્દ્ર કહેશે, કે હાથી બન, તો હાથી બનવુ પડે. શક્રેન્દ્રને બેસવા માટે વાહન જોઈતુ હોય તો તેનુ વાહન પણ બનવું પડે શક્રેન્દ્રને ઐરાવત નામનો હાથી છે તે કઇ પશુ યોનિનો નથી કારણ કે દેવલોકમા તિર્યક્ ન સભવે. પરતુ, આભિયોગિક દેવને શક્રેન્દ્રને બેસવા માટે ઐરાવત હાથીનુ રૂપ ધારણ કરવુ પડે છે જો આ પ્રમાણે વર્તીશુ તો મારા અને તમારા કયાય ઠેકાણા પડે તેમ નથી એક વખતે શક્રેન્દ્ર હાથી પર બેસવા જાય છે ત્યારે હાથી આડાઈ કરી બેસવા નથી દેતો અને આડોઅવળો ડોલાયમાન થાય છે શક્રેન્દ્ર પાસે તો ભવપ્રત્યાવિક અવધિજ્ઞાન છે તેથી અવધિજ્ઞાન વડે જોયુ કે પૂર્વે મે શ્રાવકની અગિયાર પ્રતિમા અગીકાર કરી હતી સાધુની પ્રતિમા કેટલી તે જાણો છો ને? સાધુની પ્રતિમા બાર, અને તમારી કેટલી? શક્રેન્દ્રનો પૂર્વ જીવ કાર્તિક શેઠ હતો તે પાચમી પ્રતિમા વહન કરતા સો વખત પાચમી પ્રતિમા વહન કર્યા પછી જે સન્યાસી માસ માસ-ખમણનાં પારણા કરે છે એ વખતે કાર્તિક શેઠનુ સમ્યક્

નિર્મળ છે જ્ઞાન જાય પણ મિથ્યાવાદીને વંદે નહિ, નમસ્કાર ન કરે ધર્મ તો હાડેહાડમાં વ્યાપેલ હોવો જોઈએ. કાર્તિક શેઠના હૃદયમાં ધર્મનો રંગ જામેલ છે રંગ બે પ્રકારના હોય છે મજીઠિયો અને હળદરિયો. પતંગરંગ સૂર્યનો તાપ લાગતા ઊડી જાય છે જે આત્માનું સમ્યગ્ જ્ઞાન વગેરે હળદર જેવું છે તે મિથ્યાત્વનો તાપ લાગતા અદૃશ્ય થઈ જાય છે પણ જે આત્માનું સમ્યગ્ જ્ઞાન વગેરે મજીઠના જેવું છે તે સો મણ સાબુથી ધોતાં જેમ મજીઠનો રંગ જતો નથી તેમ મિથ્યાત્વનો પાશ લાગવા છતાં અદૃશ્ય ન થતાં, તેવું ને તેવું જ રહે છે તેને તમે ભમે તેટલા વચન રૂપી અગ્નિમાં બાળો, તો પણ તેનો રંગ જવાનો નહિ તમે કેવા છો? મજીઠિયા કે પતંગિયા રંગના? તેનો નિર્ણય તમે જાતે જ કરી લેજો.

રંગ નથ ના રંગ જાય ના
જોજે જુવાન, રંગ જાય ના
મિથ્યાત્વ આજનું રંગલું નાચતુ

હે આત્માઓ! મિથ્યાત્વ તમારે આગળ રંગ ભરીને નાચ્યું છે માટે ખૂબ સાવધ રહેજો નહિ તો ક્યાયના નહિં રહો. કાર્તિક શેઠ કોઈને વંદે નહિ, ન તો કોઈને માને. આવા દૃઢ ચિત્તવાળા તે હતા. એક વખતે ગામની બહાર કોઈ તાપસે આવીને મુકામ કરેલો. આખું નગર તેનાં દર્શન કરવા ઊમટ્યું પણ કાર્તિક શેઠ ન ગયા તે ન જ ગયા લોકોએ તાપસને કહ્યું "આખી નગરીના લોકો તો આપના દર્શન કરવા આવ્યા પણ એક જણ ધર્મનો લીબો થઈને

બેઠો છે તે આપનાં દર્શન કરવા નથી આવ્યો ” જગતમાં ઇર્ષ્યાળુ જીવોનો પણ તોટો નથી આ સાભળી તાપસને મનમાં થયુ કે જ્યા સુધી તે કાર્તિકને ન નમાવે ત્યાં સુધી તે સાચો તાપસ નહિ કોઈનુ અહિત કરનાર પાસે સમ્યક્ આવતુ નથી અને કદાચ ને આવી જાય તો તે ટકતુ નથી સમ્યક્ તો બડા ઘરનુ છે કારણ સમ્યક્ એક વાર સ્પર્શ્યા પછી સામો ધક્કો મારે તો અર્ધ પુદ્ગલ પરાવર્તમાં પણ પાછો આવી જાય કોની માફક તે જાણો છો? ‘सुइ जस सुसहूत्त’–જેમ દોરા સોતી સોય કચરામા પડી જાય તો ય તરત જડી જાય છે તેમ પણ સોય દોરા વગરની હોય, તો જડે ખરી? ન જ મળે ભગવાન કહે છે, કે જો આત્મારૂપી સોયની અદર સમ્યક્ રૂપી દોરો પરોવાઈ જાય. તો પછી આત્મા ભલે ને ચાર ગતિઓના ઉકરડામા ખોવાયો હોય છતા પાછો બહાર નીકળી આવે છે સમ્યક્ જ્ઞાન અને દર્શનનો આવો મોટો મહિમા છે હવે પેલા દષ્ટાત પર આવીએ તાપસને માસખમણુનુ પારણુ છે લોકો રાજા વગેરે દર્શને આવે છે રાજા તાપસને પારણુ કરવા પોતાના મહેલે લઈ જાય છે શા માટે? મોટો માણસ છે એટલા માટે બધુઓ! તમારા માથે રાજા છે? તમે તો સ્વય રાજા થઈ ગયા છો એ અહી નહિ આવે. ભગવાને ચક્રવર્તી રાજા કરતા ય મુનિની પદવીને ઉચ્ચ બતાવી છે રાજા તાપસને પારણુ કરવા પોતાના પ્રાસાદે પધારવા વિનતિ કરે છે. તાપસને થયુ કે ઠીક લાગ આવ્યો છે આ અવસર ચૂકવો ન જોઈએ તેણે રાજાને કહ્યુ, “આવવામા મને વાધો નથી,

પણ મારી એક અરજ છે તે સાંભળો." તાપસે હાથ જોડીને સોગઠી મારી.

સંવત્સરી પર્વ આવી રહ્યું છે માટે સંવર કરણીથી નિર્જરામાં આગળ વધો. અમે એમ નથી કહેતાં, કે તમારા લાખ રૂપિયા અહીં મૂકી દો. અમારે તેનો લોભ નથી. તેનો તો અમે ત્યાગ કર્યો છે એ રૂપિયા તમને પણ એક કાળે છોડવાના જ અને એને છોડયે જ છૂટકો છે એ ભૂલતા નહિ. તમારા મનમાં કદાચ એવો વિચાર આવતો હશે કે આને અમારી સાહેબી ગમતી નથી તમારા ઐશ્વર્યની અમે શા માટે અદેખાઈ કરીએ? તમે સાહેબી ભોગવો તેમાં અમારે શું? તમે ભલેને હરરોજ દૂધ અને પકવાન્ન આરોગો. અમને તેની સાથે કશી લેવાદેવા નથી તમે સોનાની થાળીમાં જમો તેથી અમને સહેજ સરખી મનમાં બળતરા થવાની નથી પણ જો તમે એમા જ રચ્યાપચ્યા રહો તો અમને દુઃખ થાય ખરુ આમનુ શું થશે એ વિચારે હૃદયમાં કરુણા ઉપજે ખરી જેના વ્યાખ્યાનોમા વૈરાગ્યના રસ ન વહેતા હોય તે વ્યાખ્યાન નહિ પણ વખાણ છે હવે મૂળ મુદ્દા પર આવીએ.

આભિયોગિકપણું શાથી મળ્યુ તેની વાત કરુ છું બાઈ! ફરમાવો કે તમને સાચી કે ખોટી તપશ્ચર્યા જોઈને મનમાં અથથ થાય છે? તાપસની તો અજ્ઞાન અને કષ્ટવાળી ક્રિયા છે તેણે રાજાને કહ્યુ કે રાજન્! તારા ગામમા કાર્તિક નામે એક શેઠ છે એ મને નમે, તો જ હું પારણુ કરુ આ

સાભળીને રાજા તો વિચારમા પડી ગયો નિમંત્રણ તો આપ્યુ, પણ ધર્મસંકટ આવી પડ્યુ તાપસ કહે છે, "મારે તો તારે ઘેર ખીરનુ પારણુ કરવુ છે કાર્તિક શેઠ નગરશેઠ છે એના વાસા પર ખીર મુકાવીને જો તુ મને પારણુ કરાવે, તો જ હુ પારણું કરુ." તાપસના હૃદયમા ઇર્ષ્યા જન્મી છે. માટે જ તો તે સારાસારનુ ભાન ભૂલી ગયેલ છે રાજાને થયુ કે નગરશેઠ તો એના ધર્મમા રત છે જેના પર નગરનો પ્રેમ છે તેના પર તેનાથી આવુ અકાર્ય કેમ થાય? વળી પાછો બીજો તરંગ તેના મનમાં ઉદ્‌ભવ્યો આ છે સંન્યાસી જો સાધુ શાપ આપે તો બળીને ભસ્મ થઈ જવાય. તેનામા ખોટા ભયનો હાઉ ભરાઈ ગયો 'હાઉ આવ્યો' એમ કહીએ છીએ ત્યારે નાનુ બાળક ડરી નથી જતું? જેમ મુનિ કોઈને કોઈ કાળે શાપ આપે નહિ 'માર, માર' કરતો ભલે ને કોઈ આવે, પણ જૈન સાધુના હૃદયમા તો તેના માટે પણ કરુણાના સ્રોતો વહેવાના 'બાપુ! સંભાળ, તારું બગડી જશે' એમ ઊલટું એ તો કહેવાના એ કોઈનુ ખરાબ કરે જ નહિ. સંન્યાસીનો ડર રાજાના હૈયામા ઘર કરી ગયો તેણે કહ્યુ, "જાઓ, ગમે તેમ કરીને શેઠને સમજાવો શેઠ રાજાના હુકમનો અનાદર કરે તેવા નથી" એમ શ્રાવકના હાડહાડની મજ્જામા નીતિ ભરેલી છે હણવા નિમિત્તે હણવાના પચ્ચખાણ અનપરાધીને મરાય નહિ માટે જ ભગવાન કહે છે, "મારો શ્રાવક નીતિ-પૂર્વક ધર્મનુ પાલન કરે તો આરાધક છે, કારણ કે તે સાચાને સાચુ અને ખોટાને ખોટુ જાણે છે" અને રાજાને રાજ-નીતિના ધોરણે દોરાવુ પડે છે, પણ તેનુ હૈયુ તો પાપથી

મૂજે છે 'अकरणीयम् पापकम्' પાપ કરવા લાયક નથી. પણ ગૃહસ્થાશ્રમમાં જોડાયેલ હોવાથી છૂટકો નથી. સમ્યક્ત્વી આત્મા ખાય-પીએ, ખેલે-કૂદે વગેરે બધુ ય ન કરે એમ નહિ. છેવટે ચેડા મહારાજાને પણ યુદ્ધમા જોડાવુ પડે. રાજાના મનમાં ખાતરી છે, કે શેઠ તેનુ વચન ઉથાપશે નહિ, માટે તેણે સન્યાસીને કહ્યું, "તમે મારે ત્યા પધારો" કાર્તિક શેઠને પણ કહેણ મોકલાવ્યુ, "મારે ત્યા સન્યાસી પારણુ કરવા આવવાના છે તો તમે પણ આવજો." કાર્તિક શેઠ વિચારમાં પડી ગયા. તેણે પોતાને કહ્યું "જવુ તો પડશે. રાજાની આજ્ઞા માન્યા સિવાય ચાલે તેમ નથી ' કાર્તિક શેઠ આવ્યા. રાજા કહે છે 'શેઠ! વાકા વળો સન્યાસી તમારી પીઠ પર થાળી મૂકીને પારણુ કરવાના છે ' કાર્તિક શેઠ વિચાર કરે છે –

હુ બાર વ્રતધારી શ્રાવક તો છુ, પણ છ છિંડીનો આગાર છે મારુ વ્રત મૂકીને કદાચ કરૂ તો ય મારુ વ્રત ખંડિત નહિ થાય. તે માટે છ છિંડીનો આગાર છે જુઓ એક શ્રાવકને માથુ નમાવવા માટે કેવુ કાર્ય કરવુ પડે છે! તમને જો આવા ગુરૂઓ મળ્યા હોય જેનામા સત્ય અને અહિંસા હોય અને તમે માથુ નમાવો તો તમારુ કલ્યાણ થઈ જાય. સન્યાસીને ટાઢક થઈ કાર્તિક શેઠને સન્યાસી પાન લઈ ગયા ત્યારે સન્યાસી કહે છે "નીચા નમો કાર્તિક શેઠે મસ્તક ન નમાવ્યુ, પણ ઊચુ રાખ્યુ આ જોઈ સન્યાસીનો પિત્તો ખસી ગયો આ કોણ છે અવો ? નથી તો મારી શેઠમા તણાતો કે નથી રાજાનુ માનતા? તેણે રાજાને કહ્યુ ખીર લાવો અગ્નાગરમ

ખીર શેઠના વાસા પર થાળી મુકી જમ્યા. ગરમાગરમ ખીર ચામડીને ચોટી ગઈ સન્યાસી પહેલાં તો રાજીરાજી થઈ ગયા. મનમા ને મનમા તેણે કહ્યુ, "વાહ, રે વાહ! કેવું ચાટુ પડી ગયુ!" કાર્તિક શેઠ મન, વચન અને કાયાથી કોઈ જાતની વિકૃતિ લાવતા નથી ઘેર આવીને કાર્તિક શેઠ વિચારે છે, "જો મે દીક્ષા લીધી હોત તો મારે રાજાને તાબે ન થવું પડત, કારણુ કે સાધુને કોઈનો આગાર નથી" કાર્તિક શેઠને એક હજાર અને આઠ મિત્ર છે બધાને બોલાવી તેમણે કહ્યુ, "હુ તો દીક્ષા લેવાનો છુ, તમારો શો વિચાર છે?' મિત્રો જવાબ આપે છે, "જ્યા તમે, ત્યા અમે." તમારે આવા મિત્રો છે ખરા? તમારા મિત્રો તો ખાવા-પીવામા સાથે અને ધર્મમાં છુમતર થઈ જનારા બધાએ એક સાથે દીક્ષા લીધી તમે સાધુવદનામાં બોલો છો ને, કે—

વળી કાર્તિક શેઠે પડિમા વહી શૂરવીર,
જમ્યો મ્હોરા ઉપર તાપસ બળતી ખીર,
પછી ચારિત્ર લીધુ મિત્ર એક સહસ્ર આઠ ધીર,
મરી હુવા શક્રેન્દ્ર ચ્યવિ લેશે ભવ તીર

કાર્તિક શેઠે તો આત્માનુ કલ્યાણુ કરી લીધુ તેમને પેલા તાપસ પર જરા સરખો ક્રોધ ન ચડ્યો જે ધર્મ સમજ્યા છે તે તો સમાઈ ગયા, પણુ તમે તો અહીથી ઉપશમનુ સ્વરૂપ સમજીને ઘેર જશો અને જઈને પત્ની પર ક્રોધ કરશો ધર્મનુ તત્ત્વ તમે સમજ્યા છો એમ કેમ કહેવાય? ક્રોધને પરિહરો ક્રોધ કરવા જેવો નથી ક્રોધ આત્માનું અહિત કરનાર છે હિત કરનાર તો ક્ષમા છે.

કાર્તિક શેઠે ક્ષમા કેળવી તો શક્રેન્દ્રપણે ઉત્પન્ન થયા અને તાપસનો જીવ ઐરાવત હાથીના રૂપે અવતર્યો. શક્રેન્દ્ર હાથી પર ચડવા જાય છે તે વખતે પેલો ઐરાવત પટકિયા ખાય છે શક્રેન્દ્ર કહે છે, "ભાઈ! તું ચડવા નથી દેતો, પણ તારૂ કર્મ ચડવા દે છે તારું પૂર્વ તપાસ. તે મારા વાસા ઉપર એક વખત ધગધગતી ખીર ખાધી, પણ તેના પરિણામે તારે મારા વાહનરૂપે રહેવું પડ્યું છે અને મારે તારા પર ચડવું પડશે. માટે ભાઈઓ! તમારું ભાગ્ય તમારા હાથમાં જ છે તમારી વસ્તુ આબાદ રાખવા માટે મુંઝવણ શા માટે અનુભવો છો? મંત્ર-જંત્ર વગેરે કરનારને આભિયોગિક દેવપણે અવતરવું પડે છે કર્મથી તમે રાજા પણ થઈ શકો અને અમે એવું કરીએ તો અમારે પણ આભિયોગિક દેવ થવું પડે માટે સ્વરૂપને સમજો જે સ્વરૂપને સમજશે તે તરશે, અહીં સુધી કહેવાયું બાકીનું આગળ ઉપર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન ૩૧ મું

[મંગળવાર, શ્રાવણ શુદ ૧૪]

### બ્રહ્મચર્યની મહત્તા

આજે આપણે આગળ મંગળ દિન છે ભગવાન કહે છે, કે પરભાવમાંથી મુક્ત થઈને જે સમયે આત્મા સ્વભાવમાં આવે છે તે ઘડી અને તે દિવસ મંગળ કહેવાય. મંગળ કરનાર ભગવાન નેમિનાથની સ્તુતિ કરતા ભગવાન કહે છે કે—

**सोहग्ग महानिहिणो पाये पणमामि नेमि जिणवण हो।**
**वालेण भूय वालेण जणाद्दणो जेण निज्झिणिओ॥**

સૌભાગ્યના પરમ નિધાન એવા બાલ બ્રહ્મચારી નેમિ જિનેશ્વરના **पाये पणमामि**–ચરણ કમળમા નમસ્કાર કરીને જેણે બાલ્યાવસ્થામા ભુજાએ કરીને જનાર્દન એવા શ્રીકૃષ્ણ વાસુદેવને જીતી લીધા હતા, એવા નેમિ જિનેશ્વરને નમસ્કાર કરીને, બ્રહ્મચર્યની મહત્તા ઉપર આજનુ વ્યાખ્યાન શરૂ થશે. બ્રહ્મચર્યનો મહિમા વર્ણવતા શાસ્ત્રકારો કહે છે, કે—

**शील धम्म निहाण शीलं पावाण खडण भणिण ।**
**शीलं जतुण जण, अकत्तिम मडण पवरम् ॥**

હે આયુષ્યમાન આત્માઓ! શીલ એ તો ધર્મનુ નિધાન છે, ભડાર છે શીલ પાપનુ ખડન કરનાર છે શીલવાળા પ્રાણીઓ જગતમા જય અને વિજયને પામે છે હે આત્માઓ! શીલ એ તો અકૃત્રિમ, નૈસર્ગિક આભૂષણ છે કેવુ આભૂષણ? તો કહે અકૃત્રિમ અકૃત્રિમ એટલે સોના–ચાદીના અલકારો જેવુ બનાવટી નહિ, પણ કુદરતી, સ્વાભાવિક એવા અલકારને માનવજીવન પ્રાપ્ત કરનારે ધારણ કરવો જોઈએ માણસ ભલે નિત્ય નવા નવા અલકારોથી પોતાના દેહને શણગારે, પણ જેણે બ્રહ્મચર્યનુ આભૂષણ પહેર્યું નથી તે તો છતે અલકારે અલકાર વગરનો છે સાચો દાગીનો તો બ્રહ્મચર્ય છે એ પહેરશો તો જ તમે ખરેખર રૂપાળા લાગશો, સોના-ચાદી કે ઝવેરાતના આભરણોથી નહિ બ્રહ્મચર્યનો મહિમા દર્શાવતા ભગવાન કહે છે, કે જો તમને શરીરને શોભાયમાન ર્ક્યા સિવાય ચેન ન જ પડતુ હોય તો તમને એક સુદર

અલંકાર બતાવીએ છીએ કે શણગારને વરવા ભગવાન નેમિનાથ તોરણથી પાછા વળ્યા અને અખંડ બ્રહ્મચર્યને વર્યા. આપણે પણ એ વસ્તુ અપનાવવા જેવી છે જો આપણે તેને નહિ અપનાવીએ તો આપણું જીવન ફોતરાં જેવું-કિંમત વગરનું બની જવાનું જ્યાં બ્રહ્મચર્ય છે ત્યાં જ શાન્તિ છે ઉત્તરાધ્યયન સૂત્રના સોળમા અધ્યયનમાં કહ્યું છે કે—

देव-दाणव-गन्धव्वा जक्ख-रक्खस-किन्नरा ।
बंभयारिं नमंसन्ति दुक्करं जे करन्ति ते ॥

હે ગૌતમ! દેવો દાનવો, ગંધર્વો યક્ષો, રાક્ષસો અને કિન્નરો બ્રહ્મચારીને નમસ્કાર કરે છે દેવોને પણ દુષ્કર એવા બ્રહ્મચર્યનું જે માનવ પાલન કરે છે તે માનવને અમે દેવો નમસ્કાર કરીએ છીએ. ભગવતી સૂત્રમાં શાસ્ત્રકારે કહ્યું છે, કે એક સમયે ભગવાન દેવોની શક્તિની વાત કરતા હતા કોઈ એક મહર્ધિક દેવ જે મહા શક્તિશાળી જ્યોતિના પુંજ જેવા, ઋદ્ધિ અને સમૃદ્ધિથી ભરપૂર લાખ યોજનના જમ્બુદ્વીપને ચપટી વગાડીએ એટલા અલ્પ સમયમાં એકવીસ વખત પ્રદક્ષિણા કરી શકે તેવા શક્તિશાળી હોવા છતાં સ્ત્રી આગળ સાવ પામર બની જાય છે દેવો કહે છે અમારી શક્તિનો પાર નથી પણ અમે એક દિવસ પણ બ્રહ્મચર્ય પાળી શકીએ તેમ નથી દુષ્કર એવા બ્રહ્મચર્ય વ્રતનું પાલન કરનાર મનુષ્યને અમે દેવો પણ પ્રણામ કરીએ છીએ બંધુઓ! બ્રહ્મચર્યના પાલનથી શારીરિક સામર્થ્ય તો વધે જ છે પણ તેથી આત્મિક શક્તિ પણ પ્રાપ્ત થાય છે બ્રહ્મચર્ય આગળ બીજી બધી વસ્તુઓ તુચ્છ અને ફિક્કી લાગે છે માટે જ ભગવાને કહ્યું છે કે—

पंचमहव्वय सुव्वयमूलं समणामणाईल साहु सुच्चीण ।
वेरविरामण पज्जवसाणं सव्व समुदमहोदधितित्थम् ॥

પરિગ્રહની મર્યાદા હોય, પણ જો ચોથું વ્રત ન હોય તો એ વ્રત દીપે નહિ પાંચ મહાવ્રતોમાંથી ચોથું વ્રત પાળવું કઠિન છે 'समणामणाई' ભલી રીતે સાધુ પુરુષોએ જેનું આચરણ કરેલુ છે અહો! ગૌતમ! જુઓ 'वेरविरामण पज्जवसाणं' બ્રહ્મચર્યવ્રતનુ પાલન વૈરીની વૈરવૃત્તિને રોકીને તેને શમાવી દે છે વૈરવૃત્તિની નિવૃત્તિ થઈ જાય છે સર્વે સમુદ્રોમા જેમ સ્વયભૂરમણ સમુદ્ર પ્રધાન છે, તેમ સર્વે વ્રતોમા બ્રહ્મચર્ય પ્રધાન છે બ્રહ્મચર્ય એ જ મોટુ તીર્થ છે ઉત્તરાધ્યયન સૂત્રમા ભગવાને કહ્યુ છે, કે જેણે મોટો સમુદ્ર તરીને પાર કર્યો છે, તેના માટે ગગા નદી પાર કરવી એ રમત વાત છે, તેવી જ રીતે, જે આત્માઓ નારીરૂપી સમુદ્ર તરી ગયા તેના માટે અન્ય બીજા વ્રતોનુ પાલન સાવ સહેલુ થઈ પડે છે. હે દેવાનુપ્રિયો! મનુષ્યજીવન પામીને તમે બે કાટા વગરના રહો તો તમારો જન્મ વ્યર્થ થયો માનવો તમે એક કિંમતી અમેરીકન ઘડિયાળ બજારમાથી ખરીદી લાવો, પણ જો તેના બે કાટા ન હોય, તો તે શા ઉપયોગનુ? માનવભવ તો અમેરિકન ઘડિયાળ કરતા ક્યાયે કિંમતી છે માનવભવનુ ઘડિયાળ તો તમે ખરીદ્યું, પણ તેમા યમ અને નિયમના બે કાટા છે કે નહિ તેની તમે તપાસ કરી છે ખરી? જો તમારા આ જીવન-રૂપી ઘડિયાળમા યમ-નિયમના બે કાટા ન હોય, તો તમારું જીવન નકામું છે, એ વૃથા છે તમે ભલેને શ્રીમંત હો અને વૈભવની છોળો તમારે ત્યા ઊડતી હોય, પણ યમ-નિયમ

ન હોય તો એ બધુ ઐશ્વર્ય વ્યર્થ છે યમ-નિયમ વગર આત્માનો વિકાસ શક્ય નથી. જ્ઞાનીઓ બ્રહ્મચર્યની વ્યાખ્યા કરતા કહે છે, કે બ્રહ્મ એટલે આત્મા અને ચર્યા એટલે વિચરવુ રમવું સમ્યગ્ જ્ઞાન, દર્શન, ચરિત્રમા રમવું એ તો આ માનો ગુણ છે મન, વચન અને કાયાથી સ્ત્રીના સયોગથી નિવતવુ તેનું નામ દ્રવ્ય બ્રહ્મચય દરેક તપમાં મોટામાં મોટુ તપ બ્રહ્મચર્ય છે કહ્યુ છે, કે 'तवेसु वा उत्तम बंमचेरम्' સવર દ્વારની અદર ભગવતી સૂત્રમા ભગવાને કહ્યુ છે કે, એક દિવસનું બ્રહ્મચર્ય પાળનારને એક સો એસી ઉપવાસના તપનો લાભ થાય છે આ છ માસી તપફલ થયુ છ મહિનાના આવા તપના લાભને એવો તે કોણ મૂર્ખ હશે કે હાથથી જવા દે? વસ્તુના તત્વને સમજો તમે કહેશો, 'સાહેબ! ઉ વાસની વાત અમારી આગળ ન કરો! પણ વાત નહિ કરીએ તો આ મા નિમળ કેમ થશે? આત્માને નિમળ તો કરવા ન ન? ભગવાને કહ્યુ છે કે તપ અને સયમ વગર આ ા નિ ળ થ ન તેમ નથી આ વચનોમાં તો તમને શ્રદ્ધા છે ને? તો પછી કોની પ્રતિક્ષા કરી રહ્યા છો? જો વખત આયુ પૂ થ ત કાગે ધામ્ અધુંયે ધૂળમા મળી જશે નહિ ધામુ હોય તે આગળ આવશે માટે ધમને વાપ ૫ ન મા ધન તા રોક ૩પિયા છે તેમા ઉધાર ન ચાલ તમન નાર મે કે ઉધારીયો? જો જલ્દી રોકડ મ મળતી હોય તો કોઈ ઉધાર વેપાર કરે ખરો? ન ર આ ભવ રો વેપાર ક વા માટે મળ્યો છે, વિષયના લાચાઓ ચૂપવા માટે નહિ આખો ઉઘા ને જુઓ

તો ખરા. અનન્ત ભવમા તમારી જે પત્નીઓ બનેલી તે આ ભવમા તમારી સાથે બીજા સબંધોથી પણ જોડાઈ હોય માટે દૃષ્ટિ ખોલો જ્ઞાનીઓના માર્ગને નિહાળો. જગતમા રાચવા જેવું શુ છે? ઉત્તરાધ્યયન સૂત્રના બારમા અધ્યયનમા ભગવાને કહ્યું છે, કે—

**खणमित सुक्खा बहु काल दुक्खा, पगाम दुक्खा अणिगाम सुक्खा ।**
**ससार मोक्खस्स विपक्ख भूया खाणी अणत्थाण उ कामभोगा ॥**

ભગવાન કહે છે, "ભાઈઓ! કામનો ઉપભોગ કદાચને તમને ક્ષણ વાર માટે સુખ આપે, પણ વારસામા ઘણા કાળ સુધી ભોગવવા પડે એવા દુ ખને મૂકી જશે" આ વાતનો તમે જરા સરખોયે વિચાર કર્યો છે ખરો? ક્ષણ-ભરના સુખ માટે તમે ચિર કાળની યાતનાને નોતરી રહ્યા છો એક વખતના અબ્રહ્મચર્યથી તમે નવ લાખ સજ્ઞી મનુષ્ય અને સમુચ્છીમ મનુષ્યની હત્યા કરી રહ્યા છો, તેની તમને ખબર છે? એક સો એસી ઉપવાસનો લાભ બતાવ્યો તે આ વાતને તમારા મનમા ઠસાવવા માટે જ અહિસક જીવો હિંસાએ ન જીવે સુખ પ્રાપ્ત કરવા જતા સુખ ટળે છે, માટે આખો ખોલો સૂર્યનો પ્રકાશ ચોમેર ફેલાઈ ગયો છે તો હવે ઘુવડ જેવુ જીવન જીવવાનુ છોડીદો તમે કહેશો કે વિષયના ઉપભોગથી અમને સુખની પ્રાપ્તિ થાય છે, પણ આ માન્યતા ખોટી છે જ્ઞાનીઓ કહે છે, કે તેમ કરવાથી તમને સુખની પ્રાપ્તિ થવાની નથી જરા તમારા આતર-

ચક્ષુઓને ખોલો! તો ખરા કે વિષયના સેવનથી સુખ મળે છે કે સુખ ટળે છે ? વિષયનું ક્ષણિક સુખ પ્રાપ્ત કરવા જતાં આત્માનું સાત્વિક અને અનન્ત કાળ સુધી ટકી રહે તેવું સુખ તમે ગુમાવી બેસો છો તેનો તો જરા વિચાર કરો. જ્ઞાનીઓ ઉચ્ચ સ્વરે પોકારી પુકારીને કહે છે, કે જેટલી અબ્રહ્મચર્યમાં આસક્તિ, જેટલું તેનું સેવન, તેટલાં ભાવમરણ. જ મમરણના ફેરામાંથી છુટકારો મેળવવો હોય તો બ્રહ્મચર્યવ્રતને અ ગીકાર કર્યા સિવાય છૂટકો નથી. માટે તમારી ઈન્દ્રિયો પર ' કન્ટ્રોલ' મૂકો. તેને કાબૂમા રાખો. માંદા પડો છો ત્યારે વૈદ્યના કહેવા પ્રમાણે મગનું પાણી પીને જીભને વશમા નથી રાખતા ? જ્ઞાનીઓ કહે છે, તમારી સ્વાદેન્દ્રિય પર કાબુ કેળવો, સ્વાદેન્દ્રિયને જીતનાર આત્મા જ બ્રહ્મચર્યને પાળી શકે તેના પાળનારને જ એક સો એસી ઉપવાસનો લાભ થાય છે માટે સ્વાદેન્દ્રિય ઉપર તમારે જય મેળવવો જ પડશે. આત્માની આઝાદી જો તમારે પ્રાપ્ત કરવી હોય તો વિષયની ગુલામી છોડવી પડશે જેમ જેમ તમે આઝાદી પ્રાપ્ત કરતા જશો તેમ તેમ વિષયની ગુલામીની શૃંખલા તૂટતી જશે કોઈ નટ દોરડા પર ચઢી નાચવાનું શરૂ કરે છે ત્યારે તેને આનંદ આવે છે પણ ક્યારે ? જ્યારે નીચે ઊભેલા ઢોલક બજાવે ત્યારે. ઢોલકના તાલ સાથે નાચતા તે રંગમા આવી જાય છે એમ તમે પણ જે સંયમ અને ત્યાગના ઢોલ બજાવો તો તમારો આત્મા પણ આનંદના તાલે નાચીને રંગ જમાવે. માટે જીવનને આદર્શ બનાવો. જીવન ખાવાપીવા માટે નથી મળ્યું, પણ ધર્મનું આચરણ કરવા માટે મળ્યું છે જૈનનો દીકરો

હોય, તો એક વખતના બ્રહ્મચર્યભંગથી નવ લાખ સંજ્ઞી અને અસંખ્ય જીવોની હત્યા થાય છે એમ સાંભળતા તેનું હૈયું કંપી ઊઠે મહાત્માજીએ છત્રીસ વર્ષની ભર યુવાવસ્થામાં બ્રહ્મચર્યવ્રત અંગીકાર કર્યું તમને કહેશું તો જવાબ આપશો, 'શું કરીએ? પુત્ર નથી ' ભગવાન મહાવીરે, પુત્ર ન હતો છતા, અઠ્ઠાવીસ વર્ષની વયે બ્રહ્મચર્યવ્રત સ્વીકાર્યું પુત્રના અવતરવાની રાહ ન જોઈ તો પછી કોની રાહ જોઈ રહ્યા છો? હવે નીકળો એક દેહમાંથી નીકળવું મુશ્કેલ છે બ્રહ્મચર્યના પાલન સિવાય આત્મા નિર્મળ કેમ થશે? કોઈ પણ આત્મા બ્રહ્મચર્ય સિવાય મોક્ષને પામ્યો નથી અને પામવાનો પણ નથી કોઈ પણ આત્મા શીલ વિના સંસારસુખને પામ્યો નથી, પામવાનો નથી અને પામશે પણ નહિ સર્વથા બ્રહ્મચર્યને સ્વીકારી ન શકીએ, તો કેટલીક પામરતા છે તે જણાઈ આવશે તમારે સમજવું જોઈએ, કે જેણે બ્રહ્મચર્ય સ્વીકાર્યું તે ભગવંત તુલ્ય બન્યો

બ્રહ્મચારી ભગવાન સમો રે,
એમ કહે જિનરાય, રે સગુણ નર!

આવો છે મહિમા બ્રહ્મચર્યનો, માટે જ બ્રહ્મચર્યને અપનાવી લેવું જોઈએ નહિ તો મરણકાળે મનમા ઓરતો રહી જશે. જે કાળે બ્રહ્મચર્યનો સ્વીકાર કરવા આત્મા તૈયાર થાય તે ઘડી જ દિવાળીનું પર્વ માનવું. નાની વયમા જે જાગ્યો, તે પાછલી અવસ્થામા '**खंती बम्भचेरम्**' ને સ્વીકારે અને શીઘ્ર અમરત્વને પ્રાપ્ત કરે તમારે અમર થવું છે ને? જે આત્માઓ પુખ્ત વયે પણ બ્રહ્મચર્યનું પાલન કરવા તૈયાર થાય તેમને

પણ ધન્યવાદ આપવો ઘટે. ભગવાને સભામાં બ્રહ્મચર્યવ્રત લેવાનું બતાવ્યું છે તેનું પણ રહસ્ય છે બધાની હાજરીમાં વ્રત લેવાથી વ્રતધારી પર જબરો અંકુશ રહે છે લોકલાજ બીકથી કરીને તે વ્રતનો ભંગ કરતાં અટકી જાય છે આત્માએ સદા જાગૃત રહેવું જોઈએ, જેથી સ્ખલન ન થાય. આવા વ્રતીને જોતા બીજા રૂડું જાણે અને બીજાને ત્યાગનો ચાંદલો કરે તો તેનો લાભ મહાન અને અમૂલ્ય છે કંઈ નહિ તો ઓછામા ઓછું એક દિવસનું બ્રહ્મચર્યવ્રત સ્વીકારે તેને પણ મોટો લાભ થાય છે કોઇ કરોડપતિ પ્રતિ માસે દસ લાખનું દાન આપે તેના કરતા પે આ લાભ મોટો છે

પ્રતિ માસે કરે દાન જે દસ લાખ ગાયનું
તેનાથી સંયમી શ્રેષ્ઠ ભલે આપે ન તે કશું

શરમ કે લજ્જાના કારણે પ્રત્યાખ્યાન ઘરે ન કરતા જાહેરમા જ કરવા જોઈએ. આજે આપણને સુવર્ણ અવસર પ્રાપ્ત થયો છે એ અપૂર્વ અવસર વારે ઘડીએ મળવાનો નથી માટે એકથી સંતુષ્ટ ન થશો અમે તો આશાભર્યા છીએ કે તમે સદાયનું બ્રહ્મચર્યવ્રત સ્વીકારી લેશો. જ્ઞાનીઓએ આજના દિવસને ઉત્સવ કહ્યો છે જેણે ભગવાનની સામે સમર્પણ કર્યા છે, તેના ગીત તો બધાં ગે ગાય. એવાને આત્માની ભૂમિકા શુદ્ધ કરવા માટે, આલોચના કરીને, પ્રત્યાખ્યાન આપીશું જેમ હોળીના દિવસોમા રંગની પિચકારીઓ ભરતાં જેના પર છોડી હોય છે તેને તો રંગી જ દે છે પણ બીજાઓ પર પણ રંગના છાંટાઓ તો ઊડે જ છે તેમ મારા ગુરુદેવ પ્રત્યાખ્યાનરૂપી પીચકારી છોડશે. તેના છાંટાઓ અહીં ઉપસ્થિત થયેલા બધાને લાગશે. માટે પ્રોત્સાહનનો ચાંદલો કરવા તૈયાર રહેજો. (

## વ્યાખ્યાન ૩૨ મું

(બુધવાર, શ્રાવણ શુદ ૧૫)

ભગવાન–ત્રણ લોકના નાથે રાયપસેણીય સૂત્ર પ્રકાશેલ છે, તેમાં શુ શુ દર્શાવેલુ છે તેનુ વર્ણન શાસ્ત્રકારો કરી રહ્યા છે જે જીવો ખૂબજ સમ્યક્ રીતે વિચાર કરે છે તેઓને અ તરનું જ્ઞાન થાય છે માટે જ જ્ઞાનીઓએ આગમને અરીસાની ઉપમા આપી છે. આગમ એ સમ્યગ્દષ્ટિનુ દર્પણ છે જેમ આંખોવાળો માનવી નાહી–ધોઈને મોઢા ઉપર કયાંય ડાઘ તો નથી રહી ગયો ને તેની ખાતરી કરવા દર્પણમાં પોતાનુ મુખ જુએ છે, તેમ જ્ઞાનીઓ કહે છે, કે તમારે પણ અ તરના ડાઘ જોવા માટે આગમરૂપી અરીસામાં જોવુ જોઈએ કોઈ કહેશે, કે આખવાળા માનવીને વળી અરીસાની શી જરૂર ? આ પ્રશ્નનો ઉત્તર બીજા પ્રશ્નથી જ આપીએ તો ? ત્યારે અરીસો શા માટે છે. ? શરીર પરના ડાઘ જોવા માટે અરીસાની જરૂર દેખતાનેજ હોય, અ ધને નહિ જ્યા સુધી તમારી પાસે આગમનો અરીસો નહિ હોય ત્યા સુધી તમારી કાયાનુ કલ્યાણ નહિ થાય તમારામા રહેલી ખોડખાપણોને વીતરાગદેવ અરીસા વડે બતાવે છે તમારે એ ખોડખાંપણોને કાઢવી પડશે, તમારી કુટેવોને છોડવી પડશે. કોઈ કહેશે, કે આગમને મૂકો આઘા આગમ છે જ નહિ જેમ ચક્ષુવિહીનને અરીસો અળખામણો લાગે છે, તેમ શ્રદ્ધારહિતને આગમ અળખામણાં લાગે તેમા નવાઈ શી છે ? જેની દૃષ્ટિ જ જ્યા સવળી અને

સરળ નથી, તેને અરીસો પણ વાંકો દેખાવાનો જેની દ્રષ્ટિ જ ભ્રાન્તિગ્રસ્ત છે, તેને આગમો પણ ભ્રાન્તિવાળાં લાગવાના આવી દૂષિત દૃષ્ટિ' જ્યાંસુધી હોય,' ત્યાં સુધી કદાચ તે આગમને વળગે તોય લાભ થવાનો નહિ. માત્ર ટિચામણા કરવાનું જ તેના હાથે રહે છે હે ગૌતમ! નદીસૂત્ર, આચારાંગ સૂત્ર વગેરે આગમો સમ્યક્દૃષ્ટિવાનને સમ્યક્રૂપણે અને મિથ્યા દૃષ્ટિવાળાને મિથ્યારૂપે પરિણમે છે અન્યના આગમો ને સમ્યક્દૃષ્ટિવાળો વાંચે તો સમ્યક્રૂપણે પરિણમે માટે દોષ દૃષ્ટિમાં છે, આગમમા નહિ. આપણે કહીએ પણ છીએ, કે દૃષ્ટિ તેવી સૃષ્ટિ. અધ આગળ આગમરૂપી અરીસો મૂકીએ અને તે લેવા જાય તો તેનુ માથુ ફૂટે. બાહ્ય માણસના વ્યાવહારિક આચરણમા અને સમ્યક્દૃષ્ટિવાળાના આચરણમાં અતર રહેવાનુ સમ્યક્દૃષ્ટિવાળો આગમની દૃષ્ટિએ તેનુ આચરણ નિર્દોષ છે એવુ જાણ્યા પછી જ આચરણ કરવાનો. જે કોઈ આત્મા આ આગમના અરીસાને પોતાની પાસે રાખશે તે દુ ખથી મુક્ત થશે. આગમોને કહેનાર અને આપણી પાસે લાવનાર પ્રત્યે જો આપણામા અતરગ ભક્તિભાવ ઉપજે, તેમા શ્રદ્ધા પ્રગટે તો આપણો આત્મા સરળ થઈ જાય.

સૂર્યાભદેવને અતરમની ભક્તિનો વેગ ઉપડયો છે માટે તે જવા તૈયાર થયા છે આભિયોગિક દેવ સૂર્યાભદેવને કહે છે આપની આજ્ઞા પ્રમાણે બધુ કરી આ પો છુ એટલે આપની આજ્ઞા હવે આપને પાછી સોપુ છુ ' સેવકે પોતાની આજ્ઞાનું પાલન કર્યું તેથી સૂર્યાભદેવનુ ચિત્ત પ્રફુલ્લ બને છે ભાઈઓ! તમારા દીકરા-દીકરીઓ તમારા આદેશો

અને આજ્ઞાઓનુ પાલન કરે, તો તમારુ હૈયુ પ્રફુલ્લિત નથી થતુ ? સૂર્યાભદેવે તેને કહ્યુ, "વારુ, તુ જા સુધર્મસભામા અને ત્યા જઈ, ઘટાનો રણકાર કર, એ ઘટાને એક લાખ યોજનનો ઘેરાવો છે. એ ઘટાને ખૂબ જોરથી વગાડ અને આ વાતને જાહેર કર કે સૂર્યાભદેવના વિમાનમાં રહેલા બધાયને આજ્ઞા કરી છે કે આમ્રશાલ ઉદ્યાનમા બિરાજી રહેલા શ્રમણ ભગવાન મહાવીરને વદના કરવા ચાલો દેવો ! તમે બધા પણ તમારી બધી ય રિદ્ધિ વગેરેને સાથે લઈને સૂર્યાભદેવની સાથે જવા તૈયાર થઇ જાઓ " સેનાપતિએ કહ્યા પ્રમાણે આવી ઉદ્‌ઘોષણા કરી અને તેણે ત્રણવાર ઘટા વગાડી ભગવાન કહે છે, "હે ગૌતમ ! ઘટાનો એવો તો ધ્વનિ ઊઠયો, કે દેવો અને પડછદા–બધા ય જાગી ઊઠયા " તમે અહી બેઠા હો અને ઉપરથી ગડગડાટ કરતુ વિમાન પસાર થાય તો તમને આશ્ચર્ય થાય ને ! દેવો ભોગવિલાસ, રતિક્રીડા વગેરેમા મગ્ન હતા ઘટારવ સાભળી બધાને થયુ, આ ઓચિતાનુ શું થયુ ?" બધાને જાણવાનુ કુતુહલ ઊપજ્યુ અવાજ બધ થયા પછી સેનાપતિએ ઉદ્‌ઘોષણા કરતા કહ્યુ, "સૂર્યાભદેવે ઉદ્‌ઘોષણા કરાવી છે, કે " આ સાભળી બધા એકદમ શાન્ત અને સ્તબ્ધ બની ગયા જેમ કોઈ મહાન વક્તા બોલવાનુ શરૂ કરે અને શ્રોતાજનો શાન્ત બની જાય તેમ. જેમ બધા એકતાન બની જાય છે તેમ દેવો પણ એકતાન થઈ ગયા ભાષણો તો ઘણા યે આપે છે, પણ નહેરૂ ભાષણ આપે ત્યારે ? સભા કેવી શાન્ત અને એકચિત્ત બની જાય છે ? દેવો કહેવા લાગ્યા, "સ્વામીની આજ્ઞા છે, માટે તરત બધાં

કામો પડતાં મૂકીને તૈયાર થઈ જાઓ" તમારે પણ ભગવાનની આજ્ઞા સાંભળીને દેવોની જેમ બધાં કામો પડતાં મૂકીને એકદમ એકમત અને એકતાન થવું જોઈએ. કોઈએ વિરોધનો સૂર ઉઠાવવો ન જોઈએ "આગમ આથા મઢો," એમ જિનેશ્વરના મુમુક્ષુએ કદાપિ બોલવું ન જોઈએ. આ તો ઠરવિયો પારો છે જો ભગવાનની આજ્ઞામાં એકતાન થયા તો ભગવાન બની જવાય, અને જો આજ્ઞાને આઘી મૂકયો તો ભગવાનપણું પણ આઘું જતું રહેવાનું ભગવાન કહે છે, કે તમે કોના સામે બોલો છો ? આ આજ્ઞાનું પાલન એ બહુ ગંભીર અને ગહન વાત છે તમારાથી સામાયિક ન થાય તો તમે જાણો, પણ સામાયિક સામે બોલાં ન કરાય. ભાઈઓ ! તમને સમ્યક્ શ્રદ્ધા રાખતા કોણ અટકાવે છે ? જ્યારે દેવો પણ વ્યવહારમાં આવીને આજ્ઞાનું પાલન કરે છે, તો તેમ કરતા તમને શું થાય છે ? તમારી ગૃહિણી જો તમારી આજ્ઞા ન માને, તો તમને ગમે ? તમે કહેશો, નહિ જ તો પછી, ભગવાનના વહાલાં ક્યારે થવાય ? ભગવાનની આજ્ઞા પાળીએ ત્યારે જ ને ? જો તમારી અર્ધાંગના તમારી ઉપરવટ જઈને વર્તે તો તમને વહાલ કે હેત તેના પ્રત્યે ઉપજતું નથી તેમ ભગવાનની ઉપરવટ જઈને આપણે વર્તીએ, તો ભગવાનને પણ આપણા પર ક્યાંથી હેત આવે ? ભગવાનની આજ્ઞામાં રહો તો ભગવાનને વહાલ આવે. ભગવાન તો કોઈપર રાગ પણ નથી કરતા અને દ્વેષ પણ નથી કરતા. તેમના આજ્ઞાપાલનથી ભક્તના હૃદયમાં ભક્તિનો ઝરો વહેવા લાગે છે

સૂર્યાભદેવના હૃદયમાં ભક્તિનો ઝરો વહી રહ્યો છે. ઘોષણા સાંભળીને કેટલાકને ભગવાનના દર્શન કરવાની ભાવના થઈ. કેટલાકને કુતુલહવૃત્તિ થઈ કેટલાકને થયુ કે આજ સુધી જે સાભળ્યુ નથી તે આજે સાભળવાનુ મળશે કેટલાકને થયુ, કે સૂર્યાભદેવની આજ્ઞા થઈ છે એટલે જવું પડશે કેટલાક તો, આમ ધારી જિનભક્તિમા રગાઈ ગયા કેટલાક તો વળી આ તો અમારો છે એમ માની તૈયાર થયા આવી રીતે રિદ્ધસિદ્ધિ સહિત, વિમાન સહિત યથાસમય આવવા તૈયાર થઈ ગયા સેવકે આવી કહ્યુ, "સ્વામી! આપની આજ્ઞા પ્રમાણે ઘટા વગાડી આવ્યો છુ" આટલુ નિવેદન કરે છે ત્યા તો બધા દેવો હાજર થઈ ગયા સૂર્યાભદેવ તો દેવોનો પરિવાર જોઈને, પોતાની આજ્ઞાના થતા પાલનથી ફૂલ્યોફાલ્યો માતો નથી એમ, તમે પણ ઉપાશ્રય-મા આવી ગુરુમુખેથી ધર્મનુ શ્રવણ કરો, તો અમને કેટલો આનદ થાય! પછી સૂર્યાભદેવે કહ્યુ, "એક લાખ યોજન લાબુ પહોળું એક વિમાન તૈયાર કરી આવો, કારણ કે જમ્બુદ્વીપ એક લાખ યોજનના વિસ્તારમા છે જમ્બુદ્વીપના ભરત ક્ષેત્રમા નાના પ્રકારના સ્તમ્ભો તૈયાર કરી તેમને રત્નોથી મઢી દો તેઓમા હસ્તિ, રથ, યોગ વગેરેને મૂકો. હજાર હજાર સૂર્યના પ્રકાશ જેવુ એ વિમાન કરજો જોનારની આખો તેજના પુજથી અજાઈ જાય તેવી તેની દીપ્તિ હજો નાના પ્રકારના શણગારવાળુ, દિવ્ય ગતિવાળુ વિમાન બનાવી લાવો" આભિ-યોગિક દેવે કહ્યુ "જેવી આજ્ઞા" આ સાંભળીને સૂર્યાભદેવ તો રાજી રાજી થઈ જાય છે વિમાનની ત્રણે બાજુઓએ સોપાન ગોઠવવામા આવ્યા, સોપાન એટલે ચડવાના પગથિયા એક

સોપાન પૂર્વ દિશાભિમુખ મૂક્યુ, તેની આગળ મણિઓનાં તોરણ બાંધ્યાં તોરણો ઉપર તોરણ અને તેના પર એક હજાર આઠ દલવાળુ કમળ ગોઠવ્યુ આ પ્રમાણે કરીને પછી ભૂમિ ભાગને શણગારવાનુ શરૂ કર્યું મણિઓનુ વર્ણન કરાય તેમ નથી. કેવા વિવિધ વર્ણનાં એ રત્નો હતા! શ્યામ, રક્ત, પીત, હરિત, શ્વેત અને વિચિત્ર વર્ણના એ મણિઓ હતા સૂર્યાભદેવે બધી યે જાતના મણિઓની સગાજ પાડીને જેમ સુંદર લાગે તેમ ગોઠવવા કહ્યુ એ વિમાનમા સૂર્યાભદેવના ચાર હજાર સામાનિક દેવોને બેસવા માટે ભદ્રાસનો મૂકવામા આવ્યા શક્રેન્દ્રના સામાનિક દેવોની સખ્યા તમે જાણો છો? આનુ મહત્ત્વ સમજાવતા ભગવાન કહે છે કે આ દેવોએ પ્રસિદ્ધિ પ્રાપ્ત કરી છે શાના વડે તે જાણો છો? આવી બાહ્ય પ્રસિદ્ધિ તો મારો અને તમારો આત્મા એક વાર નહિ પણ અનેક વાર ભોગવી આવ્યો છે આવુ ભાન કરાવીને વૈરાગ્ય પ્રાપ્ત કરવાની સમજણ આપતા ભગવાન કહે છે કે "હે આત્માઓ! તમારે તમારી પ્રસિદ્ધિને પ્રાપ્ત કરવાની છે હુ ધર્માચરણ કરુ તો આવતા ભવમા આવી પ્રસિદ્ધિ મળે એ માટે નહિ પણ આ તો પુણ્યની લીલા છે એવી ભાવના કેળવજો ' આ લીલાનુ વર્ણન સાભળતા હૃદયમાં આશ્ચર્યના ઉદ્ગાર સરી પડે છે? તમને તે પ્રત્યે આકર્ષણ થાય છે? શાસ્ત્રકારો કહે છે કે પુણ્યનુ ફળ સુખ. તે ભોગવતા સુખ લાગે પાપનુ ફળ દુઃખ, તે ભોગવવું ગમે નહિ. પાપનુ ફળ તો નરક છે પુણ્યની વાતો સાભળીને તમારુ મન કેમ તેના પ્રત્યે લલચાઈ જાય છે? જગતની વસ્તુઓમાંની બધી યે વસ્તુઓને આપણે સ્પર્શી છે પણ આત્મા કદી ગમો

નથી? ખબર છે, સર્વાર્થસિદ્ધ વિમાનમા ભગવતી સૂત્રમા ગૌતમ સ્વામીએ ભગવાનને પૂછ્યુ, "હે પ્રભુ! આ આત્મા, માતા, પિતા, પુત્ર વગેરે રૂપે ઉત્પન્ન થયો છે?" પ્રભુએ કહ્યુ, "હા, એક વાર નહિ પણ અનેક વાર, અને હજી અનત વાર થશે."

આ દેવના સુખ પ્રત્યે તો જરા દૃષ્ટિ કરો આયુષ્ય હોય એટલાં હજાર વર્ષે આહાર લે, કારણ કે તેઓ અહીથી રળી ગયા છે તેનુ ફળ ત્યા ભોગવે છે પુણ્યના પ્રતાપે દેવગતિ મળી છે જગતના જીવોને આ જ વાત ભગવાન બતાવે છે સૂર્યાભદેવના ચાર હજાર સામાનિક દેવો છે તમારે ચાર સો હોય તો યે 'અધધ' થઈ જાય ને! તમે કહેશો કે અમારે ત્યા પણ પેઢીમા ચાર સો નોકરો છે. દેવલોકમા તો સેવકો વગર મહેનતાણે આજ્ઞાઓનુ પાલન કરે છે તમારા નોકરો વગર પગારે તમારુ કામ કરશે ખરા? વળી, દેવલોકમા સેવકોને ઈચ્છા હોય તોય કાઢી ન મૂકી શકાય, ત્યારે તમારા નોકરોનુ આવુ છે ખરુ? તમે કયારે લાત મારીને નોકરોને કાઢી મૂકશો તેની કઇ ખાતરી છે? બોલો, દેવભૂમિ મોટી કે તમારુ માટુગા મોટુ? કોઇ કહેશે, દેવભૂમિ મોટી અને કોઇ કહેશે, માટુગા માટુગા દેવભૂમિથી કઈ રીતે ચડિયાતુ તે કહેશો? તમે કહેશો, કે દેવ ભૂમિમા ધર્મ નથી પણ માત્ર ભોગ જ છે, જ્યારે મનુષ્યગતિમા ધર્મ છે, માટે અમારુ માટુગા ચડીયાતુ ભગવાન કહે છે, કે તમારે દેવગતિ કે મનુષ્યગતિમા જવાની વૃત્તિ કરવાની જરૂર નથી દેવગતિમા જનાર ભોગમાથી નવરો થાય ત્યારે ધર્મને સભારે ને? વર્તમાનમા આવા સદ્ગુરુનો લાભ મળ્યો છે તો પછી શીદને ઢાલિયા ઢાળીને પ્રમાદમા સૂતા

પડયા છો? સાધવાની ક્રિયાને સાધી લો જીવનું કલ્યાણ કરી લો હું આપને પ્રશ્ન કરું છું કે મુંબઈ મોટું કે સૂર્યલોકે વનું વિમાન? ધર્મના જે ઠાઠ અને ભપકા અહિં જણાય છે, તે અન્યત્ર જોવા નહિં મળે. વળી આ ભારતભૂમિ તો ત્યાગમાં સહુથી મોખરે છે, દેવભૂમિ નહિ.

આ વાતને અન્ય પ્રશ્નનું દૃષ્ટાંત આપીને વિચારીએ ગોપીઓને શ્રીકૃષ્ણ ઉપર એવો ભક્તિભાવ કે એના આગળ આ સંસાર તેમને ખારો લાગતો તમને ભગવાનની ભક્તિ આગળ સંસાર ખારો લાગે છે? દેવલોકમાં પણ ગોપીઓની ભક્તિનાં વખાણ થતા કે શ્રીકૃષ્ણની ભક્તિમાં રંગાયેલી ગોપીઓની ભક્તિ અદ્વિતીય છે દેવોએ એક સેવકને બોલાવી આજ્ઞા કરી, કે એક વિમાન લઈને જાઓ ગોપીઓને કહેજો, કે દેવોએ આજ્ઞા કરી છે માટે આ વિમાનમાં બેસીને દેવલોકમાં આવે. આવી ભક્તિવાળી ગોપીઓને ગંધાતા સમાજમાં રહેવા ન વાય માટે આ વિમાનમાં બેસી દેવલોકમાં આવતા રહો.' સેવકોએ જઈને ગોપીઓને કહ્યું કે તમારા ભાગ્ય ઉઘડી ગયા છે દેવતાઓએ તમારા માટે આ વિમાન મોકલ્યું છે તમો બેસી જાઓ અહીં તમારી ભક્તિ કોઈને પાલવતી નથી દેવલોકમાં આવી તમે નિરાંતે ભક્તિ કરજો ગોપીઓએ કહ્યું કે અમે શા માટે ત્યાં આવીએ?' સેવકોએ કહ્યું કે દેવોની આજ્ઞા છે માટે ગોપીઓએ કહ્યું કે તમારા દેવોને કહેજો કે અમારે આવવું નથી અમને ત્યાં લઈ જવાનું કારણ શું છે? સેવકો કહે છે તમારી ભક્તિને

વશ થઈને તમને તેડવા આવ્યા છીએ.' જોજો, હો, ગોપીઓ કેવો સુદર પ્રત્યુત્તર આપે છે! ગોપીઓ કહે છે કે 'તમારાં કાળજા તો ઠેકાણે છે ને? જેની ભક્તિ અમે કરીએ છીએ તે શ્રીકૃષ્ણ અમને ત્યા મળશે?' સેવકોએ કહ્યુ, 'નહિ' ગોપીઓએ કહ્યુ, 'તો' એમ જ, અમારા વગર પાછા જાઓ. અમારે દેવલોકમા આવવુ નથી વ્રજ વહાલુ લાગે છે. માટે વૈકુઠ નથી જાવુ અમને વકુઠ નથી જોઈતુ. અમને તો વ્રજ જ વહાલુ છે દેવલોકમા અમને અમારો નદનો લાલ ક્યા મળવાનો હતો? માટે અમે તો નથી આવવાના' સેવકો કહે છે, હે મૂર્ખીઓ! દેવલોકમા આવવાની શીદને ના પાડો છો? ત્યા કેવાં સુખ છે! ખાવુ, પીવું અને આખો કાળ આનદ કરવો ત્યા રાધવા કરવાની કડાકૂટ નથી' ગોપીઓએ કહ્યુ, કે 'બધુ યે કબૂલ પણ અમારે તો કૃષ્ણ સિવાય બીજુ કઇ ન જોઇએ જ્યા એ ત્યા અમે' જુઓ. ગોપીઓને પોતાના આરાધ્ય દેવ પ્રત્યે કેવો અવિચલિત–અનન્ય પ્રેમ છે! તમને તમારા ભગવાન પ્રત્યે આવો પ્રેમ છે? આવી અટલ શ્રદ્ધા છે? અખડ શ્રદ્ધા હોય તો જ આવો પ્રેમ ઊપજે. શ્રદ્ધા વિના આત્મા સાચુ સોનુ બની શકે નહિ, માટે શ્રદ્ધાવાન બનજો આ સૂર્યાભદેવને ભગવાન પ્રત્યે કેટલી શ્રદ્ધા છે! માટે તો એ તેમના દર્શને જવાની તૈયારી કરી રહ્યા છે ચાર હજાર સામાનિક દેવોના ભદ્રાસનો ગોઠવાઈ ગયા છે માટે બેસી જાઓ. તમે બેસવા આવશો ને? કયા વિમાનમા?

'સત્સંગ વિમાન આવ્યું ભક્તોને મન ભાવ્યું,
મહાવીરભક્તો આવો વિમાને બેસવા.'

સત્સંગનું વિમાન લઈને અમે તમારે આંગણે આવ્યાં છીએ એમાં બેસ્યા સિવાય તમારો ઉદ્ધાર થાય તેમ નથી. માટે બેસવા આવજો ભૂલાય નહિ હવે, સૂર્યાભદેવનું વિમાન તૈયાર થઈ રહ્યું છે તો તે ભગવાનના દર્શન કરવા કેવી રીતે જશે તે આગળ ઉપર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન ૩૪ મું

( શનિવાર, શ્રાવણ વદિ ૧ )

રાયપસેણીય સૂત્રનો અધિકાર ચાલી રહ્યો છે ભગવાન શું બતાવી રહ્યા છે? 'परिसा पडिगया' વગેરે શું બતાવે છે? સૂર્યાભદેવ એક લાખ યોજનનું વિમાન શ્રીજીસાહેબને ભગવાનને વંદના નમસ્કાર કરવા આવે છે પૂર્વે જે આત્માઓએ [illegible] અને ચૈતન્યના પાયકર્મને પારખીને ચૈતન્યના જ આનંદ માન્યો છે તે આત્માઓમાં ચૈતન્ય જાગૃત થાય છે જેને ભેદજ્ઞાન થયું છે તે અને કહાય જેના દર્શન મોહનીય કર્મનો ઉદય થયો છે તે પછી જીવ પણ જે સમ્યગ્ દૃષ્ટિ આત્માઓ જે ગતિમાં ઉત્પન્ન થયા છે અને થવાના છે તે સમ્યગ્દૃષ્ટિ આત્માઓ પ્રયોજનપ્રધાન દૃષ્ટિવાળા હોય છે તમને દેવવિમાન કરતા મહાન પુરુષોની વિભૂતિમાં

જ વિશેષ આનંદ ઊપજે છે, કારણ કે પૂર્વે એમણે સરળતાને જ અપનાવી છે સૂર્યાભદેવે દેવોને કહ્યુ, "શીઘ્ર વિમાનને ઉપાડો" સૂર્યાભદેવના ચાર હજાર સામાનિક દેવો માટે ભદ્રાસનો ગોઠવાઈ ગયા છે તે આગળ કહી ગયા છીએ સૂર્યાભદેવની ચાર પટરાણીઓ અને તેમના પરિવાર માટે પણ ભદ્રાસનો ગોઠવી દેવામા આવ્યા છે. અંતરંગ દેવો માટે અગ્નિકોણમાં આઠ હજાર ભદ્રાસનો ગોઠવી દેવામા આવ્યાં અને એની વચ્ચેના સભ્યોને માટે દક્ષિણ દિશામા દસ હજાર અને બહારના સભ્યો માટે બાર હજાર ભદ્રાસનો ગોઠવવામા આવ્યા આ બધુ કોણ કરે છે? હવે સૂર્યાભદેવના અંગરક્ષકોનુ વર્ણન આવશે આજે પણ નહેરૂ જેવા મોટા માણસો બહાર જાય છે ત્યારે તેમની સાથે અંગરક્ષકો હોય છે જ ને! સૂર્યાભદેવની ચારે બાજુએ, પ્રત્યેક દિશાના ચાર હજાર એમ સોળ હજાર અંગરક્ષકો છે આભિયોગિક દેવો કહ્યા પ્રમાણે વિમાનને સજ્જ કરીને સૂર્યાભદેવ પાસે આવે છે આવીને કહે છે, "આપે જે આજ્ઞા આપી હતી તેનુ બરાબર પાલન કર્યું છે" આ સાભળીને સૂર્યાભદેવના હર્ષનો પાર રહેતો નથી તે આ શાનુ ફળ ભોગવે છે? પૂર્વે કરેલા પુણ્ય અને ધર્મનુ જ તો સૂર્યાભદેવ પોતાની પટરાણીઓ, નર્તકો અને ગંધર્વોનુ જૂથ લઇને આવે છે સહુ કોઈ પોતપોતાના સ્થાને ભદ્રાસનમા બેસવાની તૈયારી કરે છે સૂર્યાભદેવ આવે છે ત્યારે આખો સમૂહ બહાર ઊભો છે સૂર્યાભદેવ વિમાન ફરતી ત્રણ વાર પ્રદક્ષિણા કરે છે સૂર્યાભદેવ સોપાન પર ચડીને અંદર બેઠા બીજા બધા પણ પોતપોતાના આસને ગોઠવાઇ ગયા દરેકને ચડવાના સોપાનો જુદાં

'સત્સંગ વિમાન આવ્યું ભક્તોને મન ભાવ્યું,
મહાવીરભક્તો આવો વિમાને બેસવા.'

સત્સંગનું વિમાન લઈને અમે તમારે આગણે આવ્યાં છીએ એમા બેસ્યા સિવાય તમારો ઉદ્ધાર થાય તેમ નથી. માટે બેસવા આવજો ભૂલાય નહિ. હવે સૂર્યાભદેવનું વિમાન તૈયાર થઈ રહ્યું છે તો તે ભગવાનના દર્શન કરવા કેવી રીતે જશે તે આગળ ઉપર અવસરે કહેવાશે

---

## વ્યાખ્યાન ૩૪ મુ

( શનિવાર, શ્રાવણ વદિ ૪ )

રાયપસેણીય સૂત્રનો અધિકાર ચાલી રહ્યો છે ભગવાન શું બતાવી રહ્યા છે? परिसा पडिगया ' વગેરે શું બતાવે છે? સૂર્યાભદેવ એક લાખ યોજનનું વિમાન સજીસાજીને ભગવાનને વંદના નમસ્કાર કરવા આવે છે પૂર્વે જે આત્માઓએ જડ અને ચૈતન્યના પાર્થક્યને પારખીને ચૈતન્યમા જ આનંદ માન્યો છે તે આત્માઓમા ચૈતન્ય જાગૃત થાય છે જેને ભેદ જ્ઞાન થયુ છે તે અને કદાચ જેના દર્શન મોહનીય કર્મનો ઉદય થયો છે તે પડી જાય. પણ જે સમ્યગ્ દષ્ટિ આત્માઓ જે ગતિમાં ઉત્પન્ન થયા છે અને થવાના છે તે સમ્યગ્દષ્ટિ આ માઓ પ્રયોજનપ્રધાન દષ્ટિવાળા હોય છે, તેમને દેવવિમાન કરતા મહાન પુરુષોની વિભૂતિમાં

જ વિશેષ આનદ ઊપજે છે, કારણ કે પૂર્વે એમણે સરળતાને જ અપનાવી છે સૂર્યાભદેવે દેવોને કહ્યુ, "શીઘ્ર વિમાનને ઉપાડો " સૂર્યાભદેવના ચાર હજાર સામાનિક દેવો માટે ભદ્રાસનો ગોઠવાઇ ગયા છે તે આગળ કહી ગયા છીએ સૂર્યાભદેવની ચાર પટરાણીઓ અને તેમના પરિવાર માટે પણ ભદ્રાસનો ગોઠવી દેવામા આવ્યા છે. અતરગ દેવો માટે અગ્નિકોણમાં આઠ હજાર ભદ્રાસનો ગોઠવી દેવામા આવ્યાં અને એની વચ્ચેના સભ્યોને માટે દક્ષિણ દિશામા દસ હજાર અને બહારના સભ્યો માટે બાર હજાર ભદ્રાસનો ગોઠવવામા આવ્યા આ બધુ કોણ કરે છે? હવે સૂર્યાભદેવના અગરક્ષકોનુ વર્ણન આવશે આજે પણ નહેરૂ જેવા મોટા માણસો બહાર જાય છે ત્યારે તેમની સાથે અગરક્ષકો હોય છે જ ને! સૂર્યાભદેવની ચારે બાજુએ, પ્રત્યેક દિશાના ચાર હજાર એમ સોળ હજાર અગરક્ષકો છે આભિયોગિક દેવો કહ્યા પ્રમાણે વિમાનને સજ્જ કરીને સૂર્યાભદેવ પાસે આવે છે આવીને કહે છે, "આપે જે આજ્ઞા આપી હતી તેનુ બરાબર પાલન કર્યું છે" આ સાભળીને સૂર્યાભદેવના હર્ષનો પાર રહેતો નથી તે આ શાનુ ફળ ભોગવે છે? પૂર્વે કરેલા પુણ્ય અને ધર્મનુ જ તો સૂર્યાભદેવ પોતાની પટરાણીઓ, નર્તકો અને ગધર્વોનુ જૂથ લઇને આવે છે સહુ કોઈ પોતપોતાના સ્થાને ભદ્રાસનમા બેસવાની તૈયારી કરે છે સૂર્યાભદેવ આવે છે ત્યારે આખો સમૂહ બહાર ઊભો છે સૂર્યાભદેવ વિમાન ફરતી ત્રણ વાર પ્રદક્ષિણા કરે છે સૂર્યાભદેવ સોપાન પર ચડીને અદર બેઠા બીજા બધા પણ પોતપોતાના આસને ગોઠવાઇ ગયા દરેકને ચડવાના સોપાનો જુદાં

જુદાં હતાં વિમાનની સવારી ગોઠવાઇ ગઈ પછી સવારી ચાલી એમાં પણ ક્રમ તો ખરો જ સહુની પહેલાં આઠ મંગળ કળશ ચાલે છે યાન નામના વિમાનને ગજવતા, ગજવતા આવે છે ભગવાન કહે છે, "હે ગૌતમ! સૂર્યાભદેવને ગામમાં અસંખ્ય દ્વીપોને ઓળગવા પડ્યા" પછી તે નંદીશ્વર દ્વીપે આવ્યા ત્યાં શું કર્યું? રતિકર વિમાનમા પોતાની જે દેવમાયા હતી તે બધી તેમણે સંકેલી લીધી અને ભરતક્ષેત્રમા આવવા માટે સામાન્ય માયા સર્જી અને જ્યાં ભગવાન હતા ત્યા યાન નામનુ વિમાન ખરર કરતુ આવ્યુ જ્યાં ભગવાન બેઠા હતા ત્યા આવીને વિમાન સહિત તેમણે ત્રણ વાર પ્રદક્ષિણા કરી વિમાનને ધરતીથી ચાર અંગુલ ઊંચુ રાખ્યુ પછી વિમાનમાથી ઊતરીને પ્રભુની સંમુખ ચાલવા માંડ્યુ તેમણે ફરીથી પ્રદક્ષિણા કરી અને કહ્યું, "હે પ્રભો! હુ મારા રક્ષ્ય પરિવાર સહિત આપને વંદન કરુ છુ," પ્રભુ બોલ્યા, "હે સૂર્યાભ! આ તમારો નિત્ય પરંપરા વ્યવહાર છે આ તો હોય જ આ તો તમારે કરણીય છે તમારો આચાર છે" ચારે જાતિઓના દેવો અરિહંત ભગવંતને વંદે છે અને પોતાનાં નામ અને ગોત્ર સંભળાવે છે પુરાણા ગોત્રોચ્ચારથી જો ક્ષાયને અભિમાન આવી ગયુ હોય તો ઊતરી જાય. આવુ અભિમાન–Pride એક વખતે દશાર્ણભદ્ર રાજાને થયુ હતુ તેણે વિચાર કર્યો, કે એવા ઠાઠમાઠથી અને ઠાઠમાઠથી ભગવાનનાં દર્શન કરવા નીકળવું કે એવી રીતે અગાઉ કોઇ નીકળ્યુ ન હોય. સૂર્યાભદેવ જેમ જેમ પ્રભુની વાણી સાંભળતા જાય છે તેમ તેમ તેનામાં આનંદનો વેગ ઊપડે છે હે ગૌતમ! જે પ્રફુલ્લિત થયો તે તર્યો.

સૂર્યાભદેવ દેવની પ્રસિદ્ધિને પણ ભૂલી ગયા. તમે તમારા પ્રત્યે નજર કરો વ્યાખ્યાન સાભળતા તમને ઘરનુ વિસ્મરણ થાય છે ખરુ ?

સૂર્યાભદેવ પ્રભુથી અતિ દૂર પણ નહિ અને અતિ નિકટ પણ નહિ એમ મર્યાદા સાચવીને ઊભા રહે છે. દેવમા પણ કેટલો વિનય છે! અને પ થકજી ચાતુર્માસ પ્રતિક્રમણ કરતાં ગુરુના ચરણસ્પર્શ કરે છે તેનુ વર્ણન આવશે ત્યારે તમને એમ થશે, કે શાની વાત કરે છે? સાધુ, સાધ્વી સર્વવિરતિ છે. અવ્રતીનો સ્પર્શ તેમને ન થયો જોઇએ સર્વવિરતિવાળાઓ સર્વવિરતિવાળાઓની સેવા કરી શકે કદાચ ભક્તિનો વેગ ઊપડે તો, '**नाइ दूरमज्जासन्नो**' અતિ દૂર નહિ તેમ અતિ નજીક નહિ, એમ પ્રત્યેક ગૃહસ્થીએ ગુરુની સમીપ ઊભા રહેવુ ભગવાન કહે છે, કે–

**न पक्खओ न पुरओ नेव किच्चाण पिट्ठओ ।**
**न जुंजे उरूणा उरूं शयणे नो पडिस्सुणे ॥**

હે શિષ્યો! તમારે તમારા ગુરુના બે પડખે ન બેસવુ અને ગુરુની પાછળ પણ બેસવુ નહિ ગુરુના સાથળને તમારા સાથળ સ્પર્શે એ રીતે પણ તમારે બેસવુ નહિ આસન પર બેઠા બેઠાં ગુરુને પ્રશ્ન પૂછવો નહિ તમે કહેશો, આ મહાસતીજી શું કહી રહ્યા છે? આગળ નહિ, પાછળ નહિ, પડખે નહિ, તો પછી બેસવુ ક્યા? ભગવાન કહે છે, કે જ્યા તમારા ગુરુ આજ્ઞા કરે ત્યા બેસવુ જો પડખે બેસવાની આજ્ઞા કરે તો ત્યા, પાછળ બેસવાનુ કહે તો ત્યા, સામે કહે તો સામે ઊભા રહેવુ આગળ વધતા એવુ વિધાન બતાવ્યુ છે, કે તમારા ગુરુ પાટ પર બેઠા

હોય તો તમારે પાટલા પર બેસવુ જો તે પાટલા પર બેઠા હોય તો તમારે પાથરણા પર બેસવુ જો તે પાથરણા પર બેઠા હોય તો તમારે ભોય પર બેસવુ અને જો તે ભોય પર બેઠા હોય તો તમારે ઊભડક રહેવુ દેવ પણ ભગવાનનો વિનય સાચવે છે અતિ દૂર નહિ એવી રીતે રહીને સૂર્યાભ દેવ વિનય પૂર્વક ભગવાનની સેવાભક્તિ કરવા લાગ્યા.

હવે દર્શન કરવા આવેલા સૂર્યાભદેવ વગેરેને તેમ જ આમલ કપા નગરીની સર્વ પરિષદને ભગવાને દેશના આપી સાભળનારના હૃદયના કપાટ ખૂલી ગયા. અહાહા! ભગવાન કેવી સુદર દેશના આપે છે! વેરવૃત્તિવાળા વેરને ભૂલી ગયા. ઊદર અને બિલાડી જેવાં પ્રકૃતિવેરીઓ પણ પોતાનાં વેરને વીસરી ગયા. ઉપદેશ સાભળ્યા પછી બધા પાછા ગયા પણ સૂર્યાભદેવ તો ભગવાનની પાસે બેસી રહ્યા. તેમણે ભગવાનને વદન નમસ્કાર કરીને પૂછ્યુ "હે ભગવાન! આ સૂર્યાભ ભવ્યસિદ્ધિક છે કે અભવ્ય સિદ્ધિક? સમ્યગ્દૃષ્ટિ છે કે મિથ્યાત્વદૃષ્ટિ!" તમને થશે કે કેવા પ્રશ્નો કરે છે! પોતાના દેવત્વની ઋદ્ધિ કેમ કાયમ રહે તેવુ ન પૂછતાં આત્માની જ વાત પૂછે છે! તમારે પણ સૂર્યાભદેવની જેમ ગુરુને આત્માની જ વાત કરવી માટે હવેથી ડાહ્યા થઈ જજો. ઇતર વાતો ગુરુની આગળ ન કરશો. આગળ જતા કહે છે, 'હે ભગવાન્! આ સૂર્યાભ પરિત સસારી છે કે અપરિત? આ સસારમા તેને ઘણા કાળ સુધી ભટકવાનુ છે કે થોડા કાળ સુધી? આ સૂર્યાભ ચરમ શરીરી છે કે અચરમ શરીરી? સુલભ બોધી છે કે દુલભબોધી? આ સૂર્યાભ આરાધક છે કે વિરાધક?" આવા છ પ્રશ્નો

તેણે પૂછ્યા આપણને કોઈ આવુ પૂછે તો કેટલો હર્ષ થાય! બોલો ને, ઘણો જ થાય ને? ધારો, કે એક કહે, તને કોહીનૂર હીરો આપુ, અને બીજા મુનિ કહે, કે હું તને ધર્મરત્ન આપુ, તો તમને બેમાથી શાનો વિશેષ આનદ થાય? ધર્મરત્નનો જ ને? કોહીનૂર તો એક ભવની ભૂખ ભાગે, પણ જો સમકિત આવ્યું તો ભવોભવની ભૂખ ભાગી જાય ભગવાન કહે છે, "હે સૂર્યાભ! તુ ભવ્યસિદ્ધિક છે જેનામા મોક્ષમાં જવાની યોગ્યતા હોય તે ભવ્ય તે તો ભવની સિદ્ધિ કરી છે આપણને પણ આવા મહામૂલા ટાણાઓ મળ્યા છે, તો ભવની સિદ્ધિ કરી લેવી જોઈએ "હે સૂર્યાભ! તુ સમકિતી છે, પરિત સસારી છે તારા માટે હવે ઘણો સસાર ભમવાનો નથી. હે સૂર્યાભ! તુ અહીથી મનુષ્ય ભવમા જઈશ, ત્યા સુલભબોધી થઈશ આ તારો દેવનો ભવ છેલ્લો છે તું આરાધક છે" આ રહ્યા પ્રશ્નોના ઉત્તરો આમા ઘણો ગૂઢાર્થ છુપાયેલો છે સૂર્યાભદેવે કેમ પહેલા એમ ન પૂછ્યુ, કે તે સમકિતી છે? તેનુ પણ રહસ્ય છે ભવ્યમા પણ બે પ્રકારના જીવો છે સમકિતી અને મિથ્યાત્વી 'હુ કયા પ્રકારનો ભવ્ય છુ?' એ પ્રશ્નનુ નિરાકરણ ભગવાન કેવી રીતે કરે છે તે અવસરે કહેવાશે

---

## વ્યાખ્યાન ૩૪ મુ

[રવિવાર, શ્રાવણ વદિ ૪]

રાયપસેણીય સૂત્રનો અધિકાર બતાવતા પરમ તારક એવા ભગવાન એમ બોલ્યા છે કે જ્યા સુધી આત્માને પોતાના સ્વરૂપનુ ભાન થાય નહિ ત્યા સુધી તે સત્ય કરણી કરી શકે નહિ. આત્માના સ્વરૂપનુ ભાન કરીને સૂર્યાભદેવ દેવભૂમિમા ફળ ભોગવવા ગયા છે ત્યા ભગવાન-ત્રણ કાળના નાથ પાસે પોતાનો નિર્ણય કરાવે છે "આ સૂર્યાભ ભવ્ય છે કે અભવ્ય? આવા છ છ મળીને તેણે બાર પ્રશ્નો પૂછ્યા. ભગવાને તે પ્રશ્નોના ઉત્તરો પણ દીધા ઉત્તર આપતા આપતા પ્રભુજી શું સમજાવે છે? "જીવના બે પ્રકાર છે' આ સાંભળી સૂર્યાભદેવ ભગવાનને કહે છે, આપ જીવોના બે પ્રકાર બતાવો છો, તો આ સૂર્યાભ ભવ્ય છે કે અભવ્ય?

પ્રભુ તો ત્રણે કાળના જ્ઞાનના સ્વામી છે તેમને કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રાપ્ત થયુ છે અરૂપી વસ્તુ પણ જેને સાક્ષાત્ થઈ ચૂકી છે આત્માનુ હિત જેને પ્રતીતિ કરવા યોગ્ય છે, એવા ભગવાન જવાબ આપે છે જ્યા સુધી પૂર્ણ દશાની પ્રાપ્તિ થઈ નથી ત્યા સુધી ભૂલની સંભાવના રહે છે સૂર્યાભદેવ ભવ્ય છે તેમા શંકા નથી છતા તે કેવળી મહારાજને પૂછીને નિર્ણય કરશે 'ભવ્ય છુ' તે વસ્તુનો નિર્ણય કરવો તે જેવી તેવી વાત નથી. તે બહુ ગંભીર વસ્તુ છે પ્રભુજી કહે છે,

"અભવી જીવો એવા હોય છે, જેઓના પોતાના શરીરના કોઈ ટુકડે ટુકડા કરી નાખે, શરીરને છેદીને વ્રણોમા ક્ષાર નાખે તો ય તેમની આખનો ખૂણો પણ રાતો ન થાય" અભવી સાધુપણુ લઈ છ છ માસના ઉપવાસ કરે પારણાને દિવસે નિર્દોષ આહાર-પાણી લેવા જાય. જેના ઘરે અભવી સાધુ વહોરવા જાય તેના ઘરનુ બૈરુ જો કપાસિયા ચાળતું હોય કે તેના પગની નીચે જુવારનો કણ ચોટી ગયો હોય અને તે દાણાને દબાવતી દબાવતી તે જો વહોરાવવા આવે, તો સાધુ કહેશે, "નો कप्पइ બાઈ! મારે એ વસ્તુ કલ્પે નહિ" અભવી આવી દયા પાળે છે ત્યારે ભવી કે અભવીની પરીક્ષા હિંસાથી કે એવા બીજા કશાથી થઈ ન શકે કોઈ કોઈ આત્માઓ આરંભના કામ કરતા હોય, છતા ભવી પણ સંભવી શકે ચેડા મહારાજા ભવી અને સમ્યગ્દષ્ટિ હતા, છતા લડાઈમાં ભાગ પણ લેતા હતા સમ્યગ્દષ્ટિ આત્મા પોતે પોતાને પકડી શકે પણ એનો નિર્ણય તો કેવળજ્ઞાની જ કરી શકે વ્યવહારથી સમ, સંવેદ, નિર્વેદ વગેરે લક્ષણથી પોતે પોતાને ઓળખી શકે કે પોતાનામા આ ગુણો છે ધર્માત્માને જોઈને તેના હૃદયમા પ્રમોદની ધારાઓ છૂટે. ગુણીને જોઈને પ્રમોદ ઊપજે દુ:ખીઓને જોઈને તેનુ હૃદય કરુણાથી તરબોળ થઈ જાય આ બધા સમકિતીના લક્ષણો છે જુઓ, જ્ઞાનીઓ આપણને કેટલો બધો બોધ આપે છે છતા આપણે કેવા છીએ કે પ્રમાદમા ડૂબી ગયા છીએ અને તેમનો લાભ લેતા નથી જે જાણવાનુ છે તેને જાણતા નથી અને જે નથી જાણવા જેવુ તેને જાણીએ છીએ પાછળથી

ઓસ્તો કે પશ્ચાત્તાપ કર્યું શુ વળવાનુ છે? જ્યારે આત્માની અંદર વીર્યોલ્લાસ ઉપડે છે ત્યારે સમ્યગ્દર્શન થાય છે પછી બધુ સમજાય છે સમ્યગ્દર્શન એટલે શુ તે તમે જાણો છો? સાચુ દેખવુ, તેનું નામ સમ્યગ્દર્શન. જેનામા સમ્યગ્દર્શન નથી હોતુ તેનામા જ્ઞાન પણ હોતુ નથી જ્ઞાન હોય તો સમ્યગ્દર્શન હોય અને સમ્યગ્દર્શન હોય તો જ્ઞાન હોય. બન્ને અવિનાભાવ સમ્બન્ધથી જોડાયેલા છે સમ્યગ્દર્શન પૂર્વકનુ જ્ઞાન જ વધુ પ્રશસ્ય છે, વધુ કિંમતી છે સંક્ષેપમાં, સમ્યક્ એટલે સાચુ, દર્શન એટલે જોવુ સાચાની શ્રદ્ધા, સાચાનો વિશ્વાસ, સાચાની પ્રતીતિ અનુભવનાર જીવો ઘર્ણ ગયા છે તેવા જીવોને પછી આત્મા સમ્બન્ધી કશી શંકા રહેતી નથી. છતા ભગવતી સૂત્રમા, ગૌતમ સ્વામી શ્રી હજૂર પ્રભુદેવને પ્રશ્ન કરે છે, કે "હે નાથ! જીવો કાંક્ષા મોહનીય કર્મને બાંધે છે?' ભગવાન પ્રત્યુત્તર દેતાં કહે છે, "ગૌતમ! જીવો કાંક્ષા મોહનીય કર્મને બાંધે છે" કાંક્ષા મોહનીય એટલે શંકાવાળુ ગૌતમ વળી પ્રશ્ન કરે છે, કે "પ્રભુજી! નરકના જીવો કાંક્ષા મોહનીય કર્મને બાંધે છે?" ભગવાન તેનો ઉત્તર પણ હકારમા આપે છે આ રીતે ગૌતમ સ્વામી ચોવીસ દંડકના જીવોની પૃચ્છા કરે છે

ભગવાન પ્રત્યેક પ્રશ્નનો ઉત્તર આપે છે પૂછતા પૂછતાં ગૌતમને લહેર આવી જાય છે ને પૂછે છે "હે પ્રભો! શ્રમણ નિર્ગ્રંથો કાંક્ષા મોહનીય કર્મને બાંધે છે?" ભગવાને કહ્યું, હા શું તમારા પડખાં સેવનાર નિર્ગ્રંથો પણ કાંક્ષા મોહનીય કર્મને બાંધે છે?' ભગવાને કહ્યું, 'હા.'

પ્રભો! શ્રમણ નિર્ગ્રંથો કેટલા બોલમાં કાંક્ષા મોહનીય કર્મને બાંધે ?" પ્રભુએ કહ્યુ, "તેર બોલમા" જે જીવો ભગવાનના વચનમાં શંકા કે કંખા નથી લાવતા તે જીવો આરાધક બને છે ગૌતમ પૂછે છે, "પ્રભો! જીવો કાક્ષા મોહનીય કર્મને કેવી રીતે બાધે છે?" ભગવાન કહે છે, "**योगपयापणं पडुच्चम्** । હે ગૌતમ! જીવો પ્રમાદ અને યોગના નિમિત્તથી કાક્ષા મોહનીય કર્મને બાધે છે" "હે ભગવાન! પ્રમાદ કોને કહેવાય?" આજે તો ભગવાનનું મૂળભૂત તત્ત્વ માખણ ને માખણ જ પીરસી રહ્યા છીએ, એ પચાવવાની શક્તિ જોઈશે હો કે! "પ્રમાદ એટલે ભૂલ હે ગૌતમ, પ્રમાદ પાચ પ્રકારના છે,"

**मज्ज विसय कसाया निद्दा विकहा य पंचमी भणिया ।**
**ए ए पंचप्पमाया जीवा पडंति स सारे ॥**

હે ગૌતમ! જે જીવો પ્રમાદમા પડી ગયા છે તે જીવો પ્રમાદ યોગ વડે કર્મને બાધી રહ્યા છે મદ આઠ પ્રકારના છે: જાતિમદ, કુળમદ, બળમદ, રૂપમદ, તપમદ, લાભમદ, સૂત્રમદ અને ઐશ્વર્યમદ વિષય પાચ પ્રકારના છે: રૂપ, રસ, ગન્ધ, શબ્દ અને સ્પર્શ એ પાચ, ક્રોધ, માન, માયા વગેરેની પ્રકૃતિઓને પણ પ્રમાદસ્થાન કહેવામા આવેલ છે નિદ્રા પાચ પ્રકારની છે નિદ્રા, નિદ્રાનિદ્રા, પ્રચલા, પ્રચલાપ્રચલા અને થીણુદ્ધિ. નિદ્રા એટલે ઊંઘવુ વિકથા એટલે શુ તે સમજાવીએ ચારિત્રનો ભેદ કરે અને સમકિતનો નાશ કરે તેને ભગવાન વિકથા કહે છે આ પાચ પ્રમાદમા પડેલા જીવો ઘોર એવા સંસારમા પરિભ્રમણ

કરે છે હવે આઠ પ્રકારના મદ પ્રભુદેવ બતાવે છે અજ્ઞાન, સંશય અને મિથ્યાત્વ એ પણ પ્રમાદ છે રાગ, દ્વેષ, મતિભ્રમ, ધર્મનો અનાદર, અશુભ યોગ—એ આઠ પ્રકારના પ્રમાદ. અને યોગના નિમિત્તથી જીવો કાંક્ષા મોહનીય કર્મને બાંધે છે "जीवाणं भंते कंखा मोहणीज्जं कम्मं बंधंति ।' શાથી બાંધે છે? पमाय जोगेण कम्मं ब धं। હે પ્રભો! પ્રમાદ કોણે ઉત્પન્ન કર્યો? જુઓ, ગૌતમને પોતાના સ્વરૂપને જાણવાની કેવી તાલાવેલી લાગી છે! જવાબ આપતા ભગવાન કહે છે, જેણે મોહનીય કર્મનો ક્ષય કર્યો છે તેને પ્રમાદ નથી.

આ બધુ સમજાય છે ને? સમજ્યા વિના છૂટકો નથી. વ્યાખ્યાન કઈ રાજા–રાણીના ખેલની વાત નથી. આ તો અનાદિ કાળથી વળગેલા વળગાડને કાઢવાની વાત છે વળગાડ પણ બે પ્રકારના હોય છે દ્રવ્ય વળગાડ અને ભાવ વળગાડ એ વિષે પણ ગૌતમ સ્વામીએ ભગવાનને પૂછ્યુ છે ' હે ભગવાન! જીવો ગાડાતૂર બનીને ઉન્માદમા પડ્યા છે, ઉન્માદ કેટલા પ્રકારનો છે તે કૃપા કરીને કહો ' 'હે ગૌતમ! વળગાડ બે પ્રકારનો છે એક તો ભૂત, પ્રેત, જક્ષ વગેરેનો વળગાડ. આ વળગાડ તો વિદ્યમાન ભવ પૂરતો જ છે પણ બીજો મોહનીય કર્મનો વળગાડ જીવને એવો તો લાગી ગયો છે કે તેને કાઢવો એ કપરુ કામ છે એ વળગાડ તો જ્યાં જીવ જાય ત્યાં સાથે ને સાથે જ જાય છે" વળગાડને તો કાઢવો જોઈએ ને? વ્યાવહારિક જીવનમા કોઈને કાંઈ વળગ્યુ હોય તો તમે શું કરો છો? કાઢો જ છો ને? ધારો કે એક યુવતી પરણીને સાસરે

આવી છે તેને વળગાડ વળગ્યો છે તેને કારણે ન તો તે બાઈ સુખેથી રહી શકતી કે ન તો તે ઘરમા બીજા માણસોને સુખેથી રહેવા દેતી પતિને તે સુખેથી ન ખાવા દે, ન પીવા દે કે ન તો સૂવા દે બધાને વિમાસણ થઈ પડી કે આ આખો દિવસ આમ કેમ કરે છે ! તપાસ કરતા જણાયું કે બાઈને તો વળગાડ છે ભૂવાને બોલાવવામા આવ્યો ભૂવો કહે કે "તમારે ઘેર નહિ નીકળે. મારી સામે લાવો તો હુ વળગાડ કાઢુ." તમને વળગાડ વળગ્યો હોય તો તમે પણ ભૂવાને ઘેર જાઓ કે નહિ ? બાઇને લઇને સાસુ ભૂવાને ઘેર ગયા ભૂવાએ બાઇના માથા પરથી દાણા ઉતારી એક બચકી બાધી દીધી અને કહ્યુ કે રાતના આ બચકી આની પથારી આગળ મૂકી દેજો વળગાડ બહુ જબરો છે "જ્યા સુધા નીકળશે નહિ ત્યા સુધી મારા દીકરાનું જીવન બરબાદ થતુ રહેશે" સાસુએ કહ્યુ ભગવાન કહે છે કે અમે તો મોક્ષમા જઇએ છીએ પણ સંસારના જીવોને તો મોહનીય કર્મનો વળગાડ વળગ્યો છે એટલે તેમની life-તેમનુ જીવન બરબાદ થઈ રહ્યુ છે હે મુનિઓ! તમે લોકોના ભાવ-વળગાડને કાઢજો પણ તમે જ્યા સુધી માનતા જ ન હો કે આ વળગાડ છે તો અમે કેમ કાઢી શકીએ ? અમારાથી થોડુ જ તમારે ઘેર આવી શકાય છે ? બીજે દિવસે ફરીથી બાઇને પેલા ભૂવાને ઘેર લઈ જવામા આવી. ભૂવો મત્ર ઉપર મત્ર બોલ્યે જાય છે બાઇને પસીનો વળી જાય છે પણ તે નથી કઈ બોલતી કે નથી કાઇ ચાલતી એમ જ અમે પણ તમારો મોહનીય કર્મરૂપી વળગાડ દૂર કરવા પ્રભુની વાણીના મત્ર ઉપર મત્ર બોલીએ છીએ અમને પસીનો પણ ઘણો વળે છે

પણ તમારો વળગાડ જરા પણ જતો નથી. ભૂવો વિચારે છે, કે "બાઇને મરચાંનો ધૂપ દેવો પડશે." સાસુ કહે છે કે "તમને યોગ્ય લાગે તો કરો. મારી વહુને સાજી કરો એમાં જેટલું ખરચ થાય તેની ચિંતા ન કરશો. આને જલદી સારું થઈ જાય તેવું કરો." ભૂવાએ અગ્નિ લીધો અને તેમાં એવું મરચાંની ભૂકી નાખી એવો તો ધુમાડો થયો કે બાઇ મુંઝાઇ ગઈ તે બોલવા લાગી, "બસ કરો, બસ કરો, હું જઉં છું, જઉં છું" એમ શાસ્ત્રકારો કહે છે કે તમને પણ જબ્બર આઠ કર્મનો વળગાડ વળગ્યો છે તો અમારે પણ તમને ધુમાડો દઇને વળગાડને કાઢવો પડશે ને? જેમ પેલો ભૂવો બાઈના શરીરમાં રહેલા વળગાડને પૂછતો હતો કે "તું કોણ છે? તેમ અમે પણ વીરવાણીનો ધુમાડો દઇને તમને પૂછીએ કે "તમે કોણ છો?" તમે કોણ છો? બોલો ને! અહં અસ્મિ। હું આત્મા છું શુદ્ધ ચૈતન્યનો પિંડ છું દેહથી હું ભિન્ન છું મારું સ્વરૂપ, 'અલખ નિરંજન આત્મજ્યોતિ, સતો તેનું ધ્યાન ધરો.'

> અરે! આ કાયામાં ચૈતન્ય હીરો
> ભૂલી ક્યાં વનમાં ભમ્યા રે.

હે આત્માઓ! આ કાયામાં તમારો ચૈતન્યરૂપી હીરો પડ્યો છે પણ વળગાડ વળગવાથી તમે ચૈતન્યને ભૂલી ગયા છો માટે વળગાડને કાઢો એટલે હીરો પ્રકાશવા લાગશે. 'અલખ એટલે જેના ગુણ લખ્યા ન લખાય તે-અમૂલ્ય. નિરંજન એટલે જે કર્મના અંજનરહિત છે નિરાકાર એટલે જેને કોઈ

પણ આકાર નથી તેવો આત્મા. એવા જ્યોતિમય આત્માને વળગાડ વળગવાથી તે પોતાનું ઘર ભૂલી ગયો છે અને ચાર ગતિમા ભ્રમણ કરતો તે તોફાન કરી રહ્યો છે જ્યાં જુઓ ત્યા આત્માએ એવા તો તોફાન કર્યા છે કે ન પૂછો વાત દીકરો તોફાન કરે તો મા તેને લાફો મારી ઠેકાણે લાવે પણ તમને કઈ લાફા ઓછા જ મરાય છે? પેલી બાઇએ શુ કહ્યુ હતુ? "જઉ છુ મારે કઇ જોઈતું નથી મને જવા દો." હે દેવાનુપ્રિયો! અંદરના વળગાડને તો ધુમાડો નીકળવાનું જોતા મન થયુ, પણ તમે તો ચોવીસે કલાક પરભાવના ધુમાડામા તમારા આત્માને શેકાવી રહ્યા છો છતા તમારો વળગાડ કેમ બહાર નીકળતો નથી? કેટલીક બાઈઓ કહે છે, 'અમે તો આ સંસારથી કંટાળી ગયા છીએ" કંટાળીને પણ આ માર્ગે આવવુ મુશ્કેલ છે વાંકા વાંકા જાઓ તેના કરતા સીધા આવી જાઓ ને બાઇનો તો વળગાડ નીકળ્યો અને ભૂવો પણ ફાવ્યો પણ આ ભૂવો ફાવે તેમ નથી કારણ કે મોહનીય કર્મની અઠ્ઠાવીસ પ્રકૃતિઓ છે તેમા મિથ્યાત્વ મોહનીયનો મોટો વળગાડ છે ગૌતમ સ્વામીએ ભગવાનને પ્રશ્ન કર્યો કે 'હે ભગવાન્! અઢાર પાપ છે તેમા મોટામા મોટુ–ભારેમા ભારે પાપ કયુ?" ભગવાને કહ્યુ. કે 'હે ગૌતમ! જો કોઈ મોટામા મોટુ પાપ હોય તો તે મિથ્યાદર્શન છે" એક માણસે સત્તરનો ક્ષયોપશમ કર્યો અને અઢારમુ ઊભુ છે તો તેને અઢાર ઊભા છે. પણ જેણે એક મિથ્યાદર્શન રૂપી શલ્યને કાઢ્યુ તેના માટે તો અઢારેય ગયાં સમજવા માટે મુખ્ય વળગાડને કાઢો જેમ પરદેશીના જીવે મૂળ વળગાડને કાઢ્યો તેમ આપણે પણ

વળગાડ કાઢવો પડશે. કાઢવો છે કે એમ જ પીડાયા કરવું છે? જેમ મુવાએ મરચાંનો ધૂપ પેશી બાઈને આપ્યો તેમ અમારે પણ તમને સયમરૂપી મરચાંનો ધૂપ આપી તમારા વળગાડ કાઢયે છૂટકો છે બોલો, વળગાડ કાઢવો છે કે નહિ? અમે તમારો વળગાડ કાઢવા માટે ગામે ગામ આવ્યા છીએ. તમે કહેશો "વળગાડ કઢાવવા છે પણ આ ભવમાં તે નીકળે તેવા અમારા ભાગ્ય નથી" ભાઈઓ! વળગાડ, આ ભવમાં કે પરભવમાં કાઢયે જ છૂટકો છે આ પરદેશી રાજાએ વળગાડને દૂર કર્યો અને તે ત્રીજા ભવમાં આવી ગયા ત્યારે પ્રભુને શું પૂછે છે? 'હું ભવ્ય કે અભવ્ય?' ભગવાને કહ્યું કે "તું ભવ્ય છે' આ સાંભળીને તેને અત્યંત હર્ષ થયો. પેશી બાઈનું જીવન વળગાડ જવા જેમ સુંદર બની ગયું, તેમ તમે પણ એ વળગાડને દૂર કરશો તો તમારું જીવન સુંદર બની જશે. દરેક મુમુક્ષુએ વ્યવહારમાંથી વળગાડને દૂર કરવો જોઈએ. 'કુદેવ, કુગુરૂ અને કુધર્મને માનવા-વહેવાના અમારે પચ્ચખાણ છે અમારું સર્વસ્વ લૂંટાઈ જાય તો પણ કોર્ટમાં અમે દેવ ગુરૂ અને ધર્મના સોગન નહિ ખાઈએ' એવો સંકલ્પ પ્રત્યેક શ્રાવકે કરવો જોઈએ. બાપડી-છોકરા વહાલા અને દેવ, ગુરૂ અને ધર્મ હલકાં છે કે તેના સોગન ખવાય? તમે કહેશો કે બાઈડી જાય તો ઘરમાં ખોટ પડે, પણ દેવ, ગુરૂ કે ધર્મ જાય તો ક્યાં ઘરમાં ખોટ વર તાવાની હતી? આમ માનવું ભૂલભરેલું છે ભાઈઓ! યાદ રાખજો કે દેવ, ગુરૂ અને ધર્મમાં જ આબાદી સમાયેલી છે એ નહિ હોય તો બરબાદી છે, એ નક્કી સમજજો માટે એક

કવિને કહેવુ પડચું, કે એક ફકીર જંગલમા બેઠો બેઠો ચોવીસે કલાક એક જ ધૂન બોલ્યા કરે એ ધૂન શાની હતી? જેમ તમને ધનની ધૂન લાગે છે અને જાગતા, ઊઘતા, સ્વપ્નમાં પૈસા કેમ મળે એમ લવારો કર્યા કરો છો તેમ પેલો ફકીર પોતાની ધૂનમા મસ્ત હતો એક વખતે એક શ્રાવકે પોષો કર્યો. સ્થાનકમા પાથરવાના બોરા ઓછા હતા અને માગણી કરવા-વાળા ઘણા હતા પેલા શ્રાવકને ઊઘ આવવા લાગી એટલે તે બોરો લેવા ભૈયા પાસે ગયો અને બોલ્યો, કે ' મને પાથરવાને એક બોરો આપો " તેને થયુ કે ભૈયાએ બીજા-ઓને સારા બોરા આપ્યા અને તેને ખરાબ. બસ, ઊઘમા પણ તે લવારો કરતો રહ્યો, કે " ભૈયા ! બોરા ભૈયા બોગ " જે જાગૃતમા બન્યુ હતુ તે સ્વપ્નમા આવ્યુ તમે જો સારુ વિચારશો તો સ્વપ્નમા પણ સારુ યાદ આવશે માટે સારુ વિચારતા શીખો. જુઓ, આ સૂર્યાભદેવે કેવી સરસ વિચારણા કરી છે! તેથી તો એ પ્રભુને પૂછી રહ્યા છે, કે " ભગવત્! હું ભવ્ય છુ કે અભવ્ય ? " હવે આ પ્રશ્નનો પ્રભુજી શો ઉત્તર આપશે અને તે સાભળતા વીરવાણીના કેવા ફૂવારા ઊડશે તે આગળ ઉપર અવસરે કહેવાશે



## વ્યાખ્યાન ૩૫ મું

[ સોમવાર, શ્રાવણ વદિ ૫ ]

ભગવાને રાયપસેણીય સૂત્રની અંદર આત્માનું અને જડનું ભાન આપણને કરાવ્યું છે ભગવાને જિનવાણીરૂપી કલ્પવૃક્ષ જગતને અર્પણ કર્યું છે કલ્પવૃક્ષની પ્રાપ્તિ થવાથી જીવોને આનન્દ થાય છે, કારણ કે કલ્પવૃક્ષ તો ધારેલાં કામોની સિદ્ધિ કરાવવાવાળું છે જીવ જેની જેની ઇચ્છા-અભિલાષા કરે, તે અધાયની કલ્પવૃક્ષ પૂર્તિ કરે. કલ્પવૃક્ષ કરતાય વધારે આનન્દ અને સુખને આપનાર એક બીજું કલ્પવૃક્ષ છે અને તે છે ભગવાન જિનેશ્વરની વાણી એ વાણીને અંગીકાર કરતાં જીવને જો જઘન્ય રસ ઊપજે તો કર્મની કોડોને તે ખપાવે અને જો ઉત્કૃષ્ટ રસ ઉત્પન્ન થાય તો જીવ તીર્થંકર નામ અને ગોત્રને બાંધી દે આવો અપૂર્વ છે મહિમા જિનવાણીનો. જે આત્માઓ જિનવાણીનો સ્વાદ લઈ ગયા, તે આત્માઓ પરમ શાન્તિને પામી ગયા તે પરમ શાન્તિને પામનાર જીવનું વર્ણન શાસ્ત્રમાં વર્ણવેલું છે તેનું વર્ણન ચાલી રહ્યું છે સૂર્યાભદેવ પૂર્વે જિનવાણીનું પાન કરીને, તેને રોચવીને અને શક્તિ પ્રમાણે સ્પર્શના કરીને જ દેવભૂમિમાં બેઠા છે, ત્યાંથી પરમ તત્ત્વને પમાડનાર દેવાધિદેવની પાસે આવે છે, અને જઈને પૂછે છે કે આ સૂર્યાભ ભવ્ય છે કે અભવ્ય? નાથ! આપ જીવોની કોટિ બે પ્રકારે દર્શાવો છો, તો આ તમારો

શિષ્ય સૂર્યાભ ભવ્ય છે કે અભવ્ય ?" જુઓ, કેવો સુંદર પ્રશ્ન કરે છે! જ્ઞાની કહે છે, કે સમ્યગ્ દૃષ્ટિવાળો આત્મા નિશંક હોય છે છતા, ભગવાન કહે છે કે, "કોઇ કોઇ આત્માઓ કાંક્ષા મોહનીય કર્મને બાંધે છે ચારે ગતિના જીવો કાંક્ષા મોહનીય કર્મને બાંધે છે" તે આપણે આગળ જોઈ ગયાં છીએ. હે ગૌતમ! ચાર ગતિના જીવો તો અજ્ઞાનમા પડચાં છે, પણ અમારા શ્રમણ નિર્ગ્રન્થો કેમ કાક્ષા મોહનીય કર્મને બાંધે છે?" ભગવાન આનો શો ખુલાસો કરે છે તે પણ આપણે આગળ જોઈ ગયા છીએ પ્રમાદને કોણ ઉત્પન્ન કરે છે એ પ્રશ્ન છુપાઇ ગયો છે પ્રમાદ યોગથી ઉત્પન્ન થાય છે ચાર ગતિ અને ચોવીસ દંડકમા રહેનારને મન, વચન અને કાયા હોય તેમા કોઈને માત્ર કાયા અને વચન છે, જ્યારે કોઇને એક માત્ર કાયા હોય છે, કોઇને મન વચન કાયા ત્રણે છે એકેન્દ્રિયમાં રહેનારને પણ કાયયોગ હોય છે માટે ચારે ય ગતિના જીવો કાક્ષા મોહનીય કર્મને બાંધે છે, અને વેદે છે "પ્રભુજી! પ્રમાદ જો યોગથી થાય છે તો હે ભગવાન્! યોગ શાથી થાય છે?" "હે ગૌતમ! યોગ વીર્યથી ઉત્પન્ન થાય છે **से णं भंते विरए किं पवहे?** "તો પ્રભુ! વીર્ય શાથી ઉત્પન્ન થાય છે?" "હે ગૌતમ! વીર્ય શરીરથી ઉત્પન્ન થાય છે" કેવી રમત માડી છે! કોઈક આત્માઓ જ્ઞાનની રમત રમતા કર્મના ભુક્કા ઉડાડી દે, ત્યારે કોઈક આત્માઓ અનંત કર્મોને બાંધી દે માટે તમે એવી રમત રમો કે જેથી તમારા કર્મના ભુક્કાઓ ઊડી જાય ભગવાન કહે છે, કે હે મુનિઓ! રમ્યા વિના જો તમારાથી ન

## વ્યાખ્યાન ૩૫ મુ

[ સોમવાર, શ્રાવણ વદિ ૫ ]

ભગવાને રાયપસેણીય સૂત્રની અંદર આત્માનુ અને જડનુ જ્ઞાન આપણને કરાવ્યુ છે ભગવાને જિનવાણીરૂપી કલ્પવૃક્ષ જગતને અર્પણ કર્યુ છે કલ્પવૃક્ષની પ્રાપ્તિ થવાથી જીવોને આનન્દ થાય છે, કારણ કે કલ્પવૃક્ષ તો ધારેલાં કામોની સિદ્ધિ કરાવવાવાળુ છે જીવ જેની જેની ઇચ્છા—અભિલાષા કરે, તે બધાયની કલ્પવૃક્ષ પૂર્તિ કરે. કલ્પવૃક્ષ કરતા ય વધારે આનન્દ અને સુખને આપનાર એક બીજુ કલ્પવૃક્ષ છે અને તે છે ભગવાન જિનેશ્વરની વાણી. એ વાણીને અંગીકાર કરતાં જીવને એ જઘન્ય રસ ઉપજે તો કર્મની કોટીને તે ખપાવે અને જો ઉત્કૃષ્ટ રસ ઉત્પન્ન થાય તો જીવ તીર્થંકર નામ અને ગોત્રને બાંધી દે આવો અપૂર્વ છે મહિમા જિનવાણીનો. જે આત્માઓ જિનવાણીનો સ્વાદ લઈ ગયા તે આત્માઓ પરમ શાન્તિને પામી ગયા. તે પરમ શાન્તિને પામનાર જીવનુ વર્ણન શાસ્ત્રમા વર્ણવ્યુ છે તેનુ વર્ણન ચાલી રહ્યુ છે સૂર્યાભદેવ પૂર્વે જિનવાણીનુ પાન કરીને તેને રોપવીને અને શક્તિ પ્રમાણે સ્પર્શના કરીને જ દેવભૂમિમા બેઠા છે, ત્યાથી પરમ તત્ત્વને પમાડનાર દેવાધિદેવની પાસે જાય છે, અને જઈને પૂછે છે કે આ સૂર્યાભ ભવ્ય છે કે અભવ્ય ? નાથ! આપ જીવોની કોટિ બે પ્રકારે દર્શાવો છો, તો આ તમારો

ભગવાન કહે છે, કે " અમારા મુમુક્ષુ આત્માઓની આ રમત છે " કઈ રમત? ઈન્દ્રિયદમનની. ઈન્દ્રિયદમનમાં મુમુક્ષુ રમે તે ઈન્દ્રિયોને વશ ન થાય 'वंभचेर समाहिए' ધર્મ કોઈ ભલેને ગમે તેટલો કરતો હોય પણ બ્રહ્મચર્યની સમાધિ વિના તેને જોઈએ તેટલુ ફળ ન મળે માટે તમારે સંપૂર્ણ બ્રહ્મચર્યને જ સ્વીકારવુ જોઈએ જો સંપૂર્ણ બ્રહ્મચર્યને સ્વીકારી ન શકો તો ધર્મને પામવા માટે કાયિક બ્રહ્મચર્યની ખાસ આવશ્યકતા છે બ્રહ્મચર્યને વરેલા જીવો પણ કાક્ષા મોહનીય કર્મને બાધી રહ્યા છે, ભગવાન કહે છે, કે જીવો દેહાતીત છે, છતા ચોવીસે કલાક કાક્ષા મોહનીયમા પડચા છે એની અદર બેઠેલા ચૈતન્ય દેવ સુખી છે કે દુઃખી, તેની પણ તેને ખબર નથી આ શરીર કે આ અવસર દેહને વશ થવા માટે નથી મળ્યો, પણ દેહાતીત થવા માટે મળ્યો છે. ભગવાન એમ નથી કહેતા, કે દેહનુ છેદન કરો પણ જો બધો ય સમય શરીરની ટાપટીપમા જ વેડફી નાખીએ, તો ભારે નુકશાન થવાનુ ગૌતમ સ્વામી પૂછે છે, કે "હે નાથ! શરીર શાથી ઉત્પન્ન થાય છે?" જુઓ, એક પછી એક એમ કેવા સુદર પ્રશ્નો પૂછાઇ રહ્યા છે! આ કઇ મારા અને તમારા વચ્ચેની વાતચીત નથી, પણ સ્વયં ભગવાનની વાણી છે ભગવતી સૂત્રમા કહ્યુ છે, કે શરીર જીવથી જ ઉત્પન્ન થાય છે એકેન્દ્રિયનુ શરીર વનસ્પતિમા ઉત્પન્ન થયુ હોય તો પણ તે જીવ છે અને જીવ જો તેનામાથી નીકળી જાય તો તે શબ છે. ચૈતન્ય હોય તો ઉત્થાન, બળ, વીર્ય, પુરુષાકાર અને પરાક્રમ શક્ય છે જીવ ન હોય તો ઉત્થાન, બળ વીર્ય,

રહેવાનું હોય તો એવી રમત રમો કે જેથી તમારા આત્માને ખોટ ખમવી ન પડે. એવી તે રમત કઈ છે? ઉત્તરાધ્યયનના સોળમા અધ્યયનમા ભગવાને કહ્યુ છે કે—

धम्मारामे चरे भिक्खू, धिइम धम्मसारही।
धम्मारामे रए द ते बमचेर समाहिए॥

ધર્મરૂપી ઉદ્યાનની અદર તમે હમેશા રમો બધુઓ! વરથી કટાળી ત્રાહિ ત્રાહિ પોકારી જેમ તમે મહાબાર હિલના ઉદ્યાનને યાદ કરો છો તેમ સસારથી કટાળી ગયેલા આત્મા માટે ધમરૂપી ઉદ્યાન છે ત્યાં જવાથી અશુભ અને ધર્મબાગમાં રમતા શુભ પરમાણુઓનો વાયરો વાતા તમારા આત્માને પરમ શાન્તિ મળે ધમબાગનો સારથિ, ધર્મને પામેલો આત્મા જ્યા બેસે ઊઠે જ્યા એના પનોતાં પગલાં પડે, ત્યા ધમને ધારણ કરે વણ ઉકળાટ ન આવે ધર્માત્મા શાન્ત બને છે અને શુદ્ધ પરમાણુઓથી બીજા આવનારાઓ પણ શાન્તિને પામે છે માટે ધમના લેબલ જેને તેને ન લાગે ધમ તો ઉપશાન્ત થયેલા ઓને જ વરે કારણ કે ધર્મનો સાર ઉપશાન્તતા છે

કષાયની ઉપશાન્તતા માત્ર મોક્ષ અભિલાષ,
ભવે ખેદ પ્રાણીદયા ત્યાં આત્માર્થ નિવાસ.

કષાયની ઉપશાન્તતામાં માત્ર મોક્ષની જ અભિલાષા હોય છે કારણ કે જ્યાં કષાય હોય છે ત્યા મોક્ષ હોતો નથી માટે સકલ સિદ્ધાતનો સાર પણ ઉપશાન્તિ છે માટે તમે શાન્ત થાઓ શાન્ત થાઓ પરભવમાં આપણા આત્માએ પોતાનુ ખૂબજ બગાડ્યુ છે, માટે શાન્તિને પ્રાપ્ત કરી.

ભગવાન કહે છે, કે " અમાગ મુમુક્ષુ આત્માઓની આ રમત છે " કઈ રમત? ઈન્દ્રિયદમનની. ઈન્દ્રિયદમનમા મુમુક્ષુ રમે તે ઈન્દ્રિયોને વશ ન થાય 'बंभचेर समाहिए' ધર્મ કોઈ ભલેને ગમે તેટલો કરતો હોય પણ બ્રહ્મચર્યની સમાધિ વિના તેને જોઈએ તેટલુ ફળ ન મળે. માટે તમારે સપૂર્ણ બ્રહ્મચર્યને જ સ્વીકારવુ જોઈએ જો સપૂર્ણ બ્રહ્મચર્યને સ્વીકારી ન શકો તો ધર્મને પામવા માટે કાયિક બ્રહ્મચર્યની ખાસ આવશ્યકતા છે બ્રહ્મચર્યને વરેલા જીવો પણ કાક્ષા મોહનીય કર્મને બાધી રહ્યા છે, ભગવાન કહે છે. કે જીવો દેહાતીત છે, છતાં ચોવીસે કલાક કાક્ષા મોહનીયમા પડ્યા છે એની અદર બેઠેલા ચૈતન્ય દેવ સુખી છે કે દુ.ખી, તેની પણ તેને ખબર નથી આ શરીર કે આ અવસર દેહને વશ થવા માટે નથી મળ્યો, પણ દેહાતીત થવા માટે મળ્યો છે ભગવાન એમ નથી કહેતા, કે દેહનુ છેદન કરો પણ જો બધો ય સમય શરીરની ટાપટીપમા જ વેડફી નાખીએ, તો ભારે નુકશાન થવાનુ ગૌતમ સ્વામી પૂછે છે, કે "હે નાથ! શરીર શાથી ઉત્પન્ન થાય છે?" જુઓ, એક પછી એક એમ કેવા સુદર પ્રશ્નો પૂછાઇ રહ્યા છે! આ કઇ મારા અને તમારા વચ્ચેની વાતચીત નથી, પણ સ્વય ભગવાનની વાણી છે ભગવતી સૂત્રમા કહ્યુ છે, કે શરીર જીવથી જ ઉત્પન્ન થાય છે એકેન્દ્રિયનુ શરીર વનસ્પતિમા ઉત્પન્ન થયુ હોય તો પણ તે જીવ છે અને જીવ જો તેનામાથી નીકળી જાય તો તે શબ છે ચૈતન્ય હોય તો ઉત્થાન, બળ, વીર્ય, પુરુષાકાર અને પરાક્રમ શકય છે જીવ ન હોય તો ઉત્થાન, બળ વીર્ય,

કોઈના નહિ. પણ જૈન દર્શન સિવાય કેટલાય દાર્શનિકો એમ માને છે, કે આત્મા પાંચ ભૂતમાંથી ઉત્પન્ન થાય છે અન્ય દાર્શનિકો કહે છે, કે આત્મા પાંચ ભૂતમાંથી ઉત્પન્ન થયો છે જૈન દર્શન કહે છે કે આ વાત ખોટી છે જીવ શરીરને ઉત્પન્ન કરે છે, પણ શરીર જીવને ઉત્પન્ન નથી કરતું સુયગડાંગ સૂત્રમાં ભગવાન બોલ્યા છે, કે—

પ ચ પંચ મહબ્ભૂયા તેબ્ભો એ ગોત્તિ આહિયા।
અહ તેસિં વિણાસેણ વિણાસો હોઈ દેહિણો॥

એક મતવાળા એમ કહે છે, કે પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને આકાશ—એ પાંચમાંથી એક ચૈતન્ય શક્તિ ઉત્પન્ન થાય છે અને શરીરના નાશ સાથે જીવનો પણ નાશ થાય છે બીજી બાજુ બૌદ્ધો એમ કહે છે કે આત્મા તો ક્ષણે ક્ષણે નાશ પામે છે અને ક્ષણે ક્ષણે ઉત્પન્ન થાય છે ત્યારે જૈન-દર્શન કહે છે કે જો આત્મા પ્રત્યેક ક્ષણે ઉત્પન્ન થતો હોય અને નાશ પામતો હોય, તો પછી આ લોક પરલોક, પાપ પુણ્ય વગેરેનો કશો અર્થ જ રહેતો નથી જ્યાં કોઈ સ્થાયી તત્ત્વ જ નથી ત્યાં પછી આવી વ્યવસ્થાને અવકાશ જ ક્યાં રહે? એક વખતે એક બૌદ્ધના અનુયાયીને કોઈ સાથે ઝઘડો થયો. ઝઘડો એવો થયો કે ઠેઠ કોર્ટ સુધી જવું પડ્યું ઝઘડો થાય અને 'કેસ' કોર્ટે જાય એમાં આ જગતના જીવોને ક્યાં નવાઈ જેવું છે? પણ ઝગડાને જે શાન્ત કરે તે શૂરવીર શૂરવીર કોને કહેવાય? જેણે સ્વભાવ ઉપર વિજય મેળવ્યો છે તે શૂરવીર આપણે તો અદ્યાપિ પરની સાથે જ ઝઘડી રહ્યા છીએ. ભગવાન કહે છે, કે જે

તમને લડ્યા વિના ચેન પડતુ ન હોય તો રોજ લડ્યા જ કરો એવો માર્ગ બતાવુ.

લડો સૌ આત્મસગ્રામે, બીજા સંગ્રામ શા કરો ?
શુદ્ધાત્માથી દુરાત્માને જીતીને વિજય મેળવો

કેવુ સુદર વિધાન બતાવ્યુ છે! 'લડો સહુ આત્મસગ્રામે.' તમે તમારા આત્માની જોડે લડો 'બીજા સગ્રામ શા કરો ?' બીજા ઝઘડામા, બીજી ઝઝટમા તમે શા માટે પડો છો ? તમારો આત્મા શુદ્ધ, નિરજન અને નિરાકાર છે એ આત્મા સ્વભાવમાથી ચ્યુત થઈ વિભાવમા જાય ત્યારે ક્ષમાનુ કવચ પહેરી કષાયની સાથે લડો જેણે ક્ષમાનુ બખ્તર પહેરીને ક્રોધ, માન, માયા અને લોભ પર વિજય મેળવ્યો છે, તેવા વીરોને કુકુમના તિલક કરી અભિવદો જ્યા ક્ષમા છે ત્યાં કુકુમ છે, જ્યારે જયા ક્રોધ છે ત્યા મેશ છે. તમારે શાનાં તિલક કરવા છે, કુમકુમના કે મેશના? જે વીર હોય તે તો ક્ષમાના જ ચાદલા કરાવે તો બોલો, વીર બનવુ છે ને ?

વીરરસે રસભર સહુ ભરીને, કુમકુમ આકી ભાલ,
સાચતણી સમશેર હસ્તમા, ક્ષમા તણી ધરી ઢાલ

અનુયોગ દ્વારમા મહાવીર ભગવાન વીરરસના ચાદલા બતાવે છે. અનાદિકાળથી જીવ કષાયના ચાદલા કરતો આવ્યો છે, તો હવે આ માનવભવમા કુમકુમના ચાદલા કરો શાના ? સત્યના મૂઠને બરાબર પકડો કે જેથી તલવાર તમારા હાથમાથી છટકી ન જાય ક્ષમારૂપી તલવાર લઇને તમારા આત્મા સાથે યુદ્ધ કરો –આ જગતમા બૂરામા બૂરુ જો કોઈ હોય તો તે

આપણે આત્મા છે આપણે એવી શિખામણ પોતાને આપી કે આ કરવા જેવુ નથી, છતા ઇન્દ્રિયોના આવેગને વશ આપણે ન કરવાનાં કામો પણ કરી બેસીએ છીએ માટે ઔ અને અધર્મ વચ્ચે રહેતાં આપણે બહુ સાવધ રહેવાનુ નરકમા રહેલો આત્મા દેવનુ આયુષ્ય ન બાંધે અને સ્વર્ગ રહેલા દેવો નરકનુ આયુષ્ય ન બાંધે. બન્ને માટે પૃથક્ પૃ સ્થાનો છે મનુષ્ય માટે, ઔદારિક શરીરવાળા, સંજ્ઞી, કર્મ મિવાળા માટે, પાચ ગતિ અને તિર્યંચ માટે ચાર ગતિ તમારી 'પાવર (power) વધ્યો, પણ તમને આ કાળમા મો મળે તેમ નથી, પણ તેથી નિરાશ ન થશો 'સર્ટિફિકે (certificate) તો જરૂર મળશે. અમેરિકા જનારને જેમ પાસપો (pass-port) મેળવવો પડે છે તેમ આપણે પણ પહે 'પાસપોર્ટ' મેળવવો પડશે. એ મળે ત્યારે જ પંદર કર્મ મિના મનુષ્યો પાચ ગતિમા જાય અને ત્રીસ અકર્મભૂમિ અને છપ્પન અતરદ્વીપના જુગલિયા એકમાત્ર દેવગતિમાં જ સંજ્ઞી મનુષ્યના બસો અને બે ભેદ છે તેમાથી પંદર કર્મ ભૂમિનાં મનુષ્યોને જ મોક્ષભૂમિનો પાસપોર્ટ મળ્યો છે મા ભાઇઓ! સાવધાન થઈ જાઓ. બોલો, કોને પાસપોર્ટ કઢાવ છે? અનંત જ્ઞાનીઓ કહે છે, કે ખૂબ લડી લો તમારી પૂ અમવિત શત્રુઓ પડ્યા છે, અને કાળ, ક્ષણે ક્ષણે કોળિ કરી રહ્યો છે, માટે સાવધાન બનો. તમે કહેશો, શુ કરીએ ઘરમાં પણ બે રોટલા પજવે છે અને આ પર્યુષણકા આવીએ તો અહીં પણ બે રોટલા પજવી રહ્યા છે કૂતરું એક બારણેથી કાઢીએ તો એ જેમ બીજે બારણેથી આ

ી જાય છે, તેમ રાગદ્વેષ વગેરે એક બારણેથી કાઢતાં બીજા
રણામાંથી પ્રવેશી જાય છે ભાઇઓ! કષાયરૂપી કૂતરાંઓ
ાપણા આત્મા સાથે એવા તો હળીમળી ગયાં છે, કે તેમને
ાકડી લઇને બહાર કાઢશો તોય પાછાં અંદર ઘૂસી જશે તેને
ઢવાનું સહેલું નથી અનાદિ કાળથી એ તમારા સ્વભાવમાં
ોતપ્રોત થઈ ગયાં છે માટે તેમને કાઢવા માટે જબરદસ્ત
ાકડી લેવી પડશે. તો કઇ લાકડી લેશું? એક કવિએ ગાયું છે, કે—

વીતરાગ નામની લાકડી રે કદી પકડી નહિ હાથ જો,
ભટકાઈ મર્યો જાણે ભીતમાં, તો યે માને નહિ વાત જો"

સત્તર પ્રકારનો સંયમ એ વીતરાગની સમર્થ લાકડી છે.
એ લાકડી હાથમાં હોય તો કોઈની તાકાત નથી, કે કષાયનાં
કૂતરાઓ તમને પજવે આ વાત સાંભળીને બીજે કાનેથી
કાઢી નાખવા જેવી નથી, હૃદયમાં સંઘરવા જેવી છે જ્ઞાનીઓ
આ વાત પોકારી પોકારીને કહેતા આવ્યા છે પણ મોહગ્રસ્ત
જીવો આ વાત સમજતા નથી જ્યાં સુધી તમે આ
વાતનો સ્વીકાર નહિ કરો, ત્યાં સુધી ચાર ગતિરૂપી ભીતમાં
એવા અફળાઇ મરવાના કે તમારું માથું ફૂટી જશે માટે
કષાયરૂપી કૂતરાઓને બહાર હાંકી કાઢો ભગવાન કહે છે, કે
"મારા ઘરમાં પણ કષાયરૂપી કૂતરાઓ અનાદિ કાળથી
પ્રવેશેલા હતા, પણ મે સંયમની લાકડી હાથમાં લીધી તોય
મને સુખેથી બેસવા ન દે" તમે કહેશો, શી રીતે?
વિશ્વભૂતિ અને વિશાખાનન્દી—એ બે કાકાના દીકરા ભાઈઓ
હતા એક વખતે એક ભાઈને બીજા ભાઇને પોતાની સ્રીની

સાથે ક્રીડા કરતો જોઈ એર આવ્યુ તેને થયુ, કે તે પણ પોતાની સ્ત્રી સાથે ભોગ ભોગવે. ત્યારે વિશાખાનન્દીએ તેને કહ્યું, "તારે હવે રાણીઓ સાથે ક્રીડા કરવા આવવુ નહિ. આ અપમાનથી તેને મનમા થયુ, કે આવા અપમાન સહન કરવા તેના કરતા દીક્ષા લેવી શી ખોટી? તમને પણ અપમાનના ઘૂટડા ભરવા પડતા હશે ને? પરણીને નવીસવી આવેલ નવોઢાને પણ રૂવાબમા અને રૂવાબમાં તમે કેટલીયે વાર હડધૂત કરતા હશો. કેટલીક વળી માન આપતા હશે, ક્યાંક કોઈ તિરસ્કાર પણ કરતા હશે. છતા તમને અમારી ઓળ લેવાનુ મન થયુ છે? પણ એક દિવસ તમારે એને લેવી જ પડશે તે સિવાય તમારો છુટકારો નથી. જેના ઘરમાં સ્ત્રી માન પામે છે તેના ઘરમા લક્ષ્મી આવીને વસે છે **यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता** । જ્યા નારીઓની પૂજા થાય છે ત્યા દેવતાઓ આવીને રમણ કરે છે હા તમે ગૃહસ્થાશ્રમી છો કોઈક વાર કંઈ કહેવાનો પ્રસગ ઉપસ્થિત પણ થાય પણ ત્યારે ઉંચા સાદે ન બોલતા મગજનો કાબુ ન ગુમાવતાં જો શાંતિથી વિચારો, તો ઘરમા જ સ્વગના સુખને અનુભવી શકો. જ્યા શાતિ છે ત્યા સ્વર્ગ છે અને જ્યા કલેશ છે ત્યાં નરક અહીથી ઉપશાંતિનો ધર્મ સાભળીને ઘરે જઈને ક્રોધ કરો તો કહેશે કે ધર્મસ્થાનકમાંથી ક્રોધ કરવાનુ શીખી આવ્યા છો? માટે દરેક જણે પર્યુષણ સુધી ક્રોધ ન કરવો જો તમે આમરણ ક્રોધ ન કરો, તો તો તમારા વિજયના ડંકા બાજે માટે કષાયને જીતવાથી શો લાભ થાય તે સમજ્યાને? તેથી વીતરાગત્વની પ્રાપ્તિ થાય. અનાદિ

કાળથી જે કૂતરાંઓ આપણી સાથે હળીમળી ગયા છે, તે આપણે હાથમાં જબરી લાકડી લઈએ ત્યારે તેઓ કરી કરીને શું કરે? બટકુ ભરે, એટલુ જ ને? એક વખતના વાત છે. અમારા ઉતારા હતા ત્યા એક કૂતરુ બહુ ઘૂરકયા જ કરે. ત્યાની બાઈ કહે, "તમે ડરતા નહિ" એ કૂતરાનુ નામ હતુ રામ બાઇ રામ કહીને બોલાવે એટલે કૂતરુ આવીને ઊભુ રહે બાઈ કૂતરાની ડોકે એક છાબડી બાંધે અને તેને તે પોતાના દીકરાને નિશાળે જઈ આપી આવવાનુ કહે, અને કૂતરૂ તેમ કરે આ જોઇ અમને મનમા થયુ, કે એક શ્વાન પણ રોટલા માટે પોતાના સ્વામીની કેવી આજ્ઞા ઉઠાવે છે! ત્યારે આપણે તા મનુષ્યો છીએ આપણે કૂતરાથી હેઠા જઇશુ? આપણે પણ આપણા નાથની આજ્ઞાઓ વફાદારીથી ઉઠાવવી પડશે આપણે જો આ શરીરને ભગવાનની આજ્ઞાના પાલનમા જોડશુ, તા આપણે અ દરના મોતીઓને મેળવશુ. સમજો શરીર જીવને બાધતુ નથી અન્ય મત જે પ ચભૂતથી ઉત્પન્ન થયેલા શરીર અને આત્માને અભિન્ન અને એકમેક માને છે, તે મતને જૈનદર્શન સ્વીકારતુ નથી જૈનમત પ્રમાણે બ ને ભિન્ન છે, કારણ ચૈતન્ય એ ચૈતન્ય છે અને કર્મ તે જડ છે જડ હોય તે ત્રણ કાળમા જડ જ રહે. માટે ત્રણે કાળમા ચૈતન્ય અને જડ જુદા છે પણ કર્મની સત્તાના કારણે અભિન્ન જેવા દેખાય છે વાસ્તવમા તા બ ને ભિન્ન જ છે માટે બ નેને પૃથક્ માનીને વર્તો કષાય વગેરે દશમા ગુણુસ્થાનક સુધીજ છે છઠે ગુણુસ્થાનકે વર્તેલા મુનિઓમા પણ કષાય છે સત્તામા પડેલા હોય છતા જો

માણસ ધર્મને સમજ્યો હોય, તો તે ઉદયને આધીન ન થાય આ જ ખરેખર સનાતન ધર્મ છે ઉદયકાળે તેમને પાછો મારતાં તમારા જીવનમા ખૂબ જ આનંદ આવશે. જીવતાય આનંદ અને મરતાય આનંદનો તમને અનુભવ થશે. માટે ભલે થોડુ કરો, પણ જે કાંઈ કરો તે પાકુ કરો. બખીઓ મારીને સીવો કે જેથી અંદર જીવજંતુ ભરાઈ ન જાય, અને જ્યારે સંપૂર્ણ ખીલવટ થાય, ત્યારે તો ક્રોધ વગેરે દૂર નાસી જાય અને વિજયની પ્રાપ્તિ થાય આજે કષાયવિષય ઉપર વ્યાખ્યાન સાંભળ્યુ છે તો પર્યુષણ સુધી અને બને તો સદાને માટે દરેકે કષાયનો ત્યાગ કરવો. કષાયના ત્યાગ સુધીના ભાવ કહેવાયા. બીજા આગળ ઉપર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન ૩૬ મુ

(મંગળવાર શ્રાવણ વદિ ૬)

ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ તે સિદ્ધાંત જે આત્માઓ હાદર્શાંગ સિદ્ધાંત સમજ્યા તે આત્માઓનો ઉદ્ધાર થઈ ગયો. જેને અમારા સિદ્ધાંત સાંભળવાનો સુઅવસર પ્રાપ્ત થયો છે તેને ભગવાન કહે છે કે આવો અપૂર્વ અવસર વારે ઘડીએ મળતો નથી માટે સિદ્ધાંતનુ શ્રવણ કરી અપ્રમાદી બનવામાં સહેજ સરખો વિલંબ કરશો નહિ.

વિમાનમાં બેઠેલા સૂર્યાભદેવની દૃષ્ટિ ભગવાન પ્રત્યે ગઈ, એટલું જ નહિ, તે પણ ભગવાનની પાસે પહોંચી ગયા, અને ત્યા ગયા પછી ભગવાનને સાંસારિક સુખનુ ન પૂછતાં પોતાનુ પૂછ્યુ આપણે પોતાનુ ચૂકી ગયા છીએ અને પરને વળગી રહ્યા છીએ. જેને સત્ય સમજાયુ છે, તેનુ મન શંકા વગરનુ હોય છે તે પુણ્ય અને પાપમા શ્રદ્ધા રાખતો હોય છે આત્મા કર્તા અને ભોક્તા છે એવો નિર્ણય થઈ ગયો છે, છતા પણ કર્મની વિચિત્ર દશા છે શ્રમણ નિર્ગ્રન્થોમાંથી પણ કોઇ કોઇ કાક્ષા મોહનીય કર્મને વેદે છે તેનું કારણ પૂછતા ભગવાન કહે છે, 'હે ગૌતમ! તેર કારણે મુનિઓ કાંક્ષા મોહનીય કર્મ વેદે છે.

नाणतरेहिं दर्शनांतरेहिं चारित्रांतरेहिं लिंगातरेहिं ।

પહેલો બોલ છે नाणंतरेहिं. એક જ્ઞાનથી બીજા જ્ઞાનના વિષયમાં મુનિઓને શકા થાય છે. તમે કહેશો, જ્ઞાન જ્ઞાનમાં અતર કેમ? અવધિજ્ઞાન અને મન.પર્યવજ્ઞાન બને જ્ઞાન છે. આનો તફાવત સમજાવતા ભગવાન કહે છે કે, હે ગૌતમ! જ્ઞાન બે પ્રકારનુ છે એક અવધિજ્ઞાન અને બીજુ મન.પર્યવજ્ઞાન તેમાથી જેને અવધિજ્ઞાન છે તે ચૌદ રાજલોકમા રહેલા પરમાણુ આદિ દ્રવ્યોને જાણે અને દેખે અને અલોકમા રહેલા અસંખ્યાત ખાડવાને જોવાની શક્તિ દે જ્યારે મન પર્યવ જ્ઞાની અઢી દ્વીપમા રહેલા સંજ્ઞી પચેન્દ્રિયના મનોગત ભાવને જાણી શકે છે અવધિજ્ઞાન ત્રીજું જ્ઞાન છે અને મન.પર્યવજ્ઞાન ચોથુ છે. તો પછી મન પર્યવજ્ઞાનથી ઓછુ કેમ જુએ

છે ? આ શંકા કાંક્ષાનો શાસ્ત્રકારે ઉત્તર આપતાં કહે છે, કે "હે મુનિઓ! એમાં કાંક્ષા મોહનીય વેદે છે" પ્રશ્ન! અમે તો છદ્મસ્થ છીએ. મનમાં અનેક પ્રકારના ઉછાળાઓ આવી જાય છે જેને અવધિજ્ઞાન ઉત્પન્ન થયું છે તેને અવધિ દર્શનની સહાય છે તેથી અવધિજ્ઞાની વધારે જોઈ શકે છે અઢી દ્વીપમાં રહેલા સની પંચેન્દ્રિયના મનોગત ભાવને જાણવા એ જેવી તેવી વાત નથી આત્માએ કેટલી તૈયારી કરી હશે, કેટલો પુરુષાર્થ ખેડ્યો હશે, ત્યારે આ શક્તિ પ્રાપ્ત થઈ હશે! જ્ઞાન તો બધા પાસે છે, પણ આજે જ્ઞાનનો ઉપયોગ અવળા માર્ગે થઇ રહ્યો છે માટે તેને સફળતાને માર્ગે લાવો.

सोहि उज्जुय भुयस्स धम्मो सुद्धस्स चिट्ठइ ।
निव्वाण परम जाइ घयसित्तिव्व पावए ॥

પરમ જ્ઞાની પુરુષો આપણને કેવો સરસ બોધ આપે છે સરળ આત્માઓની સોહિ એટલે શુદ્ધિ થાય છે જે આત્મા વક્ર છે તે આત્માની શુદ્ધિ થતી નથી તેવો આત્મા મલિન જ રહે છે ભગવાન સરલતા ઉપર આટલો બધો ભાર મૂકે છે તેનું શું કારણ છે તે જાણો છો ? ભગવતી સૂત્રમાં ભગવાન બોલ્યા છે કે माइ मिच्छदिट्ठि अमाइ सम्म दिट्ठि । જે માયાવી પુરુષો છે તે મિથ્યાત્વ દૃષ્ટિ છે અને જે માયા રહિત છે તે સમકિત દૃષ્ટિ છે જ્યાં સુધી માયારૂપી ડાકણ આપણને વળગી રહેશે ત્યાં સુધી આપણે સમ્યગ્ દૃષ્ટિ થઈ શકીશું નહિ ભગવાન મલ્લિનાથના આત્માએ છ મિત્રો સાથે

સયમ લીધો હતો ભગવાન મલ્લિનાથના આત્માને જ્યારે સસાર પર વૈરાગ્ય આવ્યો ત્યારે પણ છ મિત્રો સાથે હતા મિત્રતા એવી કે કોઈને એકબીજા વગર ચાલે નહિ મલ્લિનાથે મિત્રોને કહ્યુ, "હુ તો સસારનો ત્યાગ કરવા ઇચ્છુ છુ. બોલો, તમારી શી ઇચ્છા છે ?" છએ મિત્રોએ જવાબ દીધો, "જે તમારો માર્ગ તે અમારો માર્ગ" આનુ નામ ખરી મૈત્રી પછી બધાએ એક સાથે દીક્ષા લીધી ભગવાન મલ્લિનાથના જીવને એવો વિચાર આવ્યો, કે "આ છ મુનિઓ કરતા મારે ઉત્કૃષ્ટ કરણી કરવી" એ મુનિઓ જો એક ઉપવાસ કરે તો મલ્લિનાથ બે ઉપવાસ કરતા, પણ કોઇને જાણવા ન દે મિત્રોથી છાનુ રાખ્યુ, તો આ માયાને તમે શુ કહેશો ? અનન્તાનુબધી ? ના આ અનન્તાનુબધી માયા નથી જરા લહેર આવી ગઈ. અપ્રત્યાખ્યાની હોય કે પ્રત્યાખ્યાની, ગમે તે હોય, તો પણ માયા તો ખરી જ

સરળ આત્મા હોય તેની જ શુદ્ધિ થાય છે અમારો શુદ્ધ ધર્મ સરળ આત્મામા સ્થિર રહે છે, ત્યા જ વાસ કરે છે **निव्वाण परमंजाइ** પરમ નિર્વાણને પ્રાપ્ત કરે છે **घयसित्तिव्व पावये** ઘૃતથી સિચાયેલો અગ્નિ જેમ પ્રજ્વલિત બની ઊઠે છે, ધૂમ્રરહિત તેમાથી જ્વાલાઓ નીકળે છે, તેમ સરળ આત્મામા ધર્મરૂપી ઘીનુ સિંચન કરવાથી જ્ઞાનરૂપી નિર્મળ જ્યોત તેમાથી પ્રગટે છે એટલા માટે ભગવાન કહે છે, કે ભાઇઓ ! માયાનુ સેવન ન કરો માયાનો વિસ્તાર ઘણો મોટો છે માયાના પ્રભાવે જીવ સસારના બધનમાથી મુક્તિ મેળવી

છો? આ શંકા કાંક્ષાનો શાસ્ત્રકારો ઉત્તર આપતાં કહે છે, કે "હે મુનિઓ! એમાં કાંક્ષા મોહનીય વેદે છે" પ્રભો! અમે તો છદ્મસ્થ છીએ. મનમાં અનેક પ્રકારના ઉછાળાઓ આવી જાય છે જેને અવધિજ્ઞાન ઉત્પન્ન થયું છે તેને અવધિ દર્શનની સહાય છે તેથી અવધિજ્ઞાની વધારે જોઈ શકે છે અહી દ્વીપમાં રહેલા સંજ્ઞી પંચેન્દ્રિયના મનોગત ભાવને જાણવા એ જેવી તેવી વાત નથી. આત્માએ કેટલી તૈયારી કરી હશે, કેટલો પુરુષાર્થ ખેડ્યો હશે, ત્યારે આ શક્તિ પ્રાપ્ત થઈ હશે! જ્ઞાન તો બધા પાસે છે પણ આજે જ્ઞાનનો ઉપયોગ અવળા માર્ગે થઇ રહ્યો છે માટે તેને સરળતાને માર્ગે લાવો

**सोहि उज्जुय भुयस्स धम्मो सुद्धस्स चिट्ठइ ।**
**निव्वाणं परमं जाइ घयसित्तिव्व पावए ॥**

પરમ જ્ઞાની પુરુષો આપણને કેવો સરસ બોધ આપે છે સરળ આત્માઓની **सोहि** એટલે શુદ્ધિ થાય છે જે આત્મા વક્ર છે તે આત્માની શુદ્ધિ થતી નથી તેવો આત્મા મલિન જ રહે છે ભગવાન સરળતા ઉપર આટલો બધો ભાર મૂકે છે તેનું શું કારણ છે તે જાણો છો? ભગવતી સૂત્રમાં ભગવાન બોલ્યા છે, કે **माइ मिच्छादिट्ठि अमाइ सम्म दिट्ठि ।** જે માયાવી પુરૂષો છે તે મિથ્યાત્વ દૃષ્ટિ છે અને જે માયા રહિત છે તે સમકિત દૃષ્ટિ છે જ્યાં સુધી માયારૂપી કાંટો આપણને વળગી રહેશે ત્યાં સુધી આપણે સમ્યગ્ દૃષ્ટિ થઈ શકીશું નહિ ભગવાન મલ્લિનાથના આત્માએ છ મિત્રો સાથે

સયમ લીધો હતો ભગવાન મલ્લિનાથના આત્માને જ્યારે સસાર પર વૈરાગ્ય આવ્યો ત્યારે પણ છ મિત્રો સાથે હતા મિત્રતા એવી કે કોઈને એક બીજા વગર ચાલે નહિ મલ્લિનાથે મિત્રોને કહ્યુ, “ હુ તો સસારનો ત્યાગ કરવા ઇચ્છુ છુ. બોલો, તમારી શી ઇચ્છા છે ? ” છએ મિત્રોએ જવાબ દીધો, “ જે તમારો માર્ગ તે અમારો માર્ગ. ” આનુ નામ ખરી મૈત્રી પછી બધાએ એક સાથે દીક્ષા લીધી ભગવાન મલ્લિનાથના જીવને એવો વિચાર આવ્યો, કે “ આ છ મુનિઓ કરતા મારે ઉત્કૃષ્ટ કરણી કરવી ” એ મુનિઓ જો એક ઉપવાસ કરે તો મલ્લિનાથ બે ઉપવાસ કરતા, પણ કોઇને જાણુવા ન દે મિત્રોથી છાનુ રાખ્યુ, તો આ માયાને તમે શુ કહેશો ? અનન્તાનુબધી ? ના આ અનન્તાનુબધી માયા નથી જરા લહેર આવી ગઈ. અપ્રત્યાખ્યાની હોય કે પ્રત્યાખ્યાની, ગમે તે હોય, તો પણ માયા તો ખરી જ

સરળ આત્મા હોય તેની જ શુદ્ધિ થાય છે અમારો શુદ્ધ ધર્મ સરળ આત્મામા સ્થિર રહે છે, ત્યા જ વાસ કરે છે **निव्वाण परमंजाइ** પરમ નિર્વાણુને પ્રાપ્ત કરે છે **घयसित्तिव्व पावये** ધૃતથી સિચાયેલો અગ્નિ જેમ પ્રજ્વલિત બની ઊઠે છે, ધૂમ્રરહિત તેમાથી જ્વાલાઓ નીકળે છે, તેમ સરળ આત્મામાં ધર્મરૂપી ઘીનુ સિંચન કરવાથી જ્ઞાનરૂપી નિર્મળ જ્યોત તેમાથી પ્રગટે છે એટલા માટે ભગવાન કહે છે, કે ભાઇઓ ! માયાનુ સેવન ન કરો માયાનો વિસ્તાર ઘણો મોટો છે. માયાના પ્રભાવે જીવ સસારના બધનમાથી મુક્તિ મેળવી

શકતો નથી. માયા એ કષાયની ત્રીજી પ્રવૃત્તિ છે આ પ્રવૃત્તિ આત્માનું અહિત કરનાર છે માયાવી જીવનો સંગ કરતા બહુ સાવધ રહેવું જોઈએ. કહ્યું છે, કે માયા મિત્તાણિ નાસેઇ માયા મિત્રતાનો નાશ કરે છે ભગવાન મલ્લિનાથના જીવે સહેજ માયા કરતા સ્ત્રીવેદ બાંધી લીધુ ત્યારે આપણે તો પેટ ભરી ભરીને માયા કરીએ છીએ, તો આપણું શું થશે ? તમારા સંસાર પ્રત્યે નજર કરો. જુઓ, સાસુ-વહુમાં માયા નણંદ-ભાભીમાં માયા, ભાઈ-ભાઈમાં માયા આ શું ?

માયા આ સંસાર તણી બહુ વર્તાવે કેર,
સ્વામ જીવનમાં આપ પધારો થાયે લીલા લ્હેર આવો

પ્રભો ! આ સંસારમાં માયાએ તો કાળો કેર વર્તાવ્યો છે આ ડાકિનીને કાઢવા જઈએ છીએ છતાં તે જતી નથી. જ્યાં સતી આવે ત્યાં વેશ્યા ઊભી રહેતી નથી; તેમ હે પ્રભો ! આપ મારા હૃદય મંદિરમાં પધારો જેથી માયારૂપી ડાકણ ત્યાંથી નાસી જાય. સરળતા વિના આત્મા સુખને માર્ગે આવી શકે નહિ. પ્રભો ! જે આત્માઓએ આપની પ્રતિષ્ઠા હૃદયમંદિરમાં કરી તે તો ન્યાલ થઈ ગયા. બોલો, તમારે ભગવાનની પ્રતિષ્ઠા હૃદયમંદિરમાં કરવી છે ને ? આજ ખૂણામાં કચરાના ઢગલે ઢગલા હોય તો ત્યાં આજના નેતાઓ પણ પગ ન મૂકે તો પછી રાજાઓના રાજા એવા ભગવંતને બોલાવવા હોય તો વિષય-કષાયના કચરા કાઢીને અંતરને સાફ કરવું પડશે. અંતર સાફ નહિ હોય તો પ્રભુ પોતાના પગલા ત્યાં નહિ પાડે. આપણે માળા તો ફેરવતા હોઈએ,

પણ ચિત્ત ક્યા ફરતુ હોય છે તેનો કોઇ દિવસ વિચાર કરીએ છીએ ખરા ?

કરમા લાબી માળા, પણ વર્તનમા ભોપાળા,
એવા ભક્તો ભગવાનને વહાલા નથી
તાણે મોટા ટીલા, જ્યા ઢોલ વાગે ઢીલા,
એવા ભક્તો ભગવાનને વહાલા નથી
મનમા રાખે માયા, અતરમા પાડે પોકારા, એવા૦

ભાઈઓ ! આજે પક્ખીનુ ઘર છે ધર્મનો મગળ દિન છે આજે ઉપાશ્રયમા કેમ આવ્યા ન હતા ? આ પ્રશ્નનો સાચો ઉત્તર આપનાર કેટલા નીકળશે ? જેનો આત્મા નિર્મળ હશે તે તો એમ જ કહેશે, કે "સતીજી ! વાત આમ હતી " પુરુષ થઇને જો કોઈ માયાનુ સેવન કરે, તો મર્યા પછી તેને સ્ત્રીની યોનિ પ્રાપ્ત થાય અને સ્ત્રી થઈને માયાનુ સેવન કરે, તો તે બીજા ભવમા નપુસક બને અમારે પણ સિંહાસને બેસીને આ ઓઢણા ઓઢવા પડયા છે તે માયાનો પ્રતાપ છે તમે જો માયા કરી તો તમારે પણ ભવિષ્યમાં ઓઢણા ઓઢવા પડશે એક વાર નહિ, પણ અનત વાર હો ! માટે એ ઓઢવા ન પડે તેવુ કરો. ચેતીને ચાલો જાગ્રત થાઓ, આ માર્ગ જાગ્રત થવા માટે મળ્યો છે માનવભવમા જાગ્રત નહિ થાઓ તો ચોર્યાસીના ચક્કરમા ફરતા પણ અત નહિ આવે આ માયાએ તો જગતમા 'જ્યુબીલી બતાવી. તેમા જેને ભાન થયુ તે બચી ગયા, અને જેને ન થયુ તે બળી ગયા એક મોટા શહેરમા

મોટુ 'મેડ હાઉસ' — Mad house હતુ મેડ હાઉસમા કોને રખાય તેની તો તમને ખબર છે ને ? ગાડાઓનુ ઘર એટલે મેડ હાઉસ એક વખત એવુ બન્યુ કે તે મેડ હાઉસમા આગ લાગી અદર આશરે સો-બસો ગાડાઓ હતા. આગ લાગે ત્યારે શુ દેખાય ? પ્રકાશ. ગાડાને અને પ્રકાશને ન બને. આગ લાગી છે એવી ખબર મળી એટલે ધમધમાટ કરતા સરકારી લાયબબાઓ આવી ગયા. પોલીસો ચારે બાજૂએ ગોઠવાઈ ગયા ડાક્તરો આવી ગયા બધાએ મળીને ગાડાઓને બચાવવા પ્રયાસ આદરી દીધા. ગાડાઓ એક-બીજાને બાથમા લઈ નાચવા કૂદવા મડી પડયા. ગાડા ઓ માંહોમાહે કહેવા લાગ્યા કે 'આપણા મહેલમાં જશુ દીવી-રાશની થઈ છે અને આ બહારના લોકોને આપણી અદેખાઇ આવે છે પોલીસે અદર દોરડાં નાખ્યા અને કહ્યુ જલદી બહાર નીકળી આવો નહિ તો જીવતા બળી જશો ગા ઓનુ ટોળુ આ પોકાર સાંભળીને બહાર નીક ળતુ નથી. ઊલટુ કહે છે જાવ જાવ નથી આવતા. છટ નો મે સ-u pnsenca અમને તો અહી મઝા પડે છે આનદ આવ છે અમે બહાર નહિ આવીએ હવે બહારના લો ા વિમાસણમા ા યા કે આ મૂખાઓને બચાવવા કેમ ! તમાથી જ થા ા ા ાજ હતા તેઓ તો દોરડુ પકડીને બહાર આવતા બા અને જે અદર રહ્યા તે પરલોકના પ થે પડયા. જગતના જીવોને પ્રતિબોધ આપતા ભ ાવાન કહે છે કે આસ સાર એક મેડ-હાઉસ-Mad-house lunatic asylum છે બધા સસારી જીવો ા ાઓ છે આવા ક વા પૂ જ કોણ પાય ? મા કોણ

તે જ પાય ને ? દીકરાને પાચ ડિગ્રી તાવ ચડી જાય અને પુત્ર દવા ન પીએ તો મા શુ કરે છે તે તો જાણુતા જ હશો બે જડબા વચ્ચે વેલણુ ખોસીને દવા પાય, કારણુ કે માને પુત્ર પર હેત છે વાત્સલ્ય છે તમે આડા પડો કે ઊભા, ગમે તેટલા ધમપછાડા કરશો તો પણુ દવા પાવાના તે પાવાના જ જે દવા પીએ તે જ નીરોગી બને તમારે આત્માને નીરોગી બનાવવો છે ને ? ભવરોગ કાઢવો હોય તો જીવનમા સરળતા લાવો મિથ્યાત્વ મોહનીય કર્મના ઉદયમા પડેલા જીવો કેવા છે ? ગાડિયા જ ને ? પેલાં ગાંડાઓ તો એક ભવ પૂરતા મેડ-હાઉસમા પુરાયા હતાં, પણુ આ આત્મા તો અનાદિ કાળથી ચાર ગતિરૂપ સસારનાં મેડ હાઉસમાં પૂગતો આવ્યો છે આ આત્મા સસારના અગ્નિને જ્યુબિલીની રોશની માની રહ્યો છે આધિ, વ્યાધિ અને ઉપાધિની જ્વાલાઓથી ગ્રસ્ત થઇને તે બળી રહ્યો છે, છતા તેને તેનુ ભાન નથી અમે વીતરાગની વાણીરૂપી બબાવાળા fire-brigade લઈને આગને બુઝાવવા તમારા માટુ ગાને આગણે આવ્યા છીએ વીતરાગના fire men–આગ બુઝાવનારાઓ–મુનિઓ ગામેગામ ગયાં છે પ્રત્યેક દિવસ નિયમિત એક કલાક સુધી વીતરાગની વાણી રૂપી પાણીનો નિર્મળ ધોધ વરસાવે છે પણુ સસારી જીવો કહે છે, કે "અમારે તો આ જ્યુબિલીની રોશની મૂકી તમારા ત્યાગની શાતિમા આવવુ નથી" માયાને કાઢો માયા જશે તો સરળતા આવશે "મારા મુનિઓ પણુ કાંક્ષા મોહનીય કર્મને વેદે છે" તેનું કારણુ ભગવાને સમજાવ્યુ હવે આવે છે દર્શનાન્તર બીજો બોલ. તેનો અધિકાર ઘણો છે તેનું વિવરણુ આગળ ઉપર અવસરે કરવામાં આવશે.

## વ્યાખ્યાન ૩૭ મુ

[ બુધવાર, શ્રાવણ વદિ ૭ ]

ત્રણે કાળમા સિદ્ધ થયેલ વસ્તુ તે સિદ્ધાન્ત રાયપસેણીય સૂત્રનો અધિકાર ચાલી રહ્યો છે ભગવાન કહે છે કે "હે આત્માઓ! તમને જ્યા સુધી તમારા સાચા સ્વરૂપનુ ભાન નહિ થાય ત્યા સુધી તમને સાચો અનુભવ પણ નહિ થાય. જુઓ! વીતરાગનું વચન કેવું તત્ત્વરસસહિત-સાચુ અને અબાધિત છે! વીતરાગનો ધર્મ અખંડ અને અબાધિત છે આ ધર્મનુ સેવન કરે તો આત્મા કૃતકૃત્ય થઈ જાય. આ જ ધર્મને સેવીને સૂર્યાભદેવ દેવલોકમાં ઉત્પન્ન થયા છે

હવે ભગવાન ઉદ્યાનમા પધાર્યા છે બાર જાતની પરિષદો દેશના સાંભળવા આવી રહી છે પ્રભુજી એ બધાને દેશના સંભળાવી રહ્યા છે નાથ કહે છે કે જેનો આત્મા સમકિત પામી નિર્મળ થઈ ગયો છે તે નિઃશંક બને છે પણ નિઃશંક થયેલા આત્માઓ પણ કોઈ કોઈ વખત તેર કારણોને લઈને કાંક્ષા મોહનીય કર્મને વેદે છે એ કારણોમાનુ પહેલુ તે જ્ઞાનાન્તર. જ્ઞાન જ્ઞાનમા અંતર હોવુ તેનુ નામ જ્ઞાનાન્તર. બીજુ દર્શનાન્તર. સામાન્ય જ્ઞાનને પ્રભુ દર્શન કહે છે તેના બે ભેદ છે: ચક્ષુ અને અચક્ષુ ચક્ષુ અને અચક્ષુ એમ કેમ કહ્યું તે સમજાવતા ભગવાન કહે છે કે અચક્ષુ સામાન્ય પ્રકારે દેખે છે જ્યારે ચક્ષુ વિશેષ પ્રકારે દેખે છે દર્શન એટલે સમકિત. સમકીતના

વિષયમા શકા ઉત્પન્ન થાય? ઉપશમ સમકિત અને ક્ષયોપશમ સમકિત એવા સમકિતના બે ભેદ છે શિષ્ય શકા કરે છે, કે બન્નેને જુદા કહેવાનુ કારણ શુ છે? ઉત્તર આપતા ભગવાન કહે છે, કે બને જુદાં છે ઉપશમ ભાવ અને ઉપશમ સમકિત અને ક્ષયોપશમ ભાવ અને ક્ષયોપશમ સમકિત પૃથક્ પૃથક્ છે. ક્ષયોપશમ ભાવ પ્રત્યેક સસારી આત્માને હોય, કારણ કે પુરુષાર્થ વિનાનો કોઇ જીવ નથી જ્યા આત્મા છે ત્યા ક્ષયોપશમ ભાવ હોય છે પછી પુરુષાર્થ સવળો છે કે અવળો તે જુદી વાત છે નિગોદથી, વનસ્પતિથી માંડીને ચાર ગતિ–મનુષ્ય સુધીના જીવો ક્ષયોપશમ ભાવમા પડેલા છે. ક્ષયોપશમ સમકિતની વાત જુદી છે ક્ષયોપશમ સમકિત અને ઉપશમ સમકિત એ દર્શનના ભેદ છે ક્ષયોપશમમા વિપાકનો ઉપશમ અને મિથ્યાત્વનો ઉદય હોય છે દૃષ્ટાન્ત તરીકે, એક ઘરમા બે નળ હોય, તેમાથી એકમાં ગરમ પાણી આવે અને બીજામા ઠડુ અહી જેમ બન્નેના પ્રકાર જુદા છે, તેમ સમકિતના પણ પ્રકાર જુદા છે જે આત્માને ઉપશમ સમકિત થયુ છે, તે આત્મા મિથ્યાત્વના ઉદય–પ્રદેશમા નથી હોતો માટે ઉપશમ સમકિત અને ક્ષયોપશમ સમકિતને શાસ્ત્રકારોએ જુદા બતાવ્યાં છે ઉપશમ ઢાકેલુ છે, જ્યારે ક્ષયોપશમ સમકિતવાળો કઈક ક્ષય કરે છે અને કઈક દબાવે છે બન્નેનુ કામ જુદુ છે, માટે શાસ્ત્રકારોએ ભેદ પાડેલા છે તેથી શકા કરવાનુ કઈ કારણ નથી

ત્રીજુ કારણ ચારિત્રાન્તર છે હે મુનિઓ! ચારિત્ર ચારિત્રમા અતર તે કાક્ષા મોહનીય કર્મને વેદે છે હે ભવ્ય

આત્માઓ ! ભગવાન સિવાય આત્માનું અમૂલ્ય સ્વરૂપ કોણ સમજાવી શકવાનું હતું ? શિષ્ય શંકા કરે છે, કે "ચારિત્ર ચારિત્રમાં અંતર કઈ રીતે સંભવે ?' ભગવાન કહે છે, 'હે શિષ્ય ! ચારિત્ર તે ચારિત્ર જ છે' શિષ્ય પૂછે છે, "તો પછી બન્ને વચ્ચે ભેદ પાડવાની શી જરૂર ? જુઓ એક માણસે સામાયિક ચારિત્ર ગ્રહણ કર્યું તેમાં સર્વથા, સર્વ પ્રકારે, પાપનો ત્યાગ થાય છે, તો હે ભગવન્ ! છેદોપસ્થાનીય ચારિત્ર આપવાની શી જરૂર ? આમ કેમ ? જૈન દર્શનમાં આવા આંતરા શા માટે ?' આ શંકાનો ખુલાસો કરતાં શાસ્ત્રકારો કહે છે, કે ચોવીસ તીર્થંકરોના સાધુઓ છે તેમાંથી પહેલા તીર્થંકરના સાધુઓ ઉજ્જુજડા છે જ્યારે બાવીસ તીર્થંકરના સાધુઓ ઉજ્જુપન્ના છે ચોવીસમા તીર્થંકરના સાધુઓ વંકજડા છે માટે છેદોપસ્થાનીય આપવાની આવશ્યકતા ઊભી થઈ બાવીસ તીર્થંકરના સાધુઓ ઉજ્જુપન્ના છે તેઓ સામાયિક ચારિત્ર અંગીકાર કર્યા પછી તે જ ભાવે તેનું પાલન કરે છે કદાચને દોષ લાગે તો તે જ વખતે આલોચી પડિક્કમી નિઃશલ્ય થઈ જાય છે

ઉજ્જુ એટલે ઋજુ સરળ અને પન્ના એટલે પ્રજ્ઞા બુદ્ધિ જેઓની બુદ્ધિ સરળ છે તેમને છેદોપસ્થાનીય ચારિત્રની જરૂર નથી છેદોપસ્થાનીય એટલે શું ? પૂર્વ પર્યાયનો છેદ કરવો અને બીજા પર્યાયનું સ્થાપન કરવું તેનું નામ છેદોપસ્થાનીય સામાયિક એટલે શું ? જેની અંદર સમભાવનો લાભ થાય તેનું નામ સામાયિક પહેલા તીર્થંકરના સાધુઓ ઉજ્જુ અને

જડ છે, માટે તેમના માટે છેદોપસ્થાનીય ચારિત્રનુ વિધાન બતાવ્યુ ઉજ્જુ એટલે સરળ, પણ સાથે જડ પણ છે ઘણા એવા હોય કે વાતને ઇંગિતથી–ઇશારાથી સમજી જાય, જ્યારે કેટલાક એવા જડ હોય છે કે તરત ન સમજે ઉજ્જુ-જડા માટે એક દૃષ્ટાન્ત છે એક વખતે પહેલા તીર્થંકરના સાધુઓ ગોચરી લેવા માટે નગરમા જાય છે તમને અનુભવ હશે તો સમજી શકશો, કે ગોચરી કેમ થાય છે. પણ અત્યારે તો તમે 'આ ભવ મીઠો, પરભવ કોણે દીઠો' એ સૂત્રમાં માનતા થઈ ગયા છો હવે મુનિ ગોચરી લઈને પાછા વળતા હતા ત્યા કોઈ નટને નાચતા જોયો મુનિને નૃત્ય જોવાનું મન થયુ અને તે રસ્તામા ઊભા રહી ગયા સાધુ જ્યારે ઉપાશ્રયે આવ્યા ત્યારે ઘણુ મોડુ થઇ ગયેલુ ગુરુએ પૂછ્યુ, "હે શિષ્ય ! આટલો બધો વિલબ કેમ થયો?" શિષ્યે જવાબ દીધો, "હે ગુરુદેવ ! માર્ગમા એક નટડી હતી તે જોવા ઊભો રહી ગયો તેથી મોડુ થયુ" ગુરુએ કહ્યુ, "હે શિષ્ય ! આપણાથી આવા દૃશ્યો ન જોવાય નટડી તો શુ પણ ભીતમા ચીતરેલી સ્ત્રીને પણ ન જોવાય" આવી ભગવાનની આજ્ઞા છે કોઇ અલકારોથી શોભતી હોય તો પણ તેના પ્રત્યે દૃષ્ટિ ન કરવી અને કદાચ અજાણતાં દૃષ્ટિ પડી જાય તો સૂર્યને જોતાં જેમ આખને બીજે ફેરવી લઈએ છીએ, તેમ દૃષ્ટિને બીજી દિશામા વાળવી આમ, પુરુષે સ્ત્રી સામે અને સ્ત્રીએ પુરુષ સામે દૃષ્ટિ ન કરવી. તમે કહેશો, આમ શા માટે કરવુ ? તો હે દેવાનાપ્રિયા ! જ્યાં સુધી મન પર control કન્ટ્રોલ, કાબૂ, ન હોય, શીલવ્રત બરાબર પાળી

શકાતા ન હોય, પણિ ઇન્દ્રિયો દ્વારા મોટરના ડ્રાયવર-તેણેજ જેમ 'બ્રેક' લગાડવાની આવડત ન હોય, ત્યાં સુધી પરનારીકે પરપુરુષ સામે જોવામાં જોખમ રહેલું છે. મોટરનો હાંકનાર બ્રેક યથાપ્રસંગે ન લગાડે તો શું થાય તે તમે ક્યા નથી જાણતા? કા તો મોટરના ભુક્કેભુક્કા ઉડી જાય અને કાં તો કોઈ નિર્દોષ જીવ માર્યો જાય. તેવું જ નુકસાન પરનારીકે પરપુરુષ પ્રત્યે દૃષ્ટિ કરવામાં છે. શિષ્યે પોતાનો અપરાધ કબૂલ કર્યો.

વળી, એક વખત ગોચરી લેવા પેલા સાધુ નીકળ્યા. માર્ગમાં પાછું પહેલાનું દૃશ્ય નજરે પડ્યું. સાધુ ગોચરી માટે પરિભ્રમણ કરી રહ્યા છે. માધુકરી-ગોચરીનું નામે કેવું અદ્ભુત વર્ણન કર્યું છે! **जहा दुमस्स पुप्फेसु भमरो आवियइ रसं न य पुप्फं किलामेइ सो य पीणेइ अप्पयम्।** જેમ ભમરો પુષ્પ પર બેસે છે અને તેના રસને પીએ છે છતાં પણ તે પુષ્પને જરા પણ ક્લેશ ઉપજાવતો નથી તેમ સાધુઓ પણ ભ્રમરની જેમ મોઢી ગોચરી કરે. લાવેલી ગોચરી ગુરુને બતાવે. ગુરુએ વહેંચી આપેલા ભાગમાંથી ય ગુરુકુલને આમંત્રીને આપે. પછી જે વધે તેમાંથી ગોચરી કરવા બેસે. **असंविभागी न हु तस्स मोक्खो** હે આત્માઓ! તમારા સંવિભાગવાળાને આપ્યા વિના તમારે જમવું નહિ. સંવિભાગ કર્યા વિના જમે તો જમનારનો મોક્ષ થાય નહિ. તમારે પણ તેમ કરવાનું છે, જે બીજાની દરકાર કરતો નથી, તે પોતાની મુક્તિ કરી શકતો નથી. તમે જે લક્ષ્મી એકઠી કરી રહ્યા છો તે તમારા એકલાની

નથી તેમાં તમારાં કુટુમ્બ, સઘ-બધાયનો ભાગ છે જો તમારે મોક્ષ પ્રાપ્ત કરવો હોય તો ભાગ પાડતા શીખો. એકલ-પેટા ન બનશો તમારા ભાઈના દીકરાઓ ભૂખે મરતા હોય અને તમે રસપુરી આરોગો તો સમજજો. કે એ રસ નથી પણ હળાહળ ઝેર છે જ્યા સુધી આત્મા પવિત્ર એવા આ ધર્મને ન સ્વીકારે ત્યા સુધી મોક્ષ થાય નહિ હે મુનિઓ! તમે પણ પેટભરા ન થશો એક વખત એવુ બન્યુ, કે એક સાધુ ગોચરી માટે નીકળ્યા કોઈ ને ત્યાં મગની દાળના વડાં બનાવેલા હવે આ મુનિ મગની દાળના વડાના ભારે શોખીન તે કે દિક્ષા લીધી છે, પણ રસેન્દ્રિય પર સયમ રાખવો બહુ મુશ્કેલ છે સાધુ જ્યા બાઇ વડા તળતી હતી ત્યા પહોચી ગયા બાઇએ કહ્યુ, સાહેબ! પધારો, પધારો મારુ આગણું પવિત્ર કર્યું" બાઇએ સાધુને વડા વહોરાવ્યા પછી બીજી વસ્તુઓ વહોરાવી વડાં વહોરાવતા બાઈએ પહેલા પાચ વડા લીધા, પછી દસ છતા સાધુ ના કહેતા નથી આમ કરતા જ્યારે બત્રીસ વડાં સાધુના પાત્રમા પડયા ત્યારે સાધુએ મનમા વિચાર કર્યો કે સોળ સાધુઓ છે એટલે મારે ભાગે બે આવશે. મુનિને જોઈતું હતું તે મળી ગયુ એટલે મુનિ પાછા વળ્યા "દરેકને ભાગે બબ્બે વડા આવશે" એવો વિચાર કરતા મુનિ ચાલ્યા જાય છે કેવા મુનિ છે! ત્યા રસ્તામા એક શેરી આવી સાધુએ કહ્યુ. "લાવ ને, અહીં બેસીને ખાઈ લઉ" માણસનો આતમરામ ક્યારે બદલાઈ જાય છે તેની કોઈને ખબર પડતી નથી શેરીનો લાભ મળ્યો કે ખાવાનુ પ્રલોભન જોર કરી ઊઠ્યું સાધુએ-બેત્રણ વડા ખાધા, અરે ખાધા તો ખાધા પણ ખૂબ

સ્વાદથી ખાધા. શ્રાવકના ઘરની રસોઈ જાતજાતના મસાલાથી સુસ્વાદિષ્ટ બનેલી ખાદ્યસામગ્રી. જુઓ તો ખરા! વડા જેવી વસ્તુએ મુનિના ભાવ પલટાવી નાખ્યા! ભગવાનનાં વચનો વડા કરતા કેટલાંય વધારે સ્વાદિષ્ટ છે સુલસકાર કરી મુનિ તમને ખવડાવી રહ્યા છે છતા ખાવામા તમને સ્વાદ શીદને આવતો નથી? વડારૂપી પ્રભુની વાણી તો સારી છે, પણ ભાવ સારા નથી તેથી તમને સ્વાદ આવતો નથી પ્રભુનાં વચનરૂપી વડા અમૂલ્ય છે પણ જીવરૂપી જીભ સારી નથી માટે તમને સ્વાદ આવતો નથી ખાતાં ખાતા બે જ વડા બાકી રહ્યા. મુનિને થયું, કે બે રાખવા કરતા એક જ રાખવુ સારુ એમ વિચારીને એક વડુ ખાઈ ગયા બાકી એક જ વડુ બચ્યુ સાધુ ગુરુની પાસે ગોચરી લાવ્યા. જે પ્રમાણે ગ્રહણ કર્યું હોય તે જ પ્રમાણે ગુરુ પાસે કહેવુ જોઈએ એવો નિયમ છે એક વડાને જોતા જ ગુરુ સમજી ગયા ગુરુએ કહ્યું 'હે શિષ્ય, તને આવી તે શ્રાવિક શ્રાવિકા કેવા મળી, જેણે તને એક જ વડુ વોરાવ્યુ? ગુરુ તો શાસ્ત્રના જાણકાર છે તેમને થયુ, કે જો હુ ઠપકો આપીશ તો ભયનો માર્યો જૂઠુ બોલશે, પણ જો મીઠા શબ્દો વાપરીશ તો તેનામા નમ્રતા આવી જશે અને મધુરા વ્યવહારથી સાચી વાત કહી દેશે." ગુરુ કહે છે ભાઈ! ગભરાઈશ નહિ. જે બન્યુ હોય તે કહી દેજે ' શિષ્યે કહ્યુ ગુરુદેવ' સાચુ કહુ? મે એકત્રીસ વડા ખાધા અને આ એક બચ્યુ તે અહીં લાવ્યો છુ ' ગુરુને વિચાર થયો કે આત્માના અધ્યવસાય ક્યારે પલટાય છે તેની કોઈને ખબર પડતી નથી હવે જુઓ ઋષભદેવના સાધુઓ ' નટીને નાચતી

જોઈ પેલા સાધુ તો જોવા ઊભા રહી ગયા વિલંબ થયો એટલે ગુરુએ શોધ કરાવી. ત્યા તો સાધુ ગોચરી લઈને આવી પહોચ્યા ગુરુ કહે છે, "હે શિષ્ય! મોડુ કેમ થયુ ?' સાધુએ જવાબ દેતા કહ્યુ, કે "ગુરુદેવ! એક નટ નાચતો હતો તે જોવા ઊભો રહ્યો " ગુરુદેવે કહ્યુ, "ભાઈ શિષ્ય! તમને ના પાડી હતી કે નટનુ નાટક ન જોવાય " શિષ્યે કહ્યુ, "ગુરુદેવ! આપે તો નટીનુ નાટક જોવાની ના પાડી હતી નટનુ નાટક જોવા કયાં ના પાડી હતી ?" ભગવાન કહે છે, આવા સાધુ-ઓનુ નામ ઉજ્જુજડ હવે ચોવીસમા તીર્થંકરના વારાના વક્-જડા સાધુઓ કેવા હોય તે સમજાવતા કહે છે, કે વક્જડા એટલે ગુરુ સમજાવે તોય ન સમજે અને પોતાના કક્કાને વળગી રહે એટલુ જ નહિ, પણ સામા ગુરુને પૂછે, કે 'તમે પહેલા શુ કરતા ?' વક્જડા ગુરુના છિદ્રો જુએ પણ પોતાની ભૂલ ન સુધારે આ કારણે ચારિત્રાન્તરના ભેદ પડ્યા છે હવે લિંગાન્તરમાં શો ભેદ છે તે આગળ ઉપર અવસરે કહેવાશે

---

## વ્યાખ્યાન ૩૮ મું

(ગુરુવાર, શ્રાવણ વદિ ૮)

રાયપસેણીય સૂત્રનો અધિકાર ચાલી રહ્યો છે સૂર્યાભદેવે ભગવાન મહાવીરને છ પ્રશ્નો પૂછ્યા ભગવાન તો તેજના અંબાર છે તેમનુ સૌન્દર્ય અનિર્વચનીય અને અદ્ભુત છે

સ્વાદથી ખાધા. શ્રાવકના ઘરની રસોઈ જાતજાતના સંસ્કારી સુસ્વાદિષ્ટ બનેલી ખાદ્યસામગ્રી. જુઓ તો ખરા! વડાં જેવી વસ્તુએ મુનિના ભાવ પલટાવી નાખ્યા! ભગવાનના વચનો વડાં કરતા કેટલાય વધારે સ્વાદિષ્ટ છે સુસંસ્કાર કરી મુનિ તમને ખવડાવી રહ્યા છે છતા ખાવામા તમને સ્વાદ શીદને આવતો નથી? વડારૂપી પ્રભુની વાણી તો સારી છે પણ ભાવ સારા નથી તેથી તમને સ્વાદ આવતો નથી પ્રભુનાં વચનરૂપી વડાં અમૂલ્ય છે પણ જીવરૂપી જીભ સારી નથી માટે તમને સ્વાદ આવતો નથી ખાતા ખાતા બે જ વડાં બાકી રહ્યા. મુનિને થયુ, કે બે રાખવા કરતા એક જ રાખવુ સારુ, એમ વિચારીને એક વડુ ખાઈ ગયા. બાકી એક જ વડુ બચ્યુ સાધુ ગુરુની પાસે ગોચરી લાવ્યા. જે પ્રમાણે ભક્ષણ કર્યું હોય તે જ પ્રમાણે ગુરુ પાસે કહેવુ જોઈએ એવો નિયમ છે એક વડાને જોતાં જ ગુરુ સમજી ગયા. ગુરુએ કહ્યું "હે શિષ્ય તને આવી તે ભાવિક શ્રાવિકા કોણ મળી, જેણે તને એક જ વડુ વોરાવ્યુ! ગુરુ તો શાસ્ત્રના જાણકાર છે તેમને થયુ, કે 'જો હુ ઠપકો આપીશ તો ભયનો માર્યો જૂઠ બોલશે, પણ જો મીઠા શબ્દો વાપરીશ તો તેનામા નમ્રતા આવી જશે અને મધુર વ્યવહારથી સાચી વાત કહી દેશે." ગુરુ કહે છે ભાઈ! ગભરાઈશ નહિ. જેમ બન્યુ હોય તે કહી દેજે' શિષ્યે કહ્યું ગુરુદેવ! સાચુ કહુ? મે એકત્રીસ વડાં ખાધાં અને આ એક બચ્યુ તે અહીં લાવ્યો છુ ગુરુને વિચાર થયો કે આ માનવના અધ્યવસાય ક્યારે પલટાય છે તેની કોઈને ખબર પડતી નથી હવે જુઓ ઋષભદેવના સાધુઓ! નદીને નાચવી

જોઈ પેલા સાધુ તો જોવા ઊભા રહી ગયા વિલંબ થયો એટલે ગુરુએ શોધ કરાવી. ત્યાં તો સાધુ ગોચરી લઈને આવી પહોંચ્યા ગુરુ કહે છે, "હે શિષ્ય! મોડુ કેમ થયુ?' સાધુએ જવાબ દેતાં કહ્યુ, કે "ગુરુદેવ! એક નટ નાચતો હતો તે જોવા ઊભો રહ્યો." ગુરુદેવે કહ્યુ, "ભાઈ શિષ્ય! તમને ના પાડી હતી કે નટનુ નાટક ન જોવાય." શિષ્યે કહ્યુ, "ગુરુદેવ! આપે તો નટીનુ નાટક જોવાની ના પાડી હતી નટનુ નાટક જોવા ક્યાં ના પાડી હતી?" ભગવાન કહે છે, આવા સાધુ-ઓનુ નામ ઉજ્જુજડ હવે ચોવીસમા તીર્થંકરના વારાના વક-જડા સાધુઓ કેવા હોય તે સમજાવતા કહે છે, કે વકજડા એટલે ગુરુ સમજાવે તોય ન સમજે અને પોતાના કક્કાને વળગી રહે એટલુ જ નહિ, પણ સામા ગુરુને પૂછે, કે 'તમે પહેલા શુ કરતા?' વકજડા ગુરુના છિદ્રો જુએ પણ પોતાની ભૂલ ન સુધારે આ કારણે ચારિત્રાન્તરના ભેદ પડ્યા છે હવે લિંગાન્તરમાં શો ભેદ છે તે આગળ ઉપર અવસરે કહેવાશે

---

## વ્યાખ્યાન ૩૮ મું

(ગુરુવાર, શ્રાવણ વદિ ૮)

રાયપસેણીય સૂત્રનો અધિકાર ચાલી રહ્યો છે સૂર્યાભદેવે ભગવાન મહાવીરને છ પ્રશ્નો પૂછ્યા ભગવાન તો તેજના અંબાર છે તેમનુ સૌન્દર્ય અનિર્વચનીય અને અદ્‌ભુત છે

તેઓ કાન્તિનો ખજાનો છે પ્રભુનો દેહ અને આત્મા-બન્ને સૌન્દર્યથી ઝળહળી રહ્યા છે દેહની શોભા તો અનિત્ય છે, જ્યારે આત્માનું સૌંદર્ય નિત્ય અને શાશ્વત છે હે આત્માઓ! અનન્ત કાળ વહી ગયો છતા હજી તમે તમારા આત્મતત્ત્વને પિછાણ્યું નથી જ્યાં સુધી તમને તમારા જ આત્મતત્ત્વની રુચિ નહિ થાય, ત્યાંસુધી તમારાથી એક પણ સારુ કામ થઈ શકશે નહિ. એક કવિએ કહ્યુ છે, કે—"જ્યા લગી આત્મા અગમ્ય છે ત્યા લગી મહાવીરનુ નામ તુ લે' જ્યા સુધી આ દેહમા ચેતન છે ત્યાસુધીમા ભગવાન મહાવીરના નામનુ સ્મરણ કરી લો. જે દિવસે આત્મા આ દેહમાથી છૂટ્યો તે જ ક્ષણથી બધીય સાધનાઓ અટકી પડશે. માટે જ આત્માની ઓળખાણ વગર સફળ સાધના પણ શક્ય નથી માટે જ નાથને કહેવુ પડ્યુ છે, કે—

जे एगं जाणइ से सव्वं जाणई ।

જે એકને જાણે છે તે સર્વને જાણી શકે છે અને જે સર્વને જાણે છે તે એકને પણ જાણે છે છ દ્રવ્યો, ચાર નિક્ષેપા, સાત નય વગેરે આત્મજ્ઞાનીને ચોખ્ખા-ચોખ્ખા દેખાય છે એક મહાત્માએ કહ્યુ છે કે 'આત્મભ્રાન્તિ સમ રોગ નહી, સદ્ગુરુ વૈદ્ય સુજાણ' આત્મભ્રાન્તિ જેવો બીજો કોઈ રોગ આ જગતમા નથી જે ક્ષણે આત્મભ્રાન્તિ ગઈ તે જ ક્ષણે સમકિતની પ્રાપ્તિ થાય છે સૂર્યાભદેવ ભગવાનને પૂછે છે 'હે ભગવાન! આ સૂર્યાભિ ભ્રાન્તિ ગળી છે કે કેમ? ભગવાન કહે છે, "હે સૂર્યાભ' તુ સમ્યગ્દષ્ટિ છે આ વચનો સાભળી સૂર્યાભને

કેટલો આનન્દ થયો હશે! તમને વેપારમાં લાખ રૂપિયાનો નફો થયો એવા સમાચાર તમારો મુનિમ આપે ત્યારે કેટલો આનન્દ થાય છે! ભાઈઓ! તમારી પત્ની આવીને પૂછે, કે આ તાર કોનો છે? ત્યારે તમે કહેશો, "જાણુતી નથી? આજે વેપારમા એક લાખનો નફો થયો તેનો તાર છે. માટે આજ તો લાપસીનુ આંધણુ મૂક." લાખ રૂપિયા મળતાં, જુઓ, ઘરની રોનક કેવી બદલાઈ ગઇ! ત્યારે જેની કિમત થઈ ન શકે એવું અમૂલું સમ્યગ્ દર્શન તમે પ્રાપ્ત કરો ત્યારે શો અનુભવ થાય તે વર્ણવ્યો જાય તેમ નથી એ તો અનુભવે જ સમજાય. તમે ગોળ તો ખાધો હશે કોઇ આવીને પૂછે, કે સ્વાદમા તે કેવો લાગે છે? તમે કહેશો, મીઠો-મધ જેવો. મધ કેવુ મીઠુ? સાકર જેવુ સાકર કેવી મીઠી! તમે થાકીને કહેશો, ભાઇ, બહુ લપલપ કરે શુ વળવાનુ હતુ? મૂકને મોઢામા કટકી, એટલે તને ખબર પડશે કે ગોળ કેવો છે! મારા કહેવાથી તને ખબર નહિ પડે તારી જીભ જ તને કહી દેશે. આત્મજ્ઞાન થયા પછી આત્મામા કેવી ઝલક આવે છે એવા પ્રશ્નો પૂછનારને એટલુ જ કહેવાનુ, કે એ બધી માથાફોડ મૂકી દો તમે જાતે જ અનુભવો જ્ઞાનીઓ કહે છે, કે સસારની માથાકૂટનો ત્યાગ કરો સમકિતી આત્માઓ પણ પાછા સમકિતમાથી ચ્યુત થઈને તેમ જ શ્રમણ નિર્ગ્રન્થો પણ કાક્ષા મોહનીય કર્મને વેદે છે હવે ચોથુ કારણ લિગાન્તરની વાત કરીએ લિગાન્તર એટલે લિગ લિંગમા ફેર. દાખલા તરીકે, જેમ ભગવાન પાર્શ્વનાથના શિષ્યો અને ભગવાન મહાવીરના શિષ્યો એક સ્થળે ભેગા મળ્યા ગૌતમ સ્વામીના શિષ્યો

તેઓ કાન્તિનો ખજાનો છે પ્રભુનો દેહ અને આત્મા-બન્ને સૌન્દર્યથી ઝળહળી રહ્યાં છે દેહની શોભા તો અનિત્ય છે, જ્યારે આત્માનું સૌંદર્ય નિત્ય અને શાશ્વત છે હે આત્માઓ! અનન્ત કાળ વહી ગયો છતાં હજી તમે તમારા આત્મતત્ત્વને પિછાણ્યું નથી જ્યાં સુધી તમને તમારા જ આત્મતત્ત્વની રુચિ નહિ થાય ત્યાંસુધી તમારાથી એક પણ સારું કામ થઈ શકશે નહિ. એક કવિએ કહ્યું છે, કે—"જ્યાં લગી આત્મા અગમ્ય છે ત્યાં લગી મહાવીરનું નામ તું લે' જ્યાં સુધી આ દેહમાં ચેતન છે ત્યાંસુધીમાં ભગવાન મહાવીરના નામનું સ્મરણ કરી લો જે દિવસે આત્મા આ દેહમાંથી છૂટ્યો તે જ ક્ષણથી બધીય સાધનાઓ અટકી પડશે માટે જ આત્માની ઓળખાણ વગર સફળ સાધના પણ શક્ય નથી માટે જ નાથને કહેવું પડ્યું છે કે—

जे एगं जाणइ से सव्वं जाणइ ।

જે એકને જાણે છે તે સર્વને જાણી શકે છે અને જે સર્વને જાણે છે તે એકને પણ જાણે છે છ દ્રવ્યો, ચાર નિક્ષેપ, સાત નય વગેરે આત્મજ્ઞાનીને ચોખ્ખા-clear દેખાય છે એક મહાત્માએ કહ્યું છે કે આત્મભ્રાન્તિ સમ રોગ નહી, સદ્ગુરુ વૈદ્ય સુજાણ આત્મભ્રાન્તિ જેવો બીજો કોઈ રોગ આ જગતમાં નથી જે ક્ષણે આત્મભ્રાન્તિ ગઈ તે જ ક્ષણે સમકિતની પ્રાપ્તિ થાય છે સૂર્યાભદેવ ભગવાનને પૂછે છે "હે ભગવાન! આ સૂર્યાભે ભ્રાન્તિ ભાંગી છે કે કેમ?" ભગવાન કહે છે, "હે સૂર્યાભ! તું સમ્યગ્દૃષ્ટિ છે આ વચનો સાંભળી સૂર્યાભને

કેટલો આનન્દ થયો હશે! તમને વેપારમાં લાખ રૂપિયાનો નફો થયો એવા સમાચાર તમારો મુનિમ આપે ત્યારે કેટલો આનન્દ થાય છે! ભાઈઓ! તમારી પત્ની આવીને પૂછે, કે આ તાર કોનો છે? ત્યારે તમે કહેશો, “જાણુતી નથી? આજે વેપારમા એક લાખનો નફો થયો તેનો તાર છે માટે આજ તો લાપસીનુ આધણુ મૂક” લાખ રૂપિયા મળતા, જુઓ, ઘરની રોનક કેવી બદલાઈ ગઇ! ત્યારે જેની કિમત થઈ ન શકે એવુ અમૂલુ સમ્યગ્ દર્શન તમે પ્રાપ્ત કરો ત્યારે શો અનુભવ થાય તે વર્ણવ્યો જાય તેમ નથી એ તો અનુભવે જ સમજાય તમે ગોળ તો ખાધો હશે કોઇ આવીને પૂછે, કે સ્વાદમા તે કેવો લાગે છે? તમે કહેશો, મીઠો-મધ જેવો. મધ કેવુ મીઠુ? સાકર જેવુ સાકર કેવી મીઠી! તમે થાકીને કહેશો, ભાઇ, બહુ લપલપ કરે શુ વળવાનુ હતુ? મૂકને મોઢામા કટકી, એટલે તને ખબર પડશે કે ગોળ કેવો છે! મારા કહેવાથી તને ખબર નહિ પડે તારી જીભ જ તને કહી દેશે આત્મજ્ઞાન થયા પછી આત્મામા કેવી ઝલક આવે છે એવા પ્રશ્નો પૂછનારને એટલુ જ કહેવાનુ, કે એ બધી માથાફોડ મૂકી દો તમે જાતે જ અનુભવો જ્ઞાનીઓ કહે છે, કે સસારની માથાકૂટનો ત્યાગ કરો સમકિતી આત્માઓ પણ પાછા સમકિતમાથી ચ્યુત થઈને તેમ જ શ્રમણ નિર્ગ્રન્થો પણ કાક્ષા મોહનીય કર્મને વેદે છે હવે ચોથુ કારણ લિગાન્તરની વાત કરીએ લિગાન્તર એટલે લિગ લિંગમા ફેર. દાખલા તરીકે, જેમ ભગવાન પાર્શ્વનાથના શિષ્યો અને ભગવાન મહાવીરના શિષ્યો એક સ્થળે ભેગા મળ્યા ગૌતમ સ્વામીના શિષ્યો

એટલે ભગવાન મહાવીરના શિષ્યો કેશી સ્વામી આચાર્ય છે તેમના પણ શિષ્યો છે શ્રાવસ્તિ નગરમાં બન્નેના શિષ્યો ગોચરી માટે નીકળ્યા છે એક બીજાને જોઇને કાંક્ષા મોહનીય કર્મને વેદવા લાગ્યા, કે આ પણ મોક્ષ માટે નીકળ્યા છે અને અમે પણ મોક્ષ માટે નીકળ્યા છીએ તો અમારી અને તેમની પ્રવૃત્તિમા ફેર કેમ? કપડામા ફેર કેમ? મુનિઓએ પોતપોતાના ગુરુઓ આગળ જઇ આ શકાનુ નિવેદન કર્યુ ત્યારે ગૌતમ સ્વામીને થયુ કે શકાનુ સમાધાન કરવુ જોઇએ ત્યા કેશી સ્વામી સપરિવાર ગૌતમ સ્વામી પાસે આવે છે તેમને જોઇને,

पलालं फासुयं तत्थ पंचमं कुसतणाणि य ।
गोयमस्स निसेज्जाए खिप्पं संपणामए ॥

ગૌતમ સ્વામીએ પલાલનુ આસન લાવી તે પર કેશી સ્વામીને બેસવાનુ આમત્રણ કર્યું આસનનો સ્વીકાર કરીને કેશી સ્વામીએ કહ્યુ હે મહાનુભાવ! આપની આજ્ઞા હોય તો મા એક પ્રશ્ન પૂછવા છે

पुच्छामि भन्ते महाभाग केसि गोयम मब्बवी ।
तओ केसी अणुन्नाए गोयमं इणमब्बवी ॥

કેશી સ્વામીએ ગૌતમ સ્વામીને કહ્યુ હું એક પ્રશ્ન પૂછુ? ગૌતમ સ્વામીએ કહ્યુ 'महाभाग-જે ઇચ્છા હોય તે પૂછો। આ પ્રમાણે ગૌતમ સ્વામી કેશી સ્વામી આ પ્રમાણે બોલ્યા.—

અહીં તમને રાત્રિ પ્રશ્ન આ મનમા મોટુ કોણ? દીક્ષાએ કેશી સ્વામી મોટા અને ગૌતમ સ્વામી નાના છે

પણ જ્ઞાનમાં ગૌતમ સ્વામી મોટા છે અને કેશી સ્વામી નાના છે. સયમમા કેશી સ્વામી મોટા છે અને જ્ઞાનમા ગૌતમ સ્વામી મોટા છે. હવે પ્રશ્ન એ થાય છે, કે બન્નેના લિગમા-કપડાઓમા ફેરક કયા કારણે ?

पुरिमा उज्जुजडा उ वक्कजडा य पच्छिमा ।
मज्झिमा उज्जुपन्ना उ तेण धम्मे दुहा कए ॥

પહેલા તીર્થંકરના સાધુઓ સરળ અને જડ બુદ્ધિવાળાછે, અને મધ્યમ, બાવીશ તીર્થંકરના સાધુઓ ઋજુ અને પ્રજ્ઞાવાળા છે, જ્યારે ચરમ તીર્થંકરના સાધુઓ વક્ર અને જડ બુદ્ધિવાળા છે મોક્ષનુ અદ્‌ભુત સાધન તો સમ્યગ્ જ્ઞાન, દર્શન અને ચારિત્ર છે બન્નેએ મોક્ષનુ સાધન તો એક જ બતાવ્યુ છે, તો પછી કપડામા ફેરક શા માટે રાખ્યો છે? માણસોની પ્રકૃતિમા ભિન્નતા છે તેથી ફેર રાખ્યો છે પચરંગના કપડા જો મહાવીર રાખે તો આ વક્રજડા છે તે પાસત્થા થઈ જાય, અને જો પાસત્થા બને તો મોક્ષમા જવા માટે મોળા પડે. દરદી નબળો હોય તો દાક્તરને જેમ વિશેષ કાળજી રાખવી પડે છે, તેમ મોક્ષમા જનાર શિષ્યો પણ જો નબળા હોય તો ગુરુને સવિશેષ ધ્યાન રાખવુ પડે ત્યાર પછી આવે છે, प्रवचनान्तर । પ્રવચનાન્તર એટલે પ્રવચન પ્રવચનમા ફેર આમ શા માટે ? પહેલા અને છેલ્લા તીર્થંકરોના શાસનમા ચાર મહાવ્રત અને છઠું રાત્રિભોજન અને બાવીસ તીર્થંકરોના શાસનમા ચાર મહાવ્રત અને પાચમુ રાત્રિભોજન, એ વિષે વિધાન છે. આ તફાવત શાને એવી શકા મુનિઓને ઉપજી છે ભગવાન કહે છે

કે "બાવીસ તીર્થંકરના સાધુઓ ઋજુ અને પ્રજ્ઞાવાળા છે જરા ઈશારો કરીએ તો સમજી જાય તેવા છે ચોથુ મહાવ્રત એટલે મૈથુનત્યાગ, અને પાંચમુ મહાવ્રત પરિગ્રહત્યાગનુ છે હવે સ્ત્રી એ પરિગ્રહ છે માટે પાંચમુ ચોથામા સમાઈ જાય છે, કારણ કે મૈથુનત્યાગમા સ્ત્રીત્યાગ પણ અંતર્ગત થઈ જાય છે આ સબધમા પાઠ આવે છે સવ્વાઓ પરિગ્ગહાઓ વેરમણમ્ । 'હુ સ્ત્રીના પરિગ્રહથી સર્વથા નિવર્તું છુ આમ ચોથુ મહાવ્રત પાચમા મહાવ્રતને પોતાનામા સમાવી લે છે તેથી તેને જુદુ ન ગણાવ્યુ પહેલા અને છેલ્લા તીર્થંકરોના સાધુઓ માટે જુદુ પાડયુ, કારણ કે તે સાધુઓ ઋજુપ્રજ્ઞ નથી સ્ત્રીત્યાગ શબ્દનો યુક્તિપૂર્વક અર્થ કરી સ્વચ્છદાચરણ માટે બારીઓ શોધી કાઢે એવી બુદ્ધિવાળા તે સાધુઓ છે તેથી તેમના માટે પૃથક્ વિધાનની આવશ્યકતા ઊભી થઈ કેવળ જ્ઞાનરૂપી અરીસા વડે ચોથા અને પાચમા આરાના ભાવ હસ્તામલકવત જાણીને જીવન ઉન્નત કેમ બને એ માટે ભગવાને વિધિવિધાનો કરેલા છે ચોવીસમા તીર્થંકરના વારામા નવ વાડ બ્રહ્મચર્યનુ પાલન તો બધાય માટે સરખુ નવ વાડ વિશુદ્ધ બ્રહ્મચર્યના પાળનારા શ્રમણસૂત્રમા તમે બોલો છો ને કે શિયળ એ તો રથ છે અઢાર હજાર શિલાંગ રથ ધારા એ તેનું એકવાર ખ ન પડ્યુ તો મુનિ મુનિભાવમાથી ચ્યુત થઈ જાય બચવા માટે મુનિઓને નવ વાડ બતાવી તમારે પણ બ્રહ્મચર્યનું રક્ષણ કરવાનુ છે ખેડૂત વાવેતર કરે પણ જો તે ખેતરને વાડ ન કરે તો તેના પાકને પશુ-પક્ષીઓ ખાઈ જાય તેમ લે બ્રહ્મચર્યવ્રત સ્વીકાર્યુ છે અને પાક

નથી કરી તો તેના વ્રતનો લોપ થઈ જાય માટે જેણે વ્રત લીધા છે તેણે અને જેણે નથી લીધા તેણે પણ વાડનુ લક્ષ્ય રાખવુ જોઈએ ગૃહસ્થાશ્રમમા પણ બ્રહ્મચર્યનુ પાલન કરી શકાય છે સતી સીતાનુ હરણ થાય છે રામ અને લક્ષ્મણ તેની શોધમા અરણ્યમા નીકળી પડે છે ચાલતા ચાલતા માર્ગમા એક સોનાનો અલકાર ભૂમિ પર પડેલો, તે રામચદ્રે જોયો તેમણે લક્ષ્મણને પૂછ્યુ, "ભાઈ! આ અલકાર તારી ભાભીનો છે? તું એ ઓળખી શકે છે?" ત્યારે, જુઓ, લક્ષ્મણ તેનો કેવો સુદર જવાબ આપે છે! ભારતની ભવ્ય ભાવનાને અમર કરતો તેનો જવાબ હતો કે,

नाहं जानामि केयूरे नाहं जानामि कुण्डले ।
नूपुरे त्वभिजानामि नित्य पादाभिवन्दनात् ॥

"હે બન્ધુ! ભાભીના કેયૂરો અને કુડળો કેવા હતા તેની મને ખબર નથી. હુ તો માત્ર નૂપુરોને ઓળખી શકુ, કારણકે નિત્ય તેના પગમા પ્રણિપાત કરવાને કારણે મને તે સુપરિચિત છે" કેવી મર્યાદા! એક જ ઘરમા સાથે રહેવા છતા, લક્ષ્મણે સીતાજીના ચરણથી ઉપર કોઈ કાળે નજર નથી કરી તેમના જીવનમા કેટલો સયમ હશે! માટે જ સોળ સતીઓમા સીતાજીનુ નામ લેવાય છે અને આજે સીતાજીની બહેનો સામે નજર કરો તો! ખુલ્લે ચોટલે ફરતી, બેસવા-ઊઠવામા મર્યાદાનુ ભાન ન રાખતી એવી દુનિયા રાતના અધકારમા તારા જુએ, પણ હવે તો ધોળા દિવસે તારા જોવાનો વખત આવ્યો છે. આપણને આ જીવન બ્રહ્મ-

ચર્યનો વિકાસ કરવા માટે મળ્યુ છે એક લાહોર કૉલેજની અધિષ્ઠાત્રીના લેખમાં વાંચેલું, કે કોલેજ જતી યુવતીઓમાંથી સેકડે પચાતેર ગર્ભપાત કરે છે! આપણા માટે આ હકીકત શોભાસ્પદ કહેવાય ખરી? તમે કહેશો કે "કાલેજમાં ન મૂકીએ તો સારા મૂરતીયો ન મળે" પણ જેણે કૌમાર્યનો ભગ કર્યો છે એવી કુમારિકા સારા મૂળતીયાને મેળવીને પણ સંસારને શી રીતે ઉજાળવાની હતી? તમને જૈન શાસનમા શ્રદ્ધા છે કે નહિ? તમે તો ઢાલ માત્ર છો જે સમયે બાળક માતાના ગર્ભમાં આવે ત્યારે તે છ બોલ બાંધીને જ આવે છે તેમા તમે જરા પણ મીનમેખ કે ફેરફાર કરી શકો તેમ નથી. ગ્રેજ્યુએટ મૂરતિયો ન મળે અને વેપારી મળે તો શું આભ ફાટી પડવાનું હતું? અને ધારો કે મોટી થયા પછી પણ કોઇ જ ન મળ્યુ તો શુ થઈ ગયુ? આ મુરતીયો તો તૈયાર જ છે માટે જીવનમાં સસ્કાર તો જોઇએ જ સસ્કાર બે પ્રકારના છે એક સુસસ્કાર અને બીજો કુસસ્કાર. કુસસ્કારથી તમારાં ઘરનાને બચાવો તમારી દીકરીઓ અને બહેનોને ફેશનનો ત્યાગ કરવાનુ કહો સાદાઇ અપનાવતાં તેમને શિખવાડો સાદાઈ કેળવાશે તો વૈરાગ્ય પણ આવશે, માટે સમજો.

મહાવીર સ્વામીના વારામાં પચ મહાવ્રત અને બાવીસ તીર્થંકરોના વારામા ચાર મહાવ્રત છે એમાં જરા પણ ફેર નથી. ભગવાનના જે પ્રવચનો છે તેને જે ધારણ કરે તે બહુસૂત્રી સાધુઓ પણ કાંક્ષા મોહનીય કર્મને વેદે તમને શંકા થશે કે એક બહુસૂત્રી આમ કહે છે અને બીજા

બહુસૂત્રી તેમ કહે છે, તો બેમાથી સાચું કોણ ? કોનું માનવુ? જેટલા પ્રમાણુમા આત્માએ ક્ષયોપશમ કર્યો હોય તેટલા પ્રમાણુમા ઉઘાડ થાય તેથી ઉઘાડની ભિન્નતાને કારણે પ્રવૃત્તિ તથા બોલવામા ફેર પડી જાય છે શાસ્ત્રકારો કહે છે, કે આ વાત પ્રમાણ યુક્ત છે.

હવે સાતમુ "કલ્પાન્તર" વિચારીએ કલ્પ કલ્પમા પણ અતર છે સાધુઓ બે પ્રકારના બતાવેલા છે જિનકલ્પી અને સ્થવિરકલ્પી જિનકલ્પી નગ્ન રહે અથવા એક કપડું રાખે, જ્યારે સ્થવીરકલ્પી પાતરા વગેરે રાખે છે જિનકલ્પીની કરણી આકરી છે, જ્યારે સ્થવીરકલ્પી તો ખાતાં-પીતા કરણી કર્યા કરે છે જિનકલ્પીનો મોક્ષ પહેલો થવો જોઇએ આમ બન્ને કાંક્ષા મોહનીય કર્મને વેદે છે ભગવાન કહે છે, કે શકા-કખા કરવાની કોઈ જરૂર નથી, કારણ બન્ને ભગવાનની આજ્ઞામા છે માટે એમનો મોક્ષ થાય, થાય ને થાય જ પણ જો જિનકલ્પી હોય પણ ભગવાનની આજ્ઞામા ન હોય, તો 'न हि तस्स मोक्खो' તેનો મોક્ષ થતો નથી. સ્થવીર કલ્પી બહુ તપ કરી શકતો નથી, પણ તે ભગવાનની આજ્ઞામા હોવાથી તેનો મોક્ષ થાય છે માટે બન્નેની ક્રિયા ભગવાનની આજ્ઞાને વશવર્તી હોવી જોઈએ આજ્ઞાવિરોધી તેમનુ વર્તન ન હોવુ જોઈએ આવો ઉપદેશ આપીને ભગવાને જીવોના કાક્ષા મોહનીય કર્મ કાઢી નાખ્યા જેના કાઢ્યા તેના ગયા અને જેના રહી ગયા તેના રહી ગયા હવે, સૂર્યાભદેવનો પ્રશ્ન છે કે હુ "સમકિતી છુ કે મિથ્યાત્વી ?" જો સળગ સમકિતી કોઈ હોય તો તેનો ત્રીજે, સાતમે અથવા

પંદરમે ભવે પણ મોક્ષ થાય. અને જો કાક્ષા મોહનીય કર્મને વેદે તો અર્ધ પુદ્ગલપરાવર્તી અને અને સંસારમાં ભટકે સંસારસાગરને પાર કરવા માટે શાસ્ત્રકારોએ કેવો સુંદર ઉપાય બતાવ્યો છે! આપણે આજ્ઞે સુંદર અવસર આવી રહ્યો છે ધર્મીને તો પ્રતિદિન અવસર જ છે, પણ જે નથી સમજતા તે જ વાયદા અને કાપા કરે છે માટે સમજો. તપ કરવાનો અવસર આવ્યો છે ચુકી પડો. તપ કરવાથી કોઈ દિવસ દરદ થવાનું નથી તપ કરતા જો વેદનીય કર્મનો ઉદય હોય તો રોગ આવે. માટે તમે તમારું પોતાના હાથે જ શરીરને બગાડોછો? આ તો તમારા એક ભવનાં સાથી છે જો તેઓ તમારા સાચા હિતેષીઓ હોય તો આ ભવ અને પર ભવ સુધારવામા સહાય કરે હવે શુ આવશે તે આગળ ઉપર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન ૩૯ મુ

[શુક્રવાર શ્રાવણ વદિ ૯]

રાયપસેણીય સૂત્રનો અધિકાર ચાલી રહ્યો છે નાથ એમ કહે છે કે–હે આત્માઓ! તમારા આત્માનો આશ્રય લ્યો. જે જે આત્માઓએ પોતાનો આશ્રય લીધો તે તે પરમ પદને પામી ગયા. તમારી જીવનશક્તિ ત્રણે કાળમા જયવતી છે, કારણ કે જ્યારે જુઓ ત્યારે આત્મા જીવતો જ છે જો

તમારે સાચુ જીવન જીવવું હોય, તો જેનામાં જીવનશકિત ભરેલી છે એવા તમારા આત્મા તરફ જોતા શીખો અનત આત્માઓ શરીર વગરના છે, કારણ કે સિદ્ધોને શરીર હોતા નથી, છતા તેઓ સુખમય જીવન વ્યાતીત કરી રહ્યા છે સુખ એટલે શુ ? જેને ભોગવતા ત્રણે કાળમા કટાળો ન આવે, તેનુ નામ સાચુ સુખ. હે દેવાના પ્રિયો ! જેઓ આત્માની આવી જીવનશકિતને જાણે છે, તેમને ભગવાન મહાવીર સમ્યગ્દૃષ્ટિવાળા કહે છે તેઓ મૃત્યુ પર વિજય મેળવે છે તમારે મૃત્યુ પર વિજય મેળવવો હોય, તો તમારા આત્મા પ્રત્યે દૃષ્ટિ કરો અનાદિ કાળથી આત્માની દૃષ્ટિ દ્રવ્ય તરફ ન રહેતા પર્યાય તરફજ રહી છે, માટે અવસ્થાઓ બદલાયા કરે છે જે જે શરીર બદલાયા, તે તે પર્યાયે પલટાયા તેમાં જીવે મારાપણુ માન્યુ છે ભગવાન જીનેશ્વર કહે છે, કે આ માનવભવ દ્રવ્ય તરફ દૃષ્ટિ કરવા મળ્યો છે કુટુમ્બ પ્રત્યે તો અનત કાળ સુધી દૃષ્ટિ કરી, તોય સાર્થક ન થયુ. ભગવાન કહે છે, એક વખત આ લપનો ત્યાગ કરી જુઓ પછી કેવુ સુખ મળે છે ! કેટલી લહેજત આવે છે ! જુવારના રોટલા ખાનારને દૂધપાકના સ્વાદની કયાથી પિછાન હોય ? તમને શુ ભાવે ? દૂધપાક કે રોટલા ? દૂધપાક જોઈતો હોય તો દૃષ્ટિ કેળવો તમે તમારુ જીવન પગ્મા શોધી રહ્યા છો તે ભ્રાંતિ છે આપણે આપણી જીવનશકિતથી જ જીવી રહ્યા છીએ જે આ જીવનશક્તિને જાણે છે, તે અનત ચતુષ્ટય લક્ષ્મીને પ્રાપ્ત કરે છે તે બોલે છે, કે "ભગવાન ! તમારો જય હો, વિજય હો"

અનેક ભવ્ય જીવોના આધાર એવા તીર્થંકર દેવોએ જીવન-મરણના પાશમાંથી છૂટવા માટે ભવ્ય જીવોને આ સંજીવની મંત્ર આપ્યો છે તેમણે નાડીએ નાડીએ આત્માના અચિંત્ય મહિમાને બતાવ્યો છે જેમ પારસમણિના સ્પર્શે લોખંડ સુવર્ણ બની જાય છે, તેમ લોખંડ જેવા જીવો ભગવાનનો સંગ થવાથી સંત બની જાય છે પારસમણિ તો લોઢાનો સ્પર્શ થાય તો જ તેને સુવર્ણમાં પરિવર્તિત કરે પણ સંતનો આત્મા તેને સ્પર્શે તો પોતાના જેવા બનાવી દે આ કંઈ જેવો તેવો લાભ છે? એટલા જ માટે ભગવાન કહે છે, કે જીવનની ક્ષણભંગુરતા જોઈને બુદ્ધિવાળા જીવોએ આત્મકલ્યાણ માટે સતસમાગમ સાધવો ઘણો જ જરૂરી છે બાલ્યાવસ્થા અને યુવાવસ્થાને અનિત્યતા લાગુ પડેલ છે આવો ક્ષણભંગુર દેહ જીવને શરણભૂત કેમ થશે? જ્ઞાનીઓએ કહ્યું છે કે—

> દર્શનમોહ વ્યતીત થઈ ઉપજ્યો બોધ જે,
> દેહ ભિન્ન કેવળ ચૈતન્યનું જ્ઞાન જો,
> તેથી પ્રક્ષીણ ચારિત્રમોહ વિલોકીએ,
> વર્તે એવું શુદ્ધ સ્વરૂપનું ધ્યાન જો. અપૂર્વ

અર્થ—ચેતન દેહથી તદ્દન નિરાળો છે એવું ચૈતન્ય, સચેતન શરીરમાં વ્યાપ્ત છતાં પણ એ ચૈતન્યશક્તિ પોતાના—સ્વધર્મમાં અચળરૂપે સ્થિર છે પૌદ્ગલિક ધર્મ-પરધર્મમાં એ ભળી નથી જઈ આવા યથાર્થ જ્ઞાનનો અનુભવ દર્શન-મોહને વટાવી ગયા પછી સહેજે થઈ જાય અને એથી ક્રમે ક્રમે ચારિત્રમોહના જટિલ આવરણો દૂર થતાં પ્રગટ જણાઈને—

નિજના શુદ્ધ સ્વરૂપમાં જ મનનુ વલણ સ્વાભાવિક વર્ત્યા કરે હે પ્રભુ! એવો અપૂર્વ અવસર ક્યારે આવશે? અહો! નિર્લેપતામા કેવુ સુંદર અનુપમ સુખ વિલસી રહ્યુ છે! વાહ, કેવી મધુરી ક્ષણ! પણ આ મોહનો મહાસાગર વટાવ્યા વિના એ ગાઢ આનદ કેમ મળે? અરે, જે આનદ મેળવે તે ચૈતન્યના સ્વઘરનો લાભ છે માટે દેહથી ભિન્ન ચૈતન્ય જે જ્ઞાન, દર્શન અને ચારિત્રથી સમૃદ્ધ છે, તે જ તમારૂ શરણ્ય થશે માટે એ તત્ત્વને લક્ષ્યમાં લો. તેમ નહિ કરો ત્યા સુધી સુખ અને શાન્તિ મળવાના નથી શાન્તિને પ્રાપ્ત કરવા માટે જિનેશ્વર દેવોએ કેવા સુદર માર્ગો દર્શાવેલા છે! એક પચ પરમેષ્ઠીમા, નવકારમાં કેટલો પાવર (Power)-મહિમા ભરેલો છે! '**નમો અરિહંતાણમ્** માના **નમો** પદમા શાસ્ત્રકારોએ કેટલી નિર્મળતા રહેલી છે તે બતાવ્યુ છે ભગવાન કહે છે કે તમારા ઘરની અદર આવી શાશ્વત વસ્તુ પડેલી છે તેને મૂકીને બીજાનો શીદને આશ્રય લો છો? નવકાર મત્રના પદે પદે અદ્ભુત ચમત્કાર ભરેલો છે આત્મદ્રવ્ય તરફ દૃષ્ટિ કરે તો ભગવાન બની જાય. જૈન શાસનની અદર નવકાર મત્ર અનિર્વચનીય શાન્તિ, આત્માનુ ઐશ્વર્ય અને કલ્યાણ પ્રાપ્ત કરવાનુ સુદર સાધન છે. ડાક્તર અકસીર દવા આપે, પણ જો દર્દીને ડાક્તરમા શ્રદ્ધા ન હોય તો દવા કારગત ન નીવડે-પછી ભલે ને તે સોનાની ભસ્મની બનાવેલી હોય, તેમ તમને શ્રદ્ધા નહિ હોય, તો મત્ર શુ કરી શકે? શ્રદ્ધાથી દવા લેતા જેમ રોગ ચાલ્યો જાય છે તેમ શ્રદ્ધાથી નવકાર મત્ર ભણવાથી ભવનો રોગ

આવ્યો જશે આ જીવે હજી તેનો પૂરેપૂરો લાભ ઉઠાવ્યો નથી માટે જે ભાવપૂર્વક લાભ લે તેને જઘન્યરસ ઉપજે તો કર્મને ખપાવે અને ઉત્કૃષ્ટ રસ ઉપજે તો આ જીવ તીર્થંકર નામગોત્ર બાંધી દે શાસ્ત્રકારો કહે છે, કે પાંચ નવકાર મંત્રમાં ચૌદ પૂર્વનો સાર સમાવી દીધો છે અરિહંત, સિદ્ધ, આચાર્ય ઉપાધ્યાય અને સાધુસાધ્વીમાં આ દુનિયાની સમગ્ર વસ્તુઓનો સમાવેશ થઈ જાય છે એને પંચ પરમેષ્ઠી કહેવાય છે અને જે નવકાર બોલાય છે તે સાતકાર પાંચ કાર વગેરે કેમ ન બોલાય? એને નવકાર મંત્ર કહેવાય! શાસ્ત્રની શી ખૂબીઓ છે! પાંચ નવકાર મંત્રના એકંદરે ૧૦૮ ગુણ છે ત્યારે નવકારવાળીના પણ ૧૦૮ પારાઓ છે આંગળીઓના બાર વેઢા બારને નવે ગુણીએ એટલે ૧૦૮ થાય. કર એટલે હાથ હાથના વેઢાથી નવ વખત ગણીએ એટલે ૧૦૮ ગુણ થાય એટલે એને નવકાર મંત્રનું નામ આપ્યું ત્યારે પંચ પરમેષ્ઠિમાં ચાર ત્રણ બે કે એક ન કહેતા પાંચ કેમ કીધા? ભગવાન કહે છે કે આ પછી ર આવે તો તેનો ગુણ ન થાય. ઇષ્ટ તત્વ અને તારવી તાર વીને તારવ્યું તો એનો સમાવેશ પાંચમાં જ થાય છે જે અરિહંત હોય અસોચા કેવળી હોય તો પહેલા પદમાં ચારનો સમાવેશ થઈ જાય છે એ પરમેષ્ઠિઓ તીર્થંકર અરિહંત ભગવાનો સિદ્ધ ભગવાનની ઓળખાણ આપે છે માટે આપણા ઉપકારી અરિહંત ભગવાન છે માગ તો સિદ્ધ છે, પણ સિદ્ધનો માગ બતાવનાર જો કોઈ હોય તો તે અરિહંત ભગવાન. સિદ્ધ ભગવાને આઠ કર્મનો ક્ષય કર્યો છે, છતા

એમને બીજા ક્રેમ મૂકયા ? કારણ કે સિદ્ધને ઓળખાવનાર અરિહંત છે માટે આપણે એમને પ્રથમ નમસ્કાર કરીએ છીએ બધા સિદ્ધ ભગવાનોનુ સિદ્ધપણુ એક જ પ્રકારનું છે આચાર્ય ૩૬ ગુણુના ધારક હોય અને દ્વાદશાંગ ગુણુના પણ ધારક હોય પાચ આચાર પોતે પાળે અને પળાવે. એવા ધર્મના સ્તભ અને ધુરધર વગેરે જુદા જુદા હોય આચાર્યના ૩૬ ગુણ જેને કેવળીઓએ સ્વીકાર્યા છે તે પદવી ધારણુ કરીને બેઠા હોય, પણુ જો દ્વાદશાગ ઉપર પ્રેમ ન હોય, આગમ ઉપર જોઈએ તેવો ભાવ ન હોય તો તેમનો ત્રણુ પદમા સમાવેશ ન થાય જૈનશાસન તો ગુણુનુ પૂજારી છે, વ્યકિતનુ નહિ ઉપાધ્યાયજી પોતે સૂત્રસિદ્ધાન્ત ભણે અને ભણાવે, એ તેમનુ કર્તવ્ય છે તે ગમે તેટલા હોય પણ તેમની પદવી એક સરખી છે માટે 'ઉપાધ્યાયજી મહારાજ' કહ્યુ પાચમુ પદ **'नमो लोए सव्व साहूणम् ।'** પચ પરમેષ્ઠીમા સાધુધારી પદો ચાર છે અરિહત, આગાર્ય, ઉપાધ્યાય અને સાધુ–સાધ્વી તેમા જઘન્ય બે હજાર કરોડ અને ઉત્કૃષ્ટ નવ હજાર કરોડ છે એવી શાસ્ત્રકારોની ગણુતરી છે વેશધારી નહિ પણ ભગવાનની આજ્ઞામા રહી જે આજ્ઞાને ધારણુ કરતા વિચરે છે, તેને જ અમે 'મુનિ' કહીએ છીએ. એવા મુનિઓ **नेव सयं पुढवी सत्थ समार भावेजा ।** પોતે છ કાયનો આરભ કરે નહિ અને બીજા પાસે કરાવે નહિ અને કરતાને અનુમોદે નહિ એવાને જ અમે મુનિ કહીએ છીએ એવા મુનિઓ વિષે ભગવાન કહે છે, કે **लज्जमाणा पुढो पास**–છ કાયના આરભથી શરમાતા એવા અમારા

મુનિઓને જુદા જુદા દેખો છ કાયનો આરંભ કરીને જે લોકો એમ બોલે કે अणगारा मोत्ति एगेय वयमाणा– અમે અણગાર છીએ, સાધુ છીએ એમ એ મુખથી બોલે છે પણ પૃથ્વીકાય વગેરેનો આરંભ કરે છે અને એમ કહે છે, કે ધર્મનિમિત્તે હિંસા કરવાથી પાપ લાગતું નથી. કઠી કાપડી વગેરે આમ બોલે છે તે બાપ ! સાધુ નામ ધારણ કરીને છ કાયાનો આરંભ કરી રહ્યા છે આરંભથી શરમાતા એવા મુનિઓને આવા મુનિઓથી જુદા દેખો યાદ રાખજો, ભગવાન શું બતાવે છે ? જે છ કાયનો આરંભ નથી કરતા તે જ મુનિ છે તે બે હજારમાથી ઉત્કૃષ્ટ નવ હજારમાં આવી જાય છે પણ જે ધર્મ નિમિત્તે હિંસા કરે, તો તેની ગણતરી નવ હજારમાં ન થાય આમ આચારાંગ સૂત્રનું કહેવું છે અરે ! અન્ય તીર્થીઓના સાધુઓ પણ છ કાયનો આરંભ કરે છે પણ અમાવાસ્યા જેવી તિથિ આવે ત્યારે તાપસી પણ અનાકુટ્ટી કરે છે પણ આકુટ્ટી કરતા નથી આનો અર્થ એ કે તાપસીની પરિવ્રજ્યામાં લાકડાં વગેરે કાપીને લવાય, પણ પર્વને દિવસે ન કપાય. ભગવાન કહે છે કે મારા સાધુ તો નિરંતર અનાકુટ્ટી છે માટે આવકોથી તિથિઓમાં લીલોતરી ભચડભચડ કરીને ન ખવાય જૈનશાસનમાં અવતાર લેનારના ઘરમાં પર્વમાં અને પર્યુષણમાં લીલોતરી કપાય ? ઘરના મોવડી જો ન ખાય, તો છોકરાઓ પણ ન ખાય. પાખીના દિવસે તમારા ઘરમાં બગાસા વગેરે કપાવા ન જોઈએ. આ ભવ ખાવા માટે નથી મળ્યો પણ ત્યાગ કરવા માટે મળ્યો છે આ વાત એક દૃષ્ટાંતથી વિચારીએ

એક નગર હતું તેમાં રાજા, રાણી અને દીકરો—એમ ત્રણ જણાં રહેતા હતા રાજાને એક વિચાર આવ્યો કે—પૂર્વના પુણ્યનુ હુ ફળ ભોગવી રહ્યો છુ તેથી હવે આ સાહ્યબી મળી છે આ ઐશ્વર્ય ખાવા—પીવા માટે નથી મળ્યુ. પણ સદુપયોગ કરવા માટે મળ્યુ છે આમ વિચારતા વિચારતા રાજાને વૈરાગ્ય ઊપજ્યો. તેણે રાજ્યનો ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો રાણીને બોલાવીને કહે, "હુ તો તાપસની દીક્ષા લેવાનો છુ." રાણી ખૂબ જ ડાહી અને શાણી હતી, માટે આડખીલી રૂપ ન થતા રાજા સાથે સમત થઈ તમને જો કદાચને વૈરાગ્ય આવે ને સયમ લેવાનુ મન થાય, તો તમારી સ્ત્રી તમને શું કહે? "બેસો ને હવે જો દીક્ષા લેવી હતી તો marriage—લગ્ન શીદને કર્યા?" બીજે દિવસે રાજા પોતાના કુવરને રાજગાદી આપે છે કુંવર માને પૂછે છે, "મા! પિતાજી પોતાના જીવતા મને રાજગાદી કેમ આપે છે?" માએ કહ્યુ, "તારા પિતા રાજ્યમા લોભાય તો નરકમા પડે, માટે રાજ્યનો ત્યાગ કરી દીક્ષા લેવાના છે, પુત્ર! તુ અતરાયરૂપ ન થજે" પુત્રે કહ્યુ, "મા! તુ આ શુ કહી રહી છે? પિતાજી સાચે જ દીક્ષા લેવાના છે?" માએ કહ્યુ, "સાચી વાત છે, બેટા!" પુત્રે કહ્યુ, "મા! તમે જ કહેતા હતાં ને, કે રાજેશ્વરી તે નરકેશ્વરી રાજ્યલક્ષ્મી તો ચચળ છે જે જે કર્મો જીવ કરે છે તે તે બધા ય તેને ભોગવવા પડે છે જો રાજ્યલક્ષ્મી ભોગવતા મારા પિતાજી નરકમાં જાય તો પછી તેને ભોગવતા હું શુ નરકમા ન જઉ? માટે, તમારે મારૂ પણ રક્ષણ કરવુ પડશે હે પિતા! જે સ્થાને તમે તે સ્થાને હું" પિતા

કહે છે ‘ પુત્ર ! તું મારા જેવડો થાય ત્યારે ત્યાગ કરજે અત્યારે તો તારો ભોગવવાનો સમય છે ’ પુત્ર કહે, “ત્યાગ માટે વયની મર્યાદા નથી હોતી. માટે હું પણ તમારી સાથે જ દીક્ષા લઈશ.” આમ બાપદીકરાએ સાથે તાપસની દીક્ષા લીધી અને પાળવાનું શરૂ કર્યું એક સમયે મોટા તાપસે આજ્ઞા કરી, કે ‘આવતી કાલે અમાવાસ્યા છે માટે દરેકે આવતી કાલે અનાકુટ્ટી કરવી અને કોઈનું છેદનભેદન કરવું નહિ.” ધર્મરુચિ પૂછે છે પિતાજી ! આવતી કાલે અનાકુટ્ટી કરવાનું કહ્યું અને પરમ દિવસે કેમ નહિ ? ’ પિતા કહે છે, ‘ કાલે અમાવાસ્યાનો દિવસ છે, માટે ફળફૂલ તોડાય નહિ તેથી અનાકુટ્ટી કરવાની, કોઈ જીવની હિંસા કરવી નહિ ’ પુત્ર કહે ‘ પિતાજી ! અનાકુટ્ટી એક જ દિવસની કેમ, દરરોજની કેમ નહિ ? ’ એ પ્રમાણે બાપ દીકરો વાત કરી રહ્યા છે ત્યાં આચારના અમૂલ્ય રત્નો સમા જૈન સાધુઓના ધુરંધર મુનિઓને વિહાર કરતા તમણે જોયા પુત્રે મુનિઓને પૂછ્યું, આજે તમારે અનાકુટ્ટી નથી ? મુનિઓએ કહ્યું ‘ અમે તો જિનેશ્વરના અનુયાયીઓ છીએ અમારે તો હમેશા અનાકુટ્ટી છે નવ નવ કોટિએ અને ૨૭ ભાગે અમારે પાપ કરવાં, કરાવવાં અને અનુમોદવા કલ્પે નહિ મન, વચન અને કાયાથી ૨૭ પ્રકારના પાપના અમને પચ્ચખાણ છે, જૈનનો મુનિ નવ ભાગે કોઈ જીવની હિંસા ન કરે આ સાંભળી ધર્મરુચિ વિચાર કરવા લાગ્યો અહો તો માત્ર અમાવાસ્યાની અનાકુટ્ટી અને બાકીના દિવસોમા હિંસા અહાહા ! આના કરતા તો નિત્યની અનાકુટ્ટી રાખવી તે જ શ્રેયસ્કર કહેવાય ’ આવા

વિચાર કરતા કરતા તેને ત્યા ને ત્યા જ જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થયુ જ્ઞાનમાં તેણે પોતાનો પૂર્વભવ જોયો "અહો! પૂર્વે હુ પણ આવો સાધુ હતો" એમ મુનિ પાસે જઈ સાધુપણું સ્વીકારી તેણે કલ્યાણ કર્યું માટે '**नमो लोए सव्व साहुणम्**' મા જેવા તેવાનાં નામો ન આવે એ પચપરમેષ્ટિનું તમે સ્મરણ કરો અને કરાવો અને જો ઉત્કૃષ્ટ રસ આવે તો તીર્થંકરનુ નામગોત્ર બાધી દે પર્યુષણ પર્વ આવી રહ્યા છે માટે મહાન નવકારમત્રનુ સ્મરણ કરો અને મોજશોખ ઓછા કરો બધુઓ! દયા પાળવાનો અપૂર્વ અવસર આવ્યો છે. માટે ધર્મ કરો જેટલુ ધર્માચરણ વધશે, તેટલો તમારો આત્મા સ્વાશ્રયી થશે ત્યા સુધીના ભાવ કહેવાયા બીજા આગળ અવસરે કહેવાશે

---

## વ્યાખ્યાન ૪૦ મું

[ શનિવાર, શ્રાવણ વદિ ૧૦ ]

રાયપસેણીય સૂત્રનો અધિકાર ચાલી રહ્યો છે. એમા સૂર્યાભદેવનો અધિકાર ચાલી રહ્યો છે ભગવાન જગતના જીવોને કહે છે, કે હે આત્માઓ! **पुरिसा सच्चमेय समभिजाणाहि ।** હે પુરુષો! સત્યનુ સમ્યક્ પ્રકારે જ્ઞાન કરશો, તો તમારો આત્મા સમકિતી બનશે જ્યા સુધી સત્યનુ સમ્યક્ પ્રકારે જ્ઞાન ન થાય, ત્યાં સુધી ભાન પણ ન આવે જ્યા સુધી

ભાન ન આવે, ત્યાં સુધી હિતાહિતનો વિવેક ન થાય. એટલા જ માટે ભગવાન કહે છે કે હે પુરુષો! તમે સત્યને જાણો. સત્યની ઓળખાણ વગર આપણો અનંતકાળ એળે ગયો છે માટે જ આચારાંગસૂત્રમાં નાથ બોલ્યા છે, કે—પાસ લોએ મહબ્ભયં । જુઓ. લોક મહા ભયવાળો છે માટે સત્યનું જ્ઞાન કરો. લોકમાં જ્યાં દૃષ્ટિ કરશો, ત્યાં ભયનું સામ્રાજ્ય વિસ્તરેલું નજરે પડશે. માટે સત્યને સમજવા થઈ જાઓ

આટલો બધો ભાર મૂકીને ભગવાન આપણને સત્યનું જ્ઞાન મેળવવા શા માટે કહે છે? સુધમ્મં ચ સુલહા । એટ ધર્મનું શ્રવણ પણ દુર્લભ છે દાન, શિયળ, તપ અને ભાવ નામય અહિંસા ધર્મ સાંભળવા મળે તે પણ અતિ દુર્લભ છે માટે પુણ્યના મીઠા ઉદયથી જે સુયોગ મળ્યો છે, તેનો લાભ લઈ લો. સાંભળીને આચરણમાં મૂકો જ્યાં સુધી સત્ય દ્વારા આત્મા આચરણ નહિ કરે ત્યાં સુધી આત્મા અલખ નહિ બને. જેનું સંપૂર્ણપણે વર્ણન ન થઈ શકે તે અલખ આપણો આત્મા કેવો છે? અલખ. એ અલખ સ્વરૂપને પ્રાપ્ત કરવા માટે ભાઈઓ તમારે સત્ય સ્વરૂપની પ્રાપ્તિ કરવી પડશે અનંત કાળ એળે ગયો છે માટે વર્તમાનમાં એવો પુરુષાર્થ આદરો જેથી આત્મા અલખની પ્રાપ્તિ કરી લે અલખની પ્રાપ્તિનો અવસર આવ્યો છે માટે તેને વધાવી લો. પહેલાં અલખ કહ્યું હવે અલક્ષ્ય કહે છે અલક્ષ્ય એટલે શું? જેનું સ્વરૂપ સંપૂર્ણપણે લક્ષ્યમાં ન આવે તે અલક્ષ્ય. આ કોનાં ગાણાં ગવાય છે? દેહદેવળિયામાં બેઠેલા અલખ ચૈતન્ય દેવના જે અનંત સિદ્ધો અલખને પામી

ગયા તે રમતમા નથી પામી ગયા તે ભૂલતા નહિ. ખાતા–પીતા, મોજશોખ કરતા અલખની પ્રાપ્તિ ન થાય પણ મહાન ઘોર દુઃખોને સહન કરવાથી તેની પ્રાપ્તિ થાય તેમણે ભયકર પુરુષાર્થ કરીને અલખની પ્રાપ્તિ કરીછે તમારી માફક બેસી રહ્યા ન હતા અરે! ચાર જ્ઞાનના ધણી ગૌતમને ભગવાન શુ કહે છે? **समयं गोयम मा पमायए।** આખના એક નિમેષમા અગણિત કાળ વહી જાય છે તો, "હે ગૌતમ! અલખની પ્રાપ્તિ માટે એક સમયનો પ્રમાદ તારે કરવો જોઈએ નહી" શુ ગૌતમ પ્રમાદી હતા, જેથી ભગવાનને આમ કહેવુ પડયુ? ના આ ઉપદેશ તો ગૌતમને ઉદ્દેશીને પ્રત્યેક આત્માર્થી જીવ માટે છે એક ઘરમા પાંચ વહુવારુઓ હોય, તો શિખામણ કોને અપાય? પાચમા જે ડાહી હોય કે મોટી હોય, તેને જ અપાય ને? ડાહી અથવા મોટીને કહીએ એટલે બીજી બધી સમજી જાય માટે ભગવાને ગૌતમને કહ્યુ તે બરાબર જ છે જ્યા સુધી આત્મા છઠ્ઠા ગુણસ્થાનકે બિરાજેલો છે, ત્યા સુધી તેના ભાવ પ્રમાદના જ છે. એટલે તો તેને પ્રમાદી ગુણસ્થાનક કહ્યુ છે પ્રમાદ કેવો? ઘી વગરનો પણ ઘીથી ખરડાયેલા ઘડા જેવો અવશેષ રહી ગયો છે છઠ્ઠે ગુણસ્થાનકે બેઠેલા ગૌતમ સ્વામીને સાતમા ગુણસ્થાનકની લહેરો આવ્યા જ કરે છે, કારણ કે સાતમાની સ્થિતિ અતર્મુહૂર્તની છે પરિણામની ધારા ઊપડે ખરી, પણ અતર્મુહૂર્તથી વધારે રહે નહિ, કારણ કે સ્થિતિ અતર્મુહૂર્તની છે સાતમા ગુણસ્થાનથી છઠ્ઠે આવે માટે ભગવાન કહે છે, કે—

નિર્મળ ગુણ મણી રોહણ ભૂધરા, મુનિજન માનસ હંસ જિનેશ્વર-
ધન્ય તે નગરી, ધન્ય તે વેળા માતપિતા કુળ વંશ જિનેશ્વર ધર્મ

પૃથ્વીને વિષે વિચરનારા, નિર્મળ ગુણને ધરવાવાળા એવા મુનિઓ માનસ સરોવરના હંસ છે તમે કયાના હંસ છો? ધન્ય છે એ હંસલાને! ધન્ય છે એ નગરીને, જ્યાં એ વિચરતા હશે! ભગવાન કહે છે કે એવા મુનિઓ અમારા વીતરાગના હિંડોળે હીંચી રહ્યા છે ભાઈઓ! તમારે અમારા હિંડોળે હીંચવુ છે? તમે જે હિંડોળે હીંચો છો, તે તો તમને સાત કે આઠ કર્મ બંધાવે છે અમારો હિંડોળો તો એ કર્મોને તોડે છે, માટે, હે પુરૂષો! કયાં સુધી રમતો રમશો? સ્વાત્મને જાણો તમારી રમતો તો કોલસાની દલાલી છે તે તમારે ન કરવી જોઇએ. કરશો તો કાળા થશો વીર ભગવાન ગૌતમને કહે છે કે છઠે કે સાતમે ગુણસ્થાનકે હીંચનાર છઠ્ઠું બેસે એ લહેર લેનાર મુનિઓ માનસસરોવરના હંસલા છે એનો સંગ કરે તો આત્મા મહાન બની જાય એવુ ભગવતીસૂત્રમા વિધાન છે એટલા માટે ભગવાને ગૌતમને ચેતવ્યા જેથી તેનામાં પ્રમાદ ન આવે. આપણે બોલીએ કલાક પ્રમાદમા જ જીવન વ્યતીત કરતા હોઈએ તો આપણી શી દશા થાય? બંધુઓ! એ વાત તો આપણાથી અજાણી નથી. અમારા મુનિઓ છઠે ગુણસ્થાનકે હીંચકતા કાક્ષા મોહનીય કર્મને વેદે છે ભગવાને કહ્યુ છે કે તેર કારણે મુનિઓ કાક્ષા મોહનીય કર્મને વેદે છે હવે આવીએ માર્ગાન્તર કારણ પર કોઇને શંકા થશે કે જિનેશ્વરનો માર્ગ તો એક જ છે પછી માર્ગાન્તરની વાત કેમ કરે છો? ભગવાન કહે છે કે માર્ગમા શંકા શુ વેદવાની?

જિનેશ્વર દેવનો માર્ગ છે તે જ સાચો છે, તો પછી શકાનું કારણ શુ ? એક આચાર્ય ૨૦ લોગસ્સનો કાઉસગ્ગ બતાવે અને બીજા ૪૦ નો બતાવે, ત્યારે જો કે માર્ગ તો એક જ છે છતા શકા થાય, કે આ બેમાથી સાચુ કોનુ માનવુ ? શકાનુ નિવારણ કરતા ભગવાન કહે છે, કે જે કોઈ આચાર કે વ્યવહાર આગમયુક્ત હોય તે સાચો માનવો, કારણ કે સિદ્ધાન્તમા પાચ પ્રકારના વ્યવહાર ચાલ્યા છે આગમ, સૂત્ર, ધારણા, આજ્ઞા અને જિતપરપરા વ્યવહાર આગમ પ્રમાણે ચાલે તે આરાધક છે અને સૂત્ર પ્રમાણે ચાલે તે પણ આરાધક છે શ્રુતધર મુનિઓની ખેચ પડવાથી ગુરુમુખે કરી સૂત્રની ધારણા પ્રમાણે ચાલે તે પણ આરાધક છે જ્યારે આગમના, સૂત્રના, અને આચાર્યના તોટા પડે, ત્યારે ગુરુ મહારાજ જે આજ્ઞા કરે તે પ્રમાણે ચાલવુ તે જિતપરપરા વ્યવહાર છે તે પ્રમાણે ચાલનાર પણ આરાધક છે સિદ્ધાન્તની અદર આવશ્યક સૂત્ર આવ્યુ આવશ્યકની અદર છ આવશ્યકનુ પ્રતિક્રમણ આવ્યુ, સામાયિક, ચૌવિસથ્થો, વદના, પ્રતિક્રમણ, કાઉસગ્ગ અને પચ્ચખાણ આ છમાથી પાચમો કાયોત્સર્ગ તમારે કરવો કેટલા લોગસ્સનો કાઉસગ્ગ કરવો તે એમા નથી બતાવ્યુ ૨૦ કે ૪૦ કે ધર્મધ્યાન કરવુ, એવુ કોઈ પણ પ્રકારનુ વિધાન નથી માટે ૧૦ કે ૪૦ નો કરે તોય કાઉસગ્ગ છે ધર્મધ્યાનનો કરે તોય કાયોત્સર્ગ છે કોઈ પણ સપ્રદાયમા ૨૦ કે ૪૦ નો કહેવા પ્રમાણે કરે તે આજ્ઞાનો આરાધક છે ૪૦ વાળો જો એમ માને કે તે સાચો અને બીજા ખોટા એમ માની વિતડાવાદમા ઊતરે તે આજ્ઞાનો આરાધક નથી. જૈન શાસનમા

તો ઝઘડાને ટાળવાનુ છે ઉપશાન્ત બનવાનો અવસર રૂમઝૂમ કરતો આવી રહ્યો છે 'ગઈ સો ગઈ, ગઈ રહી' એ ઉક્તિને યાદ કરી અવસરનો સદુપયોગ કરી લો. માર્ગ માર્ગમાં અંતર નથી. એટલા માટે ભગવાન શિષ્યને બતાવી રહ્યા છે, કે આરપથી કે તેરાપથી નથી, પણ મોક્ષના પથી છીએ. માટે હે પુરુષો! સત્યનુ આચરણ કરો. પ્રતિક્રમણ માટે ઝઘડી મરે. કોઈ કહેશે, કે અમારે ત્રણ થુઈ ત્યારે બીજો કહેશે કે શ્રમણસૂત્ર વિના પ્રતિક્રમણ નથી એમ તમે શા માટે વિવાદ કરો છો? પ્રતિક્રમણમા ૭ આવશ્યક છે ત્યારે દેરાવાસી કે સ્થાનકવાસી ૭ આવશ્યકનુ પ્રતિક્રમણ કરનાર કોઇ બે કલાક લસડી રાખે પણ છઠો આવશ્યક પ્રત્યાખ્યાનના સમયે પ્રત્યાખ્યાન થવા જોઈએ. અત્યારે આપણે દેખાદેખીમા ખેચાઈ રહ્યા છીએ. કોઈ લાબુ પ્રતિક્રમણ કરે તો તેની વાહવાહ બોલાય. દેરાવાસી બે કલાક કરે અને આપણે પોણા કલાકમા કરીને ઉભા થઈએ સમજણ અને પશ્ચાત્તાપપૂર્વક કરેલુ પ્રતિક્રમણ જ સાચુ પ્રતિક્રમણ તો રસાયન છે રસાયન જેમ રોગને નાબૂદ કરે તેમ પ્રતિક્રમણ પાપનો નાશ કરે છે પ્રતિક્રમણ કરતા-તો જીવ તીર્થંકર નામગોત્ર બાંધી દે અહી બેઠેલામાથી પૂછીશુ, તો પ્રતિક્રમણ કરવાવાળા કેટલાં નીકળશે? જેમ બ્રાહ્મણના દીકરાને જનોઇ વગર ન ચાલે, તેમ જૈનના દીકરાને પ્રતિક્રમણ વિના ન ચાલે. એક દિવસ પ્રતિક્રમણ કરે અને બીજે દિવસે છોડી દે તો શુ કલ્યાણ થાય? ભગવાન કહે છે કે આ મનુષ્યભવ ભવ શશિ કાપવા માટે મળ્યો છે તો તમારી પાસે કાતર નહિ હોય તો શેનાથી કપાશે? ક્રિયા એ કાતર છે કોઈ પણ રીતે

સમ્યક્ કરણી કરી તમારા આત્માનો ઉદ્ધાર કરો અપૂર્વ અવસર આવ્યો છે તો તમને પ્રમાદ કરવો પાલવે તેમ નથી માટે દરેકે સત્કરણીમા જોડાવુ જોઈએ ઢોર પણ સાજ પડે ઘેર આવે છે. તમને શેની ઉપમા આપવી? આપણે જન્મ્યા ત્યારથી જ સાજ પડી ગઇ છે દિવસ આથમતો જાય છે અને આપણે બાળ–મરણે મરી રહ્યા છીએ તો હવે ઘર ભણી વળો ઘેર આવ્યે જ તમારો છૂટકો છે નહિં આવો ત્યા સુધી અમારા કે તમારા ગજ વાગે તેમ નથી ઢોર ઘરે આવે ત્યારે ઢોરને ખીલે બાધવાની ધણીને સમજ પડે તેમ તમે જો અહી આવો, તો તમને વીતરાગના ખીલે બાધવાની અમને સમજ પડે હરાયા ઢોર સીધે સીધા ન આવે, તો ધણી ડેરો નાખે. ડેરો કોને નખાય? હરાયા ઢોરને તો શુ આપણે હરાયાં ઢોર છીએ? નહિ જ આપણે આવો સુદર માનવ–અવતાર પામ્યા છીએ, માટે ડેરાની આશા અમારા પાસેથી ન રાખશો અમારે તો તમને ખીલે બાધવા છે બાર મહિના તો ઘેર ગયા પણ પર્યુષણમા તો બધાઓ ભગવાનનુ કહેલુ બીજું કઇ ન થાય, તો હમેશા સ્વાધ્યાય, પ્રતિક્રમણ વગેરેમા તો તમારો અમૂલ્ય સમય પસાર કરો, જેથી તમારું કલ્યાણ થાય. ક્રિયા એવી કરો, જેથી તમારો આત્મા રામ જેવો થાય. પણ “રામ નામ જપના ઔર પરાયા માલ અપના” એવું ન કરશો. પણ નિષ્કામ ભાવે ભગવાનનુ સ્મરણ કરજો “હે ભગવાન્! આ લોક અને પરલોકના સુખ માટે હુ તમારું નામ નથી જપતો, સો વર્ષ જીવુ તે માટે નહિ, પણ દુખથી મુક્ત થવા માટે, એકાન્ત નિર્જરા માટે હું આપનુ સ્મરણ

કરું છું" એવું કહેતા રહેશો. જે આત્માઓ શુદ્ધ ભાવથી નવકાર મંત્રનું સ્મરણ કરે, તેના માટે તો નિર્જરા સિવાય બીજો કોઈ હેતુ ન સૂઝવે જે આત્માઓ શુદ્ધ ભાવથી નવકાર મંત્રનું સ્મરણ કરે છે તેને કેટલો લાભ થાય છે તે બતાવતા કહે છે કે

"ઓગણીસ લાખ ત્રેસઠ હજાર બસેં સાસઠ પલ,
ત્યાંસુધી તે ભોગવે નવકાર મંત્રનું ફલ.

જે દ્રવ્યથી કરે તે ૧૯ લાખ, ૬૩ હજાર અને ૨૬૨ પલ્યોપમ દેવનું આયુષ્ય બાંધે એ વખતે જો આયુષ્યનો બંધ પડયો ન હોય, તો નરક અને તિર્યંચના નહાવા કરી નાખે અને જો ભાવપૂર્વક કરે, તો કર્મના ભુક્કા ઉડાડી દે આવો અદ્ભુત છે પંચપરમેષ્ઠી મહા નવકાર મંત્ર. એ દુઃખને કાઢે, પણ કોઈ કાળે દુઃખને આપે નહિ. થોડી વાર ધ્યાન ધરે તો ૪૨ કરોડ, ૨૯ લાખ ૬૨ હજાર અને ૯૬૩ પલ્યોપમ દેવતાનું વે શુભ આયુષ્ય બાંધે તમને ન્યાલ કરવા માટે ભગવાને કેવા સુંદર રસ્તા બતાવ્યા છે! ઉપવાસ કરવા અઘરા પડે, પણ નવકારમંત્ર તો સુખેથી જપાય. તો જોઉ તો તમારામાં કોણ બ્રાવ૦-બહાદુર છે? ઉઠીને ઊભા થવા જોઈએ કોઈ બહાનુ ન કાઢશો. એને પ્રતાપે તો તમે ઉજળા છો ..ભાઈઓ! તમારે કારણે શાસન કે શાસનના કારણે તમે? તમે કહેશો, મહારાજને તેડયા છે તો લાડુ આપીને મહારાજને ખુશી કરીએ." મહારાજ જે માગે તે આપો. અમને તમારા લાડવા નથી જોઈતા પણ પ્રભુના લાડવા રે દૂધ સાકરથી મીઠડા

પ્રભુના નામના તમે લ્હાવા લો. એવુ અમને જોઈએ છે માટે નવકારમંત્રનો જાપ જપો જૈનના ઘરમાં આઠ દિવસ લીલોતરી ન કપાય રાતના ભોજન પણ ન કરાય

---

## વ્યાખ્યાન ૪૧ મું

[રવિવાર, શ્રાવણ વદિ ૧૧]

### જીવનની સુધારણા

ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ તેનુ નામ સિદ્ધાત

રાયપસેણીય સૂત્રનો અધિકાર ચાલી રહ્યો છે એમા ભગવાન આત્માર્થી જીવોનુ સ્વરૂપ બતાવી રહ્યા છે ભગવાન કહે છે, જે જીવન આપણને પ્રાપ્ત થયું છે, તે જીવનની સુધારણા કરો આપણને મહા મોઘુ જીવન મળ્યુ છે, તો તેમા કસૂર છે તે સુધારીને સુધારણા કરવી જેને જેને જ્ઞાનીના અમૃત વચન રુચ્યા, તે તો જીવનસુધારણા કરી ગયા જ્ઞાની કહે છે, કે જે મન, વચન અને કાયા આપણને પ્રાપ્ત થયા છે, એમા પહેલા મનની સુધારણા કરવી જોઈએ જ્યાસુધી મન નિર્મળ અને સ્વચ્છ ન બને, ત્યાસુધી આત્મકલ્યાણ થાય તેમ નથી જેનું મન–સ્વચ્છ–ચોખ્ખુ નિર્મળ તે જ જીવન ઉન્નત કરી શકે છે આત્મા નિર્મળ થયા વિના આત્મકલ્યાણ થયુ નથી, થવાનુ નથી અને થશે પણ નહિ માટે મધુર, પ્રિય અને હિતકર વચન બોલો જે વચન

બોલવાથી બીજાને આઘાત થાય, તેવા વચન બોલવા નહિ. ચાર પ્રકારના ક્રોધ, માન, માયા અને લોભે કરીને આ જીવ અસત્યનું આચરણ કરે છે માટે ભગવાન કહે છે કે પથ્યકર, હિતકર, મીઠું મધુરું બોલો, જેથી તમારી જીવનસુધારણા થાય. કુદરતે બે હાથ, બે કાન, બે પગ વગેરે આપણને આપ્યાં છે, પણ આપણને જીભ એક મળી છે એનું કારણ શું ? જીભ તો એક છે પણ એના ચોકીદાર ઝાઝા છે એમાં બે ચોકીદાર હોઠ એવા જબ્બરજસ્ત છે કે તેવું બે હોઠની વચ્ચે જીભને રાખી છે છતા પણ તે જીભ બોલી પણ બગાડે અને ખાઈ પણ બગાડે અત્યારે જેટલા સંપ્રદાયો કે મતો નીકળ્યા છે, તે બધા એક જીભડીના કારણે જ નીકળ્યા છે માટે જીભને ખૂબ જ વશ રાખવી જોઈએ ઉત્તરાધ્યયનસૂત્રના છઠા અધ્યયનમાં પ્રભુજી બતાવે છે, કે—

**भणन्ता अकरेन्ता य बन्धमोक्खपइण्णिणो ।**
**वायाविरियमेत्तेण समासासेन्ति अप्पयम् ॥**

**भणन्ता अकरेन्ता य** એટલે સાચું છે બોલે છે, પણ આચરણ કરતા નથી **बन्धमोक्खपइण्णिणो**–મુખથી બંધ અને મોક્ષની વાતો કરે છે તે **वायाविरियमेत्तेण** તે તેનું બોલવા માત્રથી છે, અને **समासासेन्ति अप्पयम्**– પોતાના આત્માને આશ્વાસન આપે છે અને ચર્ચા કરીને જગતને પણ ગળાવી મૂકે છે

એક કવિએ કહ્યું છે—

ચર્ચા કરીને ગગન ગજાવ્યુ રે,
બહુ અન્યને બોલી બતાવ્યુ રે,
શઠ મનને નવ સમજાવ્યુ રે,
અતિ લુખું રે, ભીતર હજી ન ભીંજાયુ
જે બુદ્ધ જનોએ બતાવ્યુ

અંતરથી ભેદ જ્ઞાન થયા વિનાનુ જ્ઞાન લુખુ છે એવી ચર્ચા કરે કે ગગન ગાજી ઊઠે અને હૃદય પણ ધ્રુજી ઊઠે, પણ એણે શઠ એવા મનને સમજાવ્યુ નથી "અતિ લૂખુ રે ભીતર હજી ન ભીંજાયુ" અંતર એવુ લૂખુ રાખ્યુ, કે પોતે બીજાને પડકાર કર્યો, પણ પોતાનુ હૃદય જરા પણ ભીંજાયુ નહિ ગૌતમી મુખે તો બંધ અને મોક્ષની વાતો કરે છે જે સાભળતા આપણે પણ આશ્ચર્યચકિત બની જઈએ અને વળી કહે છે, કે અમારા મતમા આવો તો હથેળીમા મોક્ષ છે એ બધુ એક બોલવા માત્ર, ભણવા માત્રથી છે બોલે છે પણ વર્તનમા કાંઈ મૂકયુ નથી બંધ અને મોક્ષની વાતો કરે તે બિચારા વચન માત્રનુ વીર્ય ફોરવી રહ્યા છે, અને એમના આત્માને શિખામણ આપીને રાજી–ખુશી કરે છે. અને પાછા બોલે છે, કે ધર્મ નિમિત્તે હિંસા કરતા કાંઈ પાપ નથી લાગતું. આવુ બોલનારાઓ માર્ગને પામ્યા જ નથી સમજજો, પાપ તે પાપ છે પછી ભલે તે ધર્મ નિમિત્તે કે સંસાર નિમિત્તે હોય, પણ જે પાપને પાપ માને છે, તેને જ અમે વીતરાગના સાધુ કહીએ છીએ આવા સાધુ થયા પછી તેર કારણે કાંક્ષા મોહનીય કર્મને વેદે છે તે વિવેચન ચાલી રહ્યુ છે "મતાંતરેહિં" મતમતમા ફરક કેમ? એક મતવાળા અને બીજા મતવાળા પણ કહેવાય, ત્યારે જૈન શાસનમા તો એક જ મત છે ફરક કેમ? આચાર્ય

બોલવાથી બીજાને આઘાત થાય, તેવા વચન બોલવા નહિ. ચાર પ્રકારના ક્રોધ, માન, માયા અને લોભે કરીને આ જીવ અસત્યનુ આચરણ કરે છે માટે ભગવાન કહે છે, કે પથ્યકર, હિતકર મીઠુ મધુરુ બોલો, જેથી તમારી જીવનસુધારણા થાય કુદરતે બે હાથ, બે કાન, બે પગ વગેરે આપણને આપ્યા છે પણ આપણને જીભ એક મળી છે એનુ કારણ શુ ? જીભ તો એક છે પણ એના ચોકીદાર ૩૨ છે એમાં બે ચોકીદાર હોઠ એવા જબ્બરદસ્ત છે કે તેણે બે હોઠની વચ્ચે જીભને રાખી છે છતા પણ તે જીભ બોલી પણ બગાડે અને ખાઈ પણ બગાડે અત્યારે જેટલા સપ્રદાયો કે મતો નીકળ્યા છે, ત બધા એક જીભડીના કારણે જ નીકળ્યા છે માટે જીભને ખૂબ જ વશ રાખવી જોઈએ ઉત્તરાધ્યયનસૂત્રના છઠા અધ્યયનમાં પ્રભુજી બતાવે છે કે—

> भणन्ता अकरेन्ता य बन्धमोक्खपइण्णिणो ।
> वायावीरियमेत्तेण समासासेन्ति अप्पयम् ॥

भणन्ता अकरेन्ता य એ હ ભણે છે બોલે છે, પણ આચ ણ કરતા નથી बन्धमोक्खपइण्णिणो-મુખથી બધ અને મોક્ષની વાતો કર છ ત वायावीरियमेत्तेण વે તેનુ બોલવા માત્રથી છ અને समासासेन्ति अप्पयम्- પોતાના આ માન આશ્વાસન આપ છે અન ાવા કરીને જગતને પણ (ાવા મૂકે ‹

અ ઝ્રિશ્ર ‡ ‹—

ચર્ચા કરીને ગગન ગજાવ્યુ રે,
બહુ અન્યને બોલી બતાવ્યુ રે,
શઠ મનને નવ સમજાવ્યુ રે,
અતિ લુખું રે, ભીતર હજી ન ભીજાયુ
જે બુદ્ધ જનોએ બતાવ્યુ

અંતરથી ભેદ જ્ઞાન થયા વિનાનુ જ્ઞાન લુખુ છે એવી ચર્ચા કરે કે ગગન ગાજી ઉઠે અને હૃદય પણ ધ્રુજી ઉઠે, પણ એણે શઠ એવા મનને સમજાવ્યુ નથી "અતિ લૂખુ રે ભીતર હજી ન ભીજાયુ" અતર એવુ લૂખું રાખ્યુ, કે પોતે બીજાને પડકાર કર્યો, પણ પોતાનુ હૃદય જરા પણ સીંજાયુ નહિ ગૌતમી મુખે તો બધ અને મોક્ષની વાતો કરે છે જે સાભળતા આપણે પણ આશ્ચર્યચકિત બની જઈએ અને વળી કહે છે, કે અમારા મતમાં આવો તો હથેળીમા મોક્ષ છે એ બધુ એક બોલવા માત્ર, ભણવા માત્રથી છે બોલે છે પણ વર્તનમા કાઈ મૂકયુ નથી બધ અને મોક્ષની વાતો કરે તે બિચારા વચન માત્રનુ વીર્ય ફોરવી રહ્યા છે, અને એમના આત્માને શિખામણ આપીને રાજી–ખુશી કરે છે, અને પાછા બોલે છે, કે ધર્મ નિમિત્તે હિસા કરતા કાઈ પાપ નથી લાગતું આવુ બોલનારાઓ માર્ગને પામ્યા જ નથી સમજજો, પાપ તે પાપ છે પછી ભલે તે ધર્મ નિમિત્તે કે સસાર નિમિત્તે હોય, પણ જે પાપને પાપ માને છે, તેને જ અમે વીતરાગના સાધુ કહીએ છીએ આવા સાધુ થયા પછી તેર કારણે કાક્ષા મોહનીય કર્મને વેદે છે તે વિવેચન ચાલી રહ્યુ છે "મતાતરેહિ" મતમતમા ફેરક કેમ? એક મતવાળા અને બીજા મતવાળા પણ કહેવાય, ત્યારે જૈન શાસનમા તો એક જ મત છે ફરક કેમ? આચાર્ય

મહારાજ સિદ્ધસેન દિવાકર એમ માનતા હતા, કે કેવળજ્ઞાન અને કેવળદર્શન એક સાથે જ હોય છે ત્યારે આચાર્ય ભદ્ર ગણી એમ માનતા હતા કે કેવળજ્ઞાન અને કેવળદર્શન એક સાથે ન હોય એવી શંકા કરીને જીવો કાંક્ષા મોહનીય કર્મને વેદી રહ્યા છે ભગવાન ખુલાસો કરતા એમ કહે છે, કે જે મત આગમના અનુસારે હોય તે મત સત્ય છે, કારણ પન્નવણા સૂત્રના ૩૨ મા પદમાં નાથે એમ કહ્યું છે, કે जं समयं जाणइ तं न पासइ— જે સમયે કેવળીઓ જાણે છે તે સમયે કેવળીઓ દેખતા નથી. જેને મતમાં શંકા ઉત્પન્ન થઈ છે તેને પ્રભુજી કહે છે, કે ' न मे पक्षपातो वीरे ભગવાન વીરનું શાસન પક્ષપાતવાળું નથી, કારણ જ્યાં પક્ષપાત છે ત્યાં પક્ષઘાત છે પક્ષઘાતવાળા લકવાવાળાનું એક અંગ ખોટું પડી ગયું હોય તેને દરેક કામમાં કેટલી મુશ્કેલી ભોગવવી પડે ! તેનું અર્ધું અંગ નકામું થઈ જાય છે તેનાથી કંઈ પણ કામ થતું નથી જ્યાં જુઓ ત્યાં સંપ્રદાયો વધી મતો વધી પડયા છે સંપ્રદાય ભલે હોય, પણ જો સંપ્રદાયવાદ લાગુ પડે તો પક્ષાઘાત થાય. જો એક અંગ નબળું હોય તો બીજું પણ નબળું પડે. પણ બંને અંગ સતેજ હોય તો કામ પણ સુંદર કરી શકે માટે દરેક મુમુક્ષુએ કોઈનો પક્ષ ખેંચવો નહિ સમજણ વિનાની હા છે તે ખોટી છે

દૃષ્ટાંત-એક ગુરુ હતા તેમને બે શિષ્ય હતા, બન્ને અભિમાનના પારા હતા. 'પેલો જાણે છું " અને " ચેલો જાણે છું યાદ રાખજો, કે અહંભાવે જે બગાડયું છે તે બીજાએ

નથી બગાડ્યું બધુઓ! જો આ રીતે જીવન ગુજારીશુ તો ક્યાયે ઠેકાણુ પડે તેમ નથી વકીલ એમ જાણે છે કે હું કરીશ તેમ થાય છે બેરિસ્ટર, ડોકટર, સઘના મોવડીઓ, પ્રમુખ વગેરે એમ જાણે, કે જેવી અમે પ્રમુખની પદવી દીપાવી તેવી બીજા કોઈએ દીપાવી નથી. દીકરામા, દીકરીમા, વહુવારુ-ઓમા, ગુરુઓમા, શિષ્યમા—જ્યા જુઓ ત્યા આની જ ઉધઈ લાગી છે, કારણુ મનુષ્ય ગતિમા એનુ રાજ્ય પ્રવર્તે છે એક માન અને બીજુ મૈથુન શાસ્ત્રકારો અલ્પ બહુત્વ કરતાં કહે છે, કે મનુષ્ય ગતિમા આ બેની બહુલતા છે માટે સાવ-ધાન રહેવાની જરૂર છે, નહિ તો આપણુ ગાડુ ઊધુ વળી જશે આ શિષ્યો એટલા બધા અભિમાની, પેલો જાણે કે હું વિનય કર, બીજો જાણે કે હુ કરુ, તેથી મારો કહેવાઉ. વિનય—સેવા કરવાની ભાવના ઉમદામા ઉમદા છે, પણ જોડે ગટર લાગુ પડેલી છે સદ્વિચારનુ પાણી કયા જાય છે? ગટરમા જો બગીચામા જાય તો ફળ આપે ત્યારે આપણે તો એવુ નથી ને? ગુરુ મહારાજની તબિયત બહુ સારી નથી કળતર બહુ થાય છે આચારાગસૂત્રના બીજા શ્રુતસ્ક-ધમા પ્રભુ બોલ્યા છે, કે શ્રમણ એટલે સાધુ સાધુ એટલે શ્રમ-જીવી શિષ્યની પણ સેવાને ન ઇચ્છવી આ મુનિપણાનુ પ્રથમ કર્તવ્ય છે સગમે ભગવાન મહાવીરને ઘણા ઉપસર્ગ આપ્યા. તે સાભળતાં પણ આપણને અરેરાટી ઉત્પન્ન થઈ જાય જોજો હો, સગમ ઉપસર્ગ આપે છે તે વખતે શક્રેન્દ્ર કહે છે, કે પ્રભુ! હવે આપને ઘોર ઉપસર્ગ પડવાના છે, માટે આપ આજ્ઞા આપો તો હાજર રહુ પ્રભુ પોતાની લાક્ષણિક અને મીઠી મધુરી

ભાષામાં જકડાતો જવાબ આપે છે, કે ઇન્દ્ર, તીર્થંકરો કોઈની સહાય ઇચ્છતા નથી, કારણ શૂર', 'વીર' અને 'ધીર'—એ ત્રણનું લેબલ લાગ્યું છે કર્મને કાપવામાં ભગવતો 'શૂરા' છે 'વીર'—આત્માના સ્વરૂપને પ્રાપ્ત કરવા માટે, વીર રસને ઉત્પન્ન કરી વીરપણું ઉત્પન્ન કર્યું 'ધીર' જે પુરુષ પરિષહ-ઉપસર્ગને સહન કરે તે 'ધીર'' 'યુદ્ધે શૂરા વાસુદેવ' વાસુદેવને યુદ્ધમાં શૂરા કહ્યા છે 'તપે શૂરા અણગાર છે' ક્ષમામાં શૂરા અરિહંત વીતરાગ છે ત્યારે ભગવાનને ત્રણ લેબલ લાગ્યાં । શૂર વીર ને ધીર ભગવાનને ઉપસર્ગ પડ્યા ત્યારે ઇન્દ્ર કહ્યું, કે આપની સેવામાં હાજર રહીએ બંધુઓ સમજ્યા! ભમતાં છો ને? આપણે પણ પ્રભુજીના આદર્શને અપનાવતાં શીખીએ, તો જરૂર જીવનસુધારણા થાય. નાથ કહે છે કે મુક્તિને પ્રાપ્ત કરવી તે જ ધ્યેય છે એક કલાક નવકાર મંત્ર ગણવાની વાત કરી ત્યાં તો કેડ-માથું દુખે, પણ દુકાને ૨૪ કલાક કામ કરતાં ન દુખે

તીર્થંકર દેવ કેટલા ગુણસ્થાનક સ્પર્શે? બોલો! શું બોલીએ? બંધુઓ! દીકરાનું નામ પૂછીએ તો જલ્દી બોલો ત્યારે તીર્થંકર દેવ કેટલા ગુણસ્થાનક સ્પર્શે? ૪, ૬, ૭ ૮, ૯, ૧૦ ૧૨ ૧૩ ૧૪ બાકીના પાંચ ન સ્પર્શે ૫ મું ગુણસ્થાનક કાયરનું છે શૂરવીરો તો મેદાનમાં છે તો તમે કયાં છો? આવા બ વીરના દીકરા થઈ પીછે-હઠ કરો, તો આપણું શું થાય? આપણે બોલીએ છીએ કે શ્રમણ ભગવાન મહાવીર સિદ્ધાર્થનો લાડીલો ઘેર લાડી વાડી તમારા

જેટલી મિલકત ન હતી ? હતી, છતા પણ એ મહાન પુરુષ લાત મારીને નીકળી ગયા, કારણુ બાલ્ય વયમા સુસસ્કાર સાથે લઇને આવ્યા છે અને પાછા માતાએ પણ કેવા હાલરડા ગાયા છે, કે–હે દીકરા !

થાજે દુનિયામા વીર, બનજે ધીર–ગભીર આજે,
દુનિયામા વીર બનજે,
ધીર–ગભીર બની જગતના મોહને જીતીને,
જૂઠા જગતના મોહ ત્યજીને,
સસારના સુખ તુચ્છ સમજીને,
રાજરમણીના સુખ, તેને માની લેજે દુ ખ,
સયમ લઇને આ જીવન દીપાવજે,
સૂતેલા વિશ્વને જગાડજે

આ ત્રિશલા માતાના હાલરડા ત્યારે, બેનડીઓ તમારાં હાલરડા કેવા ? દીકરો આવ્યો હસી ને પાટલો ગયો ખસી નાથ કહે છે, કે બાબો સૂઈ ગયો છે તેને ઉઠાડો અરે આ દેહ–દેવળિયામા પડેલો અજ્ઞાની જીવ બાબો છે ત્યારે વીર-વાણીના હાલરડા ગાઈને અમારા મોઢા દુ ખવા આવ્યા, તો યે બાબો જાગતો નથી ગુરુ મહારાજની તબિયત બીમાર છે ભગવાને તો શિષ્યો પાસે પણ સેવા કરાવવાની ના પાડી, તો ગૃહસ્થ પાસે તો કરાવવી જ ન જોઇએ બ નેને વિનયની ભાવના છે, પણ અભિમાન છે સાજે ગુરુના પગ દબાવે છે ત્યારે એકનુ નામ ધાધલિયો અને બીજાનુ નામ ધમાલિયો ધાધલિયો ધાધલ કર્યા કરે અને ધમાલિયો ધમાલ કર્યા કરે અત્યારે આ જ રીતે ધાધલ અને ધમાલ ચાલી રહી છે ધાધલિયા

શિષ્યે વિચાર કર્યો કે એક પગ મારે અને એક પગ ધમોલિયાએ દાબવો બને જણા પગને વળગ્યા ગુરુ ખૂબ શાંત અને ગંભીર છે હવે ધાધલિયાને હુકમ કાની હાજત થઈ ધમોલિયાને તે કહે છે કે 'હું જાઉં છું પણ પગને આંચ ન આવે' ધાધલિયો ગયો. ગુરુ મહારાજ કહે છે, કે 'આ પગવાળો ક્યાં ગયો? મને ખૂબ જ કળતર થાય છે આ પગ દબાવો.' ધમોલિયાને પગ દબાવતો જોઈને ખૂબ ગુસ્સો ચડ્યો અરે! મારો પગ તું દબાવે છે? મારા પગને તું કેમ દબાવે છે? મારા પગને અડક્યો જ કેમ? ધમોલિયો કહે છે કે ગુરુ મહારાજને ખૂબ જ કળતર થાય છે માટે દબાવું છું તું મારા પગને અડક્યો તો હું તારા પગને બતાવી દઉં ત્યારે ધાધલિયાએ ડફણા મારવા માંડ્યા, ત્યારે પેલાએ પણ મારવાનું શરૂ કર્યું બન્નેમાંથી એકે ન સમજ્યા કે મૂળ તો ગુરુ મહારાજ છે એનો વિચાર બેમાંથી એકે યે ન કર્યો. ગુરુ લૂલા થઈ ગયા. એમ રાષ્ટ્રની અંદર સંઘની અંદર જો ધાધલિયા જેવા પાકે તો મૂળશાસન સમાન ગુરુને નુકસાન થાય. રાષ્ટ્ર રાષ્ટ્ર લડે તો નુકસાન કોને થાય? ઘરઘરમાં લડે તો કુટુંબમાં નુકસાન થાય માટે ભગવાન કહે છે કે ભાઈઓ! તમે ન લડશો, મત-મતાંતરમાં ખેંચાઈને આગમને ન ભૂલશો. પેલો કહે છે, મારો મત સાચો, બીજો કહે, કે મારો મત સાચો ત્યારે પન્નવણામાં નાથ ખુલાસો આપે છે, કે જાણવાનો અને દેખવાનો સ્વભાવ જુદો છે "ण गोतमेति" ભગવાને શાસ્ત્રમાં ગાંગેયના અને પોતાના કંપાયના ભાંગા, હિંસાના ભાંગા બતાવ્યા, ત્યારે ઘણા ભાંગા

ભાગામા અન્તર ભગવતી સૂત્રમાં ચાર પ્રકારના ભગ બતાવ્યા છે. (૧) દ્રવ્યથી હિંસા, ભાવથી નહિ. (૨) ભાવથી હિંસા, દ્રવ્યથી નહિ (૩) દ્રવ્યથી-ભાવથી હિસા નહિ (૪) દ્રવ્યે અને ભાવે હિસા આ ચાર ભગ બતાવ્યા એમાં કોઈ આચાર્ય ત્રિભગ, દ્વિભગ, ચાર ભગ માને છે એમા કોઈ કહે, કે, દ્વિભગ સાચો એમા શકા ઉત્પન્ન થાય તેનો ન્યાય બતાવતા નાથ કહે છે, કે ઈર્યા સમિતિથી યતનાપૂર્વક ચાલતાં, ઉપયોગપૂર્વક ચાલતા સાધુના પગની નીચે કોઈ કીડી વગેરે મરી જાય તો દ્રવ્યહિસા છે, પણ ભાવહિસા નથી એક શિષ્ય અને ગુરૂ ગૌચરી જઈ રહ્યા છે ત્યારે ગુરૂના પગમાં મૃતક દેડકીનુ કલેવર આવ્યુ ગુરૂ શિષ્ય સાજના સમયમાં પ્રતિક્રમણ કરી રહ્યા છે, તે વખતે શિષ્યે કહ્યુ, કે ગુરૂદેવ! દેડકી કચરાઈ છે તો પ્રાયશ્ચિત લ્યો આ કહેવાનો અધિકાર શિષ્યનો નથી, છતા ભાન ભૂલેલો શિષ્ય વારંવાર કહ્યા કરે છે, કે પ્રાયશ્ચિત લ્યો, પ્રાયશ્ચિત લ્યો ગુરૂ કહે છે, કે ભાઈ! હુ ઉપયોગપૂર્વક ચાલતો હતો, છતા કલેવર આવી ગયુ શિષ્ય કહે છે, કે પરને દડ આપો છો, પણ પોતાને લેવો નથી ગુરુ કહે છે, કે પ્રાયશ્ચિત સત્યનુ હોય કે અસત્યનુ? ગુરુ શાત હતા, પણ શિષ્યના નિમિત્તથી ગુસ્સો ચડયો અને કહેવા લાગ્યા, કે જ્યારથી ગૌચરી જઈને આવ્યા ત્યારથી માથુ ખાઈ જાય છે બધુઓ! જેમ તમને વિનયવાન દીકરા -દીકરી મળવા મુશ્કેલ છે, એમ વિનયવાન શિષ્ય મળવા પણ દુર્લભ છે જ્યા સુધી રાણી સાહેબ નથી આવ્યા ત્યા સુધી તો માતા-પિતાના પડતા બોલ ઝિલાતા હોય, પણ જ્યાં

શણી સાહેબ આવ્યા તો મોટા ભાગે મા-બાપને My servant (નોકર) કહીને બોલાવે; માટે એવુ જ્ઞાન આપો, કે આ ભવ અને પરભવ-બન્ને ભવ સુધરે ગુરુ મહારાજ કહે છે, કે શા માટે ઉતાવળો થાય છે? ત્યાં શિષ્ય શુ બોલે છે! કાંઇ તમારા વચનથી બહકી જાઉં તેવો નથી, ગુરુ મહારાજ! પાપનું પ્રાયશ્ચિત લ્યો ઉ૦ સૂત્રના પહેલા અધ્યયનમા ભગવાન બોલ્યા છે કે મિउंपि चण्डं पकरेन्ति सीसा' માખણ જેવા કોમળ, પ્રકૃતિએ સુવાળા ગુરુને પણ ક્રોધી બનાવે છે, અને એક એવા શિષ્યો હોય છે, કે ક્રોધી ગુરુને પણ કોમળ શાંત બનાવી દે છે આ શિષ્ય આખો દિવસ અને રાતે પણ જીવ ખાઈ ગયો, ત્યારે રજોહરણ શા માટે છે એ લક્ષ ભુલાઈ ગયુ અને ગુરુ શિષ્યની પાછળ દોડયા પણ થાભલા સાથે માથું પછડાતાં ગુરુને વાગ્યુ એ વખતે ક્રોધના આવેશમાં આયુષ્યનો બંધ પડયો અને મરીને તિર્યંચ યોનિમા ચંડકૌશિક સર્પપણે ઉત્પન્ન થયા નામ કહે છે, કે જેની તિજોરી ભરેલી છે તેને તિજોરી પર ખૂબ આસક્તિ-ભાવ હોય છે તે મરીને ફણીધર સર્પ થાય છે એક મોટા સદ્ગૃહસ્થ હતા. ધન ઘણું અને ઘરમા પતિ-પત્ની બે જ હતા, પણ લોભના લાલા હતા. ખાવામા તેલ ને ચોળા ખાય. રૂપિયા લઈને બજારમા જાય અને પસીનો વળે તો કહે- રોઈશ મા, તને વટાવુ તે ધનની આસક્તિમા મરીને તિજોરી ઉપર ફણીધર થયા. થોડ કાળ વ્યતીત થયા પછી એક વખતે તેમની પત્નીને થયું કે-લાવ, તિજોરી ખોલુ તેમા શુ છે? જ્યા ખોલવા ગઇ ત્યાં તો સર્પ ફૂ, ફૂ કરવા માંડયો. સ્ત્રી તો ભાગી તો ભાગી, બાપનુ

નામ લઈને ગઈ સ્ત્રી પણ મરીને તિજોરી ખોલવાના ભાવમા નાગણીપણે ઉત્પન્ન થઈ આ આપના ઉપર ઉતારવાનુ છે નિર્ધણીયાનુ ધન કયા જાય? સરકારમા શેઠની પાસે પૈસો ઘણો હતો, એટલે બંનેના મરી ગયા પછી અમલદારો આવ્યા અને જેવુ ધન લેવા જાય છે ત્યા નાગ ને નાગણી દીઠા. તેમનુ શુ ગજુ ! તે પણ ભાગી ગયા પર્યુષણ પર્વ આવે છે માટે ધનની આસક્તિ છોડો પર્યુષણ પર્વના પાચ કર્તવ્ય છે (૧) અમારી પડહ (૨) સાધર્મી વાત્સલ્ય (૩) અઠ્ઠમની તપશ્ચર્યા (૪) જેમ બને તેમ સદ્કર્તવ્યમા સમ્યક્ જ્ઞાન, દર્શન અને ચારિત્રમા સમયનો સદુપયોગ કરવો (૫) ખમતખામણા આ પાચ કર્તવ્યમા મારુ ગાના ભાઈઓ કેટલા આગળ વધે છે તે જોઈશુ ત્યા સુધી ભાવ કહેવાયા બાકી અવસરે કહેવાશે

---

## વ્યાખ્યાન ૪૨ મું

[ સોમવાર, શ્રાવણ વદિ ૧૨ ]

રાયપસેણીય સૂત્રનો અધિકાર ચાલી રહ્યો છે માણુસને જ્યા સુધી પોતાનુ કર્તવ્ય ન સમજાય ત્યા સુધી તે પોતાના વાસ્તવિક સ્વરૂપને પ્રાપ્ત કરી શકે નહિ આ જીવનનુ પ્રધાન કર્તવ્ય છે સમ્યગ્ દર્શનની પ્રાપ્તિ આ માનવભવમાથી જ ઘણા સમ્યગ્ દર્શનને પ્રાપ્ત કરી ગયા છે, અને ત્યા બેઠા બેઠા ત્રિકાળ–નાથને નિહાળી

રહ્યા છે એક બાજુ દેવાધિદેવ છે અને બીજી બાજુ કિંમતને સમજી ગયેલા સૂર્યાભદેવ છે જગતની અંદર દેવો તો ઘણાય જોયા, પણ દેવાધિદેવની તોલે આવે એવા એકય ન જોયા ભાવ ભગવાનને નિહાળતા શું બોલે છે!

"આ તો દેવાધિદેવ કહેવાય, દીવો શાસનનો,
જેના દર્શને પાપો ધોવાય, દીવો શાસનનો.

ભગવાનને જોતા ભક્તનું હૃદય કેવું તરંગિત થઈ ઉઠે છે! તરંગે ચઢીને ઋદ્ધિનું ભાન ભૂલીને તે પ્રભુના વચનને સાંભળી રહેલ છે હે પ્રભુ! હે મારા નાથ! આ સૂર્યાભ ભવ્ય છે કે અભવ્ય? આ સૂર્યાભ સમ્યક્ત્વી છે કે મિથ્યાત્વી?' જુઓ સ્વરૂપને જાણવાની તેને કેટલી તાલાવેલી છે! ચિત, ઘન આનંદને જાણવાની શી ઉત્કંઠા! ભગવાન કહે છે, "સૂર્યાભ! તે સમ્યગ્ દર્શનની પ્રાપ્તિ કરી લીધી છે અને સમ્યગ્ જ્ઞાનને પણ તે પ્રાપ્ત કરી લીધું છે ચિત્ એટલે જ્ઞાન અને ઘન એટલે સમૂહ જ્ઞાનનો સમૂહ તેનું નામ ચિદ્ઘન. તેની પણ ઝાંખી હે સૂર્યાભ! તને થઈ ચૂકી છે પૂર્વ જે તે પ્રાપ્ત કર્યું ન હતું તે તે પ્રાપ્ત કરી લીધું છે આ સાંભળતા સૂર્યાભદેવના હૈયામાં કેવા હર્ષના ધોધ ઉછળ્યા હશે! કોઈના ઘરે વર્ષો સુધી પારણું બંધાયું ન હોય અને પુત્રજન્મ થાય તો તેને કેટલો આનંદ ઉપજે? 'હે સૂર્યાભ! તું સમ્યગ્ દૃષ્ટિવાળો છે મિથ્યા દૃષ્ટિવાળો નથી" આ સાંભળતા જ સૂર્યાભનો ઉલ્લાસ ઉછળી રહ્યો છે કારણ કે સમ્યગ્ દર્શનનો મહિમા આહ્લાદક છે એ જો એક

વખત આત્માને સ્પર્શ કરી જાય તો પછી અન્ય સુખો જારના રોટલા જેવા તુચ્છ લાગે, અને સ્પર્શ થયા પછી પણ વિઘ્નો તો ઊભેલા જ છે લક્ષ્મીવાનને અસાવધ રહેતાં જેમ લુ ટાઇ જવાનો ભય છે, તેમ સમ્યગ્દર્શીને પણ ભય છે સમ્યગ્-દર્શન એ તો સતીપણા જેવુ છે. સતી જેમ સ્વામીને સર્વસ્વનુ અર્પણ કર્યા પછી છોડે નહિ તેવુ સમ્યગ્ દર્શનનુ છે. સ્પર્શ્યા પછી કદાચ એ અવળો પડી જાય તો પણ તે તેને છોડે નહિ, કારણ કે સોયમા દોરો પરોવાઈ ગયો છે આત્મારૂપી સોયની અદર સમ્યગ્ જ્ઞાનનો દોરો પરોવાઇ ગયો છે માટે તે ખોવાય નહિ અને જો ખોવાઈ જાય તો તરત મળી પણ જાય.

"દર્શન મોહ વ્યતીત થઇ ઊપજ્યો બોધ જે,
દેહ ભિન્ન કેવળ ચૈતન્યનુ જ્ઞાન જો,
તેથી પ્રક્ષીણ ચારિત્ર મોહ વિલોકીએ,
વર્તે એવુ શુદ્ધ સ્વરૂપનુ ધ્યાન જો"—અપૂર્વ અવસર૦

દર્શનમોહ ગયા પછી જે જ્ઞાનગગા પ્રગટે, તે શાનો બોધ કરે? 'દેહ તે હુ નહિ' દેહાધ્યાસે આ શરીરને પોષ્યુ છે માટે જેમ જેમ દેહાધ્યાસ છુટતો જાય, તેમ તેમ આત્મા વધુ ને વધુ જ્ઞાન પ્રત્યે ઢળે શિષ્ય પ્રશ્ન કરે છે, કે "હે ગુરુદેવ! દર્શનમોહ કોને કહેવાય?" કર્મના નિમિત્તે વર્તમાન પર્યાયમા જે પરિણુતિ થાય તેમા મમત્વ ભાવ તે દર્શનમોહ એવુ શાસ્રકારો કહે છે આવું તમે કોઈ દિવસ સાભળ્યુ છે? અનાદિ કાળથી રખડપટી કરી તે કોના કારણે? એક વખત

સોટી વાગે, બે વખત વાગે, અનેક વખત વાગે છતાં ન સમજે, તેને કેવો કહેવો? નંદીસૂત્રમાં ભગવાને ૧૪ પ્રકારના શ્રોતાઓ ગણાવ્યા છે

"सेलघन कुडग चालणी परिपुणग हंस महिस मेसे य।
मसग जलूग बिराली जाहग गो भेरी आभिरीसा॥

सेलघन એટલે પથ્થર એના પર ૨૪ કલાક મુશળધાર વરસાદ વરસે તો ય એ ભીંજાય? એ તો કોરો જ રહે. તેમ ભવ્યની અંદર પત્થર જેવા આત્માઓ પડયા છે અભવ્ય તો કોરડુ મગ જેવા છે બહેનો! તમે મગને ખૂબિમા સિઝાવો તો ય તે તેવા ને તેવા જ રહે છે ને? કોરડુ મગને લાખ બાફેલુ બાફો તો ય તે કુણો ન પડે એવી જ રીતે અભવ્ય આત્મામાં મોહનીય કર્મની ૨૬ પ્રકૃતિ સત્તામા છે, તો તેમા કુણાશ કયાથી આવે? કદાચ મગજ તો ન થાય, પણ એ સતના સમાગમમાં આવે તો ય અંતર ન ભીંજાય માટે એવાને ભગવાને કોરડુ મગની ઉપમા આપી. ભવ્યમા પણ એવા ઘણા પથ્થર જેવા પડ્યા છે જેના પર વીરવાણીના ધોધમાર વરસાદ વરસે તો ય પલળે નહિ કેટલાક ફૂટેલા ઘડા જેવા હોય છે નેવાં નીચે મૂકે તો પાણીથી છલોછલ ભરાઈ જાય, પણ તળિયામાં છિદ્ર હોવાથી તરત ખાલી થઈ જાય. ભગવાન કહે છે કે કેટલાક શ્રોતાઓ એવા હોય છે કે જ્યારે વ્યાખ્યાન સાંભળતા હોય ત્યારે રસબસભર્યા દેખાય પણ ઊઠે ત્યારે ખાલીખમ. તેઓ એમ માનતા હોય છે, કે મહારાજનો ધર્મ છે કહેવાનો અને આપણો ધર્મ છે સાંભળવાનો ત્યારે શું મહારાજ નવરા

છે ? ના ઉપદેશને શ્રવણુ કરનારમાં જો એકને પણુ અસર થાય તો મહારાજને લાભ જ છે બોલો, લાભ છે કે નહિ ? અને કદાચ ન થાય; તો પણુ અમારે તો નગદ નાણુા છે. આ તો સદ્ધર પેઢી છે. અહીં ખોટના વેપારને સ્થાન જ નથી. અમને તો ધણીની ખાતરી છે તમે જો નાણું ભરો, તો તમને જરા પણુ ખોટ નથી છે ખાતરી ? સમય તે નાણુ છે, નાણુ તે ટાણું માટે જો તમારા સમયનુ નાણુ સદુપયોગમા વપરાયું, તો સદ્ધર પેઢીમા જમા થશે આટઆટલુ કહીએ છીએ, આટઆટલી advertisements જાહેરાતો બહાર પાડીએ છીએ, છતા જો તમને સામાયિક, પ્રતિક્રમણુ વગેરે કરવાનુ મન ન થાય તો હવે અમારે શાની જાહેરાત કરવી ! સૂર્યાભદેવ તો પૂર્વે સામાયિક, પ્રતિક્રમણુ, યાવજ્જીવનના છઠ કરી સદ્ધર બેકમાં નાણુા જમા કરી બેઠા હતા અને તે પછી ? વીતરાગની બેન્કના તે મેનેજર થશે. તમે કોની બેન્કના મેનેજર થશો ? આની કંઇ કિમત સમજાય છે ખરી ? તમે પત્ની, પુત્ર, પરિવારની કિમત આકી છે, પણુ ગુરુની કિંમત આકી છે ? નહિ જ. જેણે કિમત આકી તે પામી ગયા રાયપશેણીય સૂત્રમા એક સૂર્યાભદેવનો પૂર્વ ભવ અને બીજો દેવનો ભવ અપૂર્વ વાણીમાં વર્ણવ્યો છે 'જાણી તેણે માણી, માણી તેની કમાણી ' તમે ખોટનો વેપાર કરી રહયા છો યાદ રાખજો, એ પેઢી તમને તારવાની નથી માટે સત્યના શરણુા લેતા થઈ જાઓ જે સમયે ખોળિયામાથી આત્મા નિકળશે તે વખતે તમારી રમણી તમારા પડખે પળ વાર પણુ ઊભી નહિ રહે અરે ! શુ કહેશે ? " જરા ઊભા રહો, મારે વિલ પર સહી કરાવવાની છે "

પણ તેને ક્યાં ખબર છે, કે સહી કરનારો તો ક્યારનો ય ઊપડી ગયો છે—અગોચરના માર્ગે! માટે, વિચારો. તમારા સબંધો કોની સાથે છે? દેહની સાથે છે? ના. રસ્તામાં કોઈ લોહી નીકળતા રક્તપિત્તિયાને જુઓ છો ત્યારે તેના પર તમને દયા આવે છે. બીજાને દુઃખી જોઈને તમારા હૃદયમાં કરુણા ઊપજે છે. પણ પોતાની દયા હજી આવી નથી. જો આવી હોય, તો રોનક બદલાઈ જાય. તમે અમારી પાસે શા માટે આવ્યાં છો? પૈસા, છોકરાઓ માટે? ના. જો એ, તે માટે આવ્યા હો, તો તે અમારા વીતરાગ ભગવાને હેય બતાવેલ છે એ તો અમે છોડવાનાં, છોડવાના અને છોડવાના જ. ક્દાચ આ વાત તમને ભારે પણ પડી જાય. ડૉક્ટરનો ડોઝ દર્દીને કોઈક વાર ભારે પડી જાય છે. પણ ડૉક્ટર તો દર્દીના હિતમાં જ તેના પર દયા લાવી, આકરો ડોઝ દે છે; કારણ કે ડૉક્ટરને તો રોગ કાઢવો છે. તેમ અમારું લક્ષ્ય પણ તમારા રોગને દૂર કરવા પર છે. અપૂર્વ મહાત્મ્યથી ભરેલા પર્યુષણ પર્વો આવી રહ્યા છે. એમાં તો સંવર અને ત્યાગના પોષ વરસવા જોઈએ. જૈનોએ જેટલું મહત્ત્વ ધનને આપ્યું છે તેટલું મહત્ત્વ સમયરૂપી નાણાંને નથી આપ્યું. તેનું મહત્ત્વ તેમને સમજાયું જ નથી. ધર્મ દેખાદેખીનો નથી. ધર્મ ફરજિયાત નહિ પણ મરજિયાત છે. મહારાજ કહે છે એટલે કરવું એમ? ના. મહારાજ તો અંતરના વૈદ્ય છે. રોગ કાઢવા માટે જે દવા આપે છે તે દવા તમારે ખાવી જોઈએ. તો જ રોગનો નાશ થાય. શિષ્ય પૂછે છે : 'ચારિત્ર મોહનીય કોને કહેવાય? દર્શન મોહ અને ચારિત્રમોહ તેમાં દર નીચની

ત્રણ પ્રકૃતિ અને ચારિત્ર મોહનીયની ૨૫ પ્રકૃતિ છે. જે આત્મા મમત્વ સેવતો હોય, તે મારાપણાની બુદ્ધિ ટળી જતાં, વર્તમાન પર્યાયની અંદર જ ચારિત્રમોહનીયની પ્રકૃતિને વેદતા જે કઇ શુભ કે અશુભ ભાવ ઉત્પન્ન થાય, તેને આત્મા ભૂત, વર્તમાન અને ભવિષ્યકાળનો માને તેને ચારિત્ર મોહનીય કહે છે જ્યારે સમ્યક્ત્વ મોહનીય ઉદયમાં આવે ત્યારે મુનિઓ પણ કાક્ષા મોહનીય કર્મને વેદે છે. હવે જે બોલ બાકી રહ્યા છે, તેની વ્યાખ્યા અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન ૪૩ મું

( મગળવાર, શ્રાવણ વદિ ૧૩ )

રાયપસેણીય સૂત્રનો અધિકાર ચાલી રહ્યો છે જગતના જીવોને તરવાના વિષય, કષાય પર અંકુશ અને અરુચિ–એ ચાર સાધનો છે વિષય પ્રત્યે અરૂચિ કેળવો કષાયો પ્રત્યે અંકુશ લાવો સાચા ગુણો પ્રત્યે અંતરનો પ્રેમ લાવો અને વીતરાગના બતાવેલા ધર્મને અનુસરો ભગવાન કેવી સોનેરી શિખામણ આપે છે! આ બધુ જીવ ક્યારે કરતો થાય? જડ અને ચૈતન્ય વચ્ચેના ભેદનુ જ્યારે જ્ઞાન થાય, ત્યારે જીવને આ બધુ રુચે ભગવાન કહે છે, કે અમે જ્ઞાનીઓ વારવાર પોકારી પોકારીને જે કઈ કહી રહ્યા છીએ, તે તમારા હિત માટે છે આગળ વધવાનાં–પ્રગતિ કરવાના સાધનો ચાર

ગતિમાંથી એક માત્ર માનવભવમાં જ મળે છે આ દેહની ઘણી કિંમત છે આ દેહને વિષય, કષાય અને પ્રમાદમા ડૂબેલો રાખશો નહિ જેટલો રાખશો તેટલુ તમારું પતન વધારે થશે જો પ્રગતિ કરવી હોય, તો માનવજીવનનો સદુપયોગ કરો સુબાહુદેવે ભગવાન પાસેથી આ ચાર માર્ગ જાણી લીધા. આત્માનુ સાચુ જ્ઞાન મેળવીને તેમણે જીવને કૃતાર્થ કરી દીધો. સ્વરૂપને જાણવાવાળા સુબાહુદેવ ભગવાનને પ્રશ્ન કરે છે ' ભગવાન! આ સુબાહુ સમ્યગ્દૃષ્ટિ છે કે મિથ્યાત્વ દૃષ્ટિ?' ભગવાને કહ્યુ, "ભાઇ! તુ સમ્યગ દૃષ્ટિ છે તરવાનાં ચાર સાધનો તે જાણી લીધા છે ' તમારે તરવુ છે કે ડૂબવુ છે? જો તરવુ હોય, તો જે માર્ગ સુબાહુદેવે સ્વીકાર્યો તે તમે પણ સ્વીકારી લો આગળ ભગવાને કહ્યુ છે, કે તેર કારણોને લઇને મુનિઓ કાંક્ષા મોહનીય કર્મ ને વેદે છે તેમાંનુ નયાન્તર કારણ હવે સમજાવે છે માનવજીવન ત્યાગભૂમિ છે ત્યાગભૂમિ પર આવીને, જો રંગભર્યા ન નાચીએ તો ક્યા નાચીશુ? હે ભગવાન! કેટલાક મુનિઓ સમ્યગદૃષ્ટિ પ્રાપ્ત કર્યા પછી પણ કાંક્ષા મોહનીય કર્મને વેદે છે તેનુ શુ કારણ? સાચી દૃષ્ટિ પામ્યા પછી પણ મુનિઓ વમળમા પડી જાય છે જગતની સર્વ વસ્તુઓ નિત્યાનિત્ય છે એકાન્ત નિત્ય નથી તેમ અનિત્ય પણ નથી નિત્ય અને અનિત્ય એ તો વિરોધી ધર્મો છે આ પ્રકારની શંકા મૂંઝવી રહી છે, તો નિરાકરણ કરો "

ને ભગવાન કહે છે, હે મુનિઓ! તમે શંકા-કાંક્ષા-ને વેદશો નહિં બે પ્રકારના નય છે એક દ્રવ્યાસ્તિક અને

બીજો પર્યાયાસ્તિક દ્રવ્યાસ્તિક નયથી વસ્તુ અનિત્ય છે. ભિન્ન ભિન્ન અપેક્ષાએ એકાત દૃષ્ટિથી વસ્તુઓને જુઓ અનેકાંત દૃષ્ટિએ જુઓ જેમ પિતા અને પુત્ર એ બે જુદી જુદી વ્યક્તિઓ છે, છતા પિતાની અપેક્ષાએ પુત્ર છે અને પુત્રની અપેક્ષાએ પિતા છે સ્યાદ્વાદ એ જૈન શાસનનો સિદ્ધાત છે તેને સ્વતત્ર ધર્મ કહે છે, કારણ કે તે સ્વતત્ર હોવા છતા અનેક દૃષ્ટિઓનુ ભાન કરાવે છે. કોઈ બળ્યો જળ્યો આવ્યો હોય અને પ્રભુનો સ્યાદ્વાદધર્મ સાભળે, તો તે ફરી જાય આપણને ઠરવાનુ શાસન મળ્યુ છે, કેટલાં તમારાં સદ્ભાગ્ય કહેવાય! સ્યાદ્વાદ ધર્મમા તમે અવતર્યા છો. ભગવાનનુ શાસન એમ કહે છે, કે તમે સમાધિને પ્રાપ્ત કરો ગૌતમ સ્વામી ભગવાનને પૂછે છે, " હે પ્રભુ! સમાધિ કેવી રીતે થાય?" ભગવાન કહે છે, "હે ગૌતમ! સમાધિ તો ચાર પ્રકારની છે " દશવૈકાલિક સૂત્રમા બતાવ્યુ છે તેમ વિનય સમાધિ, શ્રુત સમાધિ, તપ સમાધિ અને આચાર સમાધિ. પર્યુષણ પર્વનુ ત્રીજુ કર્તવ્ય તપ છે માટે આજે આપણે તપસમાધિની જ વ્યાખ્યા કરીશુ ભગવાને તપશ્ચર્યાના બાર ભેદ બતાવ્યા છે છ પ્રકારના બાહ્ય તપ અને છ પ્રકારનાં આભ્યતર તપ બાર પ્રકારના તપમા અણુસણુ તપને પ્રાધાન્ય આપ્યુ છે ઘણા લોકો એમ કહેતા હોય છે, કે લાઘણો કરવાથી શો લાભ થવાનો હતો? બધુઓ! સયમ અને તપથી દેહનુ દમન નહિ કરો, તો તમારો આ દેહ રોગના દમનથી દબાશે "સયમ અને તપથી આત્માને દમવો ભલો, નહિ તો બીજા વધ ને બધનોથી તે દમાશે " ભગવાન કહે છે, કે પરવશે દમ્યા કરતા સ્વવશે

કર્મો કરશો તો તમારું કલ્યાણ થશે આભ્યંતર તપ વિકસના પાયે થઈ જાય છે પણ બાહ્ય તપ વિના સાધક ન થવાય. ઈન્દ્રિયો ઉછાળો મારતી હોય, શરીરમાં લોહી ઊછળતું હોય ત્યારે અભ્યંતર તપ આચરવું કઠણ થઈ પડે છે. આભ્યંતરને માન આપી બાહ્યને અવગણવું એ ભૂલ છે. એક સમયે ભગવાન મહાવીર સમોસરણમાં બેઠા હતા. ત્યાં શ્રેણિક મહારાજા આવ્યા. આવીને, વંદન કરીને પૂછે છે 'તમારા આ ચૌદ હજાર સાધુઓ અને છત્રીસ હજાર સાધ્વીઓમાં દુષ્કર ઘોર કરણી કરનાર કોણ છે? ભગવાને જવાબ આપતાં કહ્યું, ઘોરમાં ઘોર તપશ્ચર્યા કરનાર ધન્ના અણગાર છે કાળજામાંથી વિકાર જતો રહે, તો બધું શરૂ થાય." આપણે અશક્ત હોઈએ તો આ ન કરી શકીએ. પણ તેમાં વિશ્વાસ તો રાખવો જોઈએ. ધન્ના અણગારે ઘોર તપશ્ચર્યા કરતાં પારણે ઊખડિયા આહાર લીધા છે અમારી બેનડીઓના તો પારણાંય જુદા! અને ઉત્તર-પારણાય જુદા! ઊખડિયા કોને કહેવાય? તમને તો ૨૫ જાતની વસ્તુઓ ખાવા મળે એટલે એના અર્થની કે નામની ક્યાંથી ખબર હોય?

ભગવાન કહે છે પાછો ફર મારો સાધુ ચક્રવર્તી હોય કે દરિદ્રી, પણ અમારી પાસે તે પૂજનીય છે' નીયઠામાં દસ જાતના કલ્પ છે ચક્રવર્તીએ દીક્ષા લીધી હોય તે પહેલા જો તેના નોકરે દીક્ષા લીધી હોય તો નોકરને ચક્રવર્તીએ પ્રણામ કરવા જોઈએ. અહીં તો ન્યાયનો માર્ગ છે પક્ષપાત નથી. ભગવાને મુનિઓને પણ કહ્યું છે કે તમે જ્યારે ઉપદેશ

આપો ત્યારે દૃષ્ટિમાં ફેર ન રાખશો જેવી રીતે તમે ઉત્તમ પુરુષ નરેન્દ્ર ચક્રવર્તીને ઉપદેશ આપો, તેવી જ રીતે ગરીબને પણ આપજો. ચક્રવર્તી આવે તો આગળ ન બેસાડવો. તમે શાના પૂજારી છો ? ન્યાયના કે લક્ષ્મીના ? ધન્ના અણગારને જો સાત લવ આયુષ્ય વધારે હોત તો તે મોક્ષમા ગયા હોત. પણ કર્મ અધૂરા રહ્યા, તેથી સર્વાર્થસિદ્ધ વિમાનમા થાકીને થાક-ખાવા જવુ પડ્યુ એમ શાસ્ત્રકારો કહે છે હે ભવ્યો! તમારા આત્માને દમવો જ શ્રેષ્ઠ છે બોકડાની પેઠે જો તમારાં મોઢાં ચાલ્યા જ કરશે, તો કયા ઉતારા કરવા છે ? આ ભવ કર્મથી હળવા થવા માટે મળ્યો છે, ભારે થવા માટે નથી મળ્યો. એક અશકત મજૂર પાચ મણનો બોજો ઉપાડીને ચાલે ત્યારે વારે ઘડીએ તે થાકી જ જાય ને ? વચમાં વચમા બોજો હેઠો મૂકી તે વિશ્રાન્તિ લે ત્યારે જ તેને હાશ થાય ભગવાનનો જન્મ ચૈત્ર શુદ તેરસનો છે આપણા પરમ પવિત્ર પિતાનું જન્મ કલ્યાણિક વ ચાય છે. **वरं मे अप्पा द तो।** હે આત્માઓ! તમારા આત્માનુ દમન કરો જે ભૌતિક આઝાદી મેળવી છે તેના માટે આનદિત થાઓ છો, પણ સાચી આઝાદી શામાં છે ? સાચી આઝાદી સયમ અને તપથી જ મેળવી શકાય સાચી આઝાદી ન આવે ત્યા સુધી પરદેશી એવા કર્મની ગુલામી વેઠવી જ પડશે મહાત્મા ગાધીજીએ સત્ય અને અહિંસાની લડત ઉપાડી તમને આઝાદી અપાવી તેના કરતાં સરસ આઝાદીનો માર્ગ તમને ભગવાન વીતરાગ બતાવે છે. તમે 'આગે કદમ' કરો, તો આઝાદી મળશે. આ આઝાદી તો એક ભવની છે, પણ ભગવાનના માર્ગની આઝાદી તો

તમને અમર બનાવશે. ભારતની પ્રજાએ સત્ય અને અહિંસાને અપનાવી સ્વતંત્રતા પ્રાપ્ત તો કરી પણ તેનો નિભાવ કોણ કરશે ? એ આઝાદી ટકશે કે નહિ ? એ ટકાવવી મુશ્કેલ છે આજે ઈર્ષ્યાએ આપણું નિકંદન કાઢી નાખ્યું છે નેતા નેતા વચ્ચે ઈર્ષ્યા ! રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે ઈર્ષ્યા. જ્યાસુધી આપણે ન્યાય-નીતિને નહિ અપનાવીએ, ત્યાં સુધી આપણને સાચી આઝાદી નહિ મળે. માટે તપ અને સંયમથી આત્માને દમો એ નહિં દમો, તો પરના બન્ધનથી તમારે દમાવું પડશે. માટે સ્વહાથે દમતા થઈ જાઓ ગૌતમ સ્વામી ભગવાનને પૂછે છે, 'આત્માની આઝાદી પ્રાપ્ત કરવા માટે રાગદ્વેષરહિત તથારૂપનો સાધુ નિત્ય સેવીને તેથી શો લાભ થાય ? ત્યારે ભગવાન કહે છે કે સાંભળ "સો વર્ષના નારકીના બાંધેલા કર્મના દળીયાંને" તે તોડી નાખે. ભગવાને આ માર્ગ બતાવ્યો. પણ તમારે તો સવારમાં ચા વિના ન ચાલે. જ્યાં સુધી તમે વ્યસનોને વહાલા કરશો ત્યાં સુધી આ માર્ગ નહિ અપનાવી શકો. ચા બીડી અને નિંદાનો વ્યસની સત્ય-ધર્મને અપનાવી શક્તો નથી પોતા ઉપર પોરસી કરીએ તો શો લાભ થાય ? એક ઉપવાસ પર પોરસી કરે તો બે ઉપવાસનો લાભ મળે. જે આત્માઓ અમારા પોષધ, સંવર અને સામાયિકને ધતિંગ માને છે તેમની પરભવમાં શી દશા થશે ? અર્ધો મુહૂર્તનું સંવર કરે તો ? ૪૫ કરોડ ૨૯ લાખ ૬૧ હજાર ૯ સો પલ્યોપમ નરકના દળિયાને તોડી નાખે અને દેવતાનું શુભ આયુષ્ય બાંધે એમ ગ્રંથમાં છે ગૌતમ સ્વામી પૂછે છે "હે ભગવન્ ! આત્મા જો એક સામાયિક કરે તો તેને શો લાભ થાય ? આધિ,

વ્યાધિ અને ઉપાધિના તમે ઘણા વ્યાપાર કર્યા, પણ જો આત્માને ઓળખવાના વ્યાપાર કરો, તો સાચી આઝાદી મળે. "શિર જાવે તો જાવે, પણ આઝાદી ઘર આવે" એવું તો તમે ઘણી વાર ગાયુ છે તો "દેહ જાવે તો જાવે, પણ ધર્મ ઘર આવે" એવુ બોલતા કયારે થશો? પરતત્રતાનો જેમા છાંટો ન હોય તેનુ નામ સ્વતત્રતા જવાહરને સરકારના કાયદા-કાનૂનો પાળવા પડે, તો આઝાદી કેમ કહેવાય? વહેવાર પાળવા પડે તેમ જો વીતરાગની આજ્ઞા પળાય, તો સાચી આઝાદી મળે "એક સામાયિક કરવાથી ૯૨ કરોડ, ૫૯ લાખ, ૨૫ હજાર અને ૯૨૫ પલ્યોપમ ઝાઝેરા નારકીના દળિયા તૂટે, અને દેવતાનુ શુભ આયુષ્ય બાધે" સામાયિક એવી કરો કે એવો લાભ મળે શ્રાવકને શોભે તેવા વ્રત, પ્રત્યાખ્યાન કરો અને એવી કરણી કરો, જેથી સામાયિકને દોષ ન લાગે. સમ+ઈક એટલે સમભાવમા આવે તેનુ નામ સામાયિક

એક ડોસીમા હતા તેને સામાયિક પર ખૂબ જ શ્રદ્ધા. સામાયિક કર્યા વિના તેને ચેન ન પડે રોજ ત્રણ સામાયિક તો કરે જ કરે માજી દાગીના કરતા સામાયિકની કિંમત વધારે આકતા બે ડિગ્રી તાવ ચડ્યો હોય પણ તે સામાયિક ન ચૂકે પછી તો દીકરો પરણાવ્યો અને ઘરમા વહુને લાવ્યા પણ કોઈ વખતે, છદ્મસ્થની લહેર છે ને? આગળના શ્રાવકો ધર્મ પોષધ-કરણી કરવા અલગ ઓરડી રાખતા જેવા વાતાવરણમાં આપણે બેસીએ, તેવી ભાવનો આપણને થાય અહી આવો

હો ત્યારે તમને કેવી ભાવના થાય છે? અને સિનેમામાં જાઓ છો ત્યારે કેવી ભાવના થાય છે? માટે ભગવાન કહે છે, કે ધર્મસ્થાનકમાં બેસીને શાંતિથી ધર્મક્રિયા કરો. ધર્મ સ્થાનકમાં જ સુંદર રીતે ધર્મક્રિયા થઈ શકે. ધર્મસ્થાનમાં બ્રહ્મચારીઓનો વાસ હોય છે તેથી તેમના પરમાણુઓની સુવાસ ચારે તરફ ફેલાયેલી હોય છે તે પરમાણુઓનો જો સ્પર્શ થાય તો દેહ શૈત્યનો અનુભવ કરે ઉષ્ણ પરમાણુઓનું પાણીમાં પરિવર્તન કરી નાખે. તેથી જ સંતોના શિતળ પરમાણુઓ વ્યક્તિના ભાવમાં જુદી જ અસર કરે છે. ડોસીમા તો રોજ સામાયિક કરે. તેવામાં એક મેમાન આવ્યા. ડોસીમા સામાયિકમાં બેઠેલા નવી આવેલી વહુને ઘરના કામકાજની બહુ ખબર નહિ. પાણી ગાળવા માટે વહુ ગળણું શોધતી હતી પણ તેને મળે નહિ, એ સાસુએ જોયું. એટલે તેણે એક ઉક્તિ ગાઈ વહુને ઇશારાથી સમજાવ્યું. 'મારે શાંતિનાથનુ શરણું, સામે ટોડલે પડયું છે ગળણું.' વહુ ચપળ હતી. સાસુનો ઇશારો સમજી ગઈ. વળી ત્યાં સાસુને યાદ આવ્યું, કે વહુને દૂધનું કહ્યું નથી તો લેતી વખતે મૂંઝાશે. એટલે ફરીથી તેણે ઉક્તિ ગાઈ સમરણ કહી. 'મારે પાર્શ્વનાથનું શરણું વહુ તારે અહીં શેર જ દૂધ લેવું.' વહુ સમજી ગઈ વહુ અને સાસુ—બન્ને ચપળ, એટલે સામાયિક દ્વારા મુશ્કેલીનો તોડ કાઢી લીધો. અને શંકાને ટાળી પવિત્ર થયા. ૧૨ મો બોલ નિયમાંતર. નિયમ નિયમમાં અંતર કોઈ સાધુઓને એવો ભાવ ઉત્પન્ન થાય છે. સાધુઓ અભિગ્રહ કરે છે—નવકારશી, પોરસી ઉપવાસ, ચોવિહાર આદિ અનેક પ્રકારના

નિયમો લે છે એમા મુનિઓને શકા ઉત્પન્ન થાય છે, કે મુનિઓ તો સાવદ્ય પચ્ચખાણ કરીને બેઠા છે, એમને વળી ઉપવાસ, પોરસી વગેરે કરવાની શી જરૂર? આવું કાક્ષા-મોહનીય કર્મ ઉત્પન્ન થાય સાધુ જીવન પ્રાપ્ત કર્યા પછી વિશેષ પ્રકારે પ્રમાદને ટાળવા માટે આ અભિગ્રહો-નિયમો ધારણ કરે છે ત્યારપછી આવે છે "પ્રમાણાતર" જે જીવો કાક્ષા મોહને ટાળે. તે જ નિર્મળ અને પવિત્ર બની શકે છે

---

## વ્યાખ્યાન ૪૪ મું

( ગુરૂવાર શ્રાવણ શુદ ૮ )

રાયપસેણીય સૂત્રનો અધિકાર ચાલી રહ્યો છે. ભગવાન વીતરાગ દેવની પરમ મગલમય વાણીનો પરિચય સૂર્યાભદેવ કરી રહ્યા છે તે પ્રસગ ચાલી રહ્યો છે સૂર્યાભદેવ પ્રભુને પૂછે છે, "હે પ્રભુદેવ! આ સૂર્યાભ સમ્યગ્દૃષ્ટિ છે કે મિથ્યાત્વદૃષ્ટિ?" પ્રભુએ ઉત્તર દેતા કહ્યુ, "હે સૂર્યાભ! તારૂ સમ્યક્ત્વ સળગ છે" આ સાભળતા, સૂર્યાભના પ્રમોદનો પાર ન રહ્યો તેને મનમા થયુ, "ખરેખર, મારા આત્માની પ્રમોદદશા કેટલી બધી વૃદ્ધિગત થઇ કે તે પરમ પદને પ્રાપ્ત થવા યોગ્ય બની ગઇ" ભગવાને કહ્યુ, "હે સૂર્યાભ! તારો પ્રયાસ મહાન છે તેનુ પ્રમાણ તારો અતરનાદ છે," નિષ્કલક એવા મોક્ષની પ્રાપ્તિ અને સહજ, સ્વતત્ર

આનંદ—એ તો આત્માનો પ્રકૃતિસિદ્ધ અધિકાર છે જગતનાં સર્વ સુખો અને દુ ખોની પેલે પાર આનંદનો જે મહાસાગર પારાવાર ઉછળી રહ્યો છે તે આત્માનો આનંદ તમને કોઈકાળે મળે તેમ નથી દેવતાનો ઉપયોગ પણ સ્થિર રહેતો નથી. તેથી તો સૂર્યાભ આ વાતનો નિશ્ચય ભગવાનને પૂછીને કરી લે છે મનુષ્ય ઉપયોગ સ્થિર કરે છે તેથી શાસ્ત્રકારો કહે છે કે માનવ પોતાના આત્મા પાસેથી સ્થિર ઉપયોગ કરે તો તે અનુમાનથી જાણી શકે છે દેવની પાસે તે શક્તિ નથી અને ઉપયોગ પણ સ્થિર નથી ભગવાન કહે છે કે જીવ છ કારણે સમકીતને પામે છે જે જીવ અંતરંગ દયા પાળે તો તો તે સમકીતને પામે; સત્ય ભાષાનો વ્યવહાર કરે તો તે સમકીતને પામે, શુદ્ધ નિર્મળ એવા શીલનું જે તે પાલન કરે તો તે સમકીતને પામે; હે દેવાનાં પ્રિયો! જીવ જે ચાર દ્રવ્યો અને ભાવપરિગ્રહને પરિહરે તો તે સમકીતને પામે, પાંચ પુદ્ગલ ઉપરથી પોતાનુ મમત્વ ઉઠાવી લે તે સમકીતને પામે

ભગવાન શાનો નિર્દેશ કરી રહ્યા છે? જિજ્ઞાસુ જીવો કેવી રીતે સમકીતની પ્રાપ્તિ કરી શકે તે બતાવી રહ્યા છે કષાયની ઉપશાન્તિ કરે તો આત્મા નિર્મળ બની જાય.

આજે દુબળી આઠમ છે હે દેવાના પ્રિયો! દુબળી આઠમના રહસ્યને તમે જાણો છો ખરા? કદાચ તમારામાંથી કોઈ કોઈ એવી માન્યતા ધરાવતાં હશે, કે પજુષણ પૂરા થાય એટલે બધુ પતી ગયુ અને ધર્મ ક્રિયા દુર્બળ બની ગઈ.

પણ વાસ્તવમાં તે માન્યતા ભૂલભરેલી છે જનતા તો એમ પણ બોલે છે, કે "થયા સાંવત્સરીના પારણાં, અને મૂક્યા ઉપાશ્રયના બારણાં" આમ માનવું તે બરાબર નથી. જરા સમજો. ભગવાન કહે છે, કે સાંવત્સરી પર્વની આરાધના કરીને તમે જે વિષય કષાયોને દુર્બળ બનાવ્યા છે તે પુનઃ સશક્ત ન બની જાય તે માટે તમને સાવધ અને જાગ્રત રાખવા આ દુબળી આઠમ આવી છે હે દેવાના પ્રિયો! શરીરમા કોઈ વ્યાધિ ઘર ઘાલીને પડ્યો હોય અને તમે જો ખાવાપીવાસા પથ્યનું પાલન ન કરો તો શુ પરિણામ આવે? ખોરાકથી શરીરની પુષ્ટિ થવાને બદલે રોગની પુષ્ટિ થવાની આત્મા જ્યા સુધી વિષયના રંગથી ઘેરાયેલો હશે, ત્યા સુધી તેણે કરેલી ધર્મક્રિયામા શક્તિનો અભાવ રહેવાનો રોગગ્રસ્ત શરીરવાળો ગમે તેટલા ટોનિકો (tonics) પીએ, શક્તિની દવાઓ ખાય અને સાત્વિક આહાર લે, છતા તેનુ શરીર મજબૂત નહિ બને પહેલા દર્દને કાઢવુ જોઇએ પછી શક્તિ સ્વયં આવી જશે માટે જ્ઞાનીઓ કહે છે, કે વિષય-કષાયને દુર્બળ પાડ્યા સિવાય ગમે તેટલી ધર્મક્રિયાઓ તમે કરશો, તોય આત્મા સશક્ત નહી બને, માટે આત્માને તમે સશક્ત બનાવો અને વિષય-કષાયોને દુર્બળ કરો આપ જ્યારે ઘરની બહાર નીકળો છો ત્યારે ઘરમા હો છો તેવા જ નીકળો છો કે સ્વચ્છ કપડામા? તમે કહેશો, કે ગંદા કપડામા બહાર નીકળીએ તો બીજાને મોઢુ શી રીતે બતાવી શકાય? તમને મેલા કપડામા બહાર નીકળતા શરમ આવે છે, પણ મેલા મનથી નીકળતા શરમ નથી આવતી મન જ્યા સુધી મેલુ

આનંદ–એ તો આત્માનો પ્રકૃતિસિદ્ધ અધિકાર છે જગતનાં સર્વે સુખો અને દુઃખોની પેલે પાર આનંદનો જે મહાસાગર પારાવાર ઉછળી રહ્યો છે તે આત્માનો આનંદ તમને કોઈકાળે મળે તેમ નથી દેવતાનો ઉપયોગ પણ સ્થિર રહેતો નથી. તેથી તો સૂર્યાભ આ વાતનો નિશ્ચય ભગવાનને પૂછીને કરી લે છે મનુષ્ય ઉપયોગ સ્થિર કર છે તેથી શાસ્ત્રકારો કહે છે કે માનવ પોતાના આત્મા પાસેથી સ્થિર ઉપયોગ કરે તો તે અનુમાનથી જાણી શકે છે દેવની પાસે તે શક્તિ નથી અને ઉપયો ગ પણ સ્થિર નથી. ભગવાન કહે છે કે જીવ છ કારણે સમકિતને પામે છે જો જીવ અંતરંગ દયા પાળે તો તો ત સમકીતને પામે સત્ય ભાષાનો વ્યવહાર કરે તો તે સમકીતને પામે શુદ્ધ નિમળ એવા શીલનુ જો તે પાલન કરે તો તે સમકીતને પામે, હે દેવાનાં પ્રિયો! જીવ જો ચાર દ્રવ્યો અને ભાવપરિગ્રહને નિરોધે તો તે સમકીતને પામે પાચ પુદ્ગલ ઉપરથી પોતાનુ મમત્વ ઉઠાવી લે તે સમકીતને પામે

ભ ગવાન શાના નિર્દેશ કરી રહ્યા છે? જિજ્ઞાસુ જીવો કેવી રીત સમકીતની પ્રાપ્તિ કરી શકે તે બતાવી રહ્યા છે કષાયની ઉપશાન્તિ કરે તો આ ત્મા નિમ ળ બની જાય.

આજે ગભણી આઠમ છે હે દેવાના પ્રિયો! ગભણી આઠમના મર્મને તમે જાણો છો ખરા? કદાચ તમારામાંથી કોઈ કોઈ એવી માન્યતા ધરાવતા હશે કે પણ પણ પૂરણ થાય એ લબધુ પતી ગયુ અને ધમ ક્રિયા ફુલ ગ બની ગઈ!

પણ વાસ્તવમાં તે માન્યતા ભૂલભરેલી છે જનતા તો એમ પણ બોલે છે, કે "થયા સાવત્સારીનાં પારણા, અને મૂકયાં ઉપાશ્રયના બારણાં" આમ માનવુ તે બરાબર નથી જરા સામજો ભગવાન કહે છે, કે સાવત્સારી પર્વની આરાધના કરીને તમે જે વિષય કષાયોને દુર્બળ બનાવ્યા છે તે પુન સાશકત ન બની જાય તે માટે તમને સાવધ અને જાગ્રત રાખવા આ દુબળી આઠમ આવી છે હે દેવાના પ્રિયો! શરીરમા કોઈ વ્યાધિ ઘર ઘાલીને પડયો હોય અને તમે જો ખાવાપીવામા પથ્યનુ પાલન ન કરો તો શુ પરિણામ આવે? ખોરાકથી શરીરની પુષ્ટિ થવાને બદલે રોગની પુષ્ટિ થવાની આત્મા જ્યા સુધી વિષયના રગથી ઘેરાયેલો હશે, ત્યા સુધી તેણે કરેલી ધર્મક્રિયામા શક્તિનો અભાવ રહેવાનો રોગગ્રસ્ત શરીરવાળો ગમે તેટલા ટોનિકો (tonics) પીએ, શક્તિની દવાઓ ખાય અને સાત્વિક આહાર લે, છતા તેનુ શરીર મજબૂત નહિ બને પહેલા દર્દને કાઢવુ જોઈએ પછી શકિત સ્વય આવી જશે માટે જ્ઞાનીઓ કહે છે, કે વિષય–કષાયને દુર્બળ પાડયા સિવાય ગમે તેટલી ધર્મક્રિયાઓ તમે કરશો, તોય આત્મા સાશકત નહી બને, માટે આત્માને તમે સાશકત બનાવો અને વિષય–કષાયોને દુર્બળ કરો. આપ જ્યારે ઘરની બહાર નીકળો છો ત્યારે ઘરમા હો છો તેવા જ નીકળો છો કે સ્વચ્છ કપડામા? તમે કહેશો, કે ગદા કપડામા બહાર નીકળીએ તો બીજાને મોઢુ શી રીતે બતાવી શકાય? તમને મેલા કપડામાં બહાર નીકળતા શરમ આવે છે, પણ મેલા મનથી નીકળતા શરમ નથી આવતી મન જ્યા સુધી મેલુ

હોય, તો બીજાને મોઢું કેમ બતાવાય ? તમારા મોઢાને સારું કરતાં તો તમો ધરાતાં નથી આખો દિવસ લૂછ લૂછ કર્યા કરો છો અમે મુનિઓ તેમ કરતાં છતા તમે મુનિઓથી વધારે રૂપવાળા દેખાઓ છો ? નહીં જ રૂપ બ્રહ્મચર્યમાં રહેલું છે તેના વિના રૂપાળા ન થવાય. મુનિઓ બ્રહ્મચર્યનું પાલન કરે છે તેથી તેઓ તમારા કરતાં વધારે કાન્તિવાળા અને સુંદર દેખાય છે માટે ભગવાન કહે છે, કે તમે શાસ્ત્રરૂપી દર્પણમાં પોતાનાં મુખને જોઈ ગાબરૂપી ડુઘોને લુઓ અને કાઢો આજે આપણી સ્થિતિ નાનાં બાળક જેવી થઈ ગઈ છે જેમ નાનું બાળક મીઠાઈ બિસ્કીટ ઇત્યાદિ ચીજો માટે માબાપ સાથે કજિયા કરે છે, તેમ તમે વિષય અને કામને ખાતર ધર્મ સાથે ઝઘડાઓ કરી રહ્યા છો. જ્યાંસુધી તમારી મન કામના પૂર્ણ થતી નથી ત્યાંસુધી તમે ધર્મનો વિચાર પણ કરતાં નથી. તમે કહેશો 'મહારાજ! તમારા આટલા વ્યાખ્યાં સેવ્યા, આટઆટલી ધર્મ ક્રિયાઓ કરી, છતાં ફળ શું મળ્યું ? ત્યારે ધર્મને અવગણનારા મોટરોમાં મહાલે છે ભાઈઓ! ઉપરના દેખાવથી તમે રખે ભરમાતા ધર્મ—અધર્મ પાપ—પુણ્યની વાતો અનોખી છે તેનો મર્મ સહજમાં સમજાય તેવો નથી કોઈનાં વર્તમાન સુખથી આડે રસ્તે દોરવાઈ ન જાઓ. તે તો તેનાં પૂર્વકૃત કર્મનો ઉદય છે શુભ કર્મના ઉદયે સુખની પ્રાપ્તિ થાય, અશુભ કર્મના ઉદયે દુઃખની તમે જે વર્તમાનમાં ધર્માચરણ કરી રહ્યા છો તે તો નિર્જરા છે તેનું ફળ શીઘ્ર મળે પણ ખરું અને ન પણ મળે. ખેડૂત જાતજાતનાં બીજ વાવે છે

બધાનુ ફળ શીઘ્ર અને એક કાળે નથી મળતુ. કોઈનું ફળ આઠ દિવસે મળે છે તો વળી કોઇનુ આઠ વરસે. વિલંબથી કઇ ખેડૂત નિરાશ થતો નથી ભાવિ ફળની આશાએ તે તો વાવણી કરતો જ રહે છે. ખેડૂત જેમ ફળના કાળ પ્રત્યે ઉદાસીન બની, ફળ માટે આશાવાદી બની રહે છે તેમ આપણે પણ આશાવાદી બની શુભ કર્મો કરતાં જ રહેવુ જોઈએ બધુઓ! ધર્મને દુર્બળ ન બનાવો, કષાયોને દુર્બળ બનાવો લોકો તો એમ પણ કહેશે, કે ઉપાશ્રય દુબળુ પડી ગયુ, કદાચ તમે પણ તેવુ જ માનતા હશો, પણ ખરેખર તેવુ નથી પર્યુષણ પર્વમા ધર્મની આરાધના કરીને આત્માને તમે સાશકત બનાવ્યો છે તે આત્મા રખે ને દુર્બળ બની જાય, માટે સાવધ રહેજો, એવો સદેશ છે આ દુબળી આઠમનો ભગવાન કહે છે, કે બાહ્ય શત્રુઓ કરતા આભ્યતર શત્રુઓ વધારે ભયકર હોય છે એટલા માટે જ અનાથી મુનિને કહેવુ પડયુ, કે ગળાનો કાપનાર શત્રુ જે આપણુ બૂરુ નથી કરી શકતો, તે આપણો પોતાનો જ આત્મા કરી શકે છે

न त अरि कंठं छेत्ता करेइ
जं से करे अप्पणिया दुरप्पया ।
से नाहइ मच्चुमुहं तु पत्ते
पच्छाणुतावेण दयाविहूणो ॥

મોટામા મોટો શત્રુ કોણ? દુરાત્મા માટે જ્ઞાનીની શિખામણ માની લો હવેથી બીજાને શત્રુરૂપે જોશો નહિ કારણ? આત્માના આઠ પ્રકાર છે દ્રવ્ય, કષાય, જોગ, ઉપયોગ, જ્ઞાન,

દર્શન, ચારિત્ર અને વીર્ય આત્મા દ્રવ્યાત્મા અસંખ્યાત પ્રદેશી પોતે જ છે જ્યારે એ આત્મા ક્રોધ, માન, માયા વગેરે કષાયોમાં જોડાય છે, ત્યારે તેને કષાયાત્મા કહેવામાં આવે છે આત્મા જ્યારે મન વચન અને કાયાના યોગમાં પ્રવૃત્તી જાય છે, ત્યારે તેને યોગાત્મા કહેવાના આવે છે, આવી રીતે જ્ઞાન દર્શન અને ચારિત્રમાં રમતો આત્મા તે તે અભિધાનને પામે છે, છેલ્લો રહ્યો વીર્યાત્મા જે પુરૂષાર્થ કરે તે વીર્યાત્મા આત્મા તો એનો એ જ છે પણ જુદી જુદી ઉપાધિએ કરી તે જુદા જુદા નામથી ઓળખાય છે એ તમે એને ઉપયોગમાં રાખશો તો તમારો આત્મા બળવાન અને શક્તિશાળી બનશે પણ જો તેને કષાયમાં રાખશો તો તે દુર્બળ બનશે દુબળી આત્મનો સંદેશ એ જ છે કે તમે તમારા વિષય-કષાયોને દુર્બળ કરો પણ ધર્મ ક્રિયામા દુબળ બનતા નહિ સિનેમાના ગૃહ પાસેથી પસાર થનારને જેમ સિનેમા યાદ આવે, વકીલને જોતા જેમ કોર્ટ યાદ આવે, ડાક્તરને જોતા જેમ દવાખાનાનુ સ્મરણ થાય, કંદોઈને જોતા મીઠાઈની ભીઠી (ભઠ્ઠી) યાદ આવે, સાધુઓને નીરખતા ધર્મ યાદ આવે તેમ જ્ઞાનીઓને વિષય કષાયને અધીન થયેલા તમને જોઈને કરુણા આવે છે વિષય-કષાયને વશ વની રહેલો આત્મા નરકમાં જાય છે નરક છે તે તો તમે જાણો છો નરક સાત છે કઈ કઈ! ઘમા, વંશા, શિલા અંજના રિષ્ટા વગેરે સાત દ્રવ્ય નરકો છે વળી ક્રોધ, માન, માયા વગેરે ભાવ નરકો પણ છે જો તમારે દ્રવ્ય નરકથી બચવુ હોય તો પહેલા ભાવ નરકથી

અચો જો ભાવ નરકમા સરી પડયા, તો દ્રવ્ય નરક તો તમારુ સ્વાગત કરવા તૈયાર જ છે જો કોઈને સાત માળનો મહેલ રહેવા મળે, તો તે પાયખાનામા રહેવાનુ ઇચ્છે ખરો? દ્રવ્ય નરક, આમ તો આપણાથી ઘણે દૂર છે પણ જો અહીં આપણે ભાવ નરકને ઉત્પન્ન કરીએ તો ત્યાની ટિકિટ નીકળી જ સમજો. તમે જ તમારા આત્માના નરકના સર્જનહાર છો તમારા મનમાં વિચાર આવે, કે "પર્યુષણ પર્વમા આઠ દિવસનુ કામ ચડી ગયુ છે માટે ઘરે રહું અને ધર્મક્રિયા પાછળથી કરીશ" ભગવાન કહે છે, કે ભાઈ! આવી રીતે તારા આત્માને દુબળો ન પાડીશ સશક્ત બનીને દુર્બળ થઈ જઈશ? પુત્ર ખાતો હોય, પીતો હોય, છતા મા-બાપને શુ એમ નથી થતુ કે દીકરો કેમ દુબળો પડી ગયો? જ્ઞાનીઓ કહે છે, કે જેમ દીકરો દુબળો પડતા ધ્યાન આપવુ પડે છે, તેમ જ્યારે તમારો આત્મા દુર્બળ બને છે ત્યારે ધ્યાન કેમ આપતા નથી? દીકરો દુબળો પડે, તો દાકતરની પાસે દોડો છો ને? ઇન્જેકશન, દવા વગેરે અપાવોને? એમ દુબળા આત્માને ધર્મગુરુ પાસે લઈ જઈને ઇન્જેકશન અપાવવું જોઇએ ને? મધુમેહથી-ડાયાબિટિસથી પીડાતા દર્દીને રોજ ઇન્જેકશન આપવુ જોઈએ ને? હા જ તો ત્યારે, રોગને નિમત્રણ આપનાર તો આપણે જ છીએ કારણ, આજે જનતાનો મહાવ્યાધિ જો કોઈ હોય તો તે તૃષ્ણાનો છે પછી ભલે તે તૃષ્ણા કુટુમ્બની હોય કે ધનની બધુઓ! આખુ આયુષ્ય દેહને અર્થે ખર્ચી નાખો છો, તો હવે આત્માને સશક્ત નહિ બનાવો તો શુ કરશો? અમે જો બે સામાયિક તમને કરાવીએ

તો તમને કંટાળો આવે. પણ ચોવીસ કલાક ધ્યાનમાં ભૂંગળા અડકાડીને બેસતાં કંટાળો નથી આવતો! જુઓ ને, આઠ, દસ ઉપવાસ કરી નાખ્યા એટલે પત્યુ એમ નથી. જેમ તપ કરીને દેહને દુબળો પાડો છો, તેમ જ આત્માની સાથે મારે ક્રોધ માયા, માન વગેરે ન કરવુ એવો સંકલ્પ કરીએ તો જ આત્મા સશક્ત બને. પણ રાગ આંધળો છે ધારો કે તમે જમવા બેઠા છો. ત્યા કોઈનુ બાળક આવીને બગાડ કરે તો તમને ક્રોધ આવે ને? અને તમારુ પોતાનુ જ બાળક ખોળામા બેઠુ હોય અને ખોળો બગાડે તો તમને કઈ નહિ થાય. આ શુ છે? આને દષ્ટિરાગ કહે છે જ્યાસુધી તમારામા દષ્ટિરાગ હશે ત્યાસુધી તમારુ કલ્યાણ નહિ થાય.

ન્યૂટનનું નામ તમે સાભળ્યુ છે? તેને પુસ્તકો વાચવાનો ખૂબ જ શોખ તેના મોટા ભાગનો સમય પુસ્તકોના વાચ નમા જ વ્યતીત થતો કંઇ સારુ વાચવામા આવે તો પોતાની નોધપોથીમા ટપકાવી લે જેમ તમે વ્યાખ્યાન સાભળતાં સાભળતા ટાચણ કરી લો છો તેમ આમ ત્રીસ વર્ષ સુધી જુદા જુદા સ્થળેથી તેણે ખૂબ જ તત્ત્વ ભેગુ કર્યુ તે બધા કાગળિયાઓ પોતાના ટેબલ પર જ રાખતો. રાતે વાચે ત્યાર ટેબલ પર મીણબત્તી મૂકીને વાચે. એક વખતે મીણ બત્તી રામ કરવી ભૂલી ગયો. તેના પાળેલા કૂતરાએ, આ પલા કરવાના એના સ્વભાવને વશ થઇને, મીણબત્તીને ઊથી પાડી બધા કાગળો બળીને રાખ થઇ ગયા ત્રીસ વરસની મહેનત પર પળ વારમા પાણી ફરી ગયુ! તમારા જરૂરી કાગળને

કોઇ નાદાન બાળક આવીને પાણીથી ભીજવી નાખે તો તમને શુ થાય? ક્રોધ આવે ને? પણ ન્યૂટનનુ વર્તન જુઓ પોતાના કૂતરા ડાયમન્ડ પર તે ગુસ્સે થતો નથી. તેને હાથથી પપાળતા કહે છે, "બેટા! તને શી ખબર? મારી કાળી મહેનત આજે ધૂળમા મળી ગઈ! પણ તને તેની શી જાણ હોય?" અમારી બેનડીએ ચૂલે ઘી મૂક્યુ હોય અને તે બળી જાય તો શુ થાય? ત્યારે ભગવાન કહે છે, કે અનાર્યમા આવી ક્ષમા! અને મારો શ્રાવક જો ક્ષણ ક્ષણમા ક્રોધ કરે, તો તેમા આર્યનુ લક્ષણ છે એમ કહેવાય ખરુ? ગજસુકુમારને યાદ કરો તમે ગજસુકુમારના શિષ્યો તો કહેવાઓ ને? હા. તો તમારી જીભને કોદાળી ન બનાવો સોય અને કાતરની ખબર છે ને? સોય શુ કરે? ભેગા કરે અને કાતર શુ કરે? કકડા કરે, જુદા કરે ભગવાન કહે છે, કે જ્યારે આત્મા નિર્જરા કરે, સંવરમા આવે ત્યારથી તે ધર્મની શરૂઆત કરે છે તેને ભગવાન કહે છે, કે જ્યારે આત્મા ઉઠે ત્યારથી જો તે ધર્મની શરૂઆત કરે તો તે અમર ગતિને પ્રાપ્ત કરી જાય ખધક મુનિ, અર્જુન માળી, છ છ જીવોની ઘાત કરનારે પણ સતનો ભેટો થતા દીક્ષા લીધી પછી છ છ મહિના સુધી ઘોર ઉપસર્ગ પડ્યા કોઈ લાઠી લઈને, "મારો, મારો" કહે, કોઈ "આણે તો મારા કાકી—my aunt વગેરેને માર્યા છે, માટે મારો," કહેતુ પાછળ પડતુ અર્જુન માળી છઠ્ઠ છઠ્ઠના પારણા કરતા. ગૌચરી જાય ત્યારે કોઈ 'મારો, મારો' કહે તો પણ તે સમભાવે સહન કરે ભગવાન પણ કહેતા. કે "અર્જુન માળી, તારા કર્મો ઉદ-

ચમા આવ્યા છે આ લોકો તારા શત્રુ નથી પણ મિત્ર છે ” આપણે પણ આપણા ઉપર જેમ જેમ ઉપસર્ગ, પરિષહ પડે તેમ તેમ કરતા જવું જોઈએ જે કરે તે કરી જાય અને જે બળે તે બળી જાય. આજે આપણે દૂબળી આઠમનાં રહસ્ય અને માહાત્મ્ય ઉપર વ્યાખ્યા કરી સૂર્યાભદેવ વિષય-કષાયને દૂબળા પાડીને દેવલોકમા ગયા છે સુરિકતાએ કર્યું છે એવુ તો તમને કોઈ નથી કરવુ ને? માટે જિનવાણીની રાસડી પાસે રાખો. ગૌતમ સ્વામી ભગવાનને પૂછે છે “ઝેર તો પ્રાણ હરી લે. પણ ક્રોધ શું કરે?” ક્રોધ તો ઝેરનુ પણ ઝેર છે અફીણ તો ખાનારને જ મારે પણ ક્રોધ તો કરનારને તેમ જ સામાને પણ બાળે. માટે કદાપિ ક્રોધ ન કરશો ગૌતમ સ્વામી ભગવાનને પૂછે છે ક્રોધને શાન્ત કરવાનો ઉપાય શો? હવે ભગવાન શો પ્રત્યુત્તર આપે છે તે સાભળતાં અમૃતના કેવા ફૂવારા ઊડશે તે આગળ ઉપર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન ૪૫ મુ

[ શનિવાર, અધિક શ્રાવણ શુદ ૧ ]

રાયપસેણીય સૂત્રનુ બીજુ ઉપાગ ચાલી રહ્યું છે ત્રિકાળનાથ શ્રમણ ભગવત મહાવીર પાસે સૂર્યાભદેવ પોતાનો નિર્ણય કરાવે છે તે પૂછે છે હે ભગવાન! મારી શ્રેણી કયા પ્રકાર છે કે તેની અદર ગાબડુ પડેલુ છે? હે

સૂર્યાભ ! તારી સવળી દશા સળગ છે, તેની અંદર ગાબડું પડેલુ નથી. આ સ્વરૂપ બતાવતા નાથ શું કહે છે? જીવ, અજીવ આદિ નવ અવસ્થાઓ છે જેને જેવા ભાવ છે તેવા ભાવે આત્માના અંતરના પરિણામ દ્વારા પ્રતીતિ, શ્રદ્ધા, રુચિ કરવી. ભગવાન કહે છે, કે જીવની શક્તિ જીવમા છે. અજીવની શક્તિ અજીવમા છે નિશંક રુચિ કરીને આત્મા અને જડનો ભેદ સમજવો તેનુ નામ સમકીત જ્ઞાનીઓ કહે છે, કે શ્રદ્ધા તો દરેકમા છે, પણ એ વસ્તુ તત્ત્વત ન હોય તો દરેક જ્ઞાન ઉત્પન્ન થતુ નથી, કારણ કે સવળી કે અવળી શ્રદ્ધા તો છે જ પણ અનાદિ કાળથી જીવને વિષયમા શ્રદ્ધા છે પણ જો અતીન્દ્રિયમા શ્રદ્ધા થઇ જાય તો આત્માનુ કલ્યાણ થઇ જાય તમારી શ્રદ્ધા શામા છે? અનાદિ કાળથી તમારી શ્રદ્ધા ઇન્દ્રિયોના વિષયોમા રહી છે તમે કોઇ દવા પીઓ છો ત્યારે તમને શ્રદ્ધા હોય છે ને કે આ દવા પીવાથી સારુ થઈ જશે તમને શ્રદ્ધા છે કે એક પડીકી પેટમા જશે અને સારું થઈ જશે આમ, શ્રદ્ધા, પ્રતીતિ નામનો ગુણ આત્મામા છે જ પણ એ શ્રદ્ધા, પ્રતીતિ ઇન્દ્રિયોના વિષય પરત્વે બધાઈ ગઈ છે માટે તમે અનાદિ કાળથી 'હુ' પણુ માન્યુ છે અને શરીર મારુ છે એમ માનતા આવ્યા છો આ દેહાધ્યાસની શ્રદ્ધા થઇ સાકર ગળી, મીઠુ ખારુ અને એળિયો કડવો છે એ તમે શાથી જાણ્યુ? આત્માએ એ ચીજોને જીભ ઉપર મૂકી ત્યારે તેના સ્વાદનો અનુભવ થતા ખબર પડી ને? હા. કોઈ મૂર્ખ આવીને તમને કહે, કે સાકર તો કડવી છે ત્યારે તમે તેને શો જવાબ આપશો? તમે કહેશો, જા, જા, સાકર

તો મીઠી છે; કારણ કે તેનું ગળપણ તમે પોતે અનુભવ્યું છે આ સ્વાનુભવના જોરે તમે પેલા મૂર્ખની વાત નકારી કાઢો છો. જ્ઞાનીઓ કહે છે કે તમારો નિજ ગુણ સંકલ્પ અને વિકલ્પ રહિત છે અને શોધ્યો બહાર નહિ મળે. સાકરને ગાંગડો લઈ, કોઈ બાળકને કહે, "હે બેટા! આ સાકર મીઠી અને મધુરી છે" તો તે લેવા બાળક આકર્ષાય ને? નાનું બાળક પણ સાકર જોતા કહેશે કે મને આપો આપો એમ જિનેશ્વર ભગવાનની વાતો સાકર કરતાયે વધારે મીઠી છે, તો તમારે બાળક જેવી પણ શ્રદ્ધા તો કરવી પડશે ને? આત્મા નિર્વિકારી નિર્મળ અને પવિત્ર છે એવો આત્મા આજે અખંડ ગુણમાંથી બહાર જઈને દુઃખી દુઃખી થઈ રહ્યો છે જે આત્મા, આત્મા સિવાય પરમાં પોતાપણું માને છે તેને મિથ્યાત્વ કહેવામા આવે છે પોતાનો ગુણ પરમાં જે ન માને તે સમકીતી પોતાનો ગુણ પરમા ખતવે તે મિથ્યાત્વી આ વાતનું મનમા રટણ કરો અને વિચાર કરો, કે ચોવીસ કલાકમાથી હું કેટલી વાર સ્વમા અને કેટલી વાર પરમા રમણ કરું છું! સમકીતને કઇ શીંગડાં હોતાં નથી મિથ્યાત્વી આત્માઓએ જે વાત પોતે માની છે તેમાં તેઓ કેટલા બધા નિશંક બની ગયા છે! એમા આત્માને શંકાનું સ્થાન નથી તમે ઊંધા માથે કેમ ચાલતા નથી? તમે કહેશો કે તેમ ચલાય જ નહિ માટે તમે સીધા ચલાય તેવો નિર્ણય કર્યો છે ને? હા એમ ભગવાન કહે છે કે સીધા જ ચાલવું જોઈએ કારણ કે ચાલવાના પગ જ કામ આવે પણ માથું કામ ન આવે એમ મોક્ષમાર્ગના પ્રયાણ કરવા માટે જ્ઞાન

અને ક્રિયા વડે જ ચલાય, કારણ કે જ્ઞાન માર્ગ બતાવે અને ક્રિયા ચાલવાનુ કામ કરે જેમ તમે શ્રદ્ધા કરી છે, કે ચલાય તો પગ વડે જ, તેમ તમે નિર્ણય કરી લો કે સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્ર વિના ન ચલાય સાભળનારે સધિ કરીને જ સાભળવુ જોઇએ, નહિ તો ઊધુ સમજાઈ જાય

એક છોકરો હતો તે, ઘડીએ ઘડીએ સીડી પર ચડે અને ઉતરે તેની માને આ વાતની ખબર નહિ, પણ પાડોસણે જોયુ કે આ છોકરો ચડઊતર કર્યા કરે છે। દાદરો બહાર હતો એટલે પડોસણ જોઈ શકી તેણે કહ્યુ, "અલ્યા, પડીશ તો મરી જઈશ" હવે તેનાથી 'પડીશ' શબ્દ ધીમેથી અને 'મરીશ' શબ્દ મોટેથી બોલાયો

'મરીશ' શબ્દ માને કાને પડચો સાભળતા જ તેને ખૂબ ક્રોધ ચડચો, કે પડોસણ મારા દીકરાને મરવાનુ કહે છે તાવનો પારો તો ચડી ચડીને એક સો ને દસ સુધી ચડે, પણ ક્રોધના પારાનો તો પાર જ્ઞાની પણ પામી શકે તેમ નથી શબ્દની સધિ નહિ સાભળવાથી બન્ને વચ્ચે કલહ થઈ પડચો, અને ઝગડો ઠેઠ કોર્ટે ચડચો એમ શાસ્ત્રની સધિ જો તૂટી જાય તો સમજનાર ઊધુ જ સમજે, જ્ઞાનીઓના આશયને ન સમજતા વિતડાવાદમા ઊતરી જવાય માટે દરેકની વાત બરાબર સાભળવી જોઇએ

એક વખતે, એક સાધુ ગ્રામ, નગર, પુર, પાટણ, ફરતા ફરતા એક ગામમા પધાર્યા ગામની સડક તૂટી ગયેલી એટલે સાધુ મહારાજના પગમા ખાડા વગેરે પડી ગયા સાધુને થયુ,

કે–લાવ, પગે કંઈક લગાડું ત્યાં તો બધા લોકો દર્શન કરવા આવ્યા. એઈને કહેવા લાગ્યા, “ આહાહા ! મહારાજના પગમાં તો બહુ દરદ છે માટે દવા લગાડો. કોઈકે કહ્યુ, “ મહારાજ ! મારે ઘેર વેસેલાઈન છે, કહો તો ઘેર જઈને લઈ આવું ” સાધુએ કહ્યું “ લાવવાની જરૂર નથી. ખપ હશે તો હું પોતે જ લઈ જઈશ. સાધુ તો તેને ઘેર જઈને દવા લઈ આવ્યા. મહારાજ વૃદ્ધ ભદ્રિક અને સરળ સ્વભાવના હતા, એટલે ડાબલીમાંથી મલમ કાઢી લગાવીને ડાબલી આઘી મૂકી. ત્યાં કોઈ શ્રાવક દર્શન કરવા આવ્યો. તે વંદન કરતો જાય પણ તેની દૃષ્ટિ તો પેલી ડાબલી ઉપર જ. ડાબલી ઉપર સિગારેટ એમ લખેલું. આ શ્રાવકને વિચાર આવ્યો કે શું સાધુ પણ સિગારેટ પીતા હશે ? સાધુએ કહ્યુ “ વંદન કરતાં પણ તમારી દૃષ્ટિની ચપળતા કેવી છે ? ” આ ભાઈની મોઢામોઢ કંઈ કહેવાની તો હિંમત ન ચાલી, પણ ઘરે જઈને બધાયને કહેવા લાગ્યા. આજે તમને એક વાત બતાવું છું, મારા પર વિશ્વાસ નહિ કરો અને સાધુને ‘જી હા, જી હાં’ કર્યા કરશો તો જૈનશાસનમાં ગજબ થઈ જશે. માટે મારી સાથે જલદી ચાલો. બીજાએ કહ્યું આ ? તારી વાતમાં તંત કેમ છે ? બધા ઉશ્કેરાઈ ગયા પણ એક જાણો શ્રાવક હતો તેણે કહ્યું કોઈ પણ વાતનો તાગ કાઢયા સિવાય નિર્ણય પર આવવામાં આપણું પતન છે. બરાબર તપાસ કરીને નિર્ણય બાંધીએ તો જ આપણી ઉન્નતિ થાય, માટે વાત શું છે તે કહો. ત્યારે કહે સાધુ સિગારેટ પીએ છે. જાણુ શ્રાવકે કહ્યું ‘અરે ! આ તે કઈ લીધો ?’ ત્યારે

પેલો કહે, "ચાલો મારી સાથે. હુ તમને ડબી બતાવુ જો ડબીમાથી સિગારેટ નીકળશે તો તમને ચાર તમાચા મારીશ " પેલા ડાહ્યા શ્રાવકે બધાને પગે લાગીને કહ્યુ, "ભાઇઓ! ઉશ્કેરાઓ નહિ, ધીરા પડો " ટોળાને આવતુ જોઇ મહારાજ તો વિચારમા પડયા, કે "આ છે શુ? મે તો કઈ ગુનો કર્યો નથી, તો પછી આ ધાધલ શાની?" પેલો ડાહ્યો શ્રાવક કહે, "તમે બધા ખસી જાઓ " તેણે મહારાજને પૂછયુ, "આ ડબીમા શુ છે?" મુનિ કહે, "તેમા મારે પગે લગાડવાની દવા છે " આ સાભળી વૃદ્ધ શ્રાવકને થયુ, કે તે બધાથી દૂર રહ્યો તે ઠીક જ થયુ નહિ તો જૈન સાધુ પર અકારણ કલક લગાડત. તેણે પૂછયુ, "આ ડબી આવી કયાથી?" સાધુએ કહ્યુ –"એક શ્રાવકના ઘેરથી તેનુ નામ તો નથી જાણતો, પણ તેના ચોકમા બે જાળીઓ છે, તેમાથી પ્રવેશ થાય છે " "મહારાજ! તમે શાન્તિથી બેસો " કહી સઘ ઊપડયો પેલા શ્રાવકને ઘરે ત્યા જઈને પૂછયુ "તમારા ઘરે સાધુ આવ્યા હતા?" ઘરધણી કહે "હા " "તે કઈ લઈ ગયેલા?" "હા. સિગારેટના ડબામા વેસેલાઇન હતુ તે મે પગે લગાવવા માટે આપેલુ," સઘપતિ બધાને કહેવા લાગ્યા, "ચાલો, મારી સાથે" સાધુ પાસેથી ડબી લઈ, ઉઘાડીને બધાને બતાવી વેસેલાઇન જોઇને બધા ઝખવાણા પડી ગયા માટે ભાઈઓ! ચોક્કસાઈ કર્યા પહેલા ઉતાવળુ પગલુ કોઈ દિવસ ભરવુ નહિ ભગવાન તો ત્યા સુધી કહે છે, કે

"જોયેલુ, સાભળેલુ સૌ, જે પીડા પરને કરે,
તેવુ કઈ ના વદે ભિક્ષુ, ગૃહસ્થાચારને તજે"

સાધુ, જે કંઈ જુએ, સાંભળે, તે કોઈ દિવસ બીજા આગળ વર્ણવે નહિ ત્યારે તમે તો સાધુના ઉપાસક છો ને! તો તમારામાં પણ એ ગુણ હોવો જ જોઈએ. માટે વાતનો નિર્ણય કર્યા પહેલા જો આપણે કંઈ બોલીએ, તો ખસિયાણા પડી જવાનો પ્રસંગ આવે પેલા પુરુષને પશ્ચાત્તાપ થયો તેણે સાધુને કહ્યું, મહારાજ! મેં આપની નિંદા કરી છે માટે આપને ખમાવું છું' મુનિએ કહ્યું, "તમે જો ઉતાવળે પગલું ભર્યું ન હોત, તો ખમાવવાનો વખત ન આવત. માટે જ ભગવાન કહે છે કે—ભાઈઓ! જોયા તપાસ્યા વિના કોઈ દિવસ બોલશો નહિ અને જો બોલશો તો પસ્તાશો અને આ માના મૂળ બ્રહ્મ સ્વરૂપને ભૂલી જશો માટે બ્રહ્મને પ્રાપ્ત કરવું એ જ આપણું પ્રધાન ધ્યેય હોવું જોઈએ. આવતી કાલ આપણું મંગળ દિન છે કારણ કે તમારા માનેલા કલ્યાણ અમંગળ પણ થઈ જાય [illegible] ધર્મ તો ઉત્કૃષ્ટ મંગળ છે જૈન આ [illegible] અપૂર્વ મહોત્સવ આવે તે મહાન મંગળ દિન છે ભગવાન બ્રહ્મચર્યની જે કિંમત આંકી છે તે સામાન્ય નથી. જેમ આઠ કર્મમાં મોહનો વિજય કઠિન છે તેમ પાંચ વ્રતોમાં ચોથું વ્રત મહાન કઠિન છે શૂરવીરો પણ સમજે છે કે મોહ કાઢવો [illegible] છે મોહની વ્યાખ્યા કરતાં ભગવાન કહે છે, કે જે મૂંઝવે તેનું નામ મોહ જે મોહ ઉપર વિજય મેળવે તે આત્મા જ બ્રહ્મચર્યનું પાલન કરી શકે બ્રહ્મચર્યનું વાસ્તવિક પાલન જે આત્મા કરે છે તેણે મોહ ઉપર [illegible] વિજય મેળવેલો હોય છે જેણે મોહ ઉપર વિજય મેળવ્યો નથી તે બ્રહ્મચર્યનું પાલન કરી શકતા નથી બ્રહ્મચર્ય

સેવાની નવાઈ નથી, નભાવવાની જ નવાઈ છે ભગવાન કહે છે, કે તમે તમારો અનત કાળ વાસનામા કાઢચો છે આ માનવ અવતાર, આ અવસર વિષયને તોડવા માટે મળ્યો છે ફરીથી આવો અવસર મળવો મુશ્કેલ છે માટે કોને ખબર છે? કર્યું એ કામ અને કરવુ એ વાયદો ભાઇઓ! જે કરવાથી તમારુ પતન થાય, તેનાથી તમારે દૂર રહેવુ જોઇએ, બચવુ જોઈએ અબ્રહ્મચર્યે તો આપનો વિનાશ નોતર્યો છે જો તમે બધા ચાર ગતિમા રખડપટ્ટી કરી રહ્યા હો તો તે એક માત્ર અબ્રહ્મચર્યને કારણે શ્રીમદ્ પણ બોલ્યા છે, કે "સુખ પ્રાપ્ત કરતા સુખ ટળે છે લેશ એ લક્ષ્યે લહો" જ્ઞાનીઓ કહે છે, કે અબ્રહ્મચર્ય તો અનર્થની ખાણુ છે

खणमित्त सुक्खा वहुकाल दुक्खा
पगामदुक्खा अणिगामसुक्खा।
संसार मोक्खस्स विपक्स भूया
खाणी अणत्थाण उ कामभोगा॥

વિકારની ઉત્પત્તિમા આપ એમ માનો છો કે તમે સુખ ભોગવો છો, પણ જ્ઞાની કહે છે, કે ક્ષણિક સુખની ખાતર અનત, નિર્વિકારી અવસર તમારા હાથમાથી ચાલ્યો જાય છે. માટે ભાઇઓ! ઘણા કાળના દીર્ઘ દુ ખને તમે શામાટે નોતરી રહ્યા છો? આવુ યોગ્ય ઉમરે સમજવા છતા જો આપણે પોતાના પર કાબૂ ન રાખીએ, તો આપણા જેવો બીજો મૂર્ખ કોણ? રાત્રિ અને દિવસ અફળ ચાલ્યા જાય છે કારણ વિષય અફળ છે માટે વિષયનુ સેવન કરનારના રાત્રિદિવસ અફળ જાય છે. માટે, ભગવાન કહે છે કે આ માનવજીવન રામ અને

રમા માટે નથી મળ્યુ, પણ મહાવીર જેવા થવા માટે મળ્યુ છે કે દેવાના પ્રિયે! જિનેશ્વર ભગવાનને નિર્દેશેલા બ્રહ્મચર્યવ્રત જેમણે અંગીકાર કર્યા છે, તેઓએ પોતાના જીવનને સફળ બનાવી દીધાં છે તમારે પણ જીવનને સફળ બનાવવું છે ને? જે દિવસે આત્મા અનાદિ કાળના વિભાવને મૂકે તે ઘડી અને તે દિવસ ધન્ય છે આરાધનાના બધુ અભ્યાસ માટે તત્પર રહેવુ જોઇએ. સ્વમાં રમણ કરવુ તેને ભગવાન ઉત્કૃષ્ટ બ્રહ્મચર્ય કહે છે અને જેનુ મન ઢીલું પોચુ હોય તેને અનુમોદન આપી પ્રોત્સાહિત કરવાં જોઇએ જે દિવસે આત્મા સંસારથી છૂટે, તે દિન મંગળ છે બ્રહ્મચર્યના વ્રતી ધારનારને શીઘ્ર ધર્મપ્રાપ્તિ થાય છે ભગવાન મહાવીરે સંયમ, મહોત્સવ સહિત કેમ લીધો? એકલા ન વિચરી શકત? સભામા વ્રત લેનાર પર મોટો અંકુશ રહે છે હવે આવતી કાલનું વ્યાખ્યાન બ્રહ્મચર્ય પર જ રાખીશુ તે અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન ૪૬ મુ

(રવિવાર, અધિક શ્રાવણ શુદ ૧૧)

### બ્રહ્મચર્યનો મહિમા

मूलमेयं अहम्मस्स महादोस समुस्सयम्।
तम्हा मेहुण संसग्गं निग्गंथा वज्जयंति ण ॥

ભગવાન જિનેશ્વર દેવે બ્રહ્મચર્યની મહત્તા બતાવતા

કેવુ સુદર વિધાન કરેલુ છે! જ્યા સુધી અનર્થ વસ્તુને આત્મા ન સમજે, ત્યા સુધી અર્થની મહત્તા આત્માને ન સમજાય ભગવાન શુ બતાવી રહ્યા છે? સર્વ દોષોનુ મૂળ જો કોઈ હોય તો તે અબ્રહ્મચર્ય છે **'महादोस समुस्सयम्'** મહાન દોષને જો કોઇ ઉત્પન્ન કરનાર હોય તો તે અબ્રહ્મચર્ય છે માટે નિર્ગ્રન્થોએ મૈથુનનો સગ વર્જ્યો છે મૈથુનનો સંસર્ગ મહાન દોષોને ઉત્પન્ન કરનાર છે, માટે જ તેનો પરિચય નિર્ગ્રન્થોએ સર્વથા વર્જ્ય માન્યો છે જ્ઞાનીઓ કહે છે, કે અબ્રહ્મચર્ય ઘોર, દુષ્ટ પ્રમાદનુ ઘર છે મુનિઓ તેની ઈચ્છા કરતા નથી તેઓ તેને ત્યજે છે અબ્રહ્મચર્ય ચારિત્રના ભેદનો નાશ કરનાર છે માટે **'नायरन्ति मुणिलोयम्'** મુનિઓ આવા અબ્રહ્મચર્યને આચરતા નથી બ્રહ્મચર્યનુ પાલન કર્યા પછી બ્રહ્મચારીએ કેવી રીતે વિચરવુ તે કહે છે

**" जहा कुक्कुड पोयस्स निच्च कुललओ भयम् ।**
**एव खु बंभचारिस्स इत्थी विग्गहओ भयम् ॥ "**

જેમ કૂકડાના બચ્ચાને બિલાડીનો સદાય ભય રહે છે, તેમ બ્રહ્મચારીને સ્રીના સસર્ગથી બ્રહ્મચર્યના નાશનો ભય રહે છે કૂકડાનુ બચ્ચુ જેમ બિલાડીથી ડરતુ રહે છે, તેમ બ્રહ્મચારીએ સ્રીઓથી સદાયે ભય પામતા રહેવુ જોઇએ ગૌતમ સ્વામી ભગવાનને પૂછે છે, " હે પ્રભુદેવ! આત્મા તો બ્રહ્મ સ્વરૂપ છે, તો પછી અબ્રહ્મના પરિણામ ઉત્પન્ન થવાનુ કારણ શુ ?" ભગવાન કહે છે, "હે ગૌતમ! ચાર સજ્ઞાઓ છે આહાર, ભય, મૈથુન અને પરિગ્રહ," તીર્થંકર ભગવાન આ બધુ

કેવળ જ્ઞાન વડે જોઈને કહે છે ચાર ગતિ, ચોવીસ દંડક અને ચોર્યાસી લાખ યોનિયોના જીવોને આ ચારે સંજ્ઞા લાગુ પડેલી છે તમે કદાચ એમ માનતા હશો કે માત્ર મનુષ્યો જ મૈથુનને સેવી રહ્યા છે તેમ તો નથી. ચારે ગતિના જીવો મૈથુનવૃત્તિને સેવી રહ્યા છે જો ફેર હોય તો માત્રાનો જ છે પણ એક માન અને બીજું મૈથુન—એ બે સંજ્ઞાઓ બીજા કરતા મનુષ્ય વધારે છે માટે માન અને મૈથુનથી મનુષ્યે ખૂબ જ સાવધ રહેવાનું છે ઠાણાંગ સૂત્રમા ભગવાન કહે છે, કે મૈથુન સંજ્ઞા જીવને ઉત્પન્ન થવાના ચાર કારણો છે પહેલું કારણ શરીરની પુષ્ટતા લોહી માસ અને મજ્જાથી શરીર ખૂબ જ પુષ્ટ હોય ત્યારે મૈથુનવૃત્તિ પ્રબળ બને છે માટે પુષ્ટિકારક આહાર અને ઔષધોનું સેવન જેટલુ વધારે તેટલું બ્રહ્મચર્ય પાલનનું કામ અઘરૂ આયંબીલોથી જેટલું શરીરને પુષ્ટ કરશો અને જો સામે તપ નહિ કરો તો બ્રહ્મચર્ય ભગ ન થો સરળ થશે. જ્યારે બીજી પમે શાસ્ત્રકારો એમ કહે છે કે શરીરમાદ્યં ખલુ ધર્મસાધનમ્ ધર્મ કરવાનુ પ્રથમ અને પહેલુ સાધન તો શરીર છે શરીરને વેરી નાખો તેનો નાશ કરી નાખો એવું કહેવાનો ઉદ્દેશ નથી પણ કહેવાનુ એ છે કે વિષયના ઉપભોગને અર્થે શરીરને પુષ્ટ ન બનાવશો શરીરને પુષ્ટ અને નીરોગી રાખવુ જોઈએ, પણ તે આત્માના હિત વિષયના નહિ નીરોગી શરીર આપણુને ધર્મમાં સહાય કરે છે ભગવાન કહે છે કે ભાઈઓ! તમારા શરીરની રક્ષા કરનાર તમારુ વીર્ય છે જેટલી વીર્યની રક્ષા તેટલુ આત્મા અને શરીરનુ કલ્યાણ અને જેટલુ વીર્યનું પતન તેટલુ

આત્મા અને શરીરનું પતન જ્ઞાનીઓ કેવી સુંદર વાત કરે છે! બીજુ કારણ ત્રણ વેદ છે તેનાથી જીવને મૈથુન સેવવાનુ મન થાય છે આત્માનો વિકાર જેટલો મોળો પડે, તેટલુ બ્રહ્મચર્ય પાળવાનુ મન વધારે થાય સ્ત્રીવેદ કે પુરૂષવેદની પ્રકૃતિ સત્તામા પડેલી છે, અને તે જ્યારે ઉદયમા આવે છે ત્યારે મૈથુન સેવવાની સંજ્ઞા ઉત્પન્ન થાય છે પણ તે સમયે જો તે વૃત્તિને લાત મારે તો બ્રહ્મચર્ય પાળવાની ભાવના થાય બ્રહ્મચારીએ એ વાત ધ્યાનમા રાખવાની છે, કે તેના આત્મામા બાંધેલા વેદના દળિયાનો ક્ષય કરવા તેણે બ્રહ્મચર્ય-વ્રતને અંગીકાર કર્યું છે જો અવેદી ભાવનુ લક્ષ્ય ન થાય તો વિકાર તેને પજવે અને જો વિકાર પજવે તો આત્માનુ પતન થાય ભગવાન કહે છે, કે ભાઈઓ! આ બીજુ કારણ છે મોહનીય કર્મની પ્રકૃતિને લઈને જીવ મૈથુનને સેવે છે તમે જો કારણને પુષ્ટ કરશો તો કાર્ય નીપજશે જ

"કારણ જોગે હો કારજ નીપજે રે, એમા કોઇ ન વાદ,
પણ કારણ વિણ કારજ સાધિંયે રે, એ નિજ મત ઉન્માદ"

તમે જો ચાર કારણોને સમજીને આચરતા શીખી જાઓ, તો જે કામ તમને દુષ્કર લાગે છે તે સુકર અને સહેલુ બની જશે હવે ત્રીજુ કારણ છે શૃંગાર શરીરને શોભતા શણગાર કરવાથી જીવને મૈથુનની સંજ્ઞા ઉત્પન્ન થાય છે જેને બ્રહ્મચર્ય પાળવાની ઈચ્છા છે, તેણે પોતાના શરીરને સાદુ જ, શણગાર વગરનુ જ રાખવુ જોઈએ જો શરીર આભૂષણોથી અલંકૃત અને વિભૂષિત કરવામા ન આવે, તો બીજા માટે આપણે

મૈથુનના કારણ રૂપ ન થઈએ બ્રહ્મચર્યની હત્યા થાય તેવી વાતો, તેવા વિલાસો, તેવા વિચારો વગેરે કરવા અને સાંભળવાથી આત્માને વિકાર ઉપજે છે નવલકથાઓ સામયિકો વગેરે વાચવાથી પણ આત્મામાં વિકારો ઉત્પન્ન થાય છે માટે ભગવાન કહે છે, કે દિનપ્રતિદિન જો નાવણ, ધોવણ અને શોભતા શણગાર બ્રહ્મચારી કરે તો તેનું બ્રહ્મચર્ય લૂંટાવાનો ભય રહે. દશવૈકાલિક સૂત્રમાં ભગવાને કહ્યુ છે કે-

> विभूसावत्तिय भिक्खु कम्म ब धइ चिक्कणम् ।
> स सारसायरे घोरे जेण पडइ दुरुत्तरे ॥

વિભૂષાનો કરનાર ચીકણા કર્મો બાંધે છે અને તે ઘોર એવા સસારસાગરમા પડે છે બ્રહ્મચર્યભ ગથી કેટલુ નુકશાન થાય છે તે વર્ણવ્યુ માટે સાદાઈથી જ બ્રહ્મચર્યનુ રક્ષણ થાય છે આપણે કોઈના નિમિત્તરૂપ ન બનીએ તેટલા માટે સાધુઓ માટે શ્વેત વસ્ત્રના પરિધાનનુ વિધાન ભગવાને કર્યું છે ચોથુ કારણ છે ભોગ. નજરે જોવાથી પણ મૈથુન સજ્ઞા ઉત્પન્ન થાય છે આ ચાર કારણોમા ત્રણ કારણો બાહ્ય છે અને એક આભ્યતર છે બાહ્ય કારણોનો ત્યાગ કરવાથી અબ્રહ્મચારીનુ અબ્રહ્મચર્ય નબળુ પડી જાય છે, સાથે સાથે આભ્યન્તર કારણ પણ નિબળ બને છે ભગવાન કહે છે કે –હે મુનિ! સ્રીને જોઈને કદાચ તમને મૈથુન સજ્ઞા ઉત્પન્ન થાય તો તે વખતે તમારે એમ વિચાર કરવો કે એ તો न सा महं नोऽपि अहं पि तीसे સ્રી મારી નથી અને હું

એનો નથી જેમ સૂર્ય સામે દષ્ટિ પડે અને દષ્ટિને ખેંચી લઇએ છીએ, તેમ સ્ત્રીની સામે જેવી ભોગ-વિકારની દષ્ટિ પડે કે તેવી જ તે પાછી ખેંચી લો એવી જ રીતે, સ્ત્રીએ પણ પુરુષ સામેથી દષ્ટિ ખેંચી લેવી જોઈએ કોઈ કોઇ સ્થળે સ્ત્રીને રાક્ષસી કહી છે, પણ તેવુ નથી તમારામા જો તે રાક્ષસી-ભાવને ઉત્પન્ન કરે, તો તે રાક્ષસી છે અને દૈવી ભાવને ઉત્પન્ન કરે તો તે દૈવી છે આ વાત એક દષ્ટાન્તથી સમજાવીએ

એક સમયે શિવાજી મહારાજે શત્રુના રાજ્ય પર ચડાઈ કરી અને રાજ્ય જીતી લીધુ તે રાજ્યમા એક કુવરી તેજ તેજના અબાર સમી હતી તેને જોઇને સૈનિકોને થયુ, કે આવા અદ્દભુત લાવણ્યવાળી રાજકન્યાને જો મહારાજ પાસે લઈ જઇશુ તો તે બહુ ખુશી થશે તેઓ રાજકન્યાને લઈને શિવાજી પાસે આવ્યા આ વખતે શિવાજીનાં માતા જીજીબા પાસે જ બેઠા હતા તેણે મનમાં વિચાર કર્યો, કે આજે મારા ખોળામા આળોટનારનુ પારખું કરવાનો વખત આવ્યો છે જોઉ તો ખરી, એ આજે શું કરે છે ! આખી સભા ખીચોખીચ ભરેલી છે આવી સુદર રાજ-કન્યાનુ શિવાજી શુ કરશે તે જોવા-જાણવા સહુ કોઈ ઉત્સુક છે માતાને પણ પોતાના પુત્રનુ પારખુ જોવાના કોડ છે. શિવાજી શો જવાબ આપે છે ? ભાઇઓ ! આ જગત તો વહુરત્ના વસુધરા છે જગતમા ધર્મીઓ છે અને અધર્મીઓ પણ છે શિવાજી કહે છે, " મા ! તારી કુક્ષિમા હુ જો જન્મ્યો હોત, તો તારા અપાર સૌન્દર્યને હુ પણ પામત બહેન !

તું મારી ભગિની છે અને હું તારો ભાઈ છું જુઓ, સામે ચલાવીને સ્ત્રી-રત્ન હાથમાં આવે છે છતાં તે સ્વીકારતો નથી પોતાની વૃત્તિ પર સંયમ રાખી રાજકન્યાને બહેનના પદે સ્થાપે છે સંમુખ પડેલી વસ્તુ જોઈ વૃત્તિઓ પર કાપ મૂકવો તે સહેલુ નથી. સાધારણ માણસના ગજા બહારની એ વાત છે શિવાજીનું આ કથન સાંભળી જીજી-બાના હર્ષનો પાર રહેતો નથી. 'શાબાશ! ધન્ય છે પુત્ર! તે મારી કૂખ ઉજાળી' આવા ઉદ્ગારો તેના આનંદભર્યા હૈયામાંથી સ્વયં નીકળી પડે છે આજે મારુ માતૃત્વ સાર્થક થયુ ' તમે તમારી માતાઓના માતૃત્વને આવી રીતે સાર્થક કર્યુ છે? ભગવાન કહે છે કે આ જગતની અપાર વસ્તુઓ તમને ખાવાપીવા અને ઉપભોગ માટે નથી, પણ તે ઉપરથી વૃત્તિ ઉઠાડવા માટે મળી છે શિવાજી કયાંના હતા તેની ખબર નથી પણ તેનુ દ્રષ્ટાંત લોકો માટે કેટલુ ઉપકારક થઈ પડયુ! મહાવીરના શ્રાવક પણ આવા જ હોય સો તેમનુ દ્રષ્ટાંત દેતા અમને કેટલો આનંદ થાય! અમને કેટલુ ગૌરવ ઉપજે! જેમ શિવાજીને થયુ કે આ સ્ત્રી મારી બહેન છે— This woman is my sister તમને પણ કોઈ સુંદર સ્ત્રીને જોઈને થવુ જોઈએ કે આ મારી નથી અને હું તેનો નથી માટે મોહનો વિજય કરો બ્રહ્મચર્યનો પ્રભાવ તો કોઈ અવર્ણનીય અને અલૌકિક વસ્તુ છે જે ભાઈ કે બહેન જે દિવસે પોતાની વૃત્તિ પર કાપ મૂકશે, તે દિવસ તેના માટે સોનાનો ઊગશે. વૃદ્ધાવસ્થાના વધવા સાથે વૃત્તિઓ પણ વધતી જાય છે तृष्णा न जीर्णा वयमेव जीर्णा આપણે જીર્ણ થઈએ

છીએ, પણ આપણી તૃષ્ણા તો જીર્ણ બનતી નથી તે તો વયના વધવા સાથે વધારે યુવાન થતી ચાલે છે માટે, આ સંસારમાં ખૂબ જ સાચવીને, સાવધ રહીને ચાલવા જેવું છે પાંચ હજાર ગુમાવો છો તો તે મનમાં ખટકે છે. પણ ભાઇઓ! ધન ગુમાવતાં આપણે કાંઈ પણ ગુમાવતા નથી એક અંગ્રેજ કવિએ કહ્યું છે, કે—

If wealth is lost, nothing is lost,
If health is lost, something is lost,
But if character is lost, everything is lost

જેણે ધન ગુમાવ્યું તેણે કાંઈ પણ નથી ગુમાવ્યું, જેણે સ્વાસ્થ્ય ગુમાવ્યું, તેણે કંઈક ગુમાવ્યું, પણ જેણે ચારિત્ર ગુમાવ્યું તેણે તો બધું ગુમાવ્યું તેનો તો સર્વનાશ નાશ થયો ભાઈઓ! હજી પણ અમારે તમને પરસ્ત્રી, પરધન, વગેરેના ત્યાગ માટે ઉપદેશ આપવો પડે તે કેવું કહેવાય? જૈન કુળમાં આવું હોય જ નહિ જ્ઞાનીઓ કહે છે, કે તમે તમારી જવાબદારી સમજો જે કુળમાં જન્મ્યા છો તે કુળની જવાબદારી નહિ સમજો તો તે જવાબદારી જોખમદારી થઈ જશે માટે, જીવનને ઉજ્જવલ કરવા બ્રહ્મચર્ય વ્રતને અપનાવવું પડશે ધન્ય છે તે આત્માને, જે બ્રહ્મચર્ય વ્રતનો સ્વીકાર કરે છે તેને અભિનન્દન આપો ભાઇઓ! તમારે માટે એ શુભ અવસર ક્યારે આવશે! વૃત્તિઓને કાબૂમાં રાખવી તે કાંઈ કાયરનું કામ નથી, પણ શૂરવીરોનું કામ છે બ્રહ્મચારી તો દેવોથી પણ ચડે તેને દેવો પણ નમે. ચપટી વગાડીએ એટલી વારમાં જમ્બુદ્વીપને ચોવીસ વાર ફેરા ફરી આવવાનું

આજે ઘણા કહે છે, કે અમે પાળીએ છીએ તો પછી પ્રત્યાખ્યાનની શી જરૂર છે? તે વિચારવાનો આજે no time—સમય નથી પણ ભગવાન કહે છે, કે—

**देवदाणवगन्धव्वा जक्खरक्खसकिन्नरा ।**
**बंभयारिं नमसन्ति दुक्करं जे करन्ति ते ॥**

જે સ્ત્રી વિનાનો છે અને ભોગ ભોગવતો નથી, તેને અમે ત્યાગી નથી કહેતા, કારણ કે "ન મળી નારી એટલે બન્યા બ્રહ્મચારી" પણ ભગવાનના કોઠામાંથી નીકળેલી જે ગંગા, **तस्स पडिक्कमामि, निंदामि, गरिहामि, अप्पाण वोसिरामि'** કરે, તેને જ અમે ત્યાગી કહીએ છીએ તે જ સાચો ત્યાગી છે જેમ તમે મકાન ખરીદ્યુ, પણ જ્યાસુધી તે સરકારમા રજિસ્ટર નથી થયુ ત્યાસુધી તમારુ કહેવાતુ નથી, એમ જ્યાસુધી તમારુ નામ જિનેશ્વરના રજિસ્ટરે ન ચડે ત્યાસુધી તમે વસ્તુના સર્વ રીતે અધિકારી થઇ શકતા નથી પચ્ચખાણ એ જીવને કાબૂમા લાવનાર છે પચ્ચખાણ શેના થાય? પાપના એટલા માટે જ શાસ્ત્રમા કહ્યુ છે, કે ઘોરમા ઘોર કરણી કરી જો કોઈ દોષ લાગ્યા હોય અને તેનુ પ્રાયશ્ચિત્ત કરે તો તેમાથી મુક્ત થઈને આરાધક થાય છે ત્યાસુધી ભાવ કહેવાયા હવે આગળ અવસરે કહેવાશે

## વ્યાખ્યાન ૪૭ મું

(સોમવાર, અધિક શ્રાવણ સુદ ૧૨)

રાયપસેણીય સૂત્રનો અધિકાર ચાલી રહ્યો છે ભગવાન સુધર્મા સ્વામી જમ્બુજીને પરમ તારકની અમૃત જેવી મીઠી વાણીનાં શરબત પાઈ રહ્યા છે અને જમ્બુજી એ મીઠા શરબતનું પાન કરી રહ્યા છે એમાં, ભગવાન સુધર્મા સ્વામી શું ફરમાવે છે? તે કહે છે, 'હે જમ્બુ! મારા તારક ભગવાન એમ કહેતા હતા, કે આ જીવે અનંત પુદ્‌ગલ પરાવર્ત કર્યાં પણ હજી એનું ઠેકાણું પડતું નથી." આત્મા જો જાગ્રત થાય, તો તે તત્ત્વને પામી જાય. એવો અવસર પણ મળી આવે છે, અહો! જેને આત્માની નિઃશંકતા થઈ ગઈ તે આત્મા પછી જડમાં રમે નહિ. પણ અનાદિ કાળથી આપણો આત્મા જડના બહાને જડમાં નિઃશંક થઈને બેઠો છે દુનિયાના જીવો પરની પ્રતીતિ કરવા દોડધામ કરી રહ્યા છે, પણ જ્યારે સાચી પ્રતીતિ થાય ત્યારે જ લાભ થાય. ખોટી પ્રતીતિમાં આપણે પણ જ ગુમાવ્યું છે માટે ભગવાન કહે છે, કે ખોટામાં એક એક જીવ કેવો નિઃશંક થઈને વર્તે છે! તેમાં જરા પણ તે શંકા રાખતો નથી બાળક જન્મે છે ત્યારે માતાપિતા એમ માને છે કે તે ખૂબ જ ભણશે, ખૂબ જ હોશિયાર થશે એવું તેનું લલાટ કહી આપે છે મોટો થયે તે ખૂબ તેજસ્વી થશે તેવા તેના લક્ષણો જણાય છે એવી જ રીતે અલ્પાવાદી માટે પ્રતીતિ વિગેરે શંકાને સ્થાન નથી પછી ભલેને દીકરો મોટો

થાય અને માબાપને ઘરમાથી કાઢી મૂકે! એવુ શુ નથી બનતુ? બને છે ભગવાન કહે છે, કે પહેલા આશાવાદી અને પછી નિશક થઈને તે રહે છે બંધુઓ! ભગવાન કહે છે, કે જ્યા શકાને સ્થાન છે ત્યા તમે નિશક થઇને બેઠા છો. જે આત્મા પુણ્યમા અને પુણ્યના ફળોમાં નિશક થાય, તે આત્મા ચોથા ગુણસ્થાનકે ચડી જાય માટે, બાપુ! તુ એક વાર નિશક થઈ જા પરમા તુ નિશક થયો પણ હજી પોતાનામા નથી થયો ભગવાન કહે છે, કે આત્માની નિશક-દશાની વાત કરતા હોઈએ પણ જેવી જડની ઋદ્ધિની વાત આવે ત્યા આત્મા નાચવા માડે અને આત્માની ઋદ્ધિની વાત આવે ત્યારે તે મૂગો થઇ જાય છે જીવ કહે છે, કે અમે શુ કરીએ? પાચમા આરામાં મોક્ષમાં ક્યા જવાય છે? અરે! ભાઇ! એકાવતારીપણુ તો મળે છે ને? તો જેટલી ઋદ્ધિ મળી છે એટલીને તો પહોચી વળ ધર્મમા આત્મા શકા વેદી રહ્યો છે દીકરો મોટો થશે ત્યારે ઘરમા વહુનાં કકુવરણા પગલા થશે અને અભરે ભરાશે ભગવાન કહે છે, કે જ્યા નિધાન પડ્યુ છે ત્યાનુ માહાત્મ્ય સમજાતુ નથી અને જ્યા નથી તેનુ સમજાય છે આનદઘનજી મહાત્મા કહે છે, કે—

પરમ નિધાન પ્રગટ મુખ આગળે,
જગત ઉલ્લઘી હો જાય જિનેશ્વર,
જ્યોતિ વિના જુઓ જગદીશને,
અધોઅધ પલાય, જિનેશ્વર

ભગવાન ધર્મ જિનેશ્વરનુ સ્તવન કરતા આધ્યાત્મિક યોગી

આનન્દઘનજી મહાત્મા એમ બોલે છે, કે હે પ્રભો! અમારી અવળાઇના પોકાર કોની આગળ જઇને કરીએ? 'પરમ નિધાન પ્રગટ મુખ આગળે. ચક્રવતી'ના મહેલમા જે નિધાન પડયાં છે, તેનાથી કયાય વધારે કિંમતી નિધાન અમારા ઘરમા ભર્યા છે ચક્રવતીના નિધાન એકેન્દ્રિય અને પંચેન્દ્રિય છે, પણ આ રની પાસે તો નિધાન ભરપુર ભર્યા છે પ્રભુ! આપની વાણી અને સૂત્ર જ્ઞાનરૂપી નિધાન મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અવધિજ્ઞાન, મન પર્યવ જ્ઞાન અને કેવળ જ્ઞાન, સમ્યગ્ જ્ઞાન દર્શન અને ચારિત્રરૂપી નિધાન ભરેલા છે, છતા આત્મા એ નિધાનને ઓળખતો નથી અને બહાર બટકા ભરવા જાય છે જ્યોતિ વિના જુઓ જગદીશને નાથ! તમારા નિધાન અમે કેમ મેળવી શકતા નથી? જમ્બુદ્વીપ પ્રજ્ઞપ્તિમા ભગવાને કહ્યું છે કે ભરત મહારાજા જ્યારે છ ખંડ સાધવા ગયા ત્યારે સાધતા સાધતા તમિસ્રા નામની ગુફા આગળ આવ્યા એ સાધ્યા વિના કોઇથી બહાર ન નીકળાય. એ ગુફામા એવુ અધારુ છે કે ચક્રવતીની પણ તાકાત નથી કે તે એને ઉલ્લંઘી શકે એ ગુફાના રક્ષક કૃતમાલ અને નૃતમાલ દેવો એને સાધવા માટે અઠ્ઠમ કરે. દેવો સાધવા માટે તેર તેર અઠ્ઠમ કરવા પડે અને એમના સેનાપતિ સુખસેનને પણ અઠ્ઠમ કરવા પડે એક પાટુ મારે તો દ્વાર તોડી નાખે એવા જબરા સામર્થ્યવાળા છે પણ સાધવા માટે તેમને બીજા દેવોમા જવુ પડે છ સેનાપતિ વગેરે રત્ન છે એમા એ રત્ન એવુ છે કે જે ચક્રવતીને પ્રકાશ આપે છે દેવને સાધ્યા પછી એ નના પ્રકાશ હોય તો આખી સેના ગુફાને

ઉલ્લઘી જાય આપણો દેશ કયા છે? મોક્ષમા એ દેશને સાધવા જવુ છે તો કેટલો પ્રકાશ જોઇશે? આપણી આસપાસ મિથ્યાત્વરૂપી તમિસ્રા ગુફાનુ ઘોર તિમિર—અધકાર પડેલ છે ત્યા તો એક વૈતાઢય પર્વત છે, પણ આપણા દેશમા તો આઠ આઠ ડુગરાઓ આડા પડેલા છે તેમાના ચાર તો ઘાતી છે, પણ આપણે તો તમિસ્રા રૂપી મિથ્યાત્વનો નાશ કરીને પ્રકાશમા જવુ છે તો જિનેશ્વરની વાણીરૂપી જ્યોતિ અને સર્ચલાઇટ જો આપણી પાસે નહિ હોય, તો આપણે આત્મ દેશને સાધી નહિ શકીએ

ઘાતી ડુગર આડા અતિ ઘણા, તુજ દરશણ જગનાથ,
ધિઠ્ઠાઈ કરી મારગ સચરુ, સગુ કોઈ ન સાથ

હે નાથ! ભરત ચક્રવર્તીને તો દેશ સાધવામા માત્ર એક વૈતાઢય પર્વત આડો પડયો છે પણ હે દયાળુ નાથ! અમારે પણ તમારા દર્શન કરવા છે, પણ અમારા માર્ગમા ચાર ઘાતી કર્મના ડુગરાઓ આડા પડયા છે અરે, ભાઈ! અનત કાળ સુધી પૃથ્વી, પાણી, અગ્નિ અને વાયુ પર પ્રહારો કર્યા, ક્રોધ આવ્યો ત્યારે સ્ત્રી ઉપર પણ ઘા કર્યો પણ જ્યા સુધી ઘાતી કર્મો ઉપર ઘા ન થાય ત્યાસુધી દેશ નહિ સધાય માટે એક, બે નહિ પણ ચાર, આત્માના ગુણની ઘાત કરનાર ડુગરા પડયા છે, તો હે પ્રભુ! 'ઘાતી ડુગર આડા અતિ ઘણા' છે, તો આપના દર્શન અમને શી રીતે થશે? જ્યાસુધી મિથ્યાત્વરૂપી તમિસ્રા ગુફાનુ દ્વાર ન ઊઘડે, ત્યાસુધી અમને આપના દર્શન કેવી રીતે થશે? ભગવાન! મારી શી વાત કરુ!

કદાચ કોઈ ભવમા દ્વાર ઉઘાડવાના અવસર આવ્યા હશે પણ તે વખતે મે પિટ્ટાઈ કરી અને કહ્યુ કે ભગવાન શુ કહેવાના હતા! હુ કહુ છુ તે જ સાચુ છે દ્વાર ખૂલવાનો વખત આવ્યો પણ હુ જ પાછો પડ્યો કોઈ કોઈ દ્વાર એવા હોય છે કે ઉઘાડવા જઈએ તો ખાડામાં પછડાય. 'ભગવાન! હુ એવો એકલપેટો થઈ ગયો કે ભ્રષ્ટપણામા સરી પડ્યો અને સાથીઓએ પણ મારો સાથ છોડી દીધો. નાથ! તમારુ પરમ નિધાન પડેલુ, પણ હુ દુર્ભાગી મિથ્યાત્વનુ દ્વાર ઉઘાડી શક્યો નહિ તમારે શુ જોઈએ છે? નિધાનનુ નામ સાંભળતા તો તમારા મોઢા પહોળા થઈ જાય છે પણ નિધાન તો અંદર પડ્યા છે બહાર શીદને શોધો છો? સુર્વાભદેવે નિધાન પ્રગટ કર્યુ તો તેને ભગવાનના દર્શન થયા. તમારે દર્શન કરવા છે ને? ક્યારે? નિધાન પ્રગટ થયા પછી દેવોના ડગાવ્યો પણ ડગે નહિ સાક્ષાત કામદેવ જેવા પણ નીચે ઉતરે તોય ચલાયમાન થાય નહિ આ મા તમિસ્રા ગુફાના દ્વાર ઉઘાડીને ભગવાનના દર્શન કરી શકે છે સમ્યગ્ જ્ઞાનવાળાને આવરણ કેવળ જ્ઞાનની પ્રતીતિ થાય છે નિરાવરણ કેવળ જ્ઞાન તો તેરમા ગુણસ્થાનકે છે હવે, સુર્વાભદેવ નિશ્ચયપણુ પ્રાપ્ત કરીને ભગવાનને પૂછે છે હે ભગવાન! આ સુર્વાભ સમ્યગ્ દૃષ્ટિ છે કે મિથ્યાદૃષ્ટિ? સમકિત આવ્યા બાદ સમકિત રહે તો સમકિત. પંદર ભવથી વધારે તે ઉત્કૃષ્ટપણે નહિ અને જો સમકિતને ઉલટી જાય તો અર્ધ પુદ્ગલ પરાવર્ત રખડે, પણ અનન્ત ભવની અપેક્ષાએ એ પરીત કહેવાય કારણ કે જગતમાં અનન્ત પુદ્ગલો છે એના જીવ નવા નવા પુદ્ગલો ગ્રહણ

કરતો જાય અને જૂના જૂના છોડતો જાય માટે 'वंधे लगा' અને 'मूके लगा' આવા અનન્ત પરમાણુઓથી ૧૪ રાજલોક ભર્યા પડ્યા છે એ બધા પુદ્ગલ પરાવર્તને આપણ જીવે પણ અહી અહીંને મૂક્યા છે એક પુદ્ગલ પરાવર્તમા અનત કાળ વહી જાય તે કાળ આપણા જીવે અનત વાર કાઢ્યો છે વીશ ક્રોડા ક્રોડી સાગરોપમનુ એક કાળચક્ર થાય. ઉત્સર્પિણી અને અવસર્પિણીમા બે ચોવીસી જાય એવી અનન્ત ચોવીસી જાય ત્યારે એક પુદ્ગલ પરાવર્ત થાય આવા ઘોર દુખ સહન કરીને આત્મા આ માનવભવમા આવ્યો છે હવે જો આપણે આ ભવને મોજશોખ અને વાડી-લાડીમા વેડફી નાખીશુ, તો ફરીથી આવા પુદ્ગલ પરાવર્તો કરવા પડશે બધુઓ! એક પાચ દિવસનુ દુખ સહન કરતા ત્રાસી જાઓ છો, તો અનન્ત કાળનુ દુઃખ તમારાથી કેમ કઢાશે? માટે એક ક્ષણનો પણ પ્રમાદ ન કરો અમને તમારી દયા આવે છે

'ધર્મ વિના નથી કોઈ સગુ આ સસારમા' જો પોતાનો સ્વાર્થ સધાતો નહિ હોય, તો મા પણ તમારી સગી નથી. માટે, દુર્ગતિમા પડતા જીવને ધર્મ એક જ સહાય કરનાર છે દુખમાથી છૂટી છૂટીને પ્રકાશના ભવમા આવ્યા છો. શરૂઆતમા આપણે ત્યા કોડિયા હતા, ત્યારે પ્રકાશ કેવો હતો? ફાનસ આવ્યા એટલે કોડિયાને ફગાવી દીધા ને? અને મુબઈ જેવા શહેરમા શુ આવ્યુ? વિજળી-લાઈટ અને રાતને પણ દિવસમા ફેરવી નાખે તેવી ટ્યૂબલાઈટ આવી. માટે જેમ જેમ વધારે પ્રકાશવાળી વસ્તુ મળતી ગઈ, તેમ તેમ

જૂનીનો ત્યાગ થતો ગયો શા માટે? તમને ભાન થયું, કે કોડિયાં કરતાં ફાનસ અને ફાનસ કરતા વિજળી-લાઈટ વધારે પ્રકાશ આપે છે પણ આ બધા કરતાં વધારે કીમતી શું છે? આખ-લાઈટ હોય પણ ચક્ષુ ન હોય, તો બધું નકામું છે ત્યારે સમજે છો ને! ચક્ષુ હોય, પણ દેહદેવળમાં બેઠેલો ચૈતન્ય દેવ જો ઊડી જાય તો! કોની કીમત વધારે? ચક્ષુની કે આત્માની? આત્મા નથી તો ચક્ષુ નથી અને જો ચક્ષુ નથી તો લાઈટની પણ કિંમત નથી જો તમે સૂક્ષ્મ નિરીક્ષણ કરશો તો તમને જણાશે, કે સહુથી વધારે મૂલ્યવાન જો કંઈ હોય તો તે આત્મતત્ત્વ જ છે તેના સિવાય બધું નકામું છે—Total loss છે જ્ઞાની કહે છે, કે 'દીવો લઈને કૂવે પડ્યો ધિક્કાર છે મુજને ખરે '

આખળો ચાલતા ચાલતા ન જોઈ શકવાના કારણે કદાચ કૂવામાં પડી જાય, પણ, ભગવાન! અમે તો એવા પાક્યા કે આંખો હોવા છતાં કૂવામાં પડતું મૂક્યું માટે મેઘકુમારે અને મૃગાપુત્રે તેમની માતાને કહ્યું કે 'હે માતા! ક્ષણ લાખેણી જાય રે ભાઈઓ! કેટલી તૈયાર હશે ત્યારે આ શબ્દો તેમના મુખમાંથી નીકળ્યા હશે! 'મા! અનન્ત ચોવીસી ગઈ અને દીવો લઈ હું કૂવે પડ્યો હતો મા! હવે બીજી માતા નથી કરવી જુઓ! તમને કેવા સંવેગ અને નિર્વેદ ઊપડ્યા હશે' પુદ્ગલ પરાવર્તનની વાત કરતા શાસ્ત્રકારો કહે છે કે સાત પુદ્ગલ પરાવર્તમાં ઘણે ભાગ મૂકે ભાગ મા આ માર્ગે પો મા પોર દુઃખો સહન કર્યાં છે

તેમા વળી, કાકતાલીય ન્યાયે-કાગડાને બેસવુ અને ડાળીનુ પડવુ-આપણે ચેતી જવુ જોઈએ સૂર્યાભદેવ નાથને પૂછે છે, "હે નાથ! હુ પરીત સસારી કે અપરીત?" પ્રભુ! આપ એમ ફરમાવો છો કે સમ્યક્ સળગ અને સળગ રહે તો પદર ભવથી વધારે ન કરે કા તો ત્રણ ભવ, સાત ભવ કે પછી પદર ભવે, કે કદાચ સમ્યક્ત્વને પામી જાય તો એવા આત્માને પરીત સસારી કહે છે "નાથ! આપ પદર ભવ-વાળાને અને ત્રણ ભવવાળાને પરીત સસારી કહો છો, તો સૂર્યાભ કઇ દશામા છે? શુ પરીતમા પંદર ભવ લેવાના છે? નાથ! સૂર્યાભને રખડવાનો હજી કેટલો કાળ બાકી છે?" ભગવાન કહે છે, "બાપુ! તુ સસારી છો એમા પણ તારે તો આ દેવનો ચરમ ભવ છે, રખડવાનું નથી" પ્રશ્ન પૂછવાની ખૂબી તો જુઓ પરીત હોવા છતા કેટલાક આત્માઓ દુર્લભબોધી હોય છે "હે ભગવાન! આ સૂર્યાભ દુર્લભબોધી છે કે સુલભબોધી?" ભગવાન કહે છે, "ભાઈ! તુ સુલભ બોધી છે જ્યારે તુ દેવનો ભવ છોડીને મનુષ્યભવમા જઇશ, ત્યારે તને સહેલાઈથી ધર્મની પ્રાપ્તિ થશે"

ભૃગુ પુરોહિતના પુત્રોએ દુર્લભબોધી કર્મ બાધેલુ તેથી ધર્મની પ્રાપ્તિ સહેલાઈથી ન થઈ આની સધિ મેળવતા સૂર્યાભદેવ કયા પ્રશ્નો કરશે તે આગળ ઉપર અવસરે કહેવાશે.

---

જુનીનો ત્યાગ થતો ગયો શા માટે? તમને ભાન થયુ, કે કોડિયા કરતાં ફાનસ અને ફાનસ કરતા વિજળી-લાઈટ વધારે પ્રકાશ આપે છે પણ આ બધા કરતા વધારે કીમતી શુ છે? આખ. લાઈટ હોય પણ ચક્ષુ ન હોય, તો બધુ નકામુ છે ત્યારે સમજો છો ને? ચક્ષુ હોય, પણ દેહદેવળમા બેઠેલો ચૈતન્ય દેવ જો ઊઠી જાય તો? કોની કીમત વધારે? ચક્ષુની કે આત્માની? આત્મા નથી તો ચક્ષુ નથી; અને જો ચક્ષુ નથી તો લાઈટની પણ કિંમત નથી જો તમે સૂક્ષ્મ નિરીક્ષણ કરશો તો તમને જણાશે કે સહુથી વધારે મૂલ્યવાન જો કંઈ હોય તો તે આત્મતત્ત્વ જ છે તેના સિવાય બધુ નકામુ છે—Total loss છે જ્ઞાની કહે છે કે 'દીવો લઈને કૂવે પડ્યો ધિક્કાર છે મુજને ખરે

આંધળો ચાલતા ચાલતા ન જોઈ શકવાના કારણે કદાચ કૂવામા પડી જાય, પણ ભગવાન! અમે તો એવા પાક્યા કે આંખો હોવા છતા કૂવામા પડતુ મૂક્યુ માટે મેઘકુમારે અને મૃગાપુત્રે તેમની માતાને કહ્યુ કે હે માતા! ક્ષણ લાખેણી જાય રે ભાઈઓ! કેટલી તૈયાર હશે ત્યારે આ શબ્દો તેમના મુખમાથી નીકળ્યા હશે? 'મા! અનન્ત ચોવીસી ગઈ અને દીવો લઈ હુ કૂવે પડ્યો હતો મા! હવે બીજી માતા નથી કરવી જુઓ! તમને કેટલા સવેગ અને નિર્વેગ ઊપડ્યા હશે' પુદ્ગલ પરાવર્તનની વાત કરતાં શાસ્ત્રકારો કહે છે કે આત પુદ્ગલ પરાવર્તનમા ચૌદે રાજ મૂકે રાજ મા આ માએ પા મા પો દુઃખો સહન કર્યાં છે

તેમાં વળી, કાકતાલીય ન્યાયે-કાગડાને બેસવું અને ડાળનું પડવું-આપણે ચેતી જવું જોઈએ સૂર્યાભદેવ નાથને પૂછે છે, "હે નાથ! હું પરીત સંસારી કે અપરીત?" પ્રભુ! આપ એમ ફરમાવો છો કે સમ્યક્ સળગ અને સળગ રહે તો પંદર ભવથી વધારે ન કરે કાં તો ત્રણ ભવ, સાત ભવ કે પછી પંદર ભવે, કે કદાચ સમ્યક્ત્વને પામી જાય, તો એવા આત્માને પરીત સંસારી કહે છે "નાથ! આપ પંદર ભવવાળાને અને ત્રણ ભવવાળાને પરીત સંસારી કહો છો, તો સૂર્યાભ કઇ દશામાં છે? શું પરીતમાં પંદર ભવ લેવાના છે? નાથ! સૂર્યાભને રખડવાનો હજી કેટલો કાળ બાકી છે?" ભગવાન કહે છે, "બાપુ! તું સંસારી છો એમાં પણ તારે તો આ દેવનો ચરમ ભવ છે, રખડવાનું નથી" પ્રશ્ન પૂછવાની ખૂબી તો જુઓ પરીત હોવા છતાં કેટલાક આત્માઓ દુર્લભબોધી હોય છે "હે ભગવાન! આ સૂર્યાભ દુર્લભબોધી છે કે સુલભબોધી?" ભગવાન કહે છે, "ભાઈ! તું સુલભબોધી છે જ્યારે તું દેવનો ભવ છોડીને મનુષ્યભવમાં જઇશ, ત્યારે તને સહેલાઈથી ધર્મની પ્રાપ્તિ થશે"

ભૃગુ પુરોહિતના પુત્રોએ દુર્લભબોધી કર્મ બાંધેલું તેથી ધર્મની પ્રાપ્તિ સહેલાઈથી ન થઈ આની સંધિ મેળવતા સૂર્યાભદેવ ક્યા પ્રશ્નો કરશે તે આગળ ઉપર અવસરે કહેવાશે.

---

આત્મામા પ્રકૃતિની પરાધીનતા છે, ત્યાં સુધી સ્વચ્છંદિતા રહેવાની સ્વતત્રતામા કર્મની પ્રકૃતિ આત્માને અધીન રહે છે સ્વચ્છદિતામા આત્મા પ્રકૃતિને અધીન બની જાય છે આટલો બધો ફરક છે આ બન્ને વચ્ચે એક ગુલાટ ખાઈ જઈએ, તો અનત કાળથી આત્મા જે પ્રકૃતિને અધીન બની ગયો છે તે જોરમા આવી જાય છે ભર્તૃહરિએ કહ્યુ છે, કે **भोगा न भुक्ता वयमेव भुक्ता।** અમે ભોગોને ભોગવ્યા નહિ પણ ભોગો અમને ભોગવી ગયા એટલા માટે જ આનદઘનજી મહાત્મા કહે છે, કે હે ભગવાન! તમારો પથ તો ન્યારો છે જ્યારે હુ નિહાળુ છું, ત્યારે—

"પંથડો નિહાળુ રે બીજા જિન તણો રે,
અજિત અજિત ગુણધામ,
જે તેણે જીત્યા રે તેને હુ જીતિયો રે,
પુરુષ કીમ્યુ મુજ નામ" પથડો૦

આ પક્તિઓમા અપૂર્વ રસના ઘૂટડાઓ ભર્યા છે બીજા ભગવાનનું નામ શુ? અજિતનાથ-પ્રભુ! આપનુ નામ અજિત કેમ પડ્યુ? જે શત્રુઓ એમના પિતાને વશ થતા ન હતા, તે તેમના માતાના ગર્ભમા આવ્યા પછી વગર જીત્યે વશમા આવી ગયા, શરણે થયા, માટે તેમનુ નામ અજિત-નાથ પાડ્યુ. આ દ્રવ્ય નામ હવે ભાવ નામની મેળવણી કરીએ છીએ નાથ! તમારા માતા-પિતાએ તો અજિત નામ પાડ્યુ, પણ આપ તો અજિત, અજિત એટલે કોઈથી ન જિતાય તેવા, ગુણના ધામ છો 'જે તેણે જીત્યા રે તેને હુ જીતિયો રે!' હે મારા નાથ! જે મોહનીય કર્મની ૨૮

પ્રકૃતિઓ, જે ઘનઘાતીની પ્રકૃતિ અને જે શત્રુઓ અમને અનાદિ કાળથી જીતી રહ્યા છે જેણે અમને જીતી લીધા છે, તેને પ્રભુ! આપ જીતી ગયા હે પ્રભુ! જેને તમે જીત્યા તે અમને જીતી ગયા પછી 'પુરુષ કીમ્યુ મુજ નામ નાથ! મરદ તમે કે અમે? અમે પુરુષ શાના? પુરુષ કોને કહેવાય? પુરુષાર્થ કરીને કર્મશત્રુઓને જે જીતે તેનુ નામ પુરુષ ભગવાન કહે છે ભાઈઓ! અજિતનાથે જે કર્મને જીત્યા તે કર્મોનિ જીતવાનુ રહ્યુ તો ચાલ્યુ જાય છે ' ચર્મનયને કરી જોવતાં રે " ચમનયન એટલે આ જે ચક્ષુ છે તે વડે તમારો માર્ગ જોઈ શકાય નહિ ચામડાના ચક્ષુથી આપનો માર્ગ જોવાથી તો આખો સંસાર ભૂલના પડી ગયો છે જો આપને જોવા હોય, તો દિવ્ય નેત્ર વડે આપને જોઈ શકાય ચમનયનથી જોતા ક્યાથી દેખાય? દિવ્ય નેત્રથી જુએ તો જ ખબર પડે સૂર્યાભદેવે દિવ્ય નેત્ર વડે દેવલોકમાં બેઠા બેઠા ભગવાનને જોયા એટલે તો એમને પ્રશ્ન કરવાનુ સૂઝ્યુ કે આ સૂર્યાભ પરીત સંસારી કે અપરીત? એ વ્યાખ્યા આપણે કરી ગયા છીએ

હવે ત પૂછે છે કે સુલભબોધી છે કે દુર્લભબોધી? જુઓ પરીતમા પણ સુલભ અને દુર્લભબોધી બન્ને સંભવે પરીતમા પણ એવા જીવો પડ્યા છે જેમણે દુર્લભબોધીનુ કર્મ ઉપાર્જન કર્યુ હોય એટલા માટે જ સૂર્યાભ પૂછે છે — હે નાથ! હુ અહીથી જ્યા ચવીને જઈશ ત્યા મને ધર્મ સુલભ થશે કે દુર્લભ? બોધીના ત્રણ પ્રકાર છે જ્ઞાનબોધી દર્શનબોધી અને ચારિત્રબોધી કેટલાક જીવો દુર્બોધીનુ કર્મ ઉપાર્જન કરે છે તેઓ ભાવના હોવા છતાં

સહેજે પ્રાપ્ત કરી શકતા નથી ધ્યાનમા રાખો, કે આ વસ્તુ સ્વીકાર્યા વિના છૂટકો નથી સ્ત્રી વગેરે આડા પડે તો આપણને વસ્તુ પ્રાપ્ત થવા ન દે દુર્બોધીનુ કર્મ શાથી ઉત્પન્ન થાય છે? બીજા જીવોને અગવડમા મૂકીને જે પોતે સગવડને પ્રાપ્ત કરે, તે જીવો દુર્લભબોધીનુ કર્મ ઉત્પન્ન કરે છે જો કોઈનો વ્યવહાર સુદર ન હોય, તો તેને બોધી સુલભપણે પ્રાપ્ત થતી નથી માટે નીતિ ઉપર કુહાડો મૂકે એવો તમારો વ્યાપાર ન હોવો જોઈએ, પણ ધર્મને શોભે તેવો હોવો જોઇએ આપણે ધર્માચરણ કરતા હોઇએ, 'તહેત પ્રમાણ' કરતા હોઇએ, જિનેશ્વર દેવના કુળમા જન્મ્યા હોઇએ, પણ જો આપણો સસારનો વ્યવહાર ધર્મને શોભે તેવો ન હોય તો ધર્મને કલક લાગે. માટે તમારો વ્યવહાર શુદ્ધ રાખો ૨૫ લાખનો નફો થતો હોય પણ જો તેથી બીજાને નુકસાન થતુ હોય, તો ધર્માત્માએ તેવા વેપારથી થભી જવુ જોઈએ 'મારાથી આ કામ ન થાય,' એવુ વિચારી તેણે એ કામ પડતુ મૂકવુ જોઈએ આવા પ્રત્યેક ધર્માત્માથી આપણી શોભામા વૃદ્ધિ થાય છે

**દૃષ્ટાંત**—બોરડી ગામનો એક દાખલો આપુ છુ એક શ્રાવક હતો, તે બધી રીતે સુખી હતો પણ સતાનમા તેને કઈ ન હતુ નાની સરખી હાટડી હતી. ગામમા વાણિયો સુખી ગણાતો તે જ ગામમા એક મુસલમાન ટાગાવાળો હતો. તે આખો દિવસ દોડધામ કરે છતા તેને ખાધાખોરાકી જેટલુ પણ ન મળતુ તેને એમ થયુ, કે આના કરતા તો કસાઈનો ધધો કરીશ તો સુખી થઇશ પણ કઇ પૈસા વગર કસાઈનો ધધો થાય છે? ઘેટા-બકરા લેવા માટે પૈસા તો જોઈએ ને?

પ્રકૃતિઓ જે ઘનઘાતીની પ્રકૃતિ અને જે શત્રુઓ અમને અનાદિ કાળથી જીતી રહ્યા છે જેણે અમને જીતી લીધા છે, તેને પ્રભુ! આપ જીતી ગયા હે પ્રભુ! જેને તમે જીત્યા, તે અમને જીતી ગયા પછી, 'પુરુષ કિસ્યુ મુજ નામ નાથ! મળ્યા તમે કે અમે? અમે પુરુષ શાના? પુરુષ કોને કહેવાય? પુરુ-પાર્થ કરીને કર્મશત્રુઓને જે જીતે, તેનું નામ પુરુષ. ભગવાન કહે છે ભાઈઓ! અજિતનાથે જે કર્મને જીત્યા, તે કર્મોને જીતવાનું ટાણું તો ચાલ્યું જાય છે ' ચર્મનયને કરી જોવતા રે " ચર્મનયન એટલે આ જે ચક્ષુ છે તે વડે તમારો માર્ગ જોઈ શકાય નહિ. ચામડાના ચક્ષુથી આપનો માર્ગ જોવાથી તો આખો સંસાર ભૂલમાં પડી ગયો છે જો આપને જોવા હોય, તો દિવ્ય નેત્ર વડે આપને જોઈ શકાય. ચર્મનયનથી જોતાં ક્યાંથી દેખાય? દિવ્ય નેત્રથી જુએ તો જ ખબર પડે. સુર્યાભદેવે દિવ્ય નેત્ર વડે દેવલોકમાં બેઠા બેઠા ભગવાનને જોયા અટલે તો એમને પ્રશ્ન કરવાનું સૂઝ્યું કે આ સૂર્યાભ પરીત સંસારી કે અપરીત? એ વ્યાખ્યા આપણે કરી ગયા છીએ.

જીવ તે પૂછે છે, કે સુલભબોધી છે કે દુર્લભબોધી? જુઓ પરીતમાં પણ સુલભ અને દુર્લભબોધી બન્ને સંભવે. પરીતમાં પણ એવા જીવો પડ્યા છે જેમણે દુર્લભબોધીનું કર્મ ઉપાર્જન કર્યુ હોય એટલા માટે જ સૂર્યાભ પૂછે છે, હે નાથ! હું અહીંથી જ્યાં ચવીને જઈશ ત્યાં મને ધર્મ સુલભ થશે કે દુર્લભ?' બોધીના ત્રણ પ્રકાર છે જ્ઞાનબોધી દર્શનબોધી અને ચારિત્રબોધી. કેટલાક જીવો બોધીનું કર્મ ઉપાર્જન કરે છે તેઓ ભાવના હોવા છતાં

સહેજે પ્રાપ્ત કરી શકતા નથી ધ્યાનમા રાખો, કે આ વસ્તુ સ્વીકાર્યા વિના છૂટકો નથી સ્ત્રી વગેરે આડા પડે તો આપણને વસ્તુ પ્રાપ્ત થવા ન દે દુર્બોધીનુ કર્મ શાથી ઉત્પન્ન થાય છે? બીજા જીવોને અગવડમા મૂકીને જે પોતે સગવડને પ્રાપ્ત કરે, તે જીવો દુર્લભબોધીનુ કર્મ ઉત્પન્ન કરે છે. જો કોઈનો વ્યવહાર સુદર ન હોય, તો તેને બોધી સુલભપણે પ્રાપ્ત થતી નથી માટે નીતિ ઉપર કુહાડો મૂકે એવો તમારો વ્યાપાર ન હોવો જોઈએ, પણ ધર્મને શોભે તેવો હોવો જોઇએ આપણે ધર્માચરણ કરતા હોઇએ, 'તહેત પ્રમાણ' કરતા હોઇએ, જિનેશ્વર દેવના કુળમા જન્મ્યા હોઇએ, પણ જો આપણો સસારનો વ્યવહાર ધર્મને શોભે તેવો ન હોય તો ધર્મને કલક લાગે. માટે તમારો વ્યવહાર શુદ્ધ રાખો ૨૫ લાખનો નફો થતો હોય પણ જો તેથી બીજાને નુકસાન થતુ હોય, તો ધર્માત્માએ તેવા વેપારથી થભી જવુ જોઈએ 'મારાથી આ કામ ન થાય,' એવુ વિચારી તેણે એ કામ પડતુ મૂકવુ જોઈએ આવા પ્રત્યેક ધર્માત્માથી આપણી શોભામા વૃદ્ધિ થાય છે

**દૃષ્ટાંત**—બોગડી ગામનો એક દાખલો આપુ છુ એક શ્રાવક હતો, તે બધી રીતે સુખી હતો પણ સતાનમા તેને કઈ ન હતુ નાની સરખી હાટડી હતી. ગામમા વાણિયો સુખી ગણાતો તે જ ગામમા એક મુસલમાન ટાગાવાળો હતો. તે આખો દિવસ દોડધામ કરે છતા તેને ખાધાખોરાકી જેટલુ પણ ન મળતુ તેને એમ થયુ, કે આના કરતા તો કસાઈનો ધધો કરીશ તો સુખી થઇશ પણ કઇ પૈસા વગર કસાઇનો ધધો થાય છે? ઘેટા-બકરા લેવા માટે પૈસા તો જોઈએ ને?

બીજેથી તો મળવાનો સંભવ ન હતો એટલે તે ગયો પેલા આવક શેઠ પાસે. શેઠે પૈસા તો આપ્યા, પણ એ વખતે પર્યુષણ પર્વ ચાલી રહ્યા હતા. શેઠાણીને મોટે અઠ્ઠાઈ છે. શેઠે કહ્યું, "મારા પહેલાના ૨૦૦ રૂપિયા આપી દે અને નહિ આપે તો જોજે આવતી કાલે તારા ઘર પર જપ્તી લાવું છું કે નહિ!" શેઠાણી બેઠા બેઠા જોયા કરે છે તે વિચાર કરે છે, કે "શેઠથી ઉપવાસ તો થઈ શકતા નથી. આ બાપડો કેટલું કરગરે છે. શેઠનું બસો રૂપિયા વગર અત્યારે શું અટકી પડવાનું હતું?" માણસ આજીવિકા માટે કેટલો કંગાળ બની જાય છે! કહેવત છે ને, કે 'પેટ કરાવે વેઠ' મુસલમાને શેઠને કહ્યું "શેઠ! મારે કસાઈનો ધંધો શરૂ કરવો છે, માટે પૈસાની જરૂરત ઊભી થઈ છે અત્યાર સુધી એક ટકા વ્યાજ આપતો હવેથી બે ટકા આપીશ. શેઠાણી આ બધું સાંભળી રહ્યા છે તેને સાતમો ઉપવાસ છે બે ટકા વ્યાજની વાત સાંભળી શેઠ તો રાજી રાજી થઈ ગયા તેમણે શેઠાણીને કહ્યું "જા, જલદી રૂપિયા ગણી આપ." 'પણ શેઠ! આ રૂપિયાથી હું કસાઈનો ધંધો કરવાનો છું' પેલા વ્યાજવાળાએ કહ્યું એ અમારે જોવાનું ન હોય. આજે સંવત્સરીના દિવસે બધાયને ખમાવી દઈશ. શેઠે કહ્યું બે ટકા વ્યાજ કોણ જવા દે? આ સાંભળીને શેઠાણી તો આભાં જ બની ગયા. તેને મોટો આઘાત લાગ્યો તેણે શેઠને કહ્યું, ધર્મને ન શોભે તેવું કામ તમારાથી થાય? વાત! ખજાને હજારો જીવો કપાશે અને એનું પાપ તમારે ભોગવવું પડશે એ વખતે હું પણ તમને છોડાવી શકીશ નહિ. શેઠ કહે, વવલી થા મા, જોઈ મોટી

ધર્મની પૂંછડી! જેને ઘેર ભક્તાણુ પેઠુ, તેનુ ઘર વઠ્યુ, તે વાત સાચી જ છે" શેઠાણી કહે, "સ્વામીનાથ! ફરીને વિનવુ છુ, કે આવું અધર્મ્ય કૃત્ય ન કરો આ ચાવી મારી પાસે છે, પણ તિજોરી તો તમારી છે આ લ્યો તમારી ચાવી આના પહેલાના લેણા બસો જમા અને પાચસો બીજા નહિ આપો ત્યા સુધી મારે આહારપાણી હરામ છે" જૂઓ, કેવી સ્ત્રી છે! બહેનો જો ધર્મ શિખે, તો તેઓના પતિને પણ સમજાવી શકે તમે કોઈ દિવસ તમારા પતિ કે દીકરાને પૂછયુ છે કે કેવું ધન લાવ્યા છો? આ સ્ત્રી કહે છે, "નાથ! ધર્મનો આદર કરતા આ દેહ જો પડી જાય ,તો તેમાય સાફલ્ય છે." એક વાણિયણમા આવી શક્તિ કયાથી આવી? આત્મામાથી **धर्मो रक्षति रक्षितः।** જો તમે ધર્મનુ રક્ષણ કરો, તો ધર્મ તમારુ રક્ષણ કરશે આહારપાણીના ત્યાગની વાત સાભળી શેઠના હોજા ગગડી ગયા રૂપિયા જશે તે પોષાશે, પણ ઘડપણમા સ્ત્રી વિના કેમ જિવાશે? શેઠ સમજી ગયા. સ્ત્રીએ કહ્યુ, "નાથ! આજીવિકા માટે એને કસાઈનો ધધો કરવો પડે, પણ તમારો જન્મ તો જૈન શાસનમા થયો છે તમારાથી એને કેમ મદદ કગય?" શેઠે પેલા ટાગાવાળાને કહ્યુ, "ભાઈ! મારી સ્ત્રીના અઠ્ઠાઇ નિમિત્તે અગાઉના લેણા નીકળતા રૂપિયા બસો માફ કરુ છુ અને આ પાચ સો સામે ચલાવીને તને ઉધાર આપુ છુ પણ તે એક શરતે, કે તારે જીવતા સુધી કસાઇનો ધધો ન કરવો" ટાગાવાળો રાજી રાજી થઇ ગયો શ્રાવિકાએ ધર્મભાવનાથી શેઠની સાન ઠેકાણે આણી વ્યાજના લોભમાથી પતિને મુક્ત કરી તેને ધર્મમાર્ગ પર

આવ્યો. ટાગાવાળાને પણ થયુ, કે જો ધર્મ પ્રમાણે તે ચાલશે તો તે સુખી થશે. તેણે પાચ સો રૂપિયામાથી એક નાનકડી દુકાન કરી અને ધીમે ધીમે કરતા વેપારમા તે શેઠને પણ ટપી ગયો. કહેવાનો આશય એ છે કે દાગીનાથી દેહની શોભા વધારવા કરતા ધર્મ કરીને તમારી શોભા વધારો તેમ કરશો તો તમે પણ સુલભબોધીપણુ પ્રાપ્ત કરશો.

હવે સૂર્યાભ પૂછે છે 'હે પ્રભુ! આ સૂર્યાભ જ્યા જશે ત્યા સુલભબોધી થશે કે?" ભગવાને કહ્યુ 'હે સૂર્યાભ! તુ તો સુલભબોધી છે.' આ સાંભળીને સૂર્યાભના આનન્દને સીમા નથી રહેતી. હર્ષ તેના દેહમા સમાતો નથી ત્યાર પછી, ગૌતમ સ્વામી પૂછશે, "ભગવાન! આ સૂર્યાભનો પૂર્વ ભવ શો હતો? ત્યાર પછી પરદેશી રાજાનો આખો ભવ કહેવાશે જે સાભળશે તેને અનેરો આનંદ આવશે.

---

## વ્યાખ્યાન ૪૯ મુ

[બુધવાર, અધિક શ્રાવણ વદિ ૫]

મધુઓ'નાની ગુરુઓની વાણી એ તો અણુમોલાં રત્ન જેવી છે જે આ માણસોએ એ વાણીનો સ્વાદ ચાખ્યો એમાં શ્રદ્ધા કરી અને જેના હૃદયને તેના સ્પર્શ થયો, તે આત્માઓ તન્મય થઈ ગયા ભગવાન ભવ્ય જીવોને કહે છે, કે હે આ માણસો તના । આ માને ભવ્ય કરવાનો અપૂર્વ અવસર

તમને પ્રાપ્ત થયો છે. દેવોને પણ દુર્લભ એવા આ માનવભવની કિંમત તમે જ્યાસુધી નહિ સમજો ત્યાસુધી બધું વ્યર્થ છે. માનવભવની મહત્તા ખાવાપીવામા અને મોજશોખ કરવામા નથી, પણ સત્ય અને અહિંસામા છે માટે અમારી વાતને ભૂલશો નહિ જ્ઞાની ભવ્ય જીવને કહે છે, ભાઈ! આજે મહામૂલો અવસર મળ્યો છે, તે કર્મનો નિવેડો કાઢવા માટે મળ્યો છે ભાઈ! તુ આખી દુનિયાનો જાણકાર થયો ભૂગોળ અને ખગોળનુ તે જ્ઞાન મેળવ્યુ. પણ તે તારો પોતાનો ઇતિહાસ હજી જાણ્યો નહિ તુ કોણ છો? ક્યાથી આવ્યો અને તારું સ્વરૂપ શું છે! તે ઇતિહાસ અદ્યાપિ તે જાણ્યો નથી હે મુમુક્ષુ! તું તારી દરકાર કેમ રાખતો નથી? યાદ રાખજો, કે વહેલા કે મોડા દરેકને મરવાનુ તો છે જ માનવભવમા અમર થવાના ટાણા મળ્યા છે, માટે, ભાઈ! શાન્તિ મેળવવા આ જીવે ઘણાયે કામો કર્યા, પણ સાચી શાન્તિ શામા છે? આ બાબતનો જીવે કદાપિ વિચાર કર્યો નથી દેવોને વલ્લભ એવા હે આત્માઓ! સાભળો કર્મના મૂળીયા કાપ્યા વિના જીવોને છૂટકો જ નથી પણ આત્માએ તો જન્મ-મરણના મૂળીયા વધારી નાખ્યા છે અને વધારતો જ રહ્યો છે ભગવાન કહે છે કે ભાઇ! જ્યાસુધી તુ વિકારમા છો ત્યાસુધી તને નિર્વિકારી ભવની શી લહેજત છે તેની ખબર નહિ પડે જો કોઇ સ્વાદિષ્ટ વસ્તુ ખાવા મળી જાય, તો લહેજત આવે ને? હા જ તો એમ વીરવાણી સાભળતા તમને લહેજત આવે છે? ભાઈ! માથા તો ઘણાયે ધુણાવ્યા, પણ હવે મનને ધુણાવતા શીખો

આ સૂર્યાભ દેવ પૂર્વ ભવમા મન ધુણાવીને આવ્યો છે,

હે જગતના ભૂષણરૂપ ભગવાન્ ! હે પ્રાણીઓના નાથ ! એમા કોઇ આશ્ચર્ય નથી કે તમારા ગુણોની સ્તુતિ કરનાર મનુષ્ય તમારા જેવો જ બની જાય છે ભલા એવા સ્વામીથી શો લાભ કે જે પોતાના સેવકને પોતાના જેવો બનાવી ન શકે ? અર્થાત્ આપની સ્તુતિ કરનાર આપના જેવો જ બની જાય છે એક શેઠને અનુરૂપ થઈને રહેનાર નોકર પણ શેઠની કૃપાથી શેઠતુલ્ય થઈ જાય છે, તો આમા શું આશ્ચર્ય છે ?'

ભગવાન પાસે કેવળજ્ઞાન ને કેવળદર્શન છે, ને તમારે 'કવળ-જ્ઞાન' (કોળિયો મેળવવાનુ જ્ઞાન) જોઈએ છે, તો એ કેમ મળે ? પ્રભુ પાસે ભૌતિક માગણી કરાય જ નહી કર્મવશાત્ જે કાઈ મળે તેમા સતોષ રાખો સૌને પોતાના પુણ્ય પ્રમાણે મળે છે મોટી મહત્ત્વા-કાક્ષા કરવાથી કાઈ વળવાનુ નથી

**सहज मिला सो दूध बराबर, मांग लिया सो पानी ।**
**खेंच लिया सो रक्त बराबर, गोरख बोल्या वाणी ॥**

ભવ વધારવા માટે વ્રત કરશો નહી, નહીતર 'ધટીની ઉંદરડી થાળામા કે ગાળામા' જેવી હાલત થશે 'બળદ ઘાચીનો બહુ ફરે, તોય પોતાને ઘેર'—એમ તો ઘાચીનો બળદ પણ ઘાણીના ફેરા કરતો સેકડો ગાઉ ચાલે છે, છતા ઘાણીથી દૂર એક ડગલુ પણ જઈ શકતો નથી ભલે થોડુ કરો, પણ સાચુ કરો, કારણ કે—

કોડ ક્રિયાથી ના મળે, તે એક પલમાહિ મળે,
દરિદ્રતા દૂર રહે, શોક ને સતાપ ટળે,
એવા દેવાધિદેવના જે જઈ ચરણે પડે,
ભવોભવના કીધા સહુ પાપ ને પરિતાપ ટળે
જૈન સયુક્તમડળનુ કાજ સર્યું રે,
ભૂલ્યા તારુ નામ, વખત ગયો રે,
મોહ તાણી સૂતામા જનમ ગયો રે ભૂલ્યા૦

હોય તો આ ચંપાપુરીની બહાર આવેલા સુભૂમિભાગ નામના ઉદ્યાનમાં છઠ્ઠ–છઠ્ઠના પારણા કરીને સૂર્યની આતાપના સાથે તપ કરુ ' ગોવાલિકા સાધ્વીજીએ જવાબ આપ્યો, 'તમે જે વાત કરો છો તે આપણને કલ્પે નહી આપણે ઈર્યાસમતિ, આદાનસમિતિના પાળનાર અને ગુપ્તિ રાખનારા છીએ. માટે જે મકાનમા સૂર્યનો તાપ આવતો હોય તે મકાનમા પછેડી બાધીને આતાપના લેવાય સ્ત્રીજાતિ માટે ખુલ્લી જગ્યામા આતાપના અને એક પગે ઊભા રહીને તપ કરવાની ભગવાને આજ્ઞા આપી નથી, કારણ કે સ્ત્રીઓએ બહુ સાવધાનીથી રહેવાનુ છે'

આ પ્રકારે ગુરુણીએ સુકુમાલિકાને સમજાવી સુકુમાલિકાને તો ઉછાળો જ આવ્યો હતો એથી તે વિચારવા લાગી કે 'મે જે તપ કરવાનુ ઇચ્છ્યુ છે તેની ના કેમ પડાય?' પણ જે શિષ્ય કે શિષ્યા સિદ્ધાન્તના નિયમ પ્રમાણે ન ચાલે તો એને ચલાવી લેવાય નહી ગુરુણીની એ ફરજ છે કે પોતાની શિષ્યાઓને સિદ્ધાન્તના નિયમમા રાખે ગુરુણીની જવાબદારી બહુ મોટી છે માત્ર દીક્ષા આપી દેવાથી બધુ જ કર્તવ્ય સમાપ્ત થતુ નથી પોતાના શિષ્યો માર્ગે છે કે ઉન્માર્ગે છે એની જવાબદારી ગુરુની છે ચલાવી લેનાર ગુરુ એ સાચા ગુરુ નથી ગોવાલિકા સાધ્વીજીએ સુકુમાલિકાને સ્પષ્ટ કહી દીધુ કે તમારાથી તપશ્ચર્યા માટે સુભૂમિભાગ ઉદ્યાનમા નહી જવાય

**દૃષ્ટાન્ત**—ગોડલ સમ્પ્રદાયના ડુંગરસી સ્વામીના ભત્રીજી માનકુંવરબાઈ સ્વામીએ પણ નાની વયમા દીક્ષા લીધી હતી ફરતા ફરતા તેઓ એક નાના ગામડામા ગયા માનકુવરબાઈ સ્વામી જેટલા જ્ઞાની હતા તેટલા જ સ્વરૂપવાન અને તેજસ્વી હતા ગામમા વાણિયાનુ એક જ ઘર હતુ ગામમા તેમણે બોધ આપ્યો તેમના ઉપદેશથી ઇતર ધર્મના લોકો પણ ખૂબ આકર્ષાયા તેમા ગામનો એક યુવાન કાઠી દરબાર સાધ્વીજીના રૂપની પાછળ આકર્ષાયો ઇન્દ્રિયાભિમુખ જીવોની દૃષ્ટિ વિષયોનુ જ ધ્યાન ધરતી હોય છે. દરબારે વાણિયાને કહ્યુ, 'આવતી કાલે તમારે ત્યા ઊતરેલા સાધ્વીજીને જવા દેશો નહી એનુ રૂપ મને બહુ ગમે છે'

આ કાળી કુમાર બહુ ક્રૂર અને વિષયાન્ધ હતો અને વાણિયો ભોળો હતો. કુમારની આજ્ઞાનું ઉલ્લંઘન કેવું પરિણામ લાવે એને એ બરાબર સમજતો હતો. આથી વહેલી સવારમાં ઊઠીને તેણે ઘોડા દોડાવીને એ ગામથી ત્રણ ચાર ગાઉ દૂર જ્યાં કુમરશી સ્વામી હતા ત્યાં જઈને તમામ હકીકત કહી સંભળાવી. તરતોતરત વિહાર કરીને કુમરશી સ્વામી કુમારના ગામ પહોંચ્યા. અગાઉથી જઈને વાણિયાએ સાધ્વીજીને તૈયાર કરી રાખ્યાં હતાં. ગુરુજી પહોંચ્યા ને સાધ્વીજીને તરત વિહારની આજ્ઞા કરી. તેઓ ખરે બપોરે વિહાર કરી ગયા. પોતાની શિષ્યા માનકુંવરબાઈને બચાવીને એ કુમારની હદ બહાર પહોંચાડી દીધાં અને પોતાના ઉતારામાં સાધ્વીજીને સુવાડીને શ્રી કુમરશી સ્વામીએ આખી રાત ખડે પગે ચોકી કરી. ક્યારે કુમાર આવે એ જ રાહ જોવાતી હતી, પણ ભાગ્યવશાત્ એવું કંઈ બન્યું નહીં. રાતમાં આ કુમારની દૃષ્ટિ બદલાઈ અને એને પોતાની ભૂલ સમજાઈ. સવાર પડતું અને કુમારે વાણિયાને ત્યાં જઈને તપાસ કરી કે પેલાં સાધ્વીજી ક્યાં ગયાં?

વાણિયાએ જવાબ આપ્યો: અગાઉ એ સાધ્વીજીના ગુરુદેવ પધાર્યા અને તેઓ તેમને પોતાની સાથે લઈ ગયા છે.

કુમારે કહ્યું: તમે મારી સાથે એ ગુરુદેવની પાસે ચાલો. હું વિષયાન્ધ બન્યો હતો પરંતુ હવે મને તેનો પસ્તાવો થાય છે. મારે તેમની ક્ષમા માગવી છે.

કુમારની શુદ્ધ થયેલી બુદ્ધિ જોઈને વાણિયો પણ કુમારની સાથે કુમરશી મહારાજની પાસે આવ્યો. કુમારે મહારાજની અને સાધ્વીજીની ક્ષમાયાચના કરી અને તે દિવસથી પરસ્ત્રી પર માત્ર કુદૃષ્ટિ નહીં કરવાની પ્રતિજ્ઞા લીધી.

આ શ્રી કુમરશી મહારાજ તે માનકુંવરબાઈ સ્વામીને આજ્ઞા

કરી કે તમારે જ્યારે જ્યારે વિહાર કરવો હોય ત્યારે ત્યારે હાથે પગે અને મોઢા પર કોલસાનો ભૂકો લગાડીને જ જવુ

આમ પોતાના શિષ્ય-શિષ્યાની સંપૂર્ણ જ
હોય છે આર્યા ગોવાલિકાએ પણ એ જ જવાબદારી
સાધ્વીને સુભૂમિભાગ ઉદ્યાનમા જવાનો નિષેધ-
બનશે તે અવસરે

આ કાળી દરબાર ખરું કૂર અને વિશ્વાસઘ્ન હતો અને વાણિયો ભોળો હતો. દરબારની ભાવનાનું ઉત્થાપન કેવું પરિણામ લાવે એને એ બરાબર સમજતો હતો. આથી વહેલી સવારમાં ઊઠીને તેણે ઘોડી લઈને એ ગામથી ત્રણ ચાર ગાઉ દૂર જ્યાં કુંવરજી સ્વામી હતા ત્યાં જઈને તમામ હકીકત કહી સંભળાવી. તરતોતરત વિહાર કરીને કુંવરજી સ્વામી દરબારને ગામ પહોંચ્યા. અગાઉથી જઈને વાણિયાએ સાધ્વીજીને તૈયાર કરી રાખ્યાં હતાં. ગુરુજી પહોંચ્યા ને સાધ્વીજીને તરત વિહારની આજ્ઞા કરી. તેઓ ખરે બપોરે વિહાર કરી ગયા. પોતાની શિષ્યા માનકુંવરબાઈને બચાવીને એ દરબારની હદ બહાર પહોંચાડી દીધાં અને પોતાના ઉતારામાં સાધ્વીજીને બદલીને શ્રી કુંવરજી સ્વામીએ આખી રાત ખડે પગે ચોકી કરી. ક્યારે હુમલો આવે એ જ રાહ જોવાતી હતી પણ આશ્ચર્યવત્ એવું કંઈ બન્યું નહીં. રાતમાં આ દરબારની દૃષ્ટિ બદલાઈ અને એને પોતાની ભૂલ સમજાઈ. સવાર પડ્યું અને દરબારે વાણિયાને ત્યાં જઈને તપાસ કરી કે પેલાં સાધ્વીજી ક્યાં ગયાં?

વાણિયાએ જવાબ આપ્યો, અન્નદાતા એ સાધ્વીજીના ગુરુદેવ પધાર્યા અને તેઓ તેમને પોતાની સાથે લઈ ગયા છે.

દરબારે કહ્યું : તમે મારી સાથે એ ગુરુદેવની પાસે ચાલો. હું વિશ્વાસઘ્ન બન્યો હતો, પરંતુ હવે મને તેનો પસ્તાવો થાય છે. મારે તેમની ક્ષમા માગવી છે.

દરબારની શુદ્ધ થયેલી બુદ્ધિ જોઈને વાણિયો પણ દરબારની સાથે જ શ્રી કુંવરજી મહારાજ પાસે આવ્યો. દરબારે મહારાજની અને સાધ્વીજીની ક્ષમાયાચના કરી અને તે દિવસથી પરસ્ત્રી પર યાવજ્જીવન કુદૃષ્ટિ નહીં કરવાની પ્રતિજ્ઞા લીધી.

ત્યારથી શ્રી કુંવરજી મહારાજે માનકુંવરબાઈ સ્વામીને આજ્ઞા

કરી કે તમારે જ્યારે જ્યારે વિહાર કરવો હોય ત્યારે ત્યારે હાથે પગે અને મોઢા પર કોલસાનો ભૂકો લગાડીને જ જવુ !

આમ પોતાના શિષ્ય-શિષ્યાની સપૂર્ણ જવાબદારી ગુરુને શિર હોય છે આર્યા ગોવાલિકાએ પણ એ જ જવાબદારી સમજીને સુકુમાલિકા સાધ્વીને સુભૂમિભાગ ઉદ્યાનમા જવાનો નિષેધ કરી દીધો હવે ત્યા શું બનશે તે અવસરે

ૐ શાન્તિ

*

## વ્યાખ્યાન : ૭૬

(સોમવાર, તા ૨૩-૯-૬૩)

અહી નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા ત્રણેય કાળમા સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનનો અધિકાર ચાલે છે ગુરુના વચનોમા અખડ વિશ્વાસ રાખવાથી જ પોતાને મોક્ષ મળશે એમ માનવાને બદલે સુકુમાલિકાએ ગુરુવાક્યનો અનાદર કર્યો સિદ્ધાન્તમા કહ્યું છે કે સાધ્વીએ આતાપના લેવી હોય તો ઉપાશ્રયમા ફરતી પછેડી બાધીને, સ્થિર રહીને જ લેવી પરતુ એ વાક્યને સુકુમાલિકાએ શ્રદ્ધાપૂર્વક સ્વીકાર્યું નહી તેને એ ગમ્યુ પણ નહી સ્વચ્છન્દી જીવોને સિદ્ધાન્તવાક્ય ગમતુ નથી શ્રીમદ્ રાજચદ્રજી કહે છે કે—

સ્વચ્છન્દી મત આગ્રહ તજી, વર્તે સદ્ગુરુ લક્ષ,
સમકિત તેને ભાખીયુ, કારણ ગણી પ્રત્યક્ષ,
માનાદિક શત્રુ મહા, નિજ છદે ન મરાય,
જાતા સદ્ગુરુ શરણમા, અલ્પપ્રયાસે જાય

સ્વચ્છન્દે વિચરીને જ જીવે પોતાનુ ઊધુ વાળ્યુ છે, મતાગ્રહ અને દુરાગ્રહ તજીને જો સિદ્ધાન્તને સમજે તો જ મોક્ષે જવાય 'છદં

જ રીતે જે શિષ્ય ગુરુસેવાના કે પોતે કરેલા વિનયના બદલામા માન કે પ્રશસા માગે તે અવિનયી શિષ્ય છે

**દૃષ્ટાન્ત**—અમેરિકાની એક બાઈ સાસુ અને પતિથી કટાળીને એક માનસશાસ્ત્રી પાસે આવીને કહેવા લાગી, 'મારી સાસુ મારી પાસે ખૂબ કામકાજ કરાવીને મારા પર ટકટક કર્યા કરે છે અને મારો પતિ મારી કદર નથી કરતો નથી, માટે તેનો ઉપાય બતાવો' માનસશાસ્ત્રીએ કહ્યુ કે, 'તમે કહો છો કે હુ નિર્દોષ છુ, તો તમારી નિર્દોષતાને હુ માની લઉ છુ, પણ જેનામા સતોષ ન હોય એ નિર્દોષ કેવી રીતે ગણાય ? તમે બધાને ખરાબ કહો છો, પરતુ તમે પોતે પોતાનો દોષ જોઈ શકતા નથી કરી છૂટવુ એ માનવધર્મ છે, પણ કરીને કઈક લેવાની ઇચ્છા કરવી એ સ્વાર્થ છે'

વૃક્ષને કોઈ પથ્થર મારે તો તે પથ્થરના બદલામા ફળ આપે છે તમને કોઈ પથ્થર મારે તો તમે ફળ આપો છો કે ગાળો ? માનવ-જીવન પરોપકાર માટે છે

**परोपकाराय फलन्ति वृक्षाः परोपकाराय दुहन्ति गावः ।**
**परोपकाराय वहन्ति नद्यः परोपकारार्थमिदं शरीरम् ॥**

ફળ આપીને વૃક્ષો પણ પોતાનુ પરોપકારીપણુ આપણને બતાવે છે ઘાસ ચરનારી ગાય દૂધ આપે છે, મળમૂત્ર ધોવા છતા નદીઓ નિર્મળ જળ આપે છે મનુષ્યે તેમની પાસેથી પરોપકારનો ગુણ લેવા જેવો છે સતો પણ પરોપકાર માટે ગામેગામ ફરીને તીર્થંકરદેવનો સદેશો ઘેરઘેર પહોચાડે છે માટે મહાપુણ્યે મળેલો માનવભવ સુધારી લેજો ગોવાલિકા સાધ્વીને સુકુમાલિકાને શિષ્ય બનાવીને કોઈ વશ વધારવો ન હતો સતો તો મોક્ષમાર્ગનો સથવારો છે તેઓ કહે છે, કે ચાલવાનુ તમારે પગે છે સતોના વાક્યોમા શ્રદ્ધા રાખશો તો એને સથવારે તમે પણ મોક્ષમા પહોચી જશો ગુરુ તો બધા વિદ્યાર્થીઓને એકસરખુ જ જ્ઞાન આપે છે, પણ સૌ પોતપોતાના ક્ષયોપશમ પ્રમાણે તેને ગ્રહણ કરે છે

શિરોધાર્ય કર્યું સાંકળ દઈને પોતાની આગળી ખીલીને ઠેકાણે લગાવીને ત્રણ પ્રહર સુધી એમ ને એમ તેઓ ઊભા રહ્યા ચોથે પ્રહરે ગુરુણી ઊઠ્યા અને જુએ છે તો કુદણા એમ ને એમ ઊભેલ છે તેણે પૂછ્યુ, 'ત્યા કેમ ઊભા છો ?' કુદણાજીએ વિનયથી કહ્યુ, 'આપની આજ્ઞા મુજબ ઊભી છુ ' ગુરુણીએ ઊઠીને જોયું તો સાંકળના ઉપર લગાવેલી આગળી સૂજી ગઈ હતી આનુ નામ છે ગુરુની આજ્ઞાનુ પાલન ! '**हवइ किच्चाणं सरणं भूयाणं जगई जहा**'—જેમ પ્રાણીઓને પૃથ્વી આધારભૂત છે, તેમ વિવેકી શિષ્ય જગતના આધારરૂપ બને છે

અવિવેકી શિષ્ય ગુરુને ભારરૂપ બને છે આવા શિષ્યો જ્ઞાનમા પણ કોરા રહી જાય છે ગુરુની આજ્ઞાનુ પાલન ન કરનાર શિષ્યોને બુદ્ધિનો ઉઘાડ પણ ન થાય તો પછી કેવળજ્ઞાન તો ક્યાથી જ થાય ? માટે વડીલોની આજ્ઞાનુ પાલન એ પુત્રનો અને શિષ્યનો ધર્મ છે

**દૃષ્ટાન્ત**—માકંદીપુત્રો જિનપાલ અને જિનરક્ષિત અગિયાર વાર સમુદ્રમાર્ગે પરદેશ જઈ આવ્યા ધન પણ ખૂબ મેળવ્યુ અને હવે બારમી વાર પરદેશ જવા માટે બન્ને જણા માતાપિતાની આજ્ઞા લેવા આવ્યા માતાપિતાએ કહ્યુ, 'બેટા ! આપણી પાસે અખૂટ ધન છે અને બારમી વાર પરદેશમા જવુ એ અપશુકન ગણાય છે, માટે તમારે બારમી વાર પરદેશ જવાની જરૂર નથી '

પરંતુ જિનપાલ અને જિનરક્ષિતે હઠાગ્રહ કરતા કહ્યુ, 'અમે અગિયાર વાર તો સમુદ્રને ખેડી નાખ્યો છે, એટલે અમારા માટે અપશુકનનો ભય નથી માટે આજ્ઞા આપશો તોય અમે જઈશુ અને નહી આપો તોય જઈશુ !'

આમ માતાપિતાની આજ્ઞાનો અનાદર કરીને વહાણોમા માલ ભરીને બન્ને જણા વેપાર માટે નીકળ્યા થોડા દિવસ બાદ સમુદ્રમા તોફાન આવ્યુ અને એક પછી એક વહાણ ડૂબવા લાગ્યા છેલ્લા વહાણમા જિનપાલ અને જિનરક્ષિત બન્ને બેઠા હતા. છેવટે એ વહાણ પણ તૂટી

પરંતુ ભાગ્યયોગે જ તેના હાથમાં વહાણનું પાટિયું આવી ગયું અને તરતાં તરતાં આખરે ત્રિસે એક કિનારા પર ફેંકાઈ ગયા. જ્યારે બન્ને બન્ધુઓને શુદ્ધિ આવી ત્યારે બન્ને બન્ધુ કિનારા પરના વનમાં જવા લાગ્યા. ત્યાં જોયું તો એ રત્નદ્વીપ હતો. સુંદર ઉદ્યાનમાંથી બન્ને બન્ધુઓએ ફળોનો આહાર કર્યો અને ત્યાં આગળ જવા લાગ્યા ત્યાં સોળેય શણગારો ધારણ કરેલી અને અદ્‌ભુત સ્વરૂપવતી સ્ત્રી તેમને સામે મળી. હાવભાવ અને કટાક્ષ કરતી એ સ્ત્રી બોલી, આ દ્વીપની હું માલિક છું. મારું નામ રત્નાદેવી છે જો તમે મારે ત્યાં આવશો અને મારા કહેવા પ્રમાણે કરશો તો તમને સ્વર્ગીય સુખો અને ઉપભોગો મળશે. બન્ને બન્ધુ રત્નાદેવીના હાવભાવમાં મોહ પામી ગયા અને તેના જ રાજભવનમાં રહેવા લાગ્યા. રત્નાદેવી પણ તેમને ખાનપાન અને ઉપભોગો આપવા લાગી.

આજના ભીખારીઓ વર્તમાનને જુએ છે પરંતુ ભવિષ્ય સામે દૃષ્ટિ પણ કરતા નથી. જિનપાલ અને જિનરક્ષિતને પહેલા કરતાં પણ વધારે સુખ મળવા લાગ્યું. તેઓ પરિવાર ને વ્યાપારને ભૂલીને ભોગમાં મગ્ન બની ગયા.

આ રત્નાદેવી હકીકતમાં ક્રૂર જાતિની એક સ્ત્રી હતી. ભૂલા પડેલા મુસાફરોને ભાળવીને એ આવા જ કામ કરતી હતી. આવા તો કેટલાય ભાગના ભીખારીઓના તેણે વિનાશ સર્જ્યો હતો. પરંતુ જિનપાલ અને જિનરક્ષિત તો જાણે સ્વર્ગના સુખની ચાવી મળી ગઈ હોય તેમ માનતું હતું.

એક [illegible] દેવીને ઇન્દ્રની આજ્ઞા થઈ કે આખા લવણસમુદ્ર [illegible] કરી નાખ. [illegible] દેવીને ઇન્દ્રની આજ્ઞા પાળ્યા વિના [illegible] આથી [illegible] બન્ને બાંધવોને કહ્યું, મારે લવણસમુદ્રને [illegible] તમે [illegible] આ મહેલમાં જ [illegible] તમને [illegible] મારા

વિના તમને ચેન ન પડે તો પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણના ઉપવનોમાં ફરવા જજો, પરતુ ઉત્તર તરફના ઉપવનમા જવાની ભૂલ કદાપિ કરશો નહી '

જિનપાલે અને જિનરક્ષિતે પૂછ્યુ, ' દેવી ! અમને તમારા વિના ચેન તો નહી જ પડે, એમ છતા તમારી રાહમા અમે દિવસો વીતાવી દઈશુ, પરતુ એ તો બતાવો કે ઉત્તરદિશાના ઉપવનમા જવાની તમે ના કેમ કહો છો ? '

' તમે તો મારુ સર્વસ્વ છો,' રયણા બોલી, ' ઉત્તરદિશામા કાળો અને ભયકર નાગ રહે છે એના ફૂફાડાથી પણ માનવનો વિનાશ થાય છે ' આમ કહીને રયણા ચાલી ગઈ

દેવી ચાલી ગઈ અને જિનપાલ અને જિનરક્ષિતને બેચેની થવા લાગી એકવાર તેઓ પૂર્વના ઉપવનમા ફરી આવ્યા, પછી પશ્ચિમ અને દક્ષિણના ઉપવનોમા પણ જઈ આવ્યા, પરન્તુ રયણા વિના બન્નેને ક્યાય ચેન પડતુ નથી આથી બન્ને જણાએ વિચાર કર્યો કે આજે તો ઉત્તર તરફના ઉપવનમા જઈએ જોઈએ તો ખરા કે એ નાગ કેવો છે ?

અને તેઓ ઉત્તરદિશાના ઉપવનમા પ્રવેશ કરવા લાગ્યા, પરન્તુ તેમને બગીચામાથી અસહ્ય દુર્ગધ આવવા લાગી મોઢે ડૂચો દઈને એ બન્ને આગળ વધ્યા, ત્યા તો એક મોટો હાડકાનો ઢગલો જોવામા આવ્યો આશ્ચર્ય પામતા બન્ને જણા આગળ જવા લાગ્યા, ત્યા એક પુરુષને શૂળી પર ચડાવેલો હતો અને હવે તેને મરવાને થોડીક જ વાર હતી બને જણાએ પાસે જઈને તેને પૂછ્યુ, ' ભાઈ ! તમારી આવી દશા કોણે કરી ? '

' રયણાએ ! ' શૂળી પર ચડેલા માણસે કહ્યુ ' હુ પણ એક દિવસ સમુદ્રના તોફાનમા ભૂલો પડીને તમારી માફક જ રત્નદ્વીપમા આવી પડ્યો અને તમારી જેમ જ એના મોહમા ફસાઈ ગયો જ્યાં

તમે બન્ને આવ્યા એટલે મારી આ દશા થઈ આ સ્ત્રી ક્રૂર સ્વભાવની દેવી છે આવા તો અનેક પુરુષોના તેણે પ્રાણ લઈ લીધા છે હવે પછી જ્યારે કોઈ બીજો મુસાફર મળશે એટલે તમારી પણ મારા જેવી જ દશા થવાની છે

મરવાની પડીએ પહોંચેલા પુરુષની આ વાત સાંભળીને આ બન્ને ભાઈઓ કંપી ઉઠ્યા તેમણે પૂછ્યું ભાઈ ! તમે તો હવે મૃત્યુ પામવાના જ છો પણ અમારે જાણવું હોય તો તેનો કોઈ ઉપાય છે ખરો ?

હા એક જ ઉપાય છે શૂળીએ ચઢેલો પુરુષ બોલ્યો પૂર્વના વનમાં એક યક્ષનું મંદિર છે દરેક સોમવારે સવારે એ યક્ષ ઘોડાનું સ્વરૂપ ધારણ કરીને ઉચ્ચાર કરે છે કે **कं तारयामि ! कं पारयामि !**— હું કોને તારું ! કોનો ઉદ્ધાર કરું ! જો તમે એ જ વખતે હાજર થઈને એ ઘોડાને પ્રાર્થના કરશો કે **मां तारय मां पारय** —મને તારો મારો ઉદ્ધાર કરો તો એ ઘોડો પોતાની પીઠ પર બેસાડીને તમને તમારે ઘેર પહોંચાડી દેશે પરન્તુ તમે જો તમારો ઉદ્ધાર કરવામાં બરાબર મક્કમ રહેશો તો જ બચી શકશો કારણ કે તમે ઘોડા પર સવાર થશો કે તરત જ એ દેવીને ઉપયોગથી ખબર પડી જશે, અને એ તમારી પાછળ આવીને તમારી આગળ રડશે, કરગરશે અને છેવટે અનેક ધમકીઓ પણ આપશે ! પણ તમે જો એના હાવભાવમાં કે પ્રલોભનમાં ફસાઈને પાછું વાળીને જોશો તો એ ઘોડો તમને પછાડીને ચાલ્યો જશે. માટે કોઈપણ રીતે પાછું વાળીને જોશો નહીં !

આટલું કહીને એ પુરુષ તો મૃત્યુ પામી ગયો બરાબર સોમવારને દિવસે સવારના એ બન્ને ભાઈઓ યક્ષના મંદિર પાસે આવ્યા. ત્યાં એક અશ્વ તેમના જોવામાં આવ્યો. એ માનવભાષામાં બોલી રહ્યો હતો **कं पारयामि ! कं तारयामि !** જવાબમાં બન્ને ભાઈઓ બોલ્યા **मां तारय मां पारय !** અને અશ્વે પોતાની પીઠ પર બન્નેને બેસાડી દીધા બન્ને ભાઈઓને લઈ ઘોડાએ વાયુવેગે ચાલવા માંડ્યું

પરન્તુ ઉપયોગદ્વારા આ બનાવને જાણી લઈને રયણાદેવી તેમની પાછળ આવી પ્રથમ તો બહુ કોમળતાથી અને મનમોહક શબ્દોથી સબોધીને કહેવા તે લાગી, 'અરે, તમે કેમ ચાલ્યા જાવ છો ? મે આપેલા સુખોમા તમને બન્નેને કાઈ ખામી લાગી હોય તો પાછા વળો હું તમને દિવ્ય સુખોપભોગ વડે તૃપ્ત કરીશ '

પરન્તુ બન્ને ભાઈઓ મક્કમ હતા કોઈએ પાછુ વાળીને તેની સામે જોયુ નહી આથી એ કાલાવાલા કરીને કહેવા લાગી, 'મને છોડીને તમે ચાલ્યા જાવ છો, તો શુ તમને મારી દશા માટે ચિતા પણ થતી નથી ? હુ હવે કોને આધારે રહીશ ? મારા ઉપર દયા કરીને એકવાર મારી સામે તો જુઓ !' આ શબ્દો સાભળ્યા છતા જિનપાલ અને જિનરક્ષિત બન્ને અડગ રહ્યા આથી રયણાદેવી ક્રોધ કરીને કહેવા લાગી, 'તમને આટઆટલા લાડ લડાવ્યા તેની તમને શરમ પણ રહેતી નથી ? જતા જતા મને મો પણ બતાવવા તમે તૈયાર નથી ? તમે બન્ને જેનુ ખાધુ તેનુ જ ખોદવા તૈયાર થયા છો હુ પણ જેવીતેવી નથી જો હુ ધારુ તો ભલભલાના પ્રાણ લઈ શકું છુ, પણ તમો બન્નેને તો મે પ્રાણથી અધિક સાચવ્યા છે માટે એક-વાર મને મુખ બતાવતા જાવ !'

આવા વાક્યો સાભળીને જિનરક્ષિતના મનમા થયુ કે રયણા-દેવીની વાત તો સચી છે આપણુને એણે સાચવ્યા છે, તેના બદલામાં જરાક મોઢુ બતાવવામા શો વાધો છે ?' જિનરક્ષિતનો આ મનોભાવ રયણાએ જાણી લીધો આથી એ તેને જ ઉદ્દેશીને કહેવા લાગી, 'જિનરક્ષિત ! તમારો ભાઇ તો વચનભ્રષ્ટ છે, પણ તમે મને તેના કરતા અધિક પ્રિય છો માટે એકવાર મને તમારા મુખનુ દર્શન કરાવો, એટલે હુ સતોપ માનીને પાછી ફરી જઈશ '

અને જિનરક્ષિતનુ મન પીગળી ગયુ તેણે રયણાના સામે જોયુ ! તત્કાલ એ ઘોડા પરથી ઊછળી પડ્યો, અને જિનપાલને લઈને ઘોડો વાયુવેગે આગળ વધ્યો

જિનરક્ષિતનું પતન થયું અને વીફરેલી વાઘણ જેવી સ્ત્રીએ જિનરક્ષિતને પાડીને તેના ટુકડા કરી નાખ્યા અને એ ટુકડા જળચરોના ભક્ષ તરીકે આપી દીધા! જિનપાલને યક્ષે ઉદ્યાનમાં મૂકી દીધો.

ભગવાનની વાણી બધાને એકસરખું જ્ઞાન આપે છે યક્ષરૂપી આત્માને જો તમે વફાદાર રહેશો તો એ તમને તમારે ઘેર પહોંચાડી દેશે અને જો સ્ત્રીરૂપી મોહમાયાને આધીન બની જશો તો તમારો વિનાશ થઈ જશે! જિનપાલ એકલો ઘેર આવ્યો અને માતાપિતાને વંદન કરીને કહેવા લાગ્યો આપની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાનું ફળ અમો બન્નેને મળી ગયું અને તેમાંય જિનરક્ષિત સ્ત્રીનાં વાક્યો પર વિશ્વાસ રાખીને મૃત્યુને આધીન બની ગયો. તેણે માતાપિતાને બધી વાત કરી અને સંસારનાં સુખો પરનો પોતાનો વૈરાગ્યભાવ પ્રદર્શિત કર્યો. દીક્ષા લઈને, મુનિ બનીને, તેણે મોક્ષપદની પ્રાપ્તિ કરી.

રત્નદ્વીપરૂપી સંસારમાં તમે પણ આવી પડ્યા છો. હવે એ જ નિશ્ચય કરવાનો રહે છે કે તમારે સ્ત્રીને આધીન બનવું છે કે યક્ષને આધીન બનીને મોક્ષપદ પ્રાપ્ત કરવું છે! ભગવાનની આજ્ઞા પાળનારને સંસારમાં ભટકવું પડતું નથી અને જે વિષયમાં અંધ બને છે તેનું પરિભ્રમણ ટળતું નથી.

સુકુમાલિકાએ ગુરુવાક્યનું ઉલ્લંઘન કર્યું અને સ્વેચ્છાચારી બનીને એ સુભૂમિભાગ નામના ઉદ્યાનમાં જઈને તપ અને આતાપના કરવા લાગી.

ૐ શાન્તિ.

*

## વ્યાખ્યાન : ૭૭

(મંગળવાર, તા. ૨૪-૯-૬૩)

અહીં નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા ત્રણે કાળમાં સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનનો અધિકાર ચાલે છે નિર્ગ્રન્થીએ સુકુમાલિકાને ના પાડી, છતાં તેને રુચ્યું નહીં અને એ સુભૂમિભાગ ઉદ્યાનમાં છઠ છઠના તપ કરી તથા સૂર્યની આતાપના લઈને ઉપાશ્રયમાં આવીને પારણાં કરવા લાગી આ ચંપાપુરીમાં એક લલિત ગોષ્ઠિ [સોનેરી ટોળી]ના પાંચ સભ્યો રહેતા હતા માબાપની આજ્ઞાનું અને રાજ-નિયમોનું પણ ઉલ્લંઘન કરીને મદિરાપાન, વ્યભિચાર, ચોરી, લૂંટફાટ અને દ્યૂત રમવું એ તેમનું કામ હતું આવા નિરંકુશ જીવો માટે જ્ઞાનીઓ કહે છે—

દાબ વિના દુનિયા વિષે, નીતિ ન પાળે કોય,
નાવ રહે નહીં નીરમાં, જો લંગર નવ હોય

આ પાંચ જણાની સ્વચ્છન્દ ટોળકી છેટલે પાટલે જઈ બેઠી હતી તેમના માબાપોએ તેમને સુધારવાના અનેક પ્રયત્નો કર્યા, પરંતુ ફૂટેલા હાંડલાના ટુકડાઓમાંથી પાત્ર કેવી રીતે બનાવી શકાય? આવા પુત્રો થવા એ માબાપના સંતાપનું કારણ છે

'મા બાપનું માને નહીં, એ પુત્રને ધિક્કાર છે'

પોતાના પુત્રોને આવા કુમાર્ગગામી બનેલા જોઈને માબાપને એમ થતું હતું કે આના કરતાં તો વાંઝિયા રહ્યા હોત તો શું ખોટું હતું?

કારમો ક્રોધ અને માન કપાય અત્યત હતા. ધરે ઘણી ભેસો હતી, જૂની શેઠાણીના સમયમા ગામના ગરીબ લોકો છાસ લઈ જતા હતા. નવી શેઠાણીના કર્કશ સ્વભાવથી એ બધા બધ થઈ ગયા ભેસોને છાસ પાઈ દે, પણ ગામલોકોને મળે નહી શેઠાણી બહુ તોછડા સ્વભાવની હોવાથી સગાવ્હાલા પણ શેઠને ત્યા આવતા જતા બધ થઈ ગયા વિનયચદ્રને પણ એ વારવાર ગમે તેમ બોલ્યા કરતી, પણ ઘરમા લાગેલા આ જ્વાળામુખીને કોણ ઠારી શકે ભલા ?

વિનયચદ્ર સમજી ગયો કે નવી માતા પ્રકૃતિની નચાવેલી નાચી રહી છે, એમા એના આત્માનો કોઈ દોપ નથી આમ કરતા કરતા એ અઢાર વર્ષનો થયો અને એક સારા કુટુમ્બની કન્યા સાથે તેના લગ્ન થયા, પણ પહેલે જ દિવસેથી પુત્રવધૂને નવી સાસુનો પરિચય થવા લાગ્યો સુખી ઘરમાથી આવેલી કોઈની લાડિલી પુત્રીને સાસુએ ધીમે ધીમે પોતાના ઘરને અનુકૂળ બનાવવી જોઈએ, પણ અહી તો ઊલટુ જ બનવા લાગ્યુ પુત્રવધૂને અને તેના માતાપિતાને પણ નવી શેઠાણી ગાળો ભાડવા લાગી

થોડા દિવસો ગયા બાદ પત્નીએ વિનયચદ્રને કહ્યુ, 'તમારા બા મને તો ગાળો ભાડ્યા જ કરે છે, પણ મારા માબાપે એનો શો અપરાધ કર્યો છે ? એની હાજરીમા મારી એક એક મિનિટ પણ વર્ષો જેવી જાય છે ' પરન્તુ વિનયચદ્રે પત્નીને સમજાવતા કહ્યુ, 'બાનો સ્વભાવ જરા ઉતાવળિયો છે, પણ તેના મનમા આપણા માટે દુર્ભાવ નથી એ બોલે, અને તારે બીજે કાનેથી કાઢી નાખવુ હૃદયમા ઉતારીએ તો દુ ખ લાગે ને ? એ એના સ્વભાવ પ્રમાણે વર્તે, તો તારે તારા સ્વભાવ પ્રમાણે થોડુ સહન કરવુ એ ક્રોધી સ્વભાવના છે, પણ આપણાથી બાળકના સામે બાળક થઈને ન બેસાય !'

પરન્તુ નવી શેઠાણીના સ્વભાવમા આથી કાઈ ફેરફાર થયો જ નહી એને તો જાણે ક્લેશ ને કકાસ કરવાનુ વ્યસન જ થઈ પડ્યુ

સમજુ માણસે જતુ કરવાની ટેવ પાડવી જોઈએ આ જતુ કરવાની— સહન કરવાની પ્રાથમિક ભૂમિકા ગૃહસ્થાશ્રમમાથી જ બાંધી લેવી જોઈએ, કારણ કે આગળ જતા મોક્ષના માર્ગમા તો જીવે ઘણુ ઘણુ જતું કરવુ જ પડે છે જતુ કરતા નહી શીખો, તો મોક્ષ નહી મળે વેર અને ઝેર, ઈર્ષ્યા અને ક્લેશમા જે જતુ કરે છે તે ડાહ્યો છે અને જે પકડી રાખે છે તે મૂર્ખ છે

એક દિવસ નવી શેઠાણીએ શેઠને વ્યગમા કહ્યુ, 'તમે વારવાર તમારા વિનયચદ્રને વખાણ્યા કરો છો, ત્યારે એને ત્યા કેમ ચાલ્યા જતા નથી?' શેઠની આખમાથી આસુ પડી ગયા! આજે એના પગ વિનયચદ્રની દુકાન તરફ વળવા લાગ્યા વિનયચદ્ર દુકાનમા બેઠેલો હતો પિતાજીને આવતા જોઈને એ ઊભો થઈ ગયો, સાચો પુત્ર માબાપના દુ ખને આખમાથી ઓળખી જાય છે તેણે પોતાની ગાદી પર શેઠને બેસાડચા અને તિજોરીની ચાવી સોપતા એ બોલ્યો, 'આ જે કાઈ છે તે તમારુ જ છે આજથી તમે આપશો તે જ મારે લેવાનુ છે, પણ એ તો બતાવો કે મારી બા શુ કરે છે?'

'એનુ અહી કામ નથી, બેટા!' શેઠ ગદ્ગદ બનીને કહેવા લાગ્યા, 'એ તો હવે પાડોશીમા પણ વેર બાધીને બેઠી છે ખાવાનુ ખૂટ્યુ, પણ એ કર્કશાનો મિજાજ ઓછો થતો નથી!' વિનયચદ્ર બોલ્યો, 'એમ ન બને પિતાજી! લોકો આપણને શુ કહે? તમે અહી ને મારી બા એકલા ત્યા રહે તેમા આપણી પ્રતિષ્ઠા પણ શી? હુ હમણા જ મારી બાને તેડી લાવુ છુ'

એક જ બગલામા નવી શેઠાણી, શેઠ, વિનયચદ્ર અને તેની પત્ની રહેવા લાગ્યા, પરતુ નવી શેઠાણીની ઉગ્રતા હજી એની એ જ હતી. શેઠે એકાન્તમા તેને ઘણી રીતે સમજાવી જોઈ, પરતુ—

**नलिकागतमपि कुटिलं न भवति सरलं शुनः पुच्छम्।**
**तद्वत् खलजनहृदय बोधितमपि नैव याति माधुर्यम्॥**

ખર્ચી નાખે છે। માતાપિતાને દુઃખી કરીને બીજા ધર્મકાર્યો કરે છે, પણ—

અડસઠ તીરથ ઘર આગણીએ, તો તીરથ કરવા ક્યા જઈએ?
એ ચરણોના ચરણામૃતથી, ગગાજળના કઈ મૂલ્ય નથી।
માતાપિતા અમૃત છાયા, જેનુ અવનીમા મૂલ નથી,
બાળક ભૂલે સેવા કરવી, એના જેવી કોઈ ભૂલ નથી

માબાપના ચરણામૃત છોડીને ગગા અને તીર્થોના જળમા ડૂબકી લગાવે તેને કોઈ અર્થ નથી ગાયના પૂછડાને આખે લગાડનાર કોઈ વાર માબાપના ચરણની રજને માથે ચડાવે છે? એ માતા ભરી નાતમા હજારો માણસોની વચ્ચે તમને ખોળામા લઈને ખતેથી જમતી હોય અને તમારી બાળવયમા તમને ઝાડા થયા હોય, ત્યારે તમે એની કિમતી સાડીઓ બગાડી દીધી હશે, છતા એ માયાળુ માતાએ હસતે મુખે તમને સાફ કરી લીધા હશે। આ માતાનો બદલો પુત્ર કેવી રીતે વાળી શકે? પુત્ર પરનો પ્રેમ તો એક માતા પોતે જ સમજી શકે

**દૃષ્ટાન્ત**—વિધવા માતાનો પચીસ વર્ષનો એક પુત્ર મકાન ચાળતો હતો મધ્યાહ્નનો તાપ માથા પર પડવાથી યુવાન પુત્ર પસીનાથી રેબઝેબ થઈ રહ્યો હતો વૃદ્ધ માતા વારવાર કહી હતી કે 'બેટા! હવે સૂરજ માથે આવ્યો છે, માટે નીચે ઊતરી જા થોડો તાપ ઓછો થાય એટલે કામ કરજે' પણુ છોકરો માના પ્રેમને સમજી નહી શકવાથી માનતો હતો કે મા વૃદ્ધ છે, એટલે એને તો ટકટક કરવાની ટેવ પડી ગઈ છે. આથી એ નીચે ઊતરતો ન હતો, અને માથી પુત્રનુ કષ્ટ જોઈ શકાતુ ન હતુ પણુ પોતાના પ્રાણપ્યારા પુત્રના દુઃખથી માના દિલમા શુ થાય છે એ આ યુવાન પુત્ર ક્યાથી સમજી શકે? આખરે વૃદ્ધ માતાને એક ઉપાય સૂઝયો એ પુત્રને બે વર્ષનો એક બાળક હતો તેને લઈને ફળીમા એક પાટલો નાખીને માતાએ તેના પર બેસાડ્યો. પોતાના પુત્રને તાપથી અકળાતો જોઈને મકાન પર ચડેલા યુવાનનુ હૈયુ તપી ગયુ નીચે ઊતરીને તેણે પોતાના બાળકને છાયામા બેસાડી

વીંદથી તમારી જિંદગી સુધરી જશે, અને એના અંતરની એક ઊની આહ—એક નિશ્વાસ તમારુ હતું ન હતુ કરી દેશે! માટે જો એમના ઋણમાથી સાચી રીતે મુક્ત થવુ હોય તો વૃદ્ધ માતાપિતાને ધર્મ પામવાની અનુકૂળતા આપજો, એમને જ્ઞાનમાર્ગે વાળજો

ચંપાપુરીની આ પાચ જણની ટોળી ચંપાપુરીમા બેફામ રીતે ફરતી હતી એમને કોઈનો પણ ભય ન હતો એમના માતાપિતા ઘરમા બેસીને આસુ સારતા હતા, કારણ કે એમણે માનેલા કુળના દીવાઓ

કુળનો દીવો સૌ કોઈ માને, જન્મે ત્યારે જનની રાચે,
કુળ લજાવે, કૂખ લજાવે, ખોળાનો ખૂંદનાર બાપુ! ખોળાનો૦
પલ પલ સળગે છે સંસાર.

બાળકના જન્મ વખતે માતાપિતા કંસારના આંધણ મૂકે છે, ઘેર ઘેર સાકર વહેંચે છે એ જ કુળદીપક પુત્ર જ્યારે કુળને અને કૂખને લજાવનારો થાય છે, ત્યારે માબાપના પેટમા જાણે કડકડતુ તેલ રેડાય છે આ પાચ જણાની સોનેરી ટોળી સ્વતંત્રતાને નામે સ્વચ્છંદ બની ગઈ હતી મોહ પર વિજય મેળવવો એ સ્વતંત્રતા છે, અને પ્રકૃતિની પાશવતાનુ નામ સ્વચ્છંદતા છે આજે વાણિયાની છોકરી હરિજનને લઈને ભાગી જાય એ સ્વતંત્રતા નથી, પણ સ્વચ્છંદતા કે પાશવતા છે આ પરિણામ કેળવણીને નામે ચાલતી કેળવણીનુ છે આ પાચેય જણની ટોળી ચંપાપુરીમા રહેતી દેવદત્તા નામની ગણિકાને ત્યા પહોંચી ગઈ ત્યા મદિરાનુ પાન કરી, સોનામહોરોની ભેટ ધરીને પાચેય જણા કહેવા લાગ્યા, 'આપણે આજની મજા સુભૂમિભાગ ઉદ્યાનમા જઈને માણીએ' અને તેઓ મદોન્મત્ત બનીને ઉદ્યાનમા આવ્યા

ૐ શાન્તિ

*

વારંવાર પતિને પ્રાર્થના કરી કે મારા પિયરમા મને વારંવાર બોલાવે છે, તો મને હવે એકવાર ત્યા જવા દો પણ લગ્ન પછી ઘણા વર્ષો સુધી રત્નાવલીને તુલસીદાસે જવા દીધી નહી એકવાર પિયરમાથી તેડવા આવ્યા અને આગ્રહ કરીને રત્નાવલીને તેડી ગયા તુલસીદાસે જેમ તેમ દિવસ તો પસાર કર્યો, પણ રાતના તેઓ વિહ્વલ બની ગયા ઘોર અંધારી રાત્રિએ તુલસીદાસ પત્નીને મળવા માટે ઊપડ્યા નદીમા પૂર આવ્યુ હતુ, છતા સાહસ કરીને અને પ્રાણને હોડમા મૂકીને તેઓ સામે કિનારે ગયા પોતાના સસરાને ગામ પહોચી પાછળના ભાગમાથી ચોરની જેમ તેઓ પત્નીના ઓરડામા આવ્યા. આવીને રત્નાવલીના પગ પાસે બેસી ગયા પગને સ્પર્શ થતા એ જાગી અને પૂછ્યું, 'આવી ઘોર રાત્રિમા તમે કેમ આવ્યા?' તુલસીદાસે કહ્યુ કે, 'હુ તારા વિના એક રાત પણ જીવી શકીશ નહી ' રત્નાવલી બોલી, 'અરર' આટલુ મારુ રટણ કરીને તમે તમારો મોઘો માનવભવ બગાડી રહ્યા છો જેટલુ મારુ રટણ કર્યું એટલુ જો તમે પરમાત્માનુ રટણ કર્યું હોત તો તમારો ક્યારનો ઉદ્ધાર થઈ ગયો હોત!' પત્નીની વાત સાભળીને તુલસીદાસની દૃષ્ટિ બદલાઈ ગઈ તેઓ ત્યાથી ચાલ્યા ગયા અને પ્રભુભક્તિમા લીન બની ગયા.

જીવ જેવી માન્યતા કરે છે, તેવો અનુભવ કરે છે કૂતરાના મોમા સૂકુ હાડકુ આવી જાય અને તેથી તેને લોહીના ઘૂટડાનો અનુભવ થાય છે, પણ એને ખબર નથી કે એ લોહી તો એના જ મોમા હાડકુ વાગવાથી નીકળતુ હોય છે!

ઉજ્જ્વલ અંગે સદા ઓપતો રે, શોભાને મટાડી બન્યો શ્યામ!
મનવે મૂરખ થઈને રે, હસને કર્યો છે હેરાન

અજ્ઞાની આત્માની દૃષ્ટિમા પણ વિકાર હોય છે એ હાથે કરીને હંસપદ છોડીને કાગડાનુ પદ સ્વીકારે છે અગાઉ ઉઘાડુ માથુ થઈ જાય, ત્યારે માતા પોતાની પુત્રીને કહેતી કે તારા માથા પરથી ઓઢણી પડી જતી હોય તો ખીલા મારી દે, પણ ઉઘાડે માથે નહી

સસ્કૃતિના વખાણુ થતાં હતા એ સસ્કૃતિ આજે રસાતળમા પ્રવેશવા તૈયાર થઈ છે આખરે થાકીને રાવણે મદોદરીને સીતાજી પાસે સમજાવવા મોકલી મદોદરી સીતાને કહેવા લાગી—

મુક્તાફળનો થાળ ગ્રહીને આવે સહસ્ર ગમે નાર જો,
મદોદરી કહે 'મૂકો માનુની, માન પહેરી કરો શણગાર જો'
વહારે આવો રઘુપતિ રામ
'સત્ય ન ચૂકુ કરોડ વાતે, બોલો વિચારીને બોલ જો,
ઉદધિ મૂકે મર્યાદ તોપણ મેરુ રહે અડોલ જો વહારે આવો૦
લક્ષ્મણ વીરા વેગે રે આવો વેરીમા રહી હુ ઘેરાઈ,
હનુમત વીરા વેગે રે આવો, વેરીમા રહી છુ ઘેરાઈ' વહારે આવો૦

મદોદરીએ રત્નના આભૂષણો, લકાની સમ્રાજ્ઞીનુ પદ અને એવા અનેક પ્રલોભનો આપ્યા, ત્યારે સીતાજીએ જવાબ આપ્યો કે 'કદાચ સમુદ્ર મર્યાદા છોડી દે, છતા મેરુપર્વત તો અડોલ ને અચલ રહે છે તેમ તારી બતાવેલી સામગ્રી સતીને માટે એક તણખલા સમાન છે' ત્યારે મદોદરીએ પ્રશ્ન કર્યો—

'સત્ય હતુ સતી તાહરુ તો શિદને છોડયા ઈશ જો?'
'મુજને કલક રાણી, તુજને રડાપો,
એમ છોડયા જગદીશ જો'. વહારે આવો૦

'સીતા! તારામા જ્યારે આટલુ સત્ય હતુ ત્યારે હઠ કરીને રામની પાછળ શા માટે ન ગઈ?' સીતાજીએ જવાબ આપ્યો, 'મદોદરી! ભાવીને કોણ અટકાવી શકે? એ જ કારણથી મારા પર કલક આવવાનુ છે અને તને વૈધવ્ય આવવાનુ છે, એટલે જ આમ બન્યુ'

જ્યારે સીતાજી ન સમજ્યા ત્યારે મદોદરીએ આવીને રાવણને કહ્યુ, 'તમે સીતાને લાવ્યા નથી, પણ સળગતી ચિતાને લાવ્યા છો! તમારુ કલ્યાણ ચાહતા હો તો સીતાને પાછી સોપી દો, નહીતર કુળ

તપ, સયમ અને ચારિત્રનુ જો કોઈ ફળ હોય, તો હુ પણ પાચ પતિથી સેવાતી એક સ્ત્રી બનુ !'

વિષયોનુ ચિંતન કરવાથી વાસના વધે છે અને તેમા વિઘ્ન કરનાર પર ક્રોધની ઉત્પત્તિ થાય છે ક્રોધથી અવિવેક થાય છે, અવિવેકથી સ્મૃતિભ્રમ થાય છે, સ્મૃતિભ્રમથી બુદ્ધિનો નાશ થાય છે અને બુદ્ધિનાશથી સર્વનાશ સર્જાય છે સુકુમાલિકાનુ પણ એવુ જ બન્યુ ગુરની આજ્ઞાએ ન વર્તનાર પોતાના મોક્ષમાર્ગને પણ રૂધે છે ગુરુ કઠોર શિખામણ આપે, તોપણ તે શિષ્યના હિત માટે જ છે

કઠોર શબ્દ ગુરુએ કહેલા, બક્ષે મહત્તા નિત તુચ્છકારે,
શાણે ઘસાયા વિણ જૂમ કેમ, શિરે ચડે ના મણિ શોભનાર્થે

શરાણે ચડેલ હીરો જ રાજાના તાજમા મઢાય છે, પણ આને તો વિષયની ભાવના તીવ્ર બની છે

સુકુમાલિકાએ આ નિયાણુ બાધી લીધુ સયમ, તપ અને ચારિત્રની બાબતમા દળીદળીને ઢાકણીમા ઉઘરાવ્યા જેવુ બની ગયુ ! લાખનો હીરો પાચ રૂપિયામા વટાવી ખાધો ! વરસાદ પડે અને માટીપાણીનો યોગ થાય એટલે ઘાસના અકુરો ફૂટી નીકળે, તેમ પૂર્વના સચિત વિકારો સુકુમાલિકાના હૃદયક્ષેત્રમા ઊગી નીકળ્યા રાજુલને જોઈને તપસ્વી રથનેમિનુ ચિત્ત ચચળ બની ઊઠ્યુ હતુ માટે વિષયવિકારોને જેવાતેવા સમજશો નહી ઝેર તો ખાવાથી ચડે અને માણસનો એક ભવ બગાડે, પણ વિષયનુ ઝેર તો જોવાથીય ચડે છે અને અનેક ભવ બગાડે છે.

સુકુમાલિકા આતાપનાભૂમિમાથી પાછી ફરી ઉપાશ્રયમા આવી, પણ હવે સયમમા એ ઢીલી પડી ગઈ ઘડીએ ઘડીએ એ શરીરને સાફ કરવા લાગી વારવાર એ હાથપગ અને મોઢુ ધોવા લાગી. ભગવાન કહે છે કે—

**सुहसायगस्स समणस्स सायाउलगस्स निगामसाइस्स।**
**उच्छोलणापहोअस्स दुल्लहा सुगइ तारिसगस्स॥**

—દશવૈકાલિકસૂત્ર અ ૪, ગા ૨૬

ઓપરેશન કરતા કરતા કહે કે, 'તમને જ્યા જ્યા ખૂચતુ હોય તે બતાવો, તો એ ઠેકાણે ઘૂસી ગયેલી ગોળીઓ કાઢી નાખુ ' પણ એ સૈનિક મનમા વિચારે કે વધારે ગોળીઓ કઢાવીશ તો મારે વધારે ઉપાધિમા મુકાવુ પડશે પણ એકાદ ગોળી પણ શરીરમા રહી જાય, તો તેને લોહી ચડવા દેતી નથી કાટો વાગ્યો હોય, તો તેને વધારે અણીદાર લોઢાની મોચથી કઢાવવો પડે છે કાટો વાગ્યા પછી મોચ ન ખમવી એ ક્યાથી ચાલે ? મન, વચન અને શરીરથી થયેલી આત્મા સબધી ભૂલોનુ પણ એવુ જ છે ભગવાન કહે છે આ શલ્યોથી મોક્ષમાર્ગમા વ્યાઘાત થાય છે અને અનત સસાર વધે છે એ ભૂલને છુપાવશો નહી

એક દુશે પણ આકરુ પડગે, ઢાકવુ કપટનુ કામ જી,
લાખો બીજા કરવા પડશે, છળતણા સગ્રામ જી
જીવ ! તુ છાના કરીશ નહી કામજી
છાના કરીશ નહી કામ નહી તર તારો રિસાઈ જાશે રામજી જીવ તુ૦

સુકુમાલિકાએ નિયાણાના શલ્યને છુપાવ્યુ, તો એક પાપને છુપાવવા માટે બીજા લાખો પાપો કરવા પડ્યાં ! જૂઠા માણસનુ મોઢુ ચોર જેવુ બની જાય છે એ એક પછી એક ઢાકપિછોડા કરવા માડે છે, પણ ગમે તેટલો બચાવ કરવા છતા એ પકડાયા વિના રહેતુ નથી 'જૂઠાણુ જલદી પકડાય, આખર જૂઠો જન પસ્તાય ' જૂઠા માણસનો કોઈ વિશ્વાસ પણ કરતુ નથી હોટલમા જઈને ચા પી આવે અને ઉપાશ્રયમા જઈને આબેલ કરવા બેસે, તો આવા ધર્મના જૂઠાણા ક્યાથી ચાલી શકે ? ધરમાદો એટલે '**ધર-માદો**'—ધર મૂળમાથી જ માદો-ખોટો હોય, તો એનુ કલ્યાણ ક્યાથી થાય ? માટે ધર્મમા જૂઠાણુ ચલાવી લેશો નહી, નહી તર કપટ કરતા ચપટ થઈ જશે અધર્મથી અને છળકપટથી મેળવેલા પૈસા પણ દૂધના દૂધમા ને પાણીના પાણીમા જાય છે એક બારણેથી આવેલા બે હજાર બીજે બારણેથી

પાંચ હજારનું નુકસાન કરે છે આજે તો બીમારને આપવાની ગોળીઓમાં અને ઘી તેલ, દૂધ જેવા ખાદ્ય પદાર્થોમાં પણ ભેળસેળ ચાલે છે આ અસંતોષ મોટી ભૂખ ઊભી કરે છે પાપ કર્યું હશે તો ભવરે દીવો લઈને પોકારશે!

નાગશ્રી બ્રાહ્મણીને કેટલા ભવ દુઃખો ભોગવવાં પડ્યાં! ત્યારપછી સુકુમાલિકાના ભવમાં દીક્ષા લઈને એ સાતમે ગુણસ્થાનકે પહોંચી હોવા છતાં એવી પટકાઈ ગઈ કે એના મૂળમાં મીંડુ મુકાઈ ગયું તેથું જીવનમાં નિષ્ફળ કરવા જેવું નથી.

ભગવાન મહાવીર રાજગૃહીના ગુણશીલ નામના ઉદ્યાનમાં પધારવાના છે એમ ખબર પડતાં શ્રેણિક રાજાએ વનરક્ષકોને કહ્યું કે ભગવાન પધારે ત્યારે મને ખબર આપજો. જ્યારે ભગવાન પધાર્યા ત્યારે વન પાલકોએ મહારાજા શ્રેણિકને વધામણી આપી. તરતજ મહારાજા શ્રેણિક પોતાના સિંહાસન પરથી નીચે ઉતરીને અને સાત આઠ ડગલાં આગળ ચાલીને ત્રણવાર ભગવાનને વંદના કરી અને બોલ્યા હે પ્રભુ! આપ જ્યાં બિરાજો છો ત્યાં મારા વંદન સ્વીકારજો. અને ત્યારબાદ પાછા પગે સિંહાસન પર આવીને તેણે પોતાના મુગટ સિવાયનાં તમામ આભૂષણો વધામણી આપનારાઓને ઇનામમાં આપી દીધાં. જેનું વિલ દિશાંતર હોય તે / આવો લાભ લઈ શકે. મહારાજા શ્રેણિકે અંતઃ પુરમાં જઈને મહારાણી ચેલણાને પણ આ વધામણી આપી કે ભગવાન ગુણશીલ નામના ઉદ્યાનમાં પધાર્યા છે તેમનાં નામ, રૂપ અને ગુણનું ચિંતન કરનાર પણ પાપમુક્ત થઈ જાય, તો પછી તેમનાં પ્રત્યક્ષ દર્શન અને વ્યાખ્યાન શ્રવણ કરનારને કેવું ફળ મળે! આ સાંભળીને મહારાણી ચેલણા પણ વસ્ત્રાભૂષણોથી સજ્જ થઈને ભગવાનનાં દર્શને જવા નીકળ્યાં. હાથી ઘોડા રથ, પાલખી અને સેનાસહિત રાજા અને રાણી બંને ઉદ્યાન તરફ ચાલ્યાં. છત્ર અને ચામર તથા વાજિંત્રના ઘોષ સાથે વાજતે ગાજતે તેઓ ભગવાનના સમવસરણ પાસે આવ્યાં. અભિગમન સાચવી બંનેએ ભગવાનને ભાવપૂર્વક વંદન કર્યાં. મહારાજા

શ્રેણિક ભગવાનના સન્મુખ બેસીને તથા મહારાણી મર્યાદાપૂર્વક ઊભા રહીને દેશના સાભળવા લાગ્યા ભગવાનની વાણીનો દિવ્ય પ્રવાહ માલકોષ રાગમા વહી રહ્યો હતો પથ્થર જેવા હૃદયો પણ આ રાગથી પીગળી જાય છે

स्वर्गापवर्गगममार्गविमार्गणेष्ट
सद्धर्मतत्त्वकथनैकपटुस्त्रिलोक्याम् ।
दिव्यध्वनिर्भवति ते विशदार्थसर्व—
भाषास्वभावपरिणामगुणैः प्रयोज्यः ॥

'હે પ્રભો ! આપનો જે દિવ્યધ્વનિ થાય છે તે સ્વર્ગ અને મોક્ષ-માર્ગનુ અન્વેષણ કરવા માટે ઇષ્ટ છે તથા ત્રણે લોકના જીવોને સદ્ધર્મતત્ત્વનો ઉપદેશ કરવામા પણ કુશળ છે. અને સર્વ પ્રકારની ભાષા-ઓમા પદાર્થોનુ વિશદ વર્ણન કરવામા તેનુ સ્વાભાવિક પરિણમન પણ થાય છે, અર્થાત્ આપની વાણી સર્વભાષાઓમા પરિણમન પામે છે'

ભગવાનની દિવ્ય વાણી સ્વર્ગના દેવતાઓ આદિ બાર જાતની પરિષદ સાભળે સિંહ અને હરણ, વાઘ અને બકરી આદિ જીવો પ્રભુની વાણીથી જાતિગત વેરને પણ ભૂલી જાય અર્ધમાગધી ભાષામા પ્રભુ બોલતા હતા અને સર્વે જીવો પોતપોતાની ભાષામા સમજી જતા હતા

મહારાજા શ્રેણિક અને મહારાણી ચેલ્લણાના દિવ્ય તેજ અને પ્રભાવથી ત્યા બેઠેલા સાધુસાધ્વીઓ પણ પ્રભાવિત બન્યા આથી કેટલાક સાધુઓએ મહારાજા શ્રેણિક જેવુ થવાનુ નિયાણુ કર્યુ અને સાધ્વીઓએ મહારાણી ચેલ્લણા જેવા બનવાનુ નિયાણુ બાધ્યુ અને મનમા વિચાર નક્કી કર્યો કે આ રાજા અને રાણી સાક્ષાત્ દેવદેવી જેવા છે, માટે આપણે પણ એમના જેવુ થવુ !

આમ રાજા અને રાણી દેશના સાભળીને પાછા ગયા, પરન્તુ આખી પરિષદ લૂટાઈ ગઈ ભગવાન તો ત્રિકાલસર્વજ્ઞ હતા તેમને કેવળજ્ઞાનદ્વારા આ હકીકત જણાઈ અને સાધુસાધ્વીઓને પૂછ્યુ કે, 'તમને રાજારાણીને જોઈને કોઈ ભાવ થયો ?'

કોઈ લડાઈ આદિમા ઊતરવુ પડતુ નથી ગાડીઓમા અને બસ આદિ વાહનોમા સ્ત્રીઓની બેઠક આજે પણ અલગ રિઝર્વ હોય છે માટે મારા તપ, સયમ અને બ્રહ્મચર્યનુ કોઈ ફળ હોય તો આ સ્ત્રીના જેવુ સુખ મને મળે ' આવુ નિદાન કરીને જો એ આલોચના કર્યા વિના કાળધર્મ પામે તો દેવલોકમા દેવપણે ઉત્પન્ન થાય ત્યાથી ચ્યવીને મનુષ્યલોકમા સ્ત્રીપણે ઉત્પન્ન થઈને નિદાનફળ ભોગવે તેને શ્રમણ ઉપદેશ આપે, છતા એ મહાઆરભી અને મહાપરિગ્રહી હોવાથી સાભળી શકે નહી ત્યાથી મરીને એ દક્ષિણગામી નૈરયિક થાય તેને સમકિતની પ્રાપ્તિ અતિદુર્લભ થાય

૪ કોઈ પણ શ્રમણી રૂપ, ગુણ, લાવણ્ય અને સમૃદ્ધિમાન પુરુષને જોઈને વિચારે કે ' સ્ત્રી થવામા દુ ખ છે ગમે તેવી અજવાળી હોય છતા એ રાત છે અનેક પુરુષરૂપી પતગિયા સ્ત્રીરૂપી દીવામા ઝપલાવે છે. વળી સ્ત્રીને પરાધીનતા પણ ઘણી છે સ્ત્રીથી એકલા કયાય જવાય-અવાય પણ નહી માટે મારા તપ–સયમનુ ફળ હોય તો આગામી જન્મમા હુ ઉત્તમ પુરુષ બનુ અને પુરુષોચિત સુખો મને પ્રાપ્ત થાય ' તે સાધ્વી આલોચના કર્યા વિના કાળધર્મ પામે તો દેવલોકમા દેવપણે ઉત્પન્ન થઈ, ત્યાથી કાળ કરી, મનુષ્યમા નિદાનફળ ભોગવે શ્રમણ તેને ઉપદેશ આપે, પણ એ મહાઆરભી અને મહાપરિગ્રહી હોવાથી કેવળીભાષિત ધર્મને સાભળવાને યોગ્ય નથી ત્યાથી મરીને તે દક્ષિણગામી નૈરયિક બને અને દુર્લભબોધિ થાય

૫ કોઈ તથારૂપના સાધુ મોહનીય કર્મના ઉદયના કારણે એમ વિચારે કે' મનુષ્યના કામભોગ અનિત્ય અને અશુચિમય છે દેવલોકમા જે દેવો અન્ય દેવોની દેવીઓ, પોતાની દેવીઓ તેમ જ પોતાની વૈક્રિયક-શક્તિથી દેવીઓ બનાવી તેમની સાથે કામભોગ સેવે છે, તેવુ સુખ મને મારા અત્યારના તપ–નિયમના ફળ રૂપે મળો, તો આગામી ભવમા હુ પણ એવા સુખો ભોગવુ ' આવુ નિદાનકર્મ કરીને આલોચના કર્યા વિના એ કાળધર્મ પામે તો દેવલોકમા મહાઋદ્ધિ અને મહાદીપ્તિશાલી

આ બધા નિયાણાનુ પાપરૂપ ફળ થાય છે, માટે કોઈએ પણ નિયાણા કરવા જેવા નથી,

૧૦ નિદાનરહિત સયમમા પરાક્રમ કરનાર મુનિઓ સર્વ વિષય-વાસનાથી મુક્ત થાય છે અને યથાખ્યાતચારિત્ર પામે છે તેવા અણગાર અનુપમ જ્ઞાન–દર્શન અર્થાત્ કેવળજ્ઞાન ને કેવળદર્શન પામે છે કેવળી અરિહ ત બનીને દેવ, મનુષ્ય તથા તિર્યચની પરિષદમા અમોઘ ધારાથી ધર્મદેશના આપે છે અને આયુષ્ય પૂર્ણ થતા સિદ્ધ બુદ્ધ મુક્ત બનીને સર્વદુ ખનો અ ત કરે છે.

માટે હે આયુષ્માન્ શ્રમણો ! નિદાનરહિત ક્રિયાનુ ફળ કલ્યાણરૂપ થાય છે

ભગવાનનુ આ વ્યાખ્યાન સાભળીને જે જે સાધુસાધ્વીઓએ નિયાણા કર્યા હતા તેમણે ઊભા થઈ, વ દન નમસ્કાર કરી, પ્રભુ સમક્ષ આલોચના—પ્રતિક્રમણ કરી નાખ્યુ અને તેઓ પ્રાયશ્ચિત્ત લઈને શુદ્ધ બની ગયા પરતુ ગોવાલિકા સાધ્વીજીના બોધદાયક કથનને તો સુકુમાલિકાએ જાણે ફગાવી દીધુ એમ છતા પોતાની શિષ્યાના આત્મ-કલ્યાણ માટે ગોવાલિકાએ કહ્યુ, ' સાધ્વી સુકુમાલિકા ! આપણે શ્રમણી અને નિર્ગ્રન્થી છીએ હે આર્યા ! શા કારણે તુ આટલી બધી શરીરની પૂજારિણી બની ગઈ છે ? શરીરની વિભૂષા કર્મબ ધનુ કારણ છે.' આમ ગુરુણીના કહેવા છતા સુકુમાલિકા મૌન અને નિરુત્તર જ રહી

પાણીને ઘીની માફક જરૂરિયાત સિવાય ન વાપરવુ. મફતમા મળતુ પાણી જો વધારે ઉપયોગમા લેશો તો મફતમા જશો રગૂન પરના જાપાની આક્રમણ સમયે જ્યારે હિ દીઓ ભાગીને રગૂનથી આવતા હતા ત્યારે રસ્તામા પાણીના કષ્ટો અવર્ણનીય હતા એક પ્યાલો પાણી એક રૂપિયામા મળતુ હતું પાણીની કિમત આવે ઠેકાણે સમજાય છે જ્યા દેહ ટકાવવા એક ઘૂટડો પાણી ન મળતુ હોય, ત્યા હાથ, પગ અને માથુ ધોવા કોણ બેસે ? શ્રીમદ્ રાજચદ્રજી કહે છે કે—

## વ્યાખ્યાન : ૮૦

(શુક્રવાર, તા ૨૭-૯-૫૩)

અહી નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા ત્રણેય કાળમા સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનનો અધિકાર ચાલે છે સુકુમાલિકાએ સાધુપણુ સ્વીકાર્યા પછી એણે સાધુત્વના દૂષણરૂપ આચરણ કર્યું. ગોવાલિકા સાધ્વીજીએ તેને અનેકવાર કહ્યા છતા એ સમજી નહી. સુજ્ઞ શિષ્યને સમજાવવામા પણ ગુરુ પ્રસન્ન થાય છે

**रमए पंडिए सासं, हयं भद्दं व वाहए ।**
**बालं सम्मइ सासंतो गलियस्सं व वाहए ॥**

—ઉત્તરાધ્યયનસૂત્ર અ ૧, ગા ૩૭

ભદ્ર—કલ્યાણિક ઘોડાને ખેલવતા તેનો સવાર જેમ આનંદ પામે છે તેમ વિનયવાન શિષ્યને શિખામણ દેતા ગુરુ પણ આનંદ પામે છે, અને ગળિયા ઘોડાને ખેલવતા સવાર જેમ થાકી જાય તેમ અજ્ઞાની શિષ્યને સમજાવતા ગુરુને શ્રમ પડે છે આવા શિષ્યને કહેતા ગુરુનુ મન મૂઝે છે, કારણ કે કહ્યા પછી પણ એ અવળો ચાલનાર છે આવો શિષ્ય ઉપરથી કહે કે હુ ગુરુનો આજ્ઞાકિત છુ, પરન્તુ ખરી રીતે તો એ એની સ્વચ્છન્દતા છે

કોઈ માણુસ શેઠ પાસે જઈને કહે કે, 'તમે કહો તેમ નહી કરુ, પણ મારુ ધાર્યું કરીશ, પણ મને નોકરીમા રાખો' તો કોઈ એને નોકરીમા રાખે ખરા? સડેલા કાનવાળી કૂતરીને જેમ ક્યાય સ્થાન

स पुज्जसत्थे सुविणीय संसए
मणोरुइ चिट्ठइ कम्मसंपया।
तवोसमायारिसमाहिसंवुडे
महज्जुइ पंचवयाइ पालिया ॥

—ઉત્તરાધ્યયનસૂત્ર અ ૧, ગા ૪૭

'ગુરુના મનની રુચિ પ્રમાણે કાર્ય કરનાર શિષ્ય પૂજનિક બને છે, સૂત્રના રહસ્યાર્થ, ભાવાર્થ અને વિશેષાર્થને સમજી શકે છે. તપ-સમાધિ આદિ મહાવ્રત પાળીને એ મહાજ્યોતિવાન બને છે'

બધી આર્યાઓનો પરિચય ઓછો થઈ જવાથી સુકુમાલિકાને એમ લાગવા માડ્યુ કે આ બધા મારો તિરસ્કાર કરે છે હવે હુ અહી કેવી રીતે રહી શકુ? જ્યારે જીવનમાથી સયમની માત્રા ઘટી જાય, ત્યારે એ ઉન્માર્ગને જ પોતાનુ શ્રેય સમજે છે સુકુમાલિકાને પણ હવે એકલી વિચરવા માટેના વિચારો આવવા લાગ્યા સવાર પડ્યુ અને તેણે વસ્ત્રો, પાતરા વગેરે લઈને ગુરુણીને પૂછ્યા વિના જ ત્યાથી ચાલવા માડ્યુ અકુશ વિનાનો હાથી, લગામ વિનાનો ઘોડો અને લગર વિનાના વહાણની જે દુર્દશા થાય છે, એ સ્થિતિ તેણે પોતાને જ હાથે સ્વીકારી કોઈ એક સ્થાનમા એ એકલી જ રહેવા લાગી આ જીવની પણ અનાદિકાળથી એ જ સ્થિતિ છે ઉત્તમ જોગ મળ્યા છતા માનવભવને એ ગુમાવી દે છે

હીરો હાથમા હતો છતાયે, કાચના ટુકડે રાચ્યો છુ,
સતપુરુષનો સગ તજીને, રગરાગમા નાચ્યો છુ

આવો દેવદુર્લભ માનવભવરૂપી હીરો મળ્યા છતા વિષયરૂપી કાચના ટુકડાઓની પાછળ તમે રાચી અને નાચી રહ્યા છો, કારણ કે તમને અમૂલ્ય હીરાની કિમ્મત નથી

**દૃષ્ટાન્ત**—એક દરિદ્ર વાણિયો સસારવ્યવહારમા દુખી હતો. એકવાર તેની સ્ત્રીએ તેને કહ્યુ કે, 'કોઈ સતપુરુષના આશીર્વાદ મળે તો ધન મળી જાય અમુક જગલમા એક મહાત્મા રહે છે. લોકો કહે

'મહારાજ! માફ કરજો ' વાણિયો બોલ્યો, 'લોઢાની ડબ્બીમા પારસમણિ પડ્યો હોય ને એ ડબ્બી સોનાની ન બને, તો એને પારસમણિ કેમ મનાય? હવે એ પારસમણિ એ ડબ્બીમા જ ભલે રહ્યો એ કાચના કટકાને જોવાથી શો લાભ?'

'અરે ભાઈ!' મહાત્મા બોલ્યા, 'એનુ પણ રહસ્ય તને સમજાવુ' આમ કહીને મહાત્માએ ઝોળીમાથી કાઢીને એ લોઢાની ડબ્બી ખોલી, તો એમાથી પારસમણિ નીકળ્યો પરન્તુ એની વચ્ચે એક પાતળો કાગળ ગોઠવેલો હતો એ કાગળને કાઢી બતાવતા મહાત્માએ કહ્યુ, 'લોઢાની ડબ્બી સોનાની ન બની એનુ કારણ આ કાગળનુ પડ હતુ જેમ તુ મારા સગમા બાર વર્ષથી રહ્યો છતા મારી સાધના અને મારો યોગ તુ ગ્રહણ કરી શક્યો નહી, કારણ કે મારા ને તારા સગની વચ્ચે તારા પર સ્વાર્થનુ પડ હતુ એથી તુ જેમ એવો ને એવો રહી ગયો, બસ તેવી જ રીતે કાગળના પડના કારણથી આ ડબ્બીને પારસમણિનો સ્પર્શ થઈ શક્યો નહી હવે એ પડ બાદ કરીને જોઈજો એ જ લોઢાની ડબ્બી સોનાની બની જશે!' વાણિયાએ કાગળનુ પડ કાઢી લીધુ ડબ્બીને જેવો પારસમણિનો સ્પર્શ થયો કે એ લોઢાની ડાબલી સોનામા પલટાઈ ગઈ! ગુરુ બોલ્યા—

સમજણ વિનાના નર કરે છે કીર્તિને,
ગુરુ વિના જ્ઞાન નહી મળે રે,
પારસમણિનુ પારખુ એ તો લોઢાને કચન કરે,
હીરા ખોમા હાથથી રે,
આવો અવસર પાછો નહી તો મળે

ભાઈ! આ માનવભવમા સાચો પારસમણિ તો તેની અદર રહેલો આત્મા છે એના વિશુદ્ધપણાથી ભવોભવના દારિદ્રય દૂર થઈ જાય છે વિશુદ્ધ બનેલો આત્મા જો ગુરુનુ જ્ઞાન હૃદયમા ધારણ કરે તો તેનુ ભવોભવનુ ભટકવુ અટકી જાય છે'

જેમ લોઢાની ડબ્બી પારસમણિના સ્પર્શથી સોનાની બની ગઈ

જરૂર છે એક જ ઘઉના લોટનો કસાર પણ બને છે ને એ જ લોટની ઘેશ પણ બને છે કેળવ્યા વિના જો કસાર બનાવશો તો કસારને બદલે પોટીસ બની જશે! તમારે કસાર બનાવવો છે કે પોટીસ? એ જ આત્માને મોક્ષ પણ મળે છે ને એ જ આત્મા નિગોદમા પણ ધકેલાઈ જાય છે માટે આત્માના આરાધક બનો વિરાધક બનશો તો ઘનઘાતી કર્મોની પરંપરા ઊભી થશે ધ્યાનથી ઘનઘાતી કર્મોના ભુક્કા ઊડી જાય છે

સાધ્વીઓથી જુદી રહેવા ગયેલી સુકુમાલિકાએ હવે આત્માની વિરાધના ચાલુ કરી દીધી હવે તેને કોઈ અટકાવે તેમ ન હતુ શુદ્ધ ચારિત્રને તેણે તોડીફોડી નાખ્યુ અને એકલી રહેવા લાગી છેવટે અંતિમ ટાઈમ નજીક જાણી તેણે પંદર દિવસનો સથારો કર્યો, પરંતુ એમ છતા તેણે પોતે કરેલા પાપોની આલોચના ન કરી આમ આલોચના અને પ્રતિક્રમણ વિના તેણે કાળ કર્યો એનો જીવ બીજા દેવલોકમા દેવીગણિકારૂપે ઉત્પન્ન થયો સિદ્ધાન્ત કહે છે કે સમકિતી જીવ દેવલોકમા જાય, તો ત્યા પુરુષપણુ પામે છે આથી નક્કી થાય છે કે સુકુમાલિકાએ સમકિત પણ વમી નાખ્યુ હતુ સમકિતી હોય તેને ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષી, નારકી, તિર્યંચ અને સ્ત્રી-નપુંસક વેદ–એ સાત બોલના બંધ ન પડે જો તેણે આલોચના અને પ્રતિક્રમણ કર્યા હોત તો ગણિકાદેવી તરીકે નહી થતા પુરુષવેદ પામત સુકુમાલિકાના જીવને ગણિકાદેવીના ભવમા નવ પલ્યોપમની સ્થિતિ મળી હવે ત્યાથી ચ્યવીને ક્યાં જશે તેનો અધિકાર અવસરે

ૐ શાન્તિ

*

**मद्‌विसयकसाया, निद्दा विकहा य पंचमा भणिया।**
**एए पंचपमाया, जीवा पाडन्ति संसारे ॥**

ઉપરોક્ત પાચ પ્રમાદો જીવને વારવાર સસારમા ડુબાવનારા છે. એક અગ્રેજી કહેવત પણ છે કે Time is money—સમય એ મોટામા મોટુ ધન છે માટે જરા વિચાર કરીને આ માનવજીવનરૂપી હીરાને સભાળજો

લાખના હીરાને હાથમાથી કોઈ, જોજે ન લૂટી જાય,
હે કિરતાર ! મને આધાર તારો, જોજે ન તૂટી જાય

તમારા હાથમા આવેલા આ લાખના હીરાને કોઈ લૂટારાઓ લૂટી ન જાય એ જોજો સુકુમાલિકા ગણિકાદેવીનો ભવ પૂરો કરીને. '**तेणं कालेणं तेणं समएणं इहेव जम्बुद्दीवे दीवे भारहे वासे**' —તે કાલ ને તે સમયે આ જ જબૂદ્વીપના ભરતક્ષેત્રમા ઉત્પન્ન થઈ જબૂદ્વીપ એક લાખ યોજનનો છે તેમા ત્રણ ક્ષેત્ર કર્મભૂમિના અને છ ક્ષેત્ર જુગલિયાના છે જુગલિયા સાથે જન્મે, સાથે જીવે, માતા એક જ જોડલુ પ્રસવે અને એ ભાઈબહેન પતિપત્ની થાય જીવનને અતે એકને છીક ને એકને બગાસુ આવે અને બન્ને મરે પણ સાથે. જિદગીમા કમાવાની કે બીજી કોઈ ચિતા નહી દસ પ્રકારના કલ્પવૃક્ષો મનવાછિત સુખ આપે આ જુગલિયા કાઈ પણ ધર્મ કરી શકે નહી

કર્મભૂમિના પદર ક્ષેત્રોમા રહેલા મનુષ્ય જ મોક્ષ પ્રાપ્ત કરી શકે એ પદર ક્ષેત્રમાથી ત્રણ ક્ષેત્ર જબૂદ્વીપમા છે (૧) ભરત, (૨) ઐરાવત, અને (૩) મહાવિદેહ મહાવિદેહ ક્ષેત્રમા સદાય ધર્મ હોય, જ્યારે ભરત અને ઐરાવત ક્ષેત્રમા આરાની અદલબદલ થાય છે ઉત્સર્પિણી કાળમા વર્ણ, ગધ, રસ, સ્પર્શમા વૃદ્ધિ થતી જાય છે. તે જ રીતે મનુષ્યના આયુષ્ય, અવગાહના વગેરે બધામા વૃદ્ધિ થાય છે. જ્યારે અવસર્પિણી કાળમા ઉત્તરોત્તર હાનિ થતી જાય છે કર્મભૂમિનો માનવી પાચે ગતિમા જઈ શકે, જ્યારે જુગલિયા તો એક દેવગતિમા જ જાય છે અને તે પણ બીજા દેવલોક સુધી જ જઈ શકે છે.

મિજાજ હાથમાથી ચાલ્યો ગયો એ કહેવા લાગ્યા, 'તમે લોકો તો અમારી પાછળ જ પડયા છો, માટે ચાલ્યા જાવ અમે કાઈ તમારા માટે જ કમાતા નથી ' ફડ કરવા આવનાર ત્યાથી ચાલતા થઈ ગયા

શેઠ બેઠા હતા ત્યા જ તારવાળાએ એમના હાથમા તાર આપ્યો તેમા લખ્યુ હતુ, 'મુબઈની પેઢી ટૂટી ગઈ છે પાચ લાખનુ નુકસાન થયુ છે ' આ તાર વાચીને શેઠ ઉદાસ થઈ ગયા ફડ લેવા આવનારા બહુ બહુ તો બસો કે પાચસો લઈ જાત, પણ આ તો એકીસાથે પાચ લાખ ગયા હવે શુ કરવુ ? શેઠ લમણે હાથ દઈને બેઠા હતા, ત્યા બીજો તાર આવ્યો તેમા લખ્યુ હતુ, 'તમારો જમાઈ મૃત્યુ પામ્યો છે' આ તાર વાચીને તેમના દુખનો પાર ન રહ્યો બાવીસ વર્ષની એકની એક પુત્રી રાડી ! શેઠના ઉપર આફત આવી પડી !

જ્યારે પુણ્ય ખૂટી જાય અને પાપનો ઉદય થાય ત્યારે ઉપરા-ઉપર આવી જ આફત ઊતરી પડે છે બીજે દિવસે પેઢી પર જઈને શેઠે ટપાલ ખોલી ત્યા પરદેશ ખાતેથી માલ લઈને આવતા પેઢીના દસ વહાણો ડૂબી ગયાના ખબર મળ્યા અધૂરો કાગળ હાથમા ને હાથમા રહી ગયો, ને હાર્ટ બેસી જવાથી શેઠ મૃત્યુ પામી ગયા આ છે પાપકર્મના ઉદયનુ ફળ ! જે પૈસાને સુખનુ કારણ માન્યુ હતુ એ જ પૈસા જતા દુખી થઈ ગયો અને પોતે ભેગા કરેલા સાધનોએ જ પોતાનુ મૃત્યુ નોતર્યુ

પ્રતિવાસુદેવનુ પણ એવુ જ બને છે દરેક પ્રતિવાસુદેવની સામે એક એક વાસુદેવ થાય પ્રતિવાસુદેવ ત્રણ ખડનુ રાજ્ય ભેગુ કરે રાવણ પ્રતિવાસુદેવ હતો એણે ત્રણ ખડનુ રાજ્ય ભેગુ કર્યુ હતુ એની પાસે ચક્રરત્ન પણ હતુ કે એ ચક્ર મૂકે એટલે સામા શત્રુનુ માથુ લઈને પાછુ આવે પણ જ્યારે પુણ્ય પૂરા થઈ જાય ત્યારે વાસુદેવ ચડી આવે રાવણની સામે લક્ષ્મણ આવ્યા એમને દુશ્મન ધારી રાવણે ચક્ર છોડયુ, પણ લક્ષ્મણના પુણ્યનો ઉદય એટલે ચક્ર માથુ

ગયુ અને પ્રયત્ન કરનાર સાધકનુ માથુ કપાઈ ગયુ, એ બહુ ખોટું થઈ ગયુ '

રામ જેવા પણ ખોટુ કર્યું એમ કહી શકે છે તમારો છોકરો પરદેશથી લાખ રૂપિયા કમાઈને આવ્યો હોય, તો તમે તેને કહી શકો છો કે આ રૂપિયામા કેટલાની આશા અને કેટલાના નિશ્વાસ સમાયેલા છે? ક્યાથી કહો?

દેવળ ચણ્યુ તે મોહનુ, માયાનો પૂજારી થયો,
આરતી ઉતારી તે દ્રવ્યની, આશાનો દીપ જલાવીઓ,
કોને ખબર છે કાલની ? દેહતણી દીવાલની ?

મળેલા ભોગોને ભોગવી શકાશે કે કેમ, બધાવેલી બિલ્ડિગમા તમે રહી શકશો કે કેમ અને મગાવેલી મોટરમા તમે બેસી શકશો કે કેમ? એ જ સાધનો તમારા મૃત્યુના કારણરૂપ પણ બની શકે છે, પણ એનો તમને કાઈ ખ્યાલ આવે છે? ક્યાથી આવે? મોહના દેવળમા બેસાડેલી માયાદેવીના પૂજારી દ્રવ્યની થાળીમા આશાનો દીવડો પેટાવી-ને આરતી ઉતારવામા મસ્ત બની જાય, તેને આવો ખ્યાલ ન જ આવે!

આગળના શ્રાવકો એક સાધર્મિને જમાડીને પછી જ જમતા, પણ તમને તો ધધો કરવામા ખાવાની કે મરવાની પણ ફુરસદ ક્યા છે? પણ યાદ રાખજો કે ભૂતકાળના ભણકારા વર્તમાનમા પડઘો પાડે છે પુણ્ય જ્યારે ફરે છે ત્યારે ધન, માલ કે સ્ત્રી–પુત્ર, સગાસબધીઓ પણ ફરી બેસે છે એ વખતે પૈસાની આરતીમા જે આશાનો દીવડો જલાવ્યો છે, તેનો ભડકો બની જાય છે સાકરના શીરા ને બદામની પૂરી ઉડાવનારની માટી રગદોળાઈ જાય છે! અને—

**जीव तू समरन करना, एक दिन होवेगा मरना।**
**काया तेरी कदमकी शैया, भरोसा मत करना मैया॥**

**દૃષ્ટાન્ત**—એક સર્પ જગલમા જતા જતા એક દેડકાને ગળવા માડે અને અર્ધું સર્પના મોમા ગયેલુ દેડકુ પોતાના મો આગળ ઊડતા મચ્છરને ખાવા માટે પોતાનુ મોઢુ પહોળુ કરે છે, ત્યારે એ

સુકુમાલિકાનો જીવ ગણિકાદેવી બન્યા પછી સમય પૂરો થયે જ જબૂદ્વીપના ભરતક્ષેત્રમા અને પાચાલ નામના દેશમા—**'पंचालेसु जणवएसु कंपिलपुरे नाम नयरं होत्था'**—કામ્પિલ્યપુર નામના નગરમાં દ્રુપદ નામના રાજા અને ચુલ્લણીદેવીને ત્યા દ્રૌપદીરૂપે જન્મ પામ્યો. આ દ્રૌપદીથી મોટો એક ધૃષ્ટદ્યુમ્ન નામનો ભાઈ હતો, અને હવે આ પુત્રીનો જન્મ થયો.

ૐ શાન્તિ

*

## વ્યાખ્યાન : ૮૨

(રવિવાર, તા. ૨૯-૯-૬૩)

અહી નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા ત્રણેય કાળમા સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનનો અધિકાર ચાલે છે પુત્રીનો જન્મ થવાથી દ્રુપદ રાજા અને ચુલ્લણી રાણી બહુ જ પ્રસન્ન થયા પુત્રી ખૂબ જ સ્વરૂપવાન હતી કેટલાક માણસોમા ગુણ હોય છે ને રૂપ હોતુ નથી, કોઈમા રૂપ હોય છે અને ગુણનો અભાવ હોય છે, કેટલાકમા ગુણ અને રૂપ બન્ને હોતા નથી, ત્યારે કેટલાક ગુણવાન અને રૂપવાન હોય છે આ બાલિકામા રૂપ અને ગુણ એ બન્નેનો સમન્વય હતો માબાપ પોતાના બાળકને લાડ લડાવે છે, પણ જ્યા સુધી તેનામા આધ્યાત્મિક જ્ઞાનનુ સિચન ન થાય ત્યા સુધી એને સાચા માબાપ કહી શકાય નહી તેમાયે પુત્રીને ખાસ કરીને ગૃહકેળવણીની સાથે સાથે આધ્યાત્મિક આચાર અને વિચાર આપવા જ જોઈએ, કારણ કે આજની પુત્રી એ આવતી કાલની ગૃહિણી છે અને ભવિષ્યની માતા પણ છે પુત્રીમા જો સારા સસ્કારો હશે, તો જ એ પ્રાણના ભોગે શીલને ટકાવી રાખશે તમે પુત્રીઓને કોલેજના અભ્યાસમા તો જોડો છો, પણ ધાર્મિક સસ્કારો તરફ દષ્ટિ રખાતી નથી આજનું સહશિક્ષણ

માનવ બનાવટી રૂપરગમા ફસાયો, ત્યારથી શીલ અને સદાચારથી દૂર ને દૂર ફેકાઈ ગયો છે

દૃષ્ટાન્ત—કુમારપાળ જ્યારે રાજગાદી પર બેઠો, ત્યારે તેણે પોતાના જૂના અને અનુભવી સામન્તોને પ્રશ્ન કર્યો કે 'સિદ્ધરાજમા અનેક ગુણો હતા, છતા પ્રજાજનો તેની નિદા કરતા હતા તેનુ કારણ શુ ? મારામા તો એવા કોઈ દુર્ગુણ નથી ને ?' સામન્તોએ કહ્યુ, 'સિદ્ધરાજમા અઠ્ઠાણુ ગુણો હતા, પણ સગ્રામમા પીછેહઠ અને પરસ્ત્રીમા પ્રેમ કરવો એ બે મોટા દુર્ગુણોએ તેના અઠ્ઠાણુ ગુણોને માથે કૂચડો ફેરવી દીધો હતો આપનામા એ બે દુર્ગુણો નથી, તેથી પ્રજા આપનો જયજયકાર બોલાવે છે'

આવા દુરાચારી લોકોને નરકના પરમાધામીઓ લોઢાની ધગધગતી પૂતળી સાથે આલિગન દેવડાવે છે પાપ દેખાવમા નાનુ હોય છતા તેનુ પરિણામ બહુ ભયકર હોય છે. એમ તો અણુ અને હાઇડ્રોજન બોમ્બ પણ દેખાવમા નાના જ હોય છે, પણ એનો ધડાકો સમુદ્રના પાણી અને આકાશના વાતાવરણને ખળભળાવી મૂકે છે કુકર્મના ફળનો ભડકો પણ એવો જ છે એ કુકર્મરૂપી બોમ્બનો જ્યારે ભડાકો થાય છે ત્યારે હો-હા કરનારા સ્ત્રી, પુત્ર, મિત્ર કે સગાસબધી કોઈ ભાગીદાર થતા નથી પરસ્ત્રીનો ત્યાગ કરનારની પ્રશસા તો છે જ, પણ એથી વધારે પ્રશસા છે સ્વસ્ત્રીનો પણ ત્યાગ કરીને નવવાડ વિશુદ્ધ—નવ કોટીનુ બ્રહ્મચર્ય પાળનાર શૂરવીરની ! જ્ઞાનીઓ તેની પ્રશસા કરતા કહે છે—

જે નવવાડ વિશુદ્ધથી, ધરે શિયળ સુખદાય;
ભવ તેનો પછી લવ રહે, તત્ત્વવચન એ ભાઈ !

ચારિત્ર એ હીરો છે જે સ્ત્રીએ પરપુરુષનુ સેવન ન કર્યું હોય એ સતી કહેવાય છે, પણ જેણે સ્વપુરુષનો પણ ત્યાગ કર્યો હોય તે 'મહાસતી' કહેવાય છે પતિ અને પત્ની બન્ને આ વસ્તુને સમજીને

ઉદયસુંદર તો પોતાના બનેવીના દૃઢતાપૂર્વકના વચન સાંભળીને સ્તબ્ધ જ બની ગયો હવે એને લાગ્યુ કે આ ક્ષાત્રિયપુત્ર તો ખરેખર દીક્ષા લેવા તત્પર બની ગયો છે આથી ઢીલો પડીને એ બોલ્યો, 'અરે! તમે આ શુ કહો છો? હજી તો લગ્ન કરીને ઘેર પણ પહોચ્યા નથી ને દીક્ષા લેવાની વાત કરો છો? તમે મારી બહેનનો કાંઈ વિચાર કર્યો કે નહી?' રાજકુમારે જવાબ આપ્યો, 'જો તમારી બહેન કુલીન હશે તો એ મારે માર્ગે ચાલશે અને અકુલીન હશે તો તેનાથી મારે શુ કામ છે?' અકુલીનની કથની તો જુઓ

થોડા વર્ષો પહેલા મુબઈમા એક પચાસ વર્ષના શેઠ રહેતા હતા આ અવસ્થાએ તેમને નવી લાવવાના કોડ જાગ્યા પૈસાદાર વિધુર શેઠને એક કન્યા મળી ગઈ પણ શેઠ અને શેઠાણીની અવસ્થામા ત્રીસ વર્ષનો ફરક હતો શેઠાણી જ્યારે યુવાનીમા પહેલુ પગલુ માડી રહ્યા હતાં ત્યારે શેઠ 'વન'મા પ્રવેશ કરી રહ્યા હતા શેઠ સિનેમા, નાટક, હોટલ, ચોપાટી, ભેળપુરીનો ચટકો કરતા અને કરાવતા વિકારવૃદ્ધિના કારણો આપતા હતા જેમ જેમ ચટકા ચાખે છે તેમ તેમ લટકો વધે છે ધીમે ધીમે કરતા શેઠાણીની યુવાની દીવાની બનવા લાગી શેઠની ગેર-હાજરીમા તેણે ઘરના એક યુવાન નોકરને સાધ્યો શરૂઆતમા તો નોકર ડરવા લાગ્યો, પણ ઘરની ધણીરણી થઈ બેઠેલી શેઠાણીએ નોકરને સમજાવી દીધો. નોકર પણ નિર્ભય બની ગયો પરન્તુ એકવાર શેઠે આ બન્નેની પાપલીલા જોઈ લીધી દુકાનેથી આવતા વાર શેઠે શેઠાણીને કહ્યુ, 'મારી પત્ની હોવા છતા તુ આ નોકર સાથે છૂટછાટ લઈ રહી છે, માટે તને ધિક્કાર છે'

ઘણા સમયથી છછેડાયેલી શેઠાણી બોલી, 'ધિક્કાર તો તમને છે આટલી મોટી ઉમ્મરે મને પરણીને તમે મારો ભવ સળગાવી દીધો! હવે તમે કાંઈપણ બોલશો તો તમારી આબરૂ જશે માટે ડાહ્યા હો તો ચૂપચાપ બેસી રહો'

આ સાભળી મનમા જ સમસમીને શેઠ ચાલ્યા ગયા તેમણે વિચાર

અહી રાજા અને રાણી આતુરતાપૂર્વક જાનની રાહ જુએ છે પોતાનો લાડીલો કુવર પરણીને આવે છે, તેથી રાણી હિમચૂલા કીમતી વસ્ત્રાભૂષણો ધારણ કરીને વરકન્યાને પોખવા માટે તૈયાર થઈને ઊભી છે એટલામા ખાલી રથો અને પાલખીઓ આવી રથના સેવકોએ રાજાને વાત કરી કે 'મુનિરાજ ગુણસુદરને વાદવા જતા વર, કન્યા અને કન્યાના ભાઈ ઉદયસુદરે દીક્ષા લઈ લીધી અને આ વાત સાભળીને પચીસેય જાનૈયા રાજપુત્રો પણ એ જ માર્ગે ગયા ! આ સમાચાર સાભળીને વૃદ્ધ રાજા વિચાર કરવા લાગ્યો, 'ધન્ય છે મારા કુમારને ! મારે પ્રથમ દીક્ષા લેવી જોઈએ, એને બદલે હુ તો હજી ગળાબૂડ સસારમા ડૂબેલો પડ્યો છુ, ને એણે પોતાનો ભવ સુધારી લીધો ! હુ પાછળ રહી ગયો ને પુત્ર આગળ થઈ ગયો ! માટે મારે પણ એ જ મુનિરાજ ગુણસુદરની પાસે દીક્ષા લેવી વૃદ્ધ રાજરાણીએ પણ એ જ નિશ્ચય કરી લીધો આમ રાજા અને રાણીએ પણ ત્યાગધર્મ સ્વીકારી લીધો રાગ એ આગ છે, ત્યાગ એ બાગ છે

ઉત્તરાધ્યયનસૂત્રમા ભગવાન કહે છે—

**एए य संगे समइक्कमित्ता, सुदुत्तरा चेव भवंति सेसा ।**
**जहा महासागरमुत्तरित्ता, नई भवे अवि गंगासमाणा ॥**

અ ૩૨, ગા ૧૮

વિકારના કારણરૂપ વિષયોને જે જીતી લે છે તે દુસ્તર મહાસાગરને તરી ગયો છે ત્યારપછી તેને ગગા જેવી મોટી નદીઓને તરવી મુશ્કેલ જણાતી નથી, કારણ કે—

કાગની પેઠે હસ, વિષ્ટા પર દોડે નહી,
શૂરાઓ શિર જાય, પણ પ્રતિજ્ઞા તોડે નહી

જેણે બ્રહ્મચર્યની યાવજ્જીવન પ્રતિજ્ઞા લીધી હોય તેને શિર સાટે પાળવી જોઈએ માતા આ પુત્રીમા સુદર સસ્કારો રેડે છે દીકરી દિનપ્રતિદિન વધતી જાય છે હવે તેનુ શુ બનશે તે અવસરે

ૐ શાન્તિ

*

બતાવો કે કઈ ભાષા જાણ્યા વિના તમે રહી ગયા છો અને કયો પ્રદેશ જોવાનો બાકી છે ? માનવજન્મ દેશપરદેશની વસ્તુઓ જોવા અને ખાવાપીવા અને રખડવા માટે મળ્યો નથી રાજા-મહારાજાઓ મરીને ગયા એવા એવા લોકો પણ સાથે બાધીને કાઈ લઈ ગયા નથી માટે જેમ બને તેમ પરિગ્રહ ઓછો કરો ઘણા લોકો ઈન્કમ ટેક્સના વધારાની ચીસો પાડે છે, પણ જેટલી રકમનો ટેક્સ ભરવો પડતો નથી એટલા જ રૂપિયા કમાવાની મર્યાદા બાધી લો, તો તેની બૂમ પાડવી ન પડે આમ કરો તો તમારા સિવાય કેટલા ગરીબોને રોજી મળે ? અને સાથે સાથે સરકારની પણ આખો ઊઘડી જાય, પણ તમારે તો આખાયે આકાશને બાથમા લેવુ છે ને પછી રડવુ છે. તમને સતોની વાણી સાભળવાનો તો ટાઇમ પણ મળતો નથી પાપ કરવાનો ટાઇમ મળે છે, ને પાપ ધોવાનો ટાઈમ ન મળે એનુ શુ કરવુ ? મકાન રોજ સાફસૂફ ન થાય, તો તેમા કચરાના ગજ ખડકાય તમે કચરો ભેગો થવા દો છો ? વાસણો રોજ એઠા થાય છે, તેને રોજ સાફ કરો છો કે નહી ? આ બધુ સાફસૂફ રાખવામા તમને ટાઈમ મળે છે ને આત્માને સાફ કરવાનો ટાઇમ તમને નથી મળતો પ્રાર્થનાનુ મહત્ત્વ દરેક ધર્મમા છે પારસી, મુસલમાન અને ક્રિશ્ચિયનો પણ દર રવિવારે એમના ધર્મની પ્રાર્થના નિયમિત કરે છે, ત્યારે પ્રતિક્રમણ જેવી આવશ્યક ક્રિયામા પણ તમે આળસ કરો અને પાપનો સઘરો થાય, તો તેમા કોનો દોષ ? આ પ્રતિક્રમણ દ્વારા તમારા આત્માને હળવો ફૂલ જેવો બનાવો પાપનો સઘરો ન થાય એટલુ તો જરૂર કરો તમે જ તમને પોતાને પૂછી જુઓ કે તમારુ દિલ સાફ છે ? આત્મા પવિત્ર છે ?

મન મેલો નારીમા ઘેલો, ધન જોબનમા છકી ગયેલો,
ચામડામા લેશે સૌ પહેલો, ચડી ચોટ ઉપાડશે રે
પ્રભુના ભજન વિના પટકી પાડશે રે'

ધન અને જોબનમા છકી ગયેલો અને મનનો મેલો માનવ સામે આવેલી આફતને પણ જોઈ શકતો નથી ભગવાન કહે છે, '**पत्तो:**

ગ્રહણ કરી શકે છે બાકી કુસસ્કારોને પકડવા એ તો અનાદિની ટેવ છે '**नो लोग्गणेणं चरे**' અર્થાત્ હે ભવ્ય જીવો દેખાદેખી કે લોકેપણા કરશો નહી જેનામા દેખાદેખી નથી, તે કુસગથી દૂર રહે છે માટે જ્ઞાનીઓ કહે છે કે—

અનતકાળથી આથડયો, વિના ભાવ ભગવાન,
સેવ્યા નહી ગુરુ સતને, મૂક્યુ નહી અભિમાન

અનાદિકાળથી ભટકતા જીવે પોતાનુ અભિમાન મૂક્યુ નથી અને સતનુ શરણુ શોધ્યુ નથી કેટલાક લોકો તો જવાબ આપે છે કે આખુ જગત કૂડકપટ કરે છે, આ જમાનો સાચનો નથી, પણ તેઓ સતોના વાક્યોને સમજ્યા વિના જ બોલે છે 'કૂડ ત્યા ધૂળ છે' મનુષ્યે છ છ પ્રકારની લેશ્યાઓને ધ્યાનમા રાખવા જેવી છે આ છયે લેશ્યાઓ આ પ્રકારે છે (૧) કૃષ્ણુલેશ્યા, (૨) નીલલેશ્યા, (૩) કાપોતલેશ્યા, (૪) તેજોલેશ્યા, (૫) પદ્મલેશ્યા અને (૬) શુક્લલેશ્યા આ છયે લેશ્યાઓને આપણે દષ્ટાન્ત દ્વારા સમજવાનો પ્રયત્ન કરીએ

**દષ્ટાન્ત**—છ મુસાફરો રસ્તે ચાલતા ભૂખ્યા થયા એટલામા ફળોથી લચી રહેલુ એક જાણુડાનુ ઝાડ તેમના જોવામા આવ્યુ ત્યા પહેલો કૃષ્ણુલેશ્યાવાળો કહેવા લાગ્યો, 'મારી પાસે કુહાડો છે હમણા આખા ઝાડને મૂળમાથી ઉખેડી દઉ છુ' ત્યા બીજો નીલલેશ્યાવાળો બોલ્યો, 'આખા ઝાડને મૂળમાથી કાપવાની જરૂર નથી હુ એની મોટી મોટી શાખાઓને કાપી દઉ છુ' ત્યારે ત્રીજો કાપોતલેશ્યાવાળો બોલ્યો, 'મોટી શાખાઓને કાપવાની શી જરૂર છે? હુ એની પ્રતિશાખાને કાપી દઉ' એટલામા ચોથો તેજોલેશ્યાવાળો કહેવા લાગ્યો, 'પ્રતિશાખાને કાપવાની જરૂર નથી એની નાની નાની ડાળીઓ કાપી લઈએ એટલે આપણુને જાબુના ફળ મળી જશે' ત્યા પાચમો પદ્મલેશ્યાવાળો કહેવા લાગ્યો, 'ડાળો અને પાદડાઓનુ આપણુને શું કામ છે?

બતાવો કે કઈ ભાષા જાણ્યા વિના તમે રહી ગયા છો અને કયો પ્રદેશ જોવાનો બાકી છે ? માનવજન્મ દેશપરદેશની વસ્તુઓ જોવા અને ખાવાપીવા અને રખડવા માટે મળ્યો નથી રાજા-મહારાજાઓ મરીને ગયા એવા એવા લોકો પણ સાથે બાધીને કાઈ લઈ ગયા નથી માટે જેમ બને તેમ પરિગ્રહ ઓછો કરો ઘણા લોકો ઇન્કમ ટેક્સના વધારાની ચીસો પાડે છે, પણ જેટલી રકમનો ટેક્સ ભરવો પડતો નથી એટલા જ રૂપિયા કમાવાની મર્યાદા બાધી લો, તો તેવી બૂમ પાડવી ન પડે આમ કરો તો તમારા સિવાય કેટલા ગરીબોને રોજી મળે ? અને સાથે-સાથે સરકારની પણ આખો ઊઘડી જાય, પણ તમારે તો આખાયે આકાશને બાથમા લેવુ છે ને પછી રડવુ છે તમને સતોની વાણી-સાભળવાનો તો ટાઇમ પણ મળતો નથી પાપ કરવાનો ટાઇમ મળે-છે, ને પાપ ધોવાનો ટાઈમ ન મળે એનુ શુ કરવુ ? મકાન રોજ સાફસૂફ ન થાય, તો તેમા કચરાના ગજ ખડકાય તમે કચરો ભેગો થવા દો છો ? વાસણો રોજ એઠા થાય છે, તેને રોજ સાફ કરો છો કે નહી ? આ બધુ સાફસૂફ રાખવામા તમને ટાઇમ મળે છે ને આત્માને સાફ કરવાનો ટાઇમ તમને નથી મળતો. પ્રાર્થનાનુ મહત્ત્વ દરેક ધર્મમા છે પારસી, મુસલમાન અને ક્રિશ્ચિયનો પણ દર રવિવારે એમના ધર્મની પ્રાર્થના નિયમિત કરે છે, ત્યારે પ્રતિક્રમણ જેવી આવશ્યક ક્રિયામા પણ તમે આળસ કરો અને પાપનો સઘરો થાય, તો તેમા કોનો દોષ ? આ પ્રતિક્રમણ દ્વારા તમારા આત્માને હળવો ફૂલ જેવો બનાવો પાપનો સઘરો ન થાય એટલુ તો જરૂર કરો તમે જ તમને પોતાને પૂછી જુઓ કે તમારુ દિલ સાફ છે ? આત્મા પવિત્ર છે ?

મન મેલો નારીમા ઘેલો, ધન જોબનમા છકી ગયેલો,
ચામડામા લેશે સૌ પહેલો, ચડી ચોટ ઉપાડશે રે
પ્રભુના ભજન વિના પટકી પાડશે રે'

ધન અને જોબનમા છકી ગયેલો અને મનનો મેલો માનવ સામે આવેલી આફતને પણ જોઈ શકતો નથી ભગવાન કહે છે, '**पगो**:

**દૃષ્ટાન્ત**—ધન્યકુમાર (ધના અણુગાર) આગળ અખૂટ ધન હતુ તેની બત્રીસેય સ્ત્રીઓ એક એક કરોડ સોનૈયા લઈને આવી હતી આવી અખૂટ સમૃદ્ધિનો માલિક એક દિવસ ભગવાન મહાવીરના ઉપદેશથી રગાઈ ગયો જ્યારે એ દેશના સાભળવા ગયો હતો ત્યારે જુદો હતો અને પાછો ફર્યો ત્યારે એનો આત્મા પલટાઈ ગયો. ધના અણુગારે માતાની પાસે આવીને કહ્યુ, 'મારે સયમમાર્ગે જવુ છે, માટે મને આજ્ઞા આપો' પોતાના એકના એક પુત્રની આવી વાત સાભળીને માને મૂર્છા આવી ગઈ, છતા ધન્યકુમાર એમ ને એમ ઊભો રહ્યો મૂર્છામાંથી જાગીને માતા વિચાર કરવા લાગી, 'મારુ માથુ દુખે તોપણ મારો પુત્ર કહેતો કે તારા બદલે ભલે મારુ માથુ દુખે આમ કહેનારો પુત્ર આજે મને મૂર્છા આવી ગઈ, છતા એમ ને એમ ઊભો રહ્યો માટે એનામા જરૂર કઈ ફેરફાર થઈ ગયો છે' મા બોલી, 'બેટા! તુ બત્રીસ નારીનો સાહ્યબો છે તારે ત્યા સતાન થાય અને હુ મરી જાઉ પછી ખુશીથી દીક્ષા લેજે લોકો તપ કરીને પણ તારા જેવી સમૃદ્ધિની માગણી કરે છે, ત્યારે આ સમૃદ્ધિને સપૂર્ણ ભોગવ્યા વિના તુ સાધુ બની જાય, એ ઠીક કહેવાય?

બાવીસ પરિષહ જીતવા, શ્રી કરવો ઉગ્ર વિહાર,
દોષ બેતાળીસ ટાળીને, શ્રી લેવો સૂઝતો આહાર
ઘેર ઘેર ફરવુ ગોચરી, શ્રી સુણો દુખ અપાર રે, '
થે સુણુ બાલુડા! સયમ મત લેજો અમને છાંડીને

'બેટા!' રડતા રડતા માતા કહેવા લાગી, 'બાવીસ બાવીસ પરિષહો જીતવા કેટલા બધા મુશ્કેલ છે? એક એક પરિષહ કાળજુ કપાવી નાખે તેવો છે બત્રીસ પ્રકારના ભોજન લેનારા તારે પારકે ઘેર ભિક્ષા લેવા જવુ પડશે, એ કેટલુ મુશ્કેલ પડશે? ભીખ માગવામા કેટલી શરમ આવશે? માટે હુ તને હમણા દીક્ષા લેવા દેવાની નથી'

પરતુ ધન્યકુમારના પગલા તો હવે સાચી પ્રભુતા તરફ મડાઈ ચૂક્યા હતા એ પગલા હવે પાછા ફરી શકે તેમ ન હતાં એ બોલ્યો,

નથી કોઈ શત્રુ મારે, આ દુનિયામા,
ખરા દુશ્મનો મારા દિલમા છુપાયા,
લડતો રહ્યો છુ નિરતર ઝઝૂમી,
છતા દુશ્મનો તો જરી ના જિતાયા
કલેજે પડ્યા છે એવા કૈક કાણા,
કેમ કરીને ગાઉ હુ તો પ્રભુ! તારા ગાણા?

'આ મારા આન્તરિક શત્રુઓ સાથે નિરતર ઝઝૂમવા છતા તેમણે જરાય મચક આપી નથી હવે મારે આવા ઉપાધિમય જીવનમાથી મુક્ત થવુ છે એના માટે આજે જ સુઅવસર છે

'રાજન્! ધન્યકુમારે કહ્યુ, 'આ અદરના શત્રુઓએ જન્મ-જન્માન્તરથી મને દબાવી ગૂગળાવી અને રખડાવી માર્યો છે, પરતુ શ્રી મહાવીરના વાક્યોએ મારી અનતા જન્મની ઊંઘને ઉડાડી દીધી છે હવે હુ કોઈનો રોક્યો રોકાઇ શકુ એમ નથી'

રાજાએ ધન્યકુમારની માતાને કહ્યુ, 'માતાજી! ધન્યકુમારનુ ચિત્ત સસારમાથી વિરક્ત બની ગયુ છે એમની ધામધૂમથી દીક્ષા થાય તેવા મહોત્સવનો પ્રબધ રાજ્ય તરફથી થશે'

અને રાજાએ હાથી, ઘોડા, રથ, પાલખી આદિ સહિત વાજતે ગાજતે ધન્યકુમારનો દીક્ષામહોત્સવ યોજ્યો માતાએ ભગવાન મહાવીરના ચરણોમા પોતાના પુત્રને સોપતા કહ્યુ—

આ પુત્ર વલ્લભ ઘણો શ્રી સોપુ તમારે હાથ રે,
થે સુણો, જિનવરજી! દીક્ષા આપો ને મારા નદને

હે ભગવન્! મારી અધની લાકડી, હૈયાનો હાર અને વહાલામા વહાલી વસ્તુ મારો પુત્ર હુ આપને ભિક્ષામા આપુ છુ'

અને ભગવાને ધન્યકુમારને દીક્ષા આપી તે જ દિવસે ધના અણગારે પ્રભુના ચરણોમા વદન કરીને કહ્યુ, 'ભગવન્, મારી ઇચ્છા

નથી કોઈ શત્રુ મારે, આ દુનિયામા,
ખરા દુશ્મનો મારા દિલમા છુપાયા,
લડતો રહ્યો છુ નિરતર ઝઝૂમી,
છતા દુશ્મનો તો જરી ના જિતાયા
કલેજે પડ્યા છે એવા કૈક કાણા,
કેમ કરીને ગાઉ હુ તો પ્રભુ! તારા ગાણા?

'આ મારા આન્તરિક શત્રુઓ સાથે નિરતર ઝઝૂમવા છતા તેમણે જરાય મચક આપી નથી હવે મારે આવા ઉપાધિમય જીવનમાથી મુક્ત થવુ છે એના માટે આજે જ સુઅવસર છે

'રાજન્! ધન્યકુમારે કહ્યુ, 'આ અદરના શત્રુઓએ જન્મ-જન્માન્તરથી મને દબાવી ગૂગળાવી અને રખડાવી માર્યો છે, પરતુ શ્રી મહાવીરના વાક્યોએ મારી અનતા જન્મની ઊંઘને ઉડાડી દીધી છે હવે હુ કોઈનો રોક્યો રોકાઈ શકુ એમ નથી'

રાજાએ ધન્યકુમારની માતાને કહ્યુ, 'માતાજી! ધન્યકુમારનુ ચિત્ત સસારમાથી વિરક્ત બની ગયુ છે એમની ધામધૂમથી દીક્ષા થાય તેવા મહોત્સવનો પ્રબધ રાજ્ય તરફથી થશે'

અને રાજાએ હાથી, ઘોડા, રથ, પાલખી આદિ સહિત વાજતે ગાજતે ધન્યકુમારનો દીક્ષામહોત્સવ યોજ્યો માતાએ ભગવાન મહાવીરના ચરણોમા પોતાના પુત્રને સોપતા કહ્યુ—

આ પુત્ર વલ્લભ ઘણો શ્રી સોપુ તમારે હાથ રે,
થે સુણો, જિનવરજી! દીક્ષા આપો ને મારા નદને.

હે ભગવન્! મારી અધની લાકડી, હૈયાનો હાર અને વહાલામા વહાલી વસ્તુ મારો પુત્ર હુ આપને ભિક્ષામા આપુ છુ'

અને ભગવાને ધન્યકુમારને દીક્ષા આપી તે જ દિવસે ધના અણગારે પ્રભુના ચરણોમા વદન કરીને કહ્યુ, 'ભગવન્, મારી ઇચ્છા

સર્વાર્થસિદ્ધ વિમાનમાં દેવ બનીને રહ્યા તેત્રીસ સાગરોપમનું આયુષ ભોગવીને તેઓ મહાવિદેહ ક્ષેત્રમાં મનુષ્ય થશે અને મોક્ષમા જશે.

દ્રુપદ રાજા અને તેની રાણી બન્ને જણા દ્રૌપદીને નીતિ, સત્ય, અને સદાચારનુ શિક્ષણ આપવા લાગ્યા આમ કરતા કરતા દ્રૌપદીએ યુવાવસ્થામા પ્રવેશ કર્યો, એટલે માતાને ચિંતા વધી તેથી એક દિવસ સોળે શણગારે સજ્જ કરીને તેને તેના પિતા પાસે મોકલી ત્યા શું બનશે તે અવસરે

ૐ શાન્તિ.

*

## વ્યાખ્યાન : ૮૪

(મંગળવાર, તા ૧-૧૦-૬૩)

અહી નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા ત્રણેય કાળમા સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનમા અમરકંકાનો અધિકાર ચાલે છે દ્રૌપદીનો બાલ્યકાળ વ્યતીત થતા તેણે યૌવનમા પ્રવેશ કર્યો એક દિવસ વસ્ત્રાલંકારોથી સજ્જ થઈને એ રાજસભામા આવી દ્રૌપદીના ગુણ, સ્વરૂપ અને અવસ્થા જોઈને દ્રુપદ રાજા વિચાર કરવા લાગ્યો કે મારી પુત્રીને હું કોઈ યોગ્ય રાજપુત્રની સાથે પરણાવુ, તો કદાચ એ સુખી પણ થાય ને દુ ખી પણ થાય તેમા પણ જો એ દુ ખી થાય, તો મારા ચિત્તને ઉદ્વેગ થાય જીવને પોતાના સગાઓ પ્રત્યેની આસક્તિ અને મમતાનો મૂર્છાભાવ હોય તો—

**मायाहि पियाहि लुप्पइ नो सुलहा सुगईय पेच्चओ।**
**पयाहि भयाहि पेहिया, आरंभा विरमेज्ज सुव्वए॥**

—સૂત્રકૃતાગસૂત્ર અ ૨, ઉ ૧, ગા ૩

અર્થાત્ માતા, પિતા, સ્ત્રી આદિ સગાઓ પ્રત્યે લુબ્ધ થનાર

જીવને વારંવાર સંસારમાં પર્યટન કરવું પડે છે. તમને આ સંસારમાં રખડી રખડીને થાક લાગ્યો છે ? ભૂતકાળ સાથે એક ખૂની ચોરને પકડવામાં આવ્યો. તેના પર ઘણાં ખૂનોનો આરોપ પણ સાબિત થયો. રાજાએ તેને ફાંસીની સજા કરી. આ વખતે ચોર કેવો કંપે ! ચોરની ગભરામણ જોઈને રાણીને દયા આવી. રાણીનું રાજા પાસે એક વચન લેણું હતું. આથી રાણીએ એ ચોરને પોતાને ત્યાં એક દિવસ રાખીને પ્રસન્ન કરવાનું વચન માગ્યું. રજા પામેલો ચોર રાણીના રાજમહેલનો એક દિવસનો મહેમાન બન્યો. દાસીઓએ તેને સુવાસિત પાણી વડે સ્નાન કરાવ્યું. ભોજનમાં સોનાની થાળીમાં સુંદર પકવાન્ન મૂકવામાં આવ્યાં. ભોજન કરી લીધા પછી સુગંધી મુખવાસ ધરવામાં આવ્યો. આરામ માટે મનોહર ચિત્રોવાળું શયનસ્થાન સોંપવામાં આવ્યું. નાટ્યારંભ ગોઠવાયા. અનેક મધુરમ વાજિંત્રો અને ગીતો સંભળાવવામાં આવ્યાં અને આમ એક દિવસની મહેમાની પૂરી થઈ ગઈ. રાજાએ પૂછ્યું : રાણીની મહેમાનગતી—સ્વાગતસત્કાર વગેરે કેવાં લાગ્યાં ? ચોરે જવાબ આપ્યો કે : મને ખબર નથી ! રાજાએ પૂછ્યું : તને ભોજન શું આપ્યું હતું એ તો બતાવ ! ચોરે જવાબ આપ્યો : મને ખબર નથી. રાજાએ પૂછ્યું : શયનખંડનાં સુંદર ચિત્રો, આરામ માટે મખમલનાં બિછાનાં, નાટારંભ, વાજિંત્રોની સુરાવલી એ બધું તો તને ગમ્યું જ હશે ! પણ ચોરે તો એ જ જવાબ આપતાં કહ્યું : મહારાજ ! હું મહેમાન બન્યો છતાં મારી સામે તો ફાંસીનો મંચ જ દેખાતો હતો. આથી મેં ભોજન કર્યું છતાં સ્વાદની ખબર નથી, ચિત્રો જોયાં છતાં દેખ્યાં નથી, ગીતો ને વાજિંત્રો સાંભળ્યાં છતાં તેનો આનંદ અનુભવ્યો નથી. મને તો આવતી કાલે આવનારું મારું મોત જ સામે તરવરતું દેખાતું હતું.

આ ચોરના કરતાં આપણી સ્થિતિ અનેકગણી વિષમ નથી શું ? સામે કેટલા જન્મમરણની ફાંસીઓ તૈયાર છે છતાં કંઈ સમજાય છે ?

**कारति के आणंदे इत्थं वि अग्गहे चरे ।**
**सव्वं हासं परिच्चज्ज आलीणगुत्तो परिव्वए ॥**

—આચારાગસૂત્ર અ ૩, ઉ ૩, ક ૨૦૧

સમુદ્રમા સફર કરનારને જોઈતા તમામ સુખો વહાણુમા હાજર હોવા છતા જો સમુદ્રમા તોફાન આવે અને વહાણુ ડૂબવાની તૈયારીમા હોય, ત્યારે એ વહાણુમા બેઠેલાઓને સુખ ભોગવવા ગમતા નથી આવા તોફાની વહાણુમા તમે બેઠા હો, તો તમને ગજીપાની બાજી ૨મવી ગમે ખરી ? તેવી જ રીતે આ જીવની નાવ ઝોલે ચડી છે ત્યા આનદ કે રતિ ક્યાથી હોય ? હવે તો સર્વ હાસ્યને છોડીને ગુપ્તેન્દ્રિય બનવુ જરૂરી છે

નાવ ઝોલે ચડી, ઊંચે આધી અડી,
મારે જાવુ છે દૂર કાઇ સૂઝે નહી,
નથી જડતી કડી, રાત કાળી નડી,
ઘનઘોર ઘટા જાણે છાઈ રહી,
દશા છે આવી મારી, એને તુ લે ઉગારી,
મારી આ જીવન નૈયા, જોજે ના ડૂબે નૈયા

જ્ઞાની મુનિઓ વિચાર કરે છે કે આ મોહમય ઝઝાવાતમા સપડાયેલી—સસારસાગરમા ઝોલા ખાતી દેહરૂપી નૈયાને કેવી રીતે પાર પહોચાડવી ? આવા સજોગોમા નાવમા બેઠેલાઓના જીવ અધ્ધર ચડી જાય કે ખાવાપીવાની ઉજાણીઓ ને નાચરગના જલસાઓ ગોઠવાય ?

નાવ મારી અથડાય, મોજા સાથે પછડાય
નાવ તૂટીને અદરમા પાણી ભરાય

આ સસારસમુદ્રમા તમારી નાવ ઝોલે ચડી ગઈ છે એમ તમને લાગે છે ? તો પછી તમારા આ રગરાગ ક્યા સુખે સૂઝે છે ? આ જીવન અણુમોલ છે એ એળે જશે, તો હાથ ઘસતા રહી જશો માટે વિચાર કરો—

ગાડુ ભરનારાની જેમ તમને કાંઈ થાય છે ? સમકિત કરતા દેશવિરતિપણું ઉત્તમ છે, માટે દેશવિરતિપણુ ગ્રહણ કરવુ દેશવિરતિ કરતા સર્વવિરતિ, તેના કરતા અપ્રમત્તભાવના, તેના કરતા અપૂર્વકરણની શ્રેણી, તેના કરતા ક્ષપકશ્રેણી અને તેના કરતા કેવળજ્ઞાન ઉત્તરોત્તર શ્રેષ્ઠ છે જેમ જેમ ઉત્તમ શ્રેણી પ્રાપ્ત થતી જાય તેમ તેમ નીચેની શ્રેણીનો ત્યાગ અને ઉત્તમ શ્રેણીનુ ગ્રહણુ કરતા જાવ તો મોક્ષમાર્ગમા આગળ વધી શકો, પણ જો મૂર્ખ ગાડાવાળાની જેમ સમકિત પામવામા જ શુકન માની બેસશો, તો તમે આગળ વધી રહ્યા ! માટે '**सोयपण्णा अपरिहीणा जाव फासपण्णा अपरिहीणा**'—જ્યાસુધી શ્રોત્રેન્દ્રિય, ચક્ષુરિન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય, રસેન્દ્રિય, અને સ્પર્શેન્દ્રિયનુ બળ હીણુ થયુ નથી, ત્યાસુધીમા કઈક કરી લો આ સસારનો દાવાનળ ભડકે બળી રહ્યો છે '**खण जाणाइ पंडिए**'—આવેલા અવસરને ઓળખનાર જ સાચો પડિત છે જ્યારે કાયાનો ગઢ ઘેરાઈ જશે, આખના ને કાનના દેવતા ઊડી જશે, કઠમા ઘરેડો બોલશે, ત્યારે કોઈ માગળિક સભળાવશે, તોપણુ સાભળશે કોણ ? માટે—

આવ્યો હતો તુ છોડવા, બાધીને શાને જાય છે, ?
'**स्व**' માથી તુ '**पर**'મા જઈ શાને વધુ રિબાય છે ?
ચેતી જા આતમ ચેત હવે, અવસર ચાલ્યો જાય છે !

તુ અહી માનવભવમા છોડવા આવ્યો છે, ને પાપના કર્મના પોટલા બાધીને શા માટે જાય છે ? જો આત્મા સ્થિરતા પકડે, તો જ બધન તૂટી શકે. દોરો ને મોતી હાથમા છે, ચારે બાજુ ઘોર અધારુ ઘેરાઈ રહ્યુ છે, પણ વીજળીનો ઝબકારો થાય એટલી વારમા જો મોતી પરોવી લેવાય તો જ કામ સર્યું ગણાય વીજળી થાય, ત્યારે સોય–દોરો ને મોતી શોધવા બેસશો તો રહી જશો જ્ઞાનીઓ કહે છે કે દાભડાની અણી પર પાણીનુ ટીપુ ટકે, તેટલુ માનવજીવન છે આગળના ભવમા કદાચ મનુષ્યભવ મળે ને આર્યાવર્ત ક્ષેત્ર ન મળે, યોગ્ય ક્ષેત્ર મળે ને

કુળમાં જન્મ મળે, સાચું સમજાવનાર કોઈ ન મળે, તો માનવભવની કિંમત કેટલી? પણ તમને તો અમેરિકામાં જન્મવું ગમે છે! અમેરિકાના બંગલો જોયા, મોટરમાં બેસીને ગલીઓ પસાર કરવા નીકળે છે એમ સાંભળીને તમારા મોંમાં પાણી આવે છે. પણ મોટરમાં જ ફરનારાઓ પગે ચાલવાના કોડ કરે છે. જંગલવાળાઓ મુંબઈ નગરીઓમાં ફરવાનું પસંદ કરે છે. ત્યારે તમે જંગલમાં ને મોટરમાં શાન્તિ માટે ફાંફાં મારો છો. પણ સાચી શાન્તિ ધર્મમાં છે. સાચું શરણ ધર્મ ધારણ કરનારને મળે છે. બાળકને રત્નનો મહેલ અને ઘાસની ઝૂંપડી એ બન્ને સરખાં છે. છતાં એની શાન્તિ જુઓ. આવી શાન્તિને ઓળખનારને ઓળખો. એ શાન્તિને ઓળખનાર આત્માને જાણો. **एगं जाणइ सो सव्वं जाणइ**—જે એક આત્માને જાણે છે તે સર્વને જાણે છે. આત્મજ્ઞાનમાં બ્રહ્મ લોકાલોક સમાઈ જાય છે. આ જ્ઞાનનું સ્વરૂપ વિરાટ છે. માટે ઢિમચાને ખોદી નાખો. આત્માનો પાતાળકૂવો ખોદી નાખો. એની અંદરનું ઝરણું અખૂટ છે. આત્માનો ખજાનો અપાર છે. ભગવાન કહે છે કે એ આત્માના ખજાનાનો ફોટો અમે બતાવી દઈએ. ઓપરેટરને કોઈ સારો કેમેરા મળ્યો હોય તો તે કંઈ મહત્ત્વમાં બતાવે નહીં પણ આવા અમૂલ્ય ફોટાને ઊતરવાનો ભગવાને અને જ્ઞાનીઓએ કોઈ સાજ રાખ્યો નથી.

તમારું આત્મજ્ઞાન ખોલવાનો સરળ માર્ગ કર્મોને ખપાવવાં એ છે. ગૌતમસ્વામી પૂછે છે કે **सज्झाएणं भंते! जीवे किं जणयइ?** —સ્વાધ્યાય કરવાથી શું ફળ મળે? ભગવાન કહે છે **नाणावरणिज्जं कम्मं खवेइ**—જ્ઞાનાવરણીય કર્મો ખપી જાય છે. મા પોતાના બાળકને પ્રેમથી દૂધ પાય છે. પણ બાળકને દૂધ પીવાનું ગમતું નથી તો મા તેના મોંમાં ચમચો નાખીને પરાણે દૂધ રેડે છે. પણ કેટલાંક હઠીલાં બાળકો એ દૂધને ઓકી કાઢે છે! તમે એ બાળકની માફક જ્ઞાનને ઊલટી કરીને કાઢી નાખો છો. ભગવાનની વાણીનો કોઈ કદર

કે ટિકિટ છે? અહી તો તમારા માટે પાથરણા પણ પથરાઈને તૈયાર છે, છતા બેસનારા કરતા પાથરણા વધી પડે છે ! એનુ કારણ કે તમે તમારા સ્ત્રી, પુત્રો, મોટર, દુકાન અને બગલાની પાછળ પડયા છો. એ સુખમા જ રાચવા ને નાચવામા તમને મઝા પડે છે પણ આગળ જતા એ મઝા મોઘી પડી જશે એનો તમને ખ્યાલ નથી જરા સ્વસ્થચિત્તે વિચારો તો ખરા કે આવતા ભવનો ઉતારો ક્યા થશે? એ વખતે આને આ સ્ત્રી, પુત્ર, દુકાન ને બગલાઓ કામ આવશે ખરા? મુબઈ જનારાઓમાં કોઈ પ્લેનમા, કોઈ મોટરમા, ગાડીમા કે પગપાળા ચાલીને જાય, દરેકનુ ધ્યેય એક જ છે, પરતુ દરેકની ગતિમા ફેર છે આખરે તો લાબી મુસાફરી વખતે બધુ છોડીને ચાલી નીકળવુ પડશે ધારાસભામાથી ધક્કા મારીને બહાર કાઢે, તેના કરતા માનભેર રાજીનામુ આપીને છૂટા થવુ શુ ખોટુ છે? જ્યારે આ સસારના તમામ સુખો બળાત્કારે છોડવા પડશે, તેના કરતા સ્વેચ્છાપૂર્વક છોડો તો તમારો એ ત્યાગ ભૂપણરૂપ બની જશે! પ્રભુ મહાવીરનો આ માર્ગ ઉજ્જવલ ને ઉત્તમ છે માટે પરની મમતા છોડો અને સ્વની ચિન્તા કરો દ્રુપદ રાજા પોતાની પુત્રી દ્રૌપદી પ્રત્યેની મમતાથી પ્રેરાઈને સ્વયવરમડપ રચવાની ઇચ્છા કરવા લાગ્યા અને દેશદેશના રાજાઓને આમત્રણ આપવા માટે તેમણે દૂતોને બોલાવ્યા હવે એ દૂતો ક્યા જશે તે અધિકાર અવસરે

ૐ શાન્તિ

*

કે ટિકિટ છે? અહી તો તમારા માટે પાથરણા પણ પથરાઈને તૈયાર છે, છતા બેસનારા કરતા પાથરણા વધી પડે છે । એનુ કારણ કે તમે તમારા સ્ત્રી, પુત્રો, મોટર, દુકાન અને બગલાની પાછળ પડયા છો એ સુખમા જ રાચવા ને નાચવામાં તમને મઝા પડે છે પણ આગળ જતા એ મઝા મોઘી પડી જશે એનો તમને ખ્યાલ નથી જરા સ્વસ્થચિત્તે વિચારો તો ખરા કે આવતા ભવનો ઉતારો ક્યા થશે? એ વખતે આને આ સ્ત્રી, પુત્ર, દુકાન ને બગલાઓ કામ આવશે ખરા? મુબઈ જનારાઓમાં કોઈ પ્લેનમા, કોઈ મોટરમા, ગાડીમા કે પગપાળા ચાલીને જાય, દરેકનુ ધ્યેય એક જ છે, પરતુ દરેકની ગતિમા ફેર છે આખરે તો લાબી મુસાફરી વખતે બધુ છોડીને ચાલી નીકળવુ પડશે ધારાસભામાથી ધક્કા મારીને બહાર કાઢે, તેના કરતા માનભેર રાજીનામુ આપીને છૂટા થવુ શુ ખોટુ છે? જ્યારે આ સસારના તમામ સુખો બળાત્કારે છોડવા પડશે, તેના કરતા સ્વેચ્છાપૂર્વક છોડો તો તમારો એ ત્યાગ ભૂષણરૂપ બની જશે । પ્રભુ મહાવીરનો આ માર્ગ ઉજ્જવલ ને ઉત્તમ છે માટે પરની મમતા છોડો અને સ્વની ચિન્તા કરો દ્રુપદ રાજા પોતાની પુત્રી દ્રૌપદી પ્રત્યેની મમતાથી પ્રેરાઈને સ્વયવરમડપ રચવાની ઇચ્છા કરવા લાગ્યા અને દેશદેશના રાજાઓને આમત્રણ આપવા માટે તેમણે દૂતોને બોલાવ્યા હવે એ દૂતો ક્યાં જશે તે અધિકાર અવસરે.

ૐ શાન્તિઃ

*

અન્ય સોળ સહસ્ર રાજાઓ વાસુદેવના ચરણો ચૂમે છે શ્રીકૃષ્ણ વાસુદેવે પૂર્વભવે જબરજસ્ત તપ ને ચારિત્રની આરાધના કરી હતી જેણે દેહાધ્યાસ છોડ્યો હોય, પણ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ ઝીલતા ઝીલતા તેનામા એક મોહનો ઉછાળો આવે અને તેથી એ નિયાણુ કરે કે મારા આ તપ-સંયમનું ફળ મળવાનુ હોય, તો હુ આવતા ભવમાં વાસુદેવ બનુ. પૂર્વે જેટલા વાસુદેવ થયા તે બધા આ રીતે નિયાણું કરીને જ થયા છે તેઓને વધુમા વધુ અર્ધપુદ્‌ગલપરાવર્ત સંસાર-કાળ હોય આવા સંયમી તપસ્વીઓ કાળ કરીને દેવલોકમા ગયા અને ત્યાંથી વાસુદેવનો ભવ પામ્યા છતા ખરી રીતે કોડીને માટે તેમણે કોહિનૂર હીરો ખોયો ગણાય ચક્રવર્તીપદ પણ તપ-સંયમનુ જ ફળ છે તીર્થંકરગોત્ર બાંધવુ હોય, તો તેણે ૨૦ સ્થાનની આરાધના કરવી પડે છે શ્રીકૃષ્ણ વાસુદેવે આવી ઘણી ધર્મદલાલી કરી હતી દ્વારિકાનગરીમા તેમણે પડહ વગડાવીને કહ્યુ હતુ કે 'જેને શ્રી નેમનાથ ભગવાનની પાસે દીક્ષા લેવી હોય તેના વૃદ્ધ માતાપિતાને અમે વસુદેવ ને દેવકી સમાન સંભાળીશુ, તેના બાળકોને પ્રદ્યુમ્ન અને સાંબકુમારની જેમ મોટા કરીશું અને તેના પર કોઈ કરજનો ભાર હશે તો એ રાજ્યધનમાંથી ચૂકતે કરી દઈશુ માટે જેને નીકળવું હોય તે નીકળજો' આવા એક હજાર પુરુષો દીક્ષા લેવા માટે નીકળ્યા હતા, એટલુ જ નહી, પણ શ્રીકૃષ્ણ મહારાજની આઠ પટરાણીઓ પણ ભગવાન નેમનાથ પાસે દીક્ષા લઈને સંયમને માર્ગે ગઈ હતી

ધર્મથી અનંત શાશ્વત સુખ મળે છે. '**एस धम्मे धुवे, नियये, सासए, जिणदेसिए**'—આ ધર્મ જ અફર, શાશ્વત અને ધ્રુવ છે આ વીરનો માર્ગ છે આમા કાયરનુ કામ નથી તમે સામાયિક કરો ત્યારે કેડ દુખે છે અને માથુ દુખે છે અને દુકાને બેસો ત્યારે ? અરે સિનેમાની ટિકિટો લેવાની લાઇનમા ઊભી ઊભીને, પૈસા ખર્ચીને, ઊંઘ વેચીને ઉજાગરા કરો છો અને ધર્મકથામા આવવાનો તમને ટાઇમ નથી પરંતુ સંસાર-અટવીમા ન ભટકવુ હોય તો આ માર્ગે

એ ઉપદેશને બરાબર પચાવ્યો. જ્યારે તેની સગી સ્ત્રીનો સ્વાર્થ ન સર્યો ત્યારે તેણે ચંડિકાનું રૂપ ધારણ કર્યું અને તેના પર વિષપ્રયોગ કર્યો, પણ પ્રદેશી રાજાની તૈયારી કેટલી બધી હતી! તમને જો એમ લાગે કે મારે આજે ને આજે મરવાનું છે, તો તમે વેર બાંધો કે ક્ષમાપના કરો? માટે મરણ અવશ્ય છે એમ માનીને ધર્મકાર્યમાં લાગી જાવ, બેસી રહ્યે નહીં પાલવે

ભાડૂતી મકાનને ખાલી કરવાની નોટિસ આવી ગઈ હોય, બે કે ચાર દિવસમાં એને ખાલી કરવાનું હોય, ત્યારે એની દીવાલમાં પડેલા ગાબડાને રિપેર કરાવવાનું કે ચિત્રકામ કરાવવાનું કેમ ગમે? તમારું આ શરીર પણ ભાડૂતી મકાન જેવું જ છે એને છોડવાનું એ નક્કી છે હવે એના માટે આ ઠાઠમાઠ અને મોજશોખ તમને કેમ ગમે છે? માટે—

છૂટે દેહાધ્યાસ તો નહીં કર્તા તું કર્મ,
નહીં ભોક્તા તું તેહનો, એ જ ધર્મનો મર્મ

આ દેહાધ્યાસ ટળે તો બીજા અધ્યાસો ક્યાં રહે? આજનો નાસ્તિક કહે છે કે આવા વ્રત, સયમ ને તપ અમારાથી કેવી રીતે બને? એ જ નાસ્તિકને ડૉક્ટર કહી દે કે તમને આંતરડામાં ચાંદુ પડ્યું છે, માટે પ્રવાહી સિવાય કાંઈપણ લેશો નહીં અને લેશો તો મરી જશો હવે જરા વિચારો કે આંતરડાનું ચાંદુ એણે જોયું પણ નથી, છતાં એને ડૉક્ટર પર વિશ્વાસ રાખવો જ પડે છે અને પ્રવાહી ઉપર રહેવું પડે છે, પણ એ રોગી કહે કે મારા ઘરમાં ઘઉં, ચોખા અને ઘી-ખાંડ ઘણાં છે, પછી હું પ્રવાહી ઉપર શા માટે રહું? તો ડૉક્ટર તરત જ કહી દે કે ચરી તો બરાબર પાળવી જ પડશે, નહીંતર મારી દવા બંધ ચરી ન પાળો, તો તમારી દવા કરીને મારે અપયશ લેવો નથી સાજા થવાની ગરજ હોય તો ચરી પાળવી પડશે

એક મિલમાલિક ફસામણીમાં આવી પડ્યો હોય, ત્યારે તેને સારા વકીલ કે બેરિસ્ટરનો આશ્રય લેવો પડે છે કે નહીં? તેમાં મિલમાલિક

નામગોત્ર બાધ્યુ માટે ધર્મધ્યાનની પ્રવૃત્તિ કરવા જેવી છે જેણે ધર્મનુ શરણુ લીધુ છે તેનો બેડો પાર થઈ ગયો છે ધર્મમા રુચિ ધગાવનારા શ્રીકૃષ્ણુમહારાજે પણુ ધર્મદલાલી કરી હતી તેમણે તેમની આઠ અગ્રમહિષીઓને તથા સાબ પ્રદ્યુમ્નાદિ પુત્રોને દીક્ષા લેવાની રજા આપી હતી તમે તમારા પુત્રને દીક્ષા લેવી હોય તો શુ કહો છો ? પ્રભુના માર્ગને આરાધીને પૂર્વે અનતા જીવો ચતુર્ગતિરૂપ સસારની અટવીને ઉલ્લઘી ગયા છે, વર્તમાનમા સખ્યાતા જીવો સસાર—અટવીને ઉલ્લઘે છે અને ભવિષ્યમા અનતા જીવો મોક્ષને પ્રાપ્ત કરશે પૂર્વે અનતા જીવોએ આ માર્ગની આરાધના કરી છે

આ લોક અસખ્યાતા ક્રોડાનક્રોડી યોજનનો છે એમા અગુલ પ્રમાણ આકાશપ્રદેશથી લઈને એક એક શ્રેણિ લેવા માડે અને અસખ્યાત અવસર્પિણી ને ઉત્સર્પિણી કાળ સુધી પણુ પૂરા ન થાય એવા લોક જેવડા અનતા ખડો અલોકમા થાય અને તેના જેટલા આકાશપ્રદેશ હોય તેટલા જીવો એક નિગોદના શરીરમા છે આવા તો અસખ્યાત નિગોદો છે નારકી, દેવતા, ભવનપતિ, વાણુવ્યતર આદિ અસખ્યાત દેવો, અસખ્યાત તિર્યચ પચેન્દ્રિયો, અસખ્યાત પૃથ્વી, પાણી, તેજ વાયુ, દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય અને અસખ્યાતા મનુષ્યો એમ વનસ્પતિ વર્જીને ત્રેવીસ દડકના જીવોનો ઢગલો કરો એના કરતા સિદ્ધના જીવો અનતગણુા અધિક છે માટે આ ધર્મ તમારા માટે નવો નથી જે જીવો સમજશે તે મોક્ષે જશે

દવા તમને ભાવતી નથી, સ્વાદમા કડવી અને ગધાતી દવા જોવી પણુ ગમતી નથી, છતા ડૉક્ટર નિષ્ણાત છે એવો તમને વિશ્વાસ છે, માટે એ દવાને પી જાઓ છો માત્ર ધર્મગુરુ પર તમને શ્રદ્ધા નથી અનતાભવમા નિગોદમા પડી પડીને બહાર નીકળ્યા બાદ માડમાડ માનવભવ મળ્યો છે દેવતાઓ પણુ આશા રાખે છે કે અમને એકવાર માનવભવ મળે ને અમે માનવભવ પ્રાપ્ત કરીને મોક્ષપદ મેળવી શકીએ

આપના વિશાળ કુલ, કુટુમ્બ અને વીર સૈનિકો સાથે અવશ્ય પધારવા કૃપા કરજો' શ્રીકૃષ્ણમહારાજે દ્રુપદરાજાના દૂતનુ રાજરીત પ્રમાણે સ્વાગત કર્યું પછી તેમણે દ્વારિકામા પડહો વગડાવીને સભાજનોને એકઠા કર્યાં અને કહ્યુ, 'પાચાલદેશના કાપિલ્યપુરના રાજા દ્રુપદની પુત્રી દ્રૌપદીનો સ્વયવરમડપ રચવાનો છે તેનો વિવેકી દૂત વિનતિ કરવા આવ્યો છે, માટે દરેક તૈયાર થઈ જવુ' અને તમામ સાજ તથા વાહનો સાથે બધા તૈયાર થયા પોતાના બેતાળીસ લાખ હાથીઓમાના એક મુખ્ય હાથી પર શ્રીકૃષ્ણ બિરાજ્યા દશેય દશારો, પ્રદ્યુમ્ન આદિ રાજકુમારો, ઉગ્રસેનાદિ યોદ્ધાઓ અને યાદવો પોતપોતાના વાહનો પર બેસીને કાપિલ્યપુર તરફ રવાના થયા દૂતે અગાઉ જઈને આ સમાચાર દ્રુપદ રાજાને પહોચાડયા

વ્યવહાર અને પ્રેમ એ પરસ્પરની અનુકૂળતાથી ટકે છે દ્રુપદ રાજાએ એક દૂતને અગદેશની ચપાનગરીના આલીલન રાજા પાસે મોકલ્યો શુક્તિમતી નગરીના દમઘોષ રાજાના પુત્ર શિશુપાલ રાજા પાસે એક દૂત મોકલ્યો એક દૂત હસ્તિશીર્ષ નગરીના દમદત રાજાની પાસે મોકલ્યો મથુરાપ્રદેશના ધર રાજા પાસે એક દૂત મોકલ્યો રાજગૃહી નગરીના જરાસઘ રાજાના પુત્ર સહદેવ પાસે એક દૂતને મોકલ્યો, કૌડિનનગરીના ભેષધ રાજા પાસે એક દૂતને મોકલ્યો વિરાટનગરીના કીતરાજા અને તેના સો ભાઈઓ પાસે એક દૂતને રવાના કર્યો આમત્રણ અપાયુ એટલે દેશે દેશના રાજાઓ કાપિલ્યપુર તરફ આવવા લાગ્યા કોઈ રાજા વ્યવહાર અને પ્રેમ જાળવવા આવતા હતા, કોઈ દ્રૌપદીને મેળવવાની લાલચથી પ્રેરાઈને આવતા હતા. કોઈ રાજા પોતાને સર્વશ્રેષ્ઠ સમજીને કોડભર્યા આવતા હતા, તો કોઈ આવા મોટા સ્વયવરમડપની શોભા જોવા અને દેશદેશના રાજાઓને મળવા માટે આવતા હતા તમને વ્યાખ્યાનમા આવવાનો ભલે ટાઇમ ન હોય, પણ કોઈને માડવે કે જાનમા તો ગમે તેટલો ટાઈમ નીકળી શકે છે કદાચ સામો માણસ આમત્રણ આપવામા ભૂલ કરી બેસે, તો તમને ખોટુ પણ

તમારું અર્ધું દર્દ લઈ શકશે ને ? નહી ? તો પછી કાળા બજારો કોના માટે કરો છો ? તમારે રોજ બશેર અનાજ જોઈએ કે વધારે ? તમારે કેટલા ભવ જીવવુ છે ? બહુ થશે, તો તમારી બીમારી વખતે તમારી સ્ત્રી સામે ઊભી ઊભી રડીને તમારુ મોત બગાડશો, અથવા રડતા રડતા કાલાવાલા કરશે કે કાંઈ છુપાવ્યુ હોય તો કહેતા જજો પત્ની ધર્મનિષ્ઠ અને પતિવ્રતા હોય તો પોતાના પતિના મરણને સુધારી શકે છે, પણ જે સ્ત્રી પતિના આરભપરિગ્રહમા વધારો કરાવતી હોય એ સ્ત્રી પતિનો શુ દિવસ વાળવાની હતી ?

દૃષ્ટાન્ત—મણિરથ નામે એક રાજા હતો, અને તેનો ભાઈ યુગબાહુ યુવરાજપદે હતો યુગબાહુની પત્નીનુ નામ મયણરેહા હતુ મયણરેહા જેવી ગુણવતી હતી તેવી જ સ્વરૂપવતી, પતિવ્રતા અને ધર્મપ્રેમી હતી એકવાર અગાસી ઉપર ઊભી ઊભી એ પોતાના વાળ સુકાવી રહી હતી આગળના વખતની આવી મર્યાદા હતી કોઈપણ પુરુષ સ્ત્રીને ઉઘાડે માથે જોઈ જાય, તો એને શરમ માનવામા આવતી હતી આજે તો ઘરની યુવાન છોકરી અને યુવાન પત્ની બધા જ ઉઘાડે માથે ફરવામા ફેશન માને છે આવા ફેશનના પૂતળા ભાઈબહેન છે કે પતિપત્ની એની અજાણ્યાને તો ખબર પણ પડતી નથી પોતાના નામની પાછળ પિતાના નામને બદલે પતિનુ નામ મૂકવામા તેઓ ગર્વ માને છે !

મયણરેહાનુ ખુલ્લુ માથુ અને રૂપ જોઈને સામેની બારીમા ઊભેલા મણિરથની આખમા વિકાર ઉત્પન્ન થયો એને થયુ કે જો આ સ્ત્રી મારી બને તો હુ ભાગ્યશાળી ગણાઉ ભોગના ભીખારીઓ પારકી વસ્તુને પોતાની બનાવવામા ભાગ્ય માને છે, પણ એ ભાગ્યનો જ્યારે ભડાકો બોલે છે ત્યારે એને સાચુ રડતા પણ આવડતુ હોતુ નથી ! મણિરથની આખમા મોહના અગારા ગોઠવાઈ ગયા બન્ને ભાઈઓમા અજોડ પ્રેમ હતો એ પ્રેમમા મયણરેહા પ્રત્યેના મોહે દીવાલ ચણી દીધી ! કાયાના પૂજારીઓ કામાન્ધ દશામા સમજી શકતા નથી કે—

રૂપ ઉપર શું ભૂલ્યો ઘેલા રૂપ કરાવે દુઃખ,
કાયા બળીને ભસ્મ થઈ જશે,
મળશે ધૂળમાં ધૂળ રે.
પડી—એ પડી મારે શું બગાડે મતિ !

મણિરથ જે ભાઈની પત્નીને પુત્રી સમાન માનતો હતો તેને જ પોતાની પત્ની બનાવવાની ઝંખના ઉપડી. ભાઈ પ્રત્યેનો એનો પ્રેમ ઓસરી ગયો. એણે દાસીદ્વારા મદનરેખા પાસે મેવા અને મીઠાઈનો થાળ મોકલ્યો. ભોળી મદનરેખાએ માન્યું કે મોટા ભાઈને તેમના નાનાભાઈ પ્રત્યે પ્રેમ છે અને હમણાં જ એમને યુવરાજપદ આપ્યું છે માટે આ થાળ મોકલ્યો છે આ ભાવથી તેણે એ થાળનો સ્વીકાર કર્યો. પણ આ બનાવથી મણિરથના વિકારમાં વધારો થયો. એણે માની લીધું કે હવે મદનરેખાનો હાથ મારા હાથમાં આવી ગયો છે

એકવાર યુવરાજ યુગબાહુ બહાર ગયેલ હતો, મદનરેખા રાજમહેલમાં આવેલા ઉદ્યાનમાં લતામંડપ નીચેના ઝૂલા પર ઝૂલતી બેઠી હતી એવામાં અચાનક મણિરથ ત્યાં આવ્યો. દાસીએ તેને અટકાવતાં કહ્યું ક્યાં જાવ છો ! મણિરથે જવાબ આપ્યો મારે મદનરેખા સાથે થોડી વાત કરવી છે દાસી બીચારી એક બાજુ ઉભી રહી અને મણિરથ ઉદ્યાનમાં આવ્યો અચાનક જેઠને આવેલા જોઈને મદનરેખા ઉભી થઈ ગઈ તેને અટકાવતાં મણિરથ બોલ્યો દેવી ! તમે ઉભા ન થાવ. હું તમારા માટે ઘણા દિવસથી તલસું છું એમ કહી તેણે મદનરેખાનું કાંડું પકડ્યું

મદનરેખાના શરીરમાં જાણે વીજળી ફરી વળી. હાથ છોડાવતાં એનાથી બોલાઈ ગયું આ કોણ બોલે છે ! શું તમારા હૃદયમાં શયતાને વાસ કર્યો છે ! તમે તો મારા મોટાભાઈ સમાન છો. તમે જો માનભેર પાછા ફરી જશો તો આ વાત હું કોઈને નહિ કહું અને ત્યાંથી એક પણ ડગલું આગળ વધ્યા તો એક ચીસ પાડતા જેટલી

જ વાર છે એક ક્ષણવારમા તમારી આબરૂના કાકરા થઈ જશે આ શરીર પર યુવરાજ યુગબાહુનો જ અધિકાર છે આવા પાપકર્મના વિચારોથી તમારા જીવનને કલક ન લગાડો !'

મણિરથ નીચુ જોઈને પાછો ફરી ગયો તેણે વિચાર કર્યો કે જ્યાસુધી યુગબાહુ જીવતો હશે ત્યાસુધી મયણરેહા મારી બની શકશે નહી, માટે મારે યુગબાહુને જ ખતમ કરી નાખવો પડશે

દુર્જનોની અને કાગડાની દૃષ્ટિ હમેશા વિષ્ટા ઉપર જ જાય છે. મણિરથના વિચારો કામભોગની આસક્તિથી ભરાઈ ગયા આવા પાપી આત્માઓ ધર્મસ્થાનોમા પણ કાગડાના જેવા જ વિચારો સેવતા હોય છે મણિરથ હવે સગાભાઈનો વધ કરવા તૈયાર થયો ભાઈ પરનો તેને અજબનો ભાવ હતો, ને ગજબનો ગોટો વાળ્યો

અર્ધી રાત્રિનો સમય હતો પોતાની પત્નીને લઈને યુગબાહુ શહેરની બહાર આવેલા ઉદ્યાનભવનમા રહેવા ગયો હતો મયણરેહાને પૂરા દિવસો હોવાથી વાયુસેવન માટે તેણે આ સ્થાન પસદ કર્યું હતુ મણિરથની સભ્યતા અને શિષ્ટતા નેવે મુકાઈ ગઈ હતી મનની મેલી મુરાદથી એ બહાર નીકળ્યો એના હાથમા ઝેર પાયેલી તલવાર હતી મહેલના પ્રવેશદ્વાર પાસે આવતા વાર જ તેને પ્રહરીએ અટકાવ્યો અને તેને કહ્યુ, 'અત્યારે આપ ક્યા જઈ રહ્યા છો?' મણિરથે સત્તાજનક સ્વરે કહ્યુ, 'મારે અત્યારે ને અત્યારે યુગબાહુને મળવુ છે' પ્રહરી બોલ્યો, 'તેઓ અતપુરમા છે, માટે આપ અત્યારે જઈ શકશો નહી.'

પરતુ પ્રહરી અને મણિરથની આ ખેચતાણ બારી પાસે ઊભેલા યુગબાહુએ જોઈ લીધી એ પોતાના ભાઈને મળવા માટે સામેથી જવા તૈયાર થયો આજ દિવસ સુધી મયણરેહાએ કોઈપણ વાત પતિને કહી ન હતી એને લાગ્યુ હતુ કે હવે મણિરથ સુધરી ગયો હશે, અને આવી વાત પતિને કહેવાથી ભાઈભાઈ વચ્ચે નકામુ વૈમનસ્ય શા

મારે વધારવું ! પરંતુ જ્યારે તેણે મણિરથને મોડી રાત્રે આવેલો જોયો, ત્યારે એ તરત જ જાણી ગઈ કે મણિરથ વેરભૂખ્યા વાઘ સમાન બની ભૂખ્યો છે આથી યુગબાહુને અટકાવીને મદનરેખા બોલી, અત્યારે ક્યાં જાવ છો ! તમારો ભાઈ આજે ક્રુદ્ધ સ્વરૂપમાં છે માટે હું તમને જવા દેવાની નથી. પરંતુ યુગબાહુએ પત્નીનો હાથ તરછોડતાં કહ્યું, મારો ભાઈ મારા ઉપર રોષ કરે જ નહીં જરૂર અત્યારે તેને કંઈક કામ પડ્યું છે માટે મારે જરૂર ત્યાં જવું જ જોઈએ.

પણ તમે સમજો તો ખરા, મદનરેખાએ પતિને અટકાવીને કહ્યું મેં તમો બન્ને ભાઈઓમાં ખટરાગ ન થાય એ હેતુથી તમારી આગળ આ વાત કરી જ ન હતી, પણ તમારા ભાઈ મારી પાછળ મારા રૂપના ભૂખ્યા બનીને ભટકે છે. તમારી ગેરહાજરીમાં તેઓ મારી પાસે એકાન્તમાં આવવા સુધીની હિંમત કરી ચૂક્યા છે. મેં જ્યારે મચક ન આપી, ત્યારે હવે એ પોતાની ભૂખ સંતોષવા ખાતર જ તમારા પ્રાણના ભૂખ્યા બન્યા લાગે છે. મારી જમણી આંખ ફરકે છે. મને મારું હૃદય તમને બહાર જવા ના કહે છે માટે તમે કૃપા કરીને અત્યારે શાંત બનીને બેસી જાવ. ભોગના ભીખારીઓનો આવા સમયે વિશ્વાસ કરવો યોગ્ય નથી.

હું અત્યારે તારું વચન માની શકું નહીં યુગબાહુ બોલ્યો, મારા મોટાભાઈને માટે આવી વાત હું કલ્પી શકતો નથી. એમ છતાં જો તારું કહેવું ઉચિત હો તોપણ અમે બન્ને ભાઈઓ પરસ્પર સમજી શકીએ છીએ. એમાં તારે ડખલ કરવાની કોઈ જરૂર નથી. આમ કહીને યુગબાહુ એની એ સ્થિતિના ઉદ્યાનના દ્વાર આગળ આવ્યો. મન આગળ વધતાં તેણે પ્રવીણ ખમકાવતાં કહ્યું તેં મારા ભાઈને ઓળખ્યા એ ઠીક કર્યું નથી. અમે તેવા હોય એ તારા માનવું છે? આમ કહેતાં કહેતાં યુગબાહુ મણિરથની પાસે આવી પહોંચ્યો અને તેણે નમીને મોટાભાઈને વંદન કર્યાં પરંતુ વંદન કરતા યુગબાહુ ઉપર મણિરથે ખુબ ખેંચી

તરવારનો ઝાટકો માર્યો, અને તેની એક ચીસ નીકળી ગઈ એ તરફડતો તરફડતો ભૂમિ પર આળોટવા લાગ્યો હવે જ એને મયણરેહાના વચનો યાદ આવ્યા એ મણિરથને સામો પ્રહાર કરવા ઊભો થવા લાગ્યો તત્કાળ મયણરેહાએ દોડીને તેને અટકાવતા કહ્યુ, 'નાથ ! થવાનું હતુ તે થઈ ચૂક્યુ છે હવે તમે આ તકાળે તમારા ભાઈ પર ક્રોધ કરીને તમારુ મરણ ન બગાડશો. મૃત્યુસમયે આવેલા રાગ અને દ્વેષ બન્ને આત્માને બગાડનારા છે અત્યારે તમારા ભાઈ એ તમારા ભાઈ પણ નથી ને દુશ્મન પણ નથી હુ તમારી સ્ત્રી પણ નથી હવે તો તમારા મૃત્યુના નિમિત્ત બનેલા તમારા સહોદરને ક્ષમાપના આપો સર્વે જીવોની ક્ષમાપના કરો

**खामेमि सव्वे जीवा सव्वे जीवा खमन्तु मे।**
**मित्ति मे सव्वभूएसु वेर मज्झं न केणइ॥**

તમને સિદ્ધનુ શરણ હોજો, અરિહત ભગવાનનુ તમને શરણું હોજો ધર્મનુ તમને શરણુ હોજો આ નિમિત્ત તમારો દેહ પડનાર હતો એમ માનીને તમારા આત્માને સ્વસ્થ અને સ્થિર બનાવી દેજો'

આ તરફ મયણરેહા પતિનુ મૃત્યુ સુધારી રહી હતી, ત્યારે બીજી તરફ બેત્રણ પ્રહરી સૈનિકોએ મણિરથને પકડ્યો મયણરેહાએ સૈનિકોને કહ્યુ, 'હવે એ બીચારાને મારશો નહી ભોગના ગુલામો જીવતા હોવા છતા મરેલા જ હોય છે માટે એને જવા દો' મણિરથ માડ માડ સૈનિકોના હાથમાથી છટકીને ભાગ્યો યુગબાહુ ત્યા ને ત્યા મૃત્યુ પામ્યો.

છટકીને ભાગેલો મણિરથ જાણે આખો મીચીને દોડી રહ્યો હતો રાત્રિના ઘોર અધારામા એના પગમા કાળો વિષધર અથડાયો સર્પ-દશથી એનુ ત્યા ને ત્યા રસ્તામા અકાળે મૃત્યુ થઈ ગયુ મયણરેહાએ ઊભા ઊભા એક ક્ષણવારમા વિચાર કર્યો પતિ મૃત્યુ પામ્યો અને મણિરથ હમણા તો ભાગી નીકળ્યો છે, પણ એના રાજ્યમા હવે મારી કોઈપણ રીતે સલામતી નથી આથી એ પણ મૂઠીઓ વાળીને જગલના

માર્ગે ભાગી છૂટી. એને હવે પ્રાણના ભોગે પોતાનું શિયળ બચાવવાની ચિન્તા હતી. શરીર સુકોમળ હતું. પૂરે મહિને બાઈ ચાલી જતી છે પગમાં કાંટા વાગતા હતા અને અંધારામાં ઠોકરો ખાતા અને પડતાં પડતાં એ દોડી રહી હતી. દોડતાં દોડતાં એ એક કૂવાના કાંઠા પર આવેલા એક ઝાડ નીચે આવી અને ત્યાં તેને પુત્રપ્રસવ થયો. પ્રેમ અને સ્નાનશીલતાથી કૂવાના જળ વડે તેણે પોતાના પુત્રને નવડાવી. પોતાની સાડીનો અર્ધો ભાગ ફાડીને તેની ઝોળી બનાવી. પોતાના હાથમાં રહેલી યુગબાહુના નામની મુદ્રિકા તેણે ઉતારીને બાળકની આંગળીમાં પહેરાવી દીધી, અને બાળકને એ ઝોળીમાં મૂકીને ઝાડની ડાળી પર લટકાવી દીધો!

બાઈ પોતાની અશુચિ નિવારવા કૂવાકાંઠે આવી. એટલામાં જાણે દુઃખની પરંપરા બાકી હોય તેમ એક ગાંડો થયેલો હાથી ત્યાં આવી પહોંચ્યો. તેણે પોતાની સૂંઢમાં મદનરેખાને ઉપાડી ને આકાશ તરફ ઉછાળી. પરન્તુ આશ્ચર્યમાં એક વિદ્યાધરનું વિમાન ત્યાંથી નીકળતાં એ વિમાનમાં એ જઈ પડી. મેરુક જેવી આને જોઈને વિદ્યાધર ભભકી ગયો.

રાજા થયો અને તમામ પૌદ્ગલિક સુખો પ્રાપ્ત થઈ ગયાં એટલે તમામ સુખોનો ઉપભોગ કાયમ થયો રહેશે એમ સમજવાની ભૂલ કરશો નહિ. કામવાસનાથી ભરેલા મણિરથના હાથમાં શું આવ્યું? આવાં કામ કરનારનો કેવો કરુણ અંજામ આવ્યો!

વિદ્યાધરે પોતાના વિમાનમાં પડેલી મદનરેખાને વિદ્યાના બળથી સ્વસ્થ કરી. જાગીને મદનરેખાએ પ્રશ્ન કર્યો, આપ કોણ છો? હું ક્યાં આવીને પડી છું? વિદ્યાધરે કહ્યું, બહેન! તમે ગભરાશો નહીં. હું વિદ્યાધર છું. મારા પિતાએ વૈતાઢ્ય પર્વત પર દીક્ષા લીધી છે. તેમને કેવળજ્ઞાન થયું છે. વિમાનમાં બેસીને હું તેમને વંદન કરવા જતો હતો. પણ હવે તમને નિવાસસ્થાનમાં મૂક્યા પછી જ હું પિતાજીના

દર્શને જઈશ તમારા પર આવી પડેલુ કષ્ટ મે મારી વિદ્યાના ઉપયોગથી જાણી લીધુ છે '

'ભાઈ!' મયણરેહા બોલી, 'હુ ખરેખર ભાગ્યશાળી છુ તમારા પિતાનાં દર્શનનો સુયોગ મને પણ મળી ગયો, માટે મને પણ એ કેવળી ભગવાનના દર્શન કરવાનો લાભ લેવા દો પછી મારુ જે થવાનુ હોય તે ભલે થાય ' વિમાન આગળ ચાલવા લાગ્યુ

યુગબાહુ પણ મરીને દેવ બન્યો હતો તેણે મનમા વિચાર કર્યો કે હુ ક્યાથી આવ્યો ? ઉપયોગ મૂકી તેણે મયણરેહાને જોઈ, મણિરથનુ શબ દૂર પડેલુ જોયુ અને પોતાના પૂર્વશરીરના ટુકડા પણ તેણે નિહાળ્યા ! તેણે જોયુ કે મયણરેહા વિદ્યાધરની સાથે કેવળી ભગવાનને વદન કરવા ગઈ છે આથી એ પણ કેવળી ભગવાનની પાસે આવ્યો. તેણે પ્રથમ પોતાની સ્ત્રી મયણરેહાને વદન કર્યા અને પછી કેવળી ભગવાનને વદન કર્યા બધા લોકો દેવના આ આચરણને જોઈ રહ્યા

કોઈએ કહ્યુ કે દેવ ભૂલ્યા ! કેવળી ભગવાનને છોડીને તેણે એક નારીને વદન કર્યા. પરન્તુ બધાના સમાધાન માટે કેવળી ભગવાન બોલ્યા, 'દેવ ભૂલ્યા નથી એણે જે કાઈ કર્યુ તે બરાબર કર્યુ છે એણે જ્ઞાનીઓના કથનનુ અનુકરણ કર્યુ છે

**गुरु गोविंद दोनों खड़े, किसको लागू पाय ।**
**वलिहारी गुरुदेवकी, गोविंद दियो वताय ॥**

આ મયણરેહા એની પૂર્વભવની પત્ની છે, માત્ર પત્ની જ નહી, પણ મરણ પામતા પતિનુ મરણ સુધારી દેનાર એક સુશીલ સન્નારી છે' સમાધાન કર્યા બાદ કેવળી ભગવાને મયણરેહાને કહ્યુ, 'મણિરથ સર્પદશથી મરીને નરકમા ગયો છે અને ઝોળીમા લટકાવેલો તમારો પુત્ર એક રાજાના હાથમા આવ્યો છે મોટો થતા તમારો એ પુત્ર નમિરાજ નામનો રાજા થશે જ્ઞાન પામીને એ એક હજાર સ્ત્રીઓનો

ત્યાગ કરીને મુનિ બનશે, અને પોતાના જ્ઞાનથી એ ઇન્દ્રના પણ પ્રશ્નોના ઉત્તર આપશે.

મદનરેખાએ કેવળી ભગવાનને વંદન કર્યાં. તેણે કહ્યું 'ભગવન્! હવે મારે મારા પતિ અને પુત્રનું કોઈ કામ નથી. આપ મને દીક્ષા આપીને કૃતાર્થ કરો.

આમ એક ધર્મપ્રેમી સ્ત્રીએ પોતાના ચારિત્ર અને ધર્મના પ્રતાપથી પોતાના પતિનો અને પોતાનો ભવ સુધારી લીધો.

દ્રૌપદીના સ્વયંવરમાં દેશદેશના રાજાઓ આવ્યા હતા. બધાના મનમાં હતું કે દ્રૌપદીની લોટરી અમને લાગી જાય! હવે ત્યાં શું બનશે તે અધિકાર અવસરે.

ૐ શાન્તિ

*

## વ્યાખ્યાન : ૮૭

(શનિવાર, તા. ૫-૯-૭૩)

અહીં નાથે સિદ્ધાન્ત કહ્યો. ત્રણેય કાળમાં સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે.

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનમાં દ્રૌપદીનો અધિકાર ચાલે છે. દ્રુપદરાજાએ પોતાની પુત્રી દ્રૌપદીના સ્વયંવર માટે સુંદર મંડપ બંધાવ્યો હતો. તેમાં હજારો સ્તંભો હતા. થાંભલે થાંભલે ચિત્રવિચિત્ર પૂતળીઓ આકર્ષક રીતે ગોઠવેલી હતી. તેની શોભા જોનારાઓ આશ્ચર્ય પામતા હતા. દેશદેશના રાજાઓને જરીભરત રેશમી તંબૂઓમાં ઉતારા દેવામાં આવ્યા હતા. શ્રીકૃષ્ણમહારાજના પધાર્યાના ખબર મળતાં જ દ્રુપદરાજા ચતુરંગિણી સેના લઈને તેમની સામે ગયા અને તેમનું સ્વાગત કર્યું.

આંગણે આવેલા અતિથિનું યથોચિત સ્વાગત કરવું એ પ્રત્યેક ગૃહસ્થનું કર્તવ્ય છે. તમે પણ તમારા વેવાઈ મહેમાન બને તો તેનું

સ્વાગત ગજા ઉપરાત પણ કરો છો, પણ એ તો સ્વાર્થનુ અને વાહ-વાહનુ સ્વાગત છે વાહવાહનુ ઊલટુ તો 'હવા હવા' છે, પરતુ કોઈ અજાણ્યો સાધર્મી અતિથિ બનીને આવે તો? તેનુ સ્વાગત કરવામા તમે કેમ કરો છો? સગાવહાલાઓને તો વ્યવહારદૃષ્ટિથી જમાડો છો, ત્યારે સાધર્મીને જમાડો એ જ સાચો અતિથિસત્કાર છે. આવી ભાવના બતાવવા માટે જ આગળના સમયમા ગચ્છો બધાતા હતા અને સ્વામીવત્સલના ઉત્સવો યોજાતા હતા શ્રાવકો એ પ્રકારે સાધર્મીભાઈઓની સેવા કરવાની તક ઝડપી લેતા આજે ગચ્છો તો એના એ રહી ગયા ને સાધર્મીભાઈઓની સેવાની ભાવના ઘણે અશે ઊડી જવા પામી છે આગળના શ્રીમત શ્રાવકો કેટલાય સાધર્મીઓને દુ ખમા મદદ કરતા, એમનુ કરજ ભરપાઈ પણ કરી દેતા

**દૃષ્ટાન્ત**—કાન્તિલાલ કરીને એક કોટયાધિપતિ શેઠ હતા એક વાર તેમણે સ્વામીવત્સલનુ જમણુ ગોઠવ્યુ આવા ભોજનમા માત્ર ખાવા-પીવાનો જ ભાવ હોતો નથી કેટલાય ગરીબો એવા પણ હોય છે કે જેને ત્યા દિવાળી જેવાં પર્વોમા પણ સાદા ભોજનથી પતાવાતુ હોય છે આજે તો સોમા પોણોસો ટકા મનુષ્યો મોઘવારીની ભીસમા ભીંસાઈ રહ્યા છે ઘરનો એક માણસ કમાતો હોય, ત્યારે ઘરમા ખાનારા આઠ માણસો હોય તેમા કેટલી દિવાળીઓ વીતી જાય તેનો એને ખ્યાલ પણ ક્યાથી આવે? આવા લોકો કોઈને ત્યા જમણવાર હોય, ત્યારે જ મિષ્ટાન્ન જમી શક્તા હોય છે બધા માણસોની સ્થિતિ સરખી હોતી નથી

કાન્તિલાલ શેઠે સાધર્મીઓની સેવા કરવા માટે અનેક મિષ્ટાન્નો તૈયાર કરાવ્યા અને પોતે પણ બધાને પીરસવા લાગ્યા છેલ્લે પાપડનો ટોપલો લઈને તેઓ પીરસી રહ્યા હતા તેમા એક મણિલાલ કરીને મધ્યમવર્ગનો સાધર્મી ભાઈ પણ જમવા બેઠો હતો બરાબર એની થાળી આવી ને કાન્તિલાલ શેઠના ટોપલામા અડધો જ પાપડ બાકી રહ્યો.

આનદ અનુભવ્યો, પરતુ કાન્તિલાલ શેઠને અર્ધો પાપડ મળ્યો છતા તેની કાઈ ઊણપ દેખાઈ નહી બધાએ જમી લીધુ એટલે મણિલાલે વિવેક કરીને કાન્તિલાલ શેઠને પોતાના ઘરમા આરામ કરવા બેસાડ્યા એનાથી પૂછ્યા વિના રહી શકાય તેમ પણ ન હતું, તેથી સામે બેસીને મણિલાલે પૂછ્યુ, 'કેમ શેઠજી! અર્ધો પાપડ માટે તમને કાઈ લાગ્યુ કે નહી!'

'અર્ધો પાપડ!' કાન્તિલાલ બોલ્યા, 'મને તો કાઈ ખબર નથી ને તમે અર્ધા પાપડ માટે પૂછો છો? શી વાત છે એ મને સમજાવશો?'

'ત્યારે તો મારુ કર્યું કારવ્યુ નકામુ ગયુ,' મણિલાલ બોલ્યો 'તમારે ત્યા જમણ વખતે તમે મને અર્ધો જ પાપડ પીરસ્યો હતો, એનો બદલો વાળવા માટે તો મારે આ જમણ ગોઠવવુ પડ્યુ, ને મે પણ તમને અર્ધો જ પાપડ પીરસ્યો, છતા તમને કાઈ ખોટુ લાગ્યુ નહી'

'તો એમા શુ થઈ ગયુ?' કાન્તિલાલ શેઠ બોલ્યા, 'જો આટલા માટે જ તમે શક્તિ ઉપરાત ખર્ચ કરીને આ જમણ કર્યું હોય, તો તો તમે બહુ ખોટુ કર્યું ભલા માણસ, તમે ક્યા જમવા બેઠા હતા ને મે તમને ક્યારે અર્ધો પાપડ પીરસ્યો હતો એ પણ મને તો યાદ નથી હવે બતાવો કે આ જમણ કરવા જેટલી તમારી પાસે મૂડી હતી કે કરજ કરીને આ બધુ ગોઠવ્યુ છે?'

કાન્તિલાલ શેઠની સામે નજર માડતા માડતા મણિલાલની આખમા ઝળઝળિયા આવી ગયા એ બોલ્યો, 'જે ઘરમા તમે બેઠા છો એ ઘર ગીરો મૂકીને અને એ ઉપરાતની રકમ કરજમા લઈને મે આ કામ કર્યું છે હવે મને તેનો પસ્તાવો થાય છે જેના માટે મે આ કર્યું તેનુ આપના દિલમા તો કાઈ જ થયુ નહી આપના આ વિશાળ હૃદય માટે મને ખરેખર માન ઊપજે છે'

'તો આજના સ્વામીવત્સલનુ ખર્ચ પણ મારા ઉપર!' કાન્તિલાલ શેઠે પોતાની ઉદારતા બતાવતા કહ્યુ, 'તમે આ ખર્ચની જેટલી રકમ

એવો ઠરાવ કરી લેજો કે હું કોઈપણ પ્રકારની હિંસા આચરીશ નહી હવે તો દિવાળી આવી રહી છે તમે પણ ફટાકડા ફોડીને અને કોડિયામા દીવાઓ પ્રગટાવીને દિવાળી ઊજવવા તૈયાર હશો, પરન્તુ જ્યાસુધી સમ્યક્ જ્ઞાન, દર્શન અને ચારિત્રના અજવાળા અતરમા નહી ફેલાવો ત્યાસુધી અધારા ઉલેચાશે નહી કેટલાક લોકો તો ફટાકડાના ભડાકા છોકરાઓને નામે બોલાવતા હશે. પણ જ્યારે એના કર્મના ભડાકા બોલવા માડશે ત્યારે છોકરા નહી બચાવે । સાચી દિવાળી તો પ્રગટી ભગવાન મહાવીરના જીવનમા તેઓ મોક્ષમા ગયા ગૌતમ-સ્વામીને કેવળજ્ઞાન થયુ, તો તેમની પણ સાચી દિવાળી બની ગઈ જેમણે ત્રણેય કાળને એક જ સમયે જોયા એની દિવાળી સાચી દી'વાળી થઈ તમે પણ દિવાળી ઉપર ચોપડા બદલાવો છો, પણ કર્મના ચોપડામા કોઈવાર નજર કરી છે ? વિક્રમનો સવત ચાલે છે, પણ વિક્રમે પોતાના પ્રજાજનોના કરજ ભરપાઈ કરીને ચોપડા બદલાવ્યા હતા તેવી જ રીતે તમે એકાદ સાધર્મી ભાઈનુ કરજ ભરપાઈ કરી શકશો ખરા ?

અન્ય દર્શનવાળાઓ તો મદિરના જીર્ણોદ્ધારમા અને ઉપધાન આદિ તપના નિમિત્તે લાખો રૂપિયાનો ખર્ચ કરી નાખે છે, ત્યારે તમારા ધર્મ નિમિત્તે તમે કેટલો ખર્ચ કરો છો ? તમારી જૈનશાળાઓ, તમારા સાધર્મી ભાઈઓના બાળકો અને ભાઈબહેનો માટે તમે શું કર્યુ છે ? ભગવાન મહાવીર, શાલિવાહન અને વિક્રમના આજે સવત ચાલે છે તેમણે તો દિવાળીને દીપાવી દીધી, તમે પણ—

શુભાશુભના દિયો સરવાળા, લાભ–ખોટ લો લક્ષે રે,
સરભર ખાતા કરો સર્વના, પ્રભુ કરવા નિજ પક્ષે રે

તમારા હાથથી કેટલુ શુભ કર્મ થયુ અને કેટલા અશુભ કર્મો થયા ? કેટલાને છેહ દીધી અને કેટલાના ઉપર દયા કરી ? એ સરવાળા બાદબાકી કરી જુઓ હૈયુ ખોલી નાખો જેનુ હૈયુ ખુલ્લુ હોય. તેના જ હૈયામા ઉચ્ચ ભાવના પ્રવેશ કરે છે વિચાર, વાણી અને વર્તનને એક બનાવી નાખો તો જ તમે મહાત્મા બની શકશો તમારા

મનની સાચી કિંમત છે એ મનને ભગવાનમાં જોડીને તમે મહાત્મા બની શકો છો. મણિભાઈએ ભલે કાન્તિભાઈ શેઠ પ્રત્યે ઈર્ષ્યાથી પ્રેરાઈને જખમ કર્યું પણ કાન્તિભાઈએ પોતાના હૃદયની ઉદારતા દાખવીને મણિભાઈનું ભલું કર્યું. પતાવી દીધું. ઉદારતા એ મોટા બનવાનું મુખ્ય લક્ષણ છે. મોટાઈનું માપ ગુણોથી મપાય છે.

મન મોટું છે જેનું તે જન મોટા થાય,
ક્ષમા ગુણ ધીરજ નમ્રતા સદા તેનામાં હોય.

માટે રાગ દ્વેષાદિ કષાયોથી મુક્ત બનો. '**कषायमुक्तिः किल मुक्तिरेव।**' કષાયથી મુક્ત બનો તો જ સાચી દિવાળી ઉજવી ગણાય. જેના હૃદયમાં કામ, ક્રોધ ને ઈર્ષ્યાની હોળી સળગતી હોય, તેને દિવાળી અને હોળી બન્ને સરખા છે.

**जब क्रोध-अरि महाक्रूर बनी**
**अग्निसम ताप दिखावत है।**
**तब मेघ सम जलधार क्षमा**
**परितापको आप समावत है॥**

પોતાના મન અને પોતાની જાત પર કાબૂ ધરાવવો એ બધા વિજયોમાં સહુથી ચઢિયાતો વિજય છે.

માટે એ ક્રોધ, ઈર્ષ્યા આદિ અગ્નિને શાન્ત કરવા માટે ક્ષમારૂપી શીતળ જળનો છંટકાવ કરો, સાધર્મી બંધુઓનો સત્કાર કરો. ગૃહસ્થ-જીવનમાં આતિથ્ય વખતે વાણી અને વર્તનમાં કોમળતા લાવવી જોઈએ. કુમારપાળે આવેલા અતિથિઓનું સન્માન કરવામાં એવી જ કોમળતા વાપરી અને બધાનું ભાવભીનું સ્વાગત કર્યું. તમે પણ ગૃહસ્થ બનવા ચાહતા હો તો તમારે આંગણે આવનાર કોઈ માણસને તમારે આવકાર આપવો જોઈએ, પછી તે તમારો મિત્ર હોય કે દુશ્મન હોય. ગૃહસ્થોનો આ ધર્મ છે. હવે ત્યાં શું બન્યું તે અવસરે.

ॐ શાન્તિ

*

## વ્યાખ્યાન : ૮૮

(રવિવાર, તા ૬-૧૦-૬૩)

અહી નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા ત્રણેય લોકમા સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનનો અધિકાર ચાલે છે દ્રૌપદી દેવી બત્રીસ લક્ષણવાળી હતી તેના માટે બનાવેલો સ્વયવરમડપ સુગધી દ્રવ્યોથી મઘમઘાયમાન બન્યો હતો. આસનો અને મચો પર બેસનારા રાજાઓના નામો અકિત કરેલા હતા દ્રુપદરાજાએ પોતાના પુત્ર ધૃષ્ટદ્યુમ્નને હાથી પર બેસાડીને રાજાઓના ઉતારા પર સ્વયવરના સમય પર પધારવાનુ આમત્રણ આપવા મોકલ્યો આમત્રણ મળતા જ રાજાઓ પોતપોતાના શરીરને શોભાવવા તથા વસ્ત્રાભૂષણોથી સજ્જ બનવા લાગ્યા સાસારિક વાસનામા પડેલા જીવોને આવી તૈયારીઓ કરવી પડે છે તમારી દીકરીનુ સગપણ કરવાનુ હોય તો તમે તેને સારા સારા વસ્ત્રો અને દાગીનાઓ પહેરાવીને મહેમાનો પાસે મોકલો છો અને દીકરીને ભલામણ કરો છો કે મહેમાન જે કાઈ પૂછે તેનો બરાબર જવાબ દેજે અને કોઈ ક્ચાશ ન દેખાય તેવુ વર્તન રાખજે

જ્યારે ક્ષણિક વસ્તુ માટે આટલી તૈયારી કરવી પડે છે, ત્યારે શિવરમણીને વરનારા આત્માર્થીઓને કેટલી પૂર્વતૈયારીઓ કરવી જોઈએ ? જે સુખ આવ્યા પછી જાય જ નહી અને અનતા ભવોનો ભાગીને ભુક્કો થઈ જાય, એમા કેટલી તાલાવેલી જોઈએ ? તમને પરણવા જતી વખતે જેવો ઉમળકો હતો, તેવો ઉમળકો પૌષધ કરવામા

દેખાય છે ! જ્યાંસુધી સાધના માટે તમન્ના નહીં હોય ત્યાંસુધી સિદ્ધિ દૂર ને દૂર રહેવાની છે. પૌષધ કરનારે રાત ને દિવસ ભગવાનનાં દ્રવ્ય, ગુણ અને પર્યાયની સાથે જ પોતાનાં દ્રવ્ય ગુણ અને પર્યાયની સરખામણી કરી પ્રભુ સમાન બનવાનો સતત પ્રયત્ન કરવો જોઈએ. દૂધપાક ખાધો હોય તો લસણનો ઓડકાર કદાપિ આવે જ નહીં. આત્મસિદ્ધિની ઝંખનાવાળાને પર શું કહેવાય એની ખબર હોતી નથી, કારણ કે—

પ્રીતિ અનંતી પર થકી, જે તોડે હો તે જોડે એહ,
પરમ પુરુષથી રાગતા એકત્વતા હો દાખી ગુણ ગેહ.
ઋષભ જિણંદશું પ્રીતડી

હવે અનંતકાળથી પરની ગુલામી સ્વીકારી છે એ અનાદિકાળથી કામમાં ક્રોધ ને મોહમાં મરાઈ રહ્યો છે એ જ કારણથી તેને ચાર ગતિ, ચોવીસ દંડક અને ચોરાસી લાખ જીવયોનિમાં ભટકવું પડ્યું છે. એમાં જો નિર્વેદ લાવે, તો જ સંવેગ જાગે. જીવને સંસારી વિષયોમાં અરુચિ આવે, તો જ ધર્મમાં રુચિ જાગે છે. જિનેશ્વરની આજ્ઞા પ્રમાણે વર્તનારો છોકરો જ જિનેશ્વરનો કૃપાપાત્ર બને છે. એક સંસ્કારી બાઈ આખા પરિવારમાં બે-ચાર ચોપડી વિના બીજું કંઈ ન ભણી હોય તોપણ કુળ અને કુટુંબને સુધારી દે છે, ત્યારે લાખ રૂપિયાનો કરિયાવર લાવનારી અસંસ્કારી બાઈ ઘરમાં આવી જાય તો ઘર આખું બગડી જાય છે. માટે તમે પરની પંચાત છોડી દો. તમે તમારા દેહને પોષવામાં અને સજાવવામાં શું બાકી રાખ્યું છે ! છતાં તમારા વાળ કાળા મટીને ધોળા થઈ જાય છે. જો બત્રીસ દાંત તમારા હોય, તો એ ખરવા કેમ માંડે છે ! માટે ખ્યાલ રાખો કે પુદ્ગલોથી બનેલું શરીર એ પરદ્રવ્ય છે. એના જતન માટે આટલી બધી શક્તિ શું કામ ગુમાવી રહ્યા છો ! તમે જેટલી સંભાળ શરીર માટે રાખો છો તેના સોમા ભાગની સંભાળ પણ આત્મા માટે રાખો છો ! શરીરમાં કે કપડામાં પડેલા ડાઘને દૂર કરવા માટે તમે તરત જ તૈયાર થઈ જાવ છો, પણ

આત્મામા કેટલા ડાઘ પડ્યા છે? છતા ભગવાન જેની ના પાડે તે જ આચરણ તમે કરી રહ્યા છો ભગવાનને રીઝવવા માટે સર્વાપણ કરવુ પડે છે

**अणाणाए एगे सोवट्ठाणे, आणाए एगे निरुवट्ठाणे, एयं ते मा होउ एयं कुसलस्स दंसणं ॥**

—આચારાગસૂત્ર અ ૫, ઉ ૬.

કેટલાક જીવો આજ્ઞા બહાર ઉદ્યમી વર્તે છે, અને કેટલાક જીવો આજ્ઞામા નિરુદ્યમી વર્તે છે આવુ તને ન હો આજ્ઞામા જ તારો ઉદ્યમ હો અને આજ્ઞા બહાર તારો ઉદ્યમ ન હો તમે તમારા સ્વામીને રીઝવી શકો તેમ છો? જો રીઝવવા હોય તો સસારની આસક્તિ છોડવી પડશે આત્માર્થી જીવને તો ત્યાગ જોઈએ છે, ભોગ જોઈતો નથી, એને વૈરાગ્ય ગમે છે, વિલાસ નહી, તેને સત જોઈએ છે, સતાન નહી, તેને ધર્મ પ્રિય છે, ધન નહી, તેને મોક્ષ જોઈએ છે, પણ મરણ નથી જોઈતુ, તેને સુગતિ જોઈએ છે, દુર્ગતિ નહી ભગવાન કહે છે કે જેમ તમે ધન મેળવવામા અતૃપ્ત છો તેવા જ જ્ઞાન મેળવવામા અતૃપ્ત બનો તમે એક સામાયિક કરવાની બાધા લીધી હોય ને ફુરસદ હોવા છતા બે સામાયિક કરતા નથી પણ એકવાર સો રૂપિયા મળી ગયા હોય, છતા બીજીવાર મેળવવા માટે તો દોડાદોડી કરી મૂકો છો. તમારી તૃષ્ણા તો પારાવાર છે જેની તૃષ્ણા વિશાળ છે, તે મોટામા મોટો કગાળ છે તમે અસતોષની ભભૂકતી જ્વાળામા સળગી રહ્યા છો. માટે આ અવસર મળ્યો છે, તેને લેખે લગાડો

**દૃષ્ટાન્ત**—બાદશાહ અકબર અને બિરબલ એકવાર નગરચર્યા જોવા નીકળ્યા દરેક પ્રજાજનો બાદશાહને સલામ ભરતા જતા હતા ચાલતા ચાલતા બજારમા એક વાણિયો પોતાની દુકાનમા લમણે હાથ દઈને બેઠો હતો તેના પર બાદશાહની દૃષ્ટિ પડી ગઈ આથી બાદશાહે પૂછ્યુ, 'બિરબલ ! મારી બધી પ્રજા મને ઝૂકીઝૂકીને સલામ કરે છે, દરેકના મો પર આનદ છે ને આ વાણિયો ઉદાસ કેમ બેઠો છે?' બિરબલે જવાબ આપ્યો, 'જહાપનાહ ! '**बनिया सदा उदासा.**'

બધાને આશ્ચર્ય થયુ કે ભર ઉનાળામા રાજાએ આવી આજ્ઞા કેમ કરી હશે ? પણ હવે તો બાદશાહની આજ્ઞા પાળ્યે જ છૂટકો

બીજે દિવસે સવારથી જ વાણિયાની દુકાનમા ઘરાકી વધી પડી શરૂઆતમા તો તેણે અઢી રૂપિયામા ખરીદેલો ધાબળો પાચ પાચ રૂપિયે વેચવા માડ્યો, પણ દસેક ધાબળા વેચ્યા બાદ તેને લાગ્યુ કે એકના બમણા કરવા એ બરાબર નફો ગણાય નહી, એટલે તેણે ધાબળાનો ભાવ દસ રૂપિયા કરી નાખ્યો પણ દસ રૂપિયામાયે ધાબળા માટે પડાપડી થવા માડી પચાસેક ધાબળા વેચાયા બાદ તેણે ધાબળાનો ભાવ પચાસ રૂપિયા કરી નાખ્યો પણ ધાબળા તો ચપોચપ ઊપડવા લાગ્યા હવે તેણે એક ધાબળાની કિમ્મત એકસો રૂપિયા કરી નાખી આમ કરતા કરતા છેલ્લે એક જ ધાબળો બાકી રહ્યો, ને બાકીના ધાબળા ઊપડી ગયા વાણિયાની દુકાનમા રૂપિયાનો ઢગલો થઈ ગયો સૌથી છેલ્લે બિરબલે જઈને વાણિયાને પૂછ્યુ, 'શેઠ! ધાબળાનો શો ભાવ છે ?' વાણિયો બોલ્યો, 'સાહેબ, ધાબળા તો બધા ખલાસ થઈ ગયા

બિરબલે કહ્યુ, 'શેઠ ! ગમે તેમ કરીને દુકાનમાથી એક ધાબળો શોધી આપો તમારે જોઈએ તો બેપાચ રૂપિયા વધારે લેજો, પણ આવતી કાલે જો ધાબળો લઈને સભામા નહી જાઉ, તો પાચસો રૂપિયા દડ ભરવા પડશે' વાણિયાને ધાબળાની ઘરાકી વધવાનુ કારણ હવે જ સમજાયુ એણે વિચાર કર્યો કે હવે એક જ ધાબળો બાકી રહ્યો છે, માટે અઢીસો રૂપિયા કિમ્મત બતાવીશ તોપણ ધાબળો તો વેચાઈ જ જવાનો છે' આમ વિચારીને વાણિયો બોલ્યો, 'એક જ ધાબળો માડમાડ બચ્યો છે, પણ તેના અઢીસો રૂપિયા પડશે ! ' અને અઢીસો રૂપિયા ચૂકવીને બિરબલે ધાબળો ખરીદી લીધો

બીજે દિવસે બાદશાહ ને બિરબલ વળી પાછા બજારમા નીકળ્યા અને જ્યા જેયુ તો વાણિયો એની એ દશામા લમણે હાથ દઈને બેઠો હતો બાદશાહે તેને પૂછ્યુ, 'શેઠ ! તમારા ધાબળા વેચાઈ ગયા છતા તમે હવે કેમ ઉદાસ છો ?' વાણિયો બોલ્યો, 'હજુર ! મારી

## વ્યાખ્યાન : ૮૯

(સોમવાર, તા ૭-૧૦-૬૩)

અહી નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા ત્રણેય કાળમા સિદ્ધ થયેલી વસ્તુને **સિદ્ધાન્ત કહે છે.**

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનમા દ્રૌપદીનો અધિકાર ચાલે છે શ્રીકૃષ્ણ વાસુદેવ અને દશાર, બલદેવાદિ રાજાઓનો સમૂહ પોતપોતાને સ્થાને ગોઠવાઈ ગયા પછી દરેક રાજા દ્રૌપદીની રાહ જોવા લાગ્યો દ્રૌપદીનો હર્ષ પણ માતો નથી જે જીવો સસારની માગણી કરતા હોય, જેને સસાર ગોઠતો હોય, એને લગ્નના સમયમા હર્ષ હોય દ્રૌપદીએ શતપાક, સહસ્રપાકાદિ તેલોનુ અભ્યગ કરી, સ્નાન કરી, વસ્ત્રો સજી, ભાર થોડો અને મૂલ્ય ઘણુ હોય તેવા અલકારો ધારણ ર્ક્યાં કેડમા રત્નજડિત કદોરો, ગળામા ત્રણસરા અને નવસરા હાર, હાથમા રત્નજડિત કકણો, કાનમા કુડલ, પગમા રત્નજડિત નૂપુરો આદિ શૃગારોથી સજ્જ થઈને દ્રોપદી કામદેવના મદિરે ગઈ પ્રણામ અને યથાયોગ્ય પૂજન કરીને એ કહેવા લાગી.

કરી પૂજા કામદેવની, ભાખે દ્રૌપદી નાર,
દેવ દયા કરી મુજને, ભલો દેજો ભરથાર

દ્રૌપદીએ સારા પતિની માગણી કામદેવ આગળ કરી છે જ્ઞાતાસૂત્રની કેટલીક પાછળથી લખાયેલી પ્રતોમા લખ્યુ છે કે પ્રતિમા પાસે જઈને દ્રૌપદીએ '**नमोत्थुणं**' કહ્યુ પરતુ ભરૂચના ભડારમા તાડપત્ર પર લખાયેલી ૭૦૦ વર્ષ પહેલાની પ્રતોમાં તેમ લખાયેલ નથી પરતુ

તેમાં આ પ્રમાણે પાઠ છે: **જિણપડિમાર્ણ અચ્ચણં કરેઇ, કરિત્તા જેણેવ અંતેઉરે તેણેવ ઉવાગચ્છઇ** —બીજા પુસ્તકરૂપે સંસ્કૃત ટીકાવાળી શ્રી રત્નચન્દ્રમુનિ જણાવે છે કે દ્રૌપદીને અંગે જિનપૂજા વિષે જે ઉલ્લેખો સૂત્રોમાં આવે છે તે કેટલીક વધારે પડતી છે અને સબળ વિનાની છે આમ અમારી શોધ પરથી જણાઈ આવ્યું છે. તેઓશ્રી લખે છે કે—

અમારા આગમના શાસ્ત્રોદ્ધાર દરમ્યાન શ્રી રામવીરવિજયના પૌત્રશિષ્ય શ્રી રત્નવિજયના ભંડારમાં પડિમાત્રાની પ્રાચીન પ્રતિ જોવામાં આવી. તેના ઉપરથી જણાય છે કે આટલી પ્રતોમાં **નમોત્થુણં** નો પાઠ નથી. વળી અભયદેવસૂરિએ ઠાણાંગ આદિ નવ અંગો પર ટીકા લખી છે તેમણે જ્ઞાતાસૂત્ર પર વિક્રમ સંવત ૧૧૨ માં ટીકા લખી છે તેમાં તેમણે પોતાની પ્રતમાં **નમોત્થુણ** રહિત પાઠ રાખ્યો છે અથવ **નમોત્થુણં** કે તે સબંધી બીજા પાઠોની ટીકા તેમણે કરી જ નથી.

વળી ઠાણાંગસૂત્રમા ત્રણ પ્રકારના જિન કહેવામાં આવ્યા છે (૧) અવધિજ્ઞાની જિન (૨) મન પર્યવજ્ઞાની જિન, અને (૩) કેવળજ્ઞાની જિન. તેમા પ્રથમના અવધિજ્ઞાની જિન આવી શકે. માટે દ્રૌપદીએ કામદેવની પૂજા કરી એમ સાબિત થાય છે કારણ કે સંપૂર્ણ વીતરાગી પ્રભુ પાસે કે ત્યાગીની પાસે ભોગની માગણી કરનાર મૂર્ખ ઠરે છે

દ્રુપદરાજાએ આ સ્વયંવરના પ્રસંગ નિમિત્તે મદ્ય માંસ, અન્ન પાણી ખાદિમ સ્વાદિમ આદિ તમામ પ્રકારનો આહાર તૈયાર કરાવ્યો હતો આથી સિદ્ધ થાય છે કે દ્રુપદરાજા જો સમકિતી અથવા શ્રાવક હોત તો આવી ભોજનસામગ્રી એ તૈયાર કરાવે જ નહીં દ્રૌપદીને પણ તે વખતે સમકિત હોય તેવો કોઈ પુરાવો મળતો નથી.

વળી મૂર્તિ પૂજાની જો અતિ આવશ્યકતા હોત, તો પંચપરમેષ્ઠિ-પદના નમસ્કાર સાથે પદ ૬ ઠ્ઠું હોત, તે ઉપરાંત આનંદાદિ

દસ શ્રાવકો તથા તુ ગિયા નગરીના શ ખપોખલીજી શ્રાવકો આદિ ઘણા અધિકારોમા પણ ઘરદેરાસરની કોઈ વાત નીકળતી નથી જ્યા જડ પૂજાની શરૂઆત થઈ, ત્યા દયાધર્મને દેશવટો દેવાયો પ્રભુ તો છકાયના રક્ષક ને છકાયના નાથ છે તે ભગવાન હિંસાએ ધર્મ કેમ પ્રરૂપે ? આચારાગ-સૂત્રના ચોથા અધ્યયનના બીજા ઉદ્દેશમા હિ સાથી દોષ નહી માનનારનુ વચન 'અનાર્યવચન' બતાવ્યુ છે વળી '**ह्रोसं दुग्गइवड्ढणं**'— હિ સા એ દુર્ગતિમા લઈ જવાનુ કારણ છે એમ દશવૈકાલિક આદિ સૂત્રોમા ઠેર ઠેર કહ્યુ છે માટે—

પુત્ર કહે માતા વાંઝણી, વાત ન માને કોઈ,
એ દષ્ટાન્તે જાણજો, હિ સા ત્યા ધર્મ ન હોય

દીકરો કહે કે મારી મા વાઝણી છે, તો એ વાત અસત્ય જ છે એમ હિ સામા ધર્મ માનવો તે મિથ્યા છે જૈનોના સાધુસાધ્વીને સ્નાન, માળા, વિલેપન, વિભૂષા, દાગીના, સચેત પુષ્પ, સચેત પાણી આદિ કલ્પે નહી, તો જેને પ્રભુ માન્યા તેને તો કેમ જ કલ્પે ? તિથિને દિવસે, પર્યુષણ તેમ જ ઓળી આદિ દિવસોમા શ્રાવકો લીલોતરી શાકની બધી કરે, અને ધર્મને નામે પ્રભુ પર પુષ્પ ચડાવવા અને ફળો મૂકવા આદિમા પાપ ન માનવુ એ શુ મિથ્યા નથી લાગતુ ? માટે તમે તમારી બુદ્ધિને કસો અને વિચાર કરો કે જે પ્રભુએ જન્મ, જરા અને મરણ તજી દીધા અને પરમપદ નિર્વાણની પ્રાપ્તિ કરી તે પ્રભુને ફરી વાર કોઈ માતા બનીને જન્મ કરાવે, કોઈ તેના પિતા બને અને કોઈ માનવ ઇન્દ્ર-ઇન્દ્રાણી બનીને નાટક ભજવે એ શુ યોગ્ય કર્તવ્ય છે ? નાટક જોવા બેસો અને પ્રભુને પારણા આદિમાં ઝુલાવવા એ શુ જૈનદર્શનથી વિરુદ્ધ નથી ? ક્યા અતીન્દ્રિય પરમાત્મા અને ક્યા એકેન્દ્રિય પ્રતિમા ? પ્રભુમા અનત ગુણો સિદ્ધાન્તપ્રતિપાદિત છે, ત્યારે તેમની પ્રતિમામાં એક ગુણ પણ દેખાય નહી ! પ્રભુ અનાહારી નિરાહારી અને પ્રતિમા પાસે અન્નકૂટ પૂરવા એ ક્યાનો ન્યાય છે ?

વળી શાસ્ત્રોમાં જિનપ્રતિમા શાશ્વતી વર્ણવી છે. કોઈ કારીગરે ઘડીને બેસાડી દીધી હોય તે શાશ્વતી કહી શકાય નહીં. દેવતાઓ તો આવી પ્રતિમાઓ, બારસાખ અને ચોપડાઓ વગેરે પૂજે છે. એ તેમનો જિત આચાર છે. પણ પ્રભુનો અહિંસાધર્મ અંગીકાર કરનારને ધર્મના બહાના નીચે કાય હિંસાદિ કરવાની વીતરાગે આજ્ઞા કરી નથી. જડ આલંબનને કાંઈ મહત્ત્વ આપ્યું નથી. જ્ઞાનીઓએ તો ઔપપાતિકસૂત્રમાં ચાર આલંબનો બતાવ્યાં છે: **धम्मस्स णं झाणस्स चत्तारि आलंबणा पण्णत्ता तं जहा—वायणा पुच्छणा परियट्टणा धम्मकहा।** આ ચાર આલંબનો છે (૧) વાચના એટલે ગુરુ પાસેથી સૂત્રના અર્થસહિત વાચના લેવી. (૨) પૃચ્છના તે અપૂર્વ જ્ઞાન પામવા માટે, સંશય નિવારવા માટે, પરની પરીક્ષા લેવા માટે અને જિનેશ્વરના માર્ગને દીપાવવા માટે પ્રશ્ન પૂછવા. આમ પ્રશ્ન પૂછવાથી કાંક્ષામોહનીયને મિથ્યાત્વ મોહનીય કર્મ છેદાઈ જાય છે (૩) પરિવર્તનાથી પૂર્વે ભણેલાં જિનભાષિત સૂત્રો અસ્ખલિત થાય, અને લબ્ધિ પ્રાપ્ત થાય. માટે તેનું વારંવાર રટણ કર્યા કરવું (૪) ધર્મકથા એટલે ધર્મની કથા વાંચવી અને સાંભળવી. આથી નિર્જરા થાય અને સંસાર પ્રત્યે ઉદાસીનતા આવી જાય.

નવલિકાઓ, વર્તમાનપત્રો આદિ શૃંગાર રસ જગાડનારાંઓ એ વિકથા છે. ઉપર બતાવેલાં ચાર આલંબનો સિવાય બીજું કોઈ આલંબન નથી. આજે તો જડપૂજનનો જમાનો વધ્યો છે પરંતુ ગુણ એ પૂજાસ્થાનીય છે આકૃતિ નહીં. માટે ગુણોની પૂજા કરો. પ્રભુની આજ્ઞા એ જ ધર્મ છે. **आणाए मामगं धम्मं** (આચારાંગસૂત્ર, અ. ૬ ઉ. ૨) તીર્થંકરદેવ કહે છે કે આજ્ઞાની આરાધનામાં જ મારો ધર્મ છે. મનુષ્યોને માટે આ કેટલું એક ફરમાન છે!

રાજાની પાસે આવીને કોઈ પુરુષ એમ કહે કે મારે તમારી ભક્તિ કરવી છે અને એ રાજાના જ પુત્રોને વધેરીને તેનાં લોહી-માંસ રાજાને ચડાવે તો રાજા ખુશી થાય ખરો? અથવા તો એ પુરુષે રાજાની

ભક્તિ કરી કે અભક્તિ ? તેવી જ રીતે ફૂલ-પુષ્પાદિ વનસ્પતિ ધરાવવાથી અને ચામર આદિથી, તાલીઓ પાડવાથી અને ઉઘાડે મોઢે બોલવાથી અનેક જીવોની હિંસા થાય છે ધૂપ અને દીવાથી, યજ્ઞ હોમ હવનાદિથી તેજસ્કાયની હિંસા થાય છે પખાલ આદિ સ્નાન કરવાથી પાણીની હિંસા થાય છે વાજિત્ર, દાંડિયારાસ આદિથી વાયુકાયના જીવોની હિંસા થાય છે મૂર્તિ બનાવવામા પૃથ્વીકાયની હિંસા થાય છે માટે આત્માર્થી જીવોએ ભગવાનના છ પુત્રો સમાન છકાયની હિંસા ધર્મને નામે કરવી તે ઉચિત નથી માટે હિંસા અને રગરાગથી અટકો વિલાસ છોડી વિકાસ સાધો કેવળી પ્રભુએ ધર્મના ચાર આલબનો કહ્યા છે તેને જ પકડો અન્યની દેખાદેખીથી કે તમારા મોજશોખને તૃપ્ત કરવાને ખાતર પણ આવુ આચરણ છોડો ભગવાને સયમને જ યાત્રા કહી છે, ઇન્દ્રિય અને મનના નિગ્રહને જપ કહ્યો છે આમ ભગવતીસૂત્રમા કહ્યુ છે માટે શાસ્ત્રને વાચો, વિચારો અને જડભાવની બદીને દૂર કરીને ચૈતન્યભાવને ઉજાળો

કામદેવની પૂજા અને પ્રાર્થના કરીને દ્રૌપદી પોતાની દાસીઓ સાથે અત પુરમા આવી ત્યાથી સ્વયવરમડપમા આવવા માટે તૈયાર કરેલા રથમા તે બેસશે ત્યા શુ બનશે તે અવસરે

ૐ શાન્તિ

*

મોક્ષ જોઈએ છે ચાર ગતિ, ચોવીસ દંડક અને ચોરાસી લાખ યોનિમા ભટકતા જીવે દુર્ગુણને જ ગ્રહણ કર્યા છે તમારામા ગુણ વધે છે કે દુર્ગુણ? ભગવાન મહાવીરસ્વામીએ ત્રીસમે વર્ષે સસારનો ત્યાગ કર્યો દેવાગનાઓ પણ પ્રભુના ચિત્તને ડોલાવી શકે નહી એવી એમની દઢતા હતી

चित्रं किमत्र यदि ते त्रिदशांगनाभि-
र्नीतं मनागपि मनो न विकारमार्गम् ।
कल्पान्तकालमरुता चलिताचलेन
किं मन्दराद्रिशिखरं चलितं कदाचित् ॥

ભક્તામરસ્તોત્ર, શ્લો. ૧૫.

'ભગવાનને દેવાગનાઓ ચલિત કરવા આવે, છતા તેમના મનનો એક પર્યાય પણ વિકારમય ન બને પરન્તુ તેમા કાઈ આશ્ચર્ય નથી, અનેક પર્વતોને ચલાયમાન કરી દેનાર પ્રલયકાળનો મહા તોફાની પવન પણ શુ મેરુપર્વતના શિખરને ચલાયમાન કરી શકે છે?' આવા ભગવાનના ગુણો ગાનાર નિર્મળ અને અચલ બની શકે, પરન્તુ ગુણ ગાનારની આરાધના નિર્વદ્ય હોવી જોઈએ

પરન્તુ જે માનવની દષ્ટિ, ભાવ, ભાષા, સગીત અને ખાનપાનમા અગારા ભર્યા હોય, જેના આચાર અને વિચાર આછકલા હોય, તે પતનને માર્ગે જાય છે દ્રૌપદીએ કામદેવની સ્તુતિ કરી જેના પૂર્વજન્મમા ભોગની ભડભડતી ભૂખને ભીખારીએ પણ પૂર્ણ ન કરી અને પાચ પાચ પુરુષોથી સેવાયેલી વેશ્યાને જોઈને જેના ચલિત થયેલા હૃદયમા વિષય પ્રત્યેની ભાવના જાગી હતી એ જ દ્રૌપદીએ નિયાણાના કારણથી કામદેવની પાસે જઈને પણ કામવિકાર પૂરો કરનાર પતિની જ માગણી કરી, કારણ કે નિયાણાનો પ્રભાવ જોર કરી રહ્યો હતો અતપુરમા જઈને તેણે વસ્ત્રાભૂષણો ધારણ કર્યા દાસીઓથી વીટાઈને એ ચાર ઘટાવાળા અશ્વરથમા બેઠી અને કાપિલ્યપુરના મધ્યભાગમા

હવે તો ખાવા બેસતી વખતે તારામતી રસોઈ પણ બનાવવા લાગી રોટલીના ફૂલકા થાળીમા આવતા પ્રેમચદ કહેતો, 'બાપા ! આ ફૂલકા તારામતીએ બનાવ્યા છે' મનમા ને મનમા સમજીને શેઠ બોલતા, 'હા ભાઈ ! મોટાની દીકરી છે, એટલે એની ચતુરાઇમા તો કહેવાપણુ શુ હોય !'

આમ કરતા કરતા દુકાનનો વેપાર નબળો પડવા લાગ્યો અને વેપારમા પણ મોટી ખોટ આવી પડી શેઠે હવે વેપારનુ કામ છોડી દીધુ હતુ આથી પુત્રોએ આવીને પિતાની આગળ પેઢીની સ્થિતિની વાત કરી શેઠ બોલ્યા, 'ભાઈ, વ્યવહારના કામમા દખલ દેવાનુ મે તો ક્યારનુ છોડી દીધુ છે હવે તમે જાણો ને તમારો વેપાર જાણે, અને બહુ મૂઝાયા હો તો જેની તમે ઓથ શોધી છે તેની પાસે જાવ એ તમારી ભીડ ભાગી દેશે !'

પ્રેમચદ આજે દીવાનસાહેબને મળવા ગયો દીવાને આવકાર આપીને ચાપાણીનો વિવેક કર્યો ચા પીતા પીતા પ્રેમચદે વાત કરી, 'હુ આજે તમારી પાસે એક કામે આવ્યો છુ' દીવાને જાણ્યુ કે, ઑફિસના તુમારો સબધી કોઈક સાધારણ કામ હશે આથી તેણે કહ્યુ, 'એક શુ, હજાર કામ હોય, તોપણ બતાવો' પ્રેમચદે ધીમે રહીને કહ્યુ, 'વેપારમા થોડી ખાધ જવાથી હુડીઓ પાછી ફરે એવો સયોગ છે, માટે એક અઠવાડિયા માટે પચાસ હજાર રૂપિયા '

'રૂપિયા !' દીવાનસાહેબે ઉત્તર આપ્યો, 'હુ તો નોકરિયાત માણસ છુ વળી દીકરીના લગ્ન કરવામા મારી શક્તિથી ઉપરાત ખર્ચ થઈ ગયો છે મારી પાસે એટલી બચત નથી જો હોત, તો તમને ના પાડત નહી'

આજે પહેલી જ વાર કામ પડ્યુ ને દીવાને ગોળ વીટીને આપેલો જવાબ પ્રેમચદને ગમ્યો નહી એની આશાના ચૂરેચૂરા થઈ ગયા ઢીલે મોઢે એ બાપ પાસે આવ્યો અને બોલ્યો, 'દીવાનસાહેબ

ત્યારે જ મને ખબર હતી કે તમે એકવાર ખત્તા ખાવાના છો હવે મૂઝાશો નહી, મારી પાસે અગાઉની સઘરેલી થોડી મૂડી પડી છે. સામેના ખૂણામા એને દાટી રાખી છે. એને કાઢીને તમારુ કામ ચલાવો. પણ આજથી એક વાતની ગાઠ વાળી લેજો કે ધન અને રૂપના સામે નહી જોતાં કન્યા લેતી વખતે તેનાં માતાપિતાના અને કન્યાના ગુણો સામે પ્રથમ દૃષ્ટિ કરજો '

'બાપા!' પ્રેમચદે પૂછ્યુ, 'અમે તમને સગપણની બાબતમાં જ્યારે પૂછ્યુ હતુ ત્યારે તમને કેવી રીતે ખબર પડી કે આ કન્યા કુલીન નથી?'

'એ બહુ જૂની વાત છે,' વૃદ્ધ અને અનુભવી શેઠ બોલ્યા, 'આ તારામતીની માતા જ્યારે કુવારી હતી, ત્યારે એકવાર એનાથી કાઈ ખોટુ કામ થઈ જવાથી એ કૂવામા પડવા તૈયાર થઈ ગઈ હતી પછી તો એ બચી ગઈને દીવાન જેવાના ઘરમા થાળે પડી ગઈ પણ આવી માતાની છોકરીમા સારા સસ્કારો ક્યાથી હોય?'

તમે બધા આજે પૈસા, બગલો, મોટર અને એમ એ ની ડિગ્રીઓને જોતા થયા છો, પણ છોકરા કે છોકરીના સગપણ માટે એવી લાયકાત પ્રથમ જોવાની ન હોય ખરી ખૂબી ખાનદાનીની છે આજની વિદ્યાની ડિગ્રીઓ ખાનદાનીની ખાનાખરાબી કરી નાખે છે

દ્રૌપદી દર્પણમા એક એક રાજાનુ પ્રતિબિબ જોતી જાય છે ને ચતુર દાસી તે તે રાજાની ખાનદાની, વય, વિદ્યા, ગુણ, શીલ, પરાક્રમ આદિનુ વર્ણન કરતી જાય છે પ્રથમ શ્રીકૃષ્ણમહારાજનુ વર્ણન કર્યુ. પછી અનુક્રમે દશ દશાર, બલદેવાદિ પ્રધાન વીરપુરુષોની પ્રશસા કરી, પુડરીક કમલસમાન ઉગ્રસેન રાજાનુ વર્ણન કરી સભળાવ્યુ આમ આગળ ચાલતા ચાલતા પૂર્વકૃત નિયાણાથી પ્રેરાયેલી દ્રૌપદીદેવી પાચ પાડવોને જોવા લાગી તેમના બળ, વીર્ય અને પુરુષાર્થ આદિનુ દ્રૌપદી આગળ દાસીએ વર્ણન કર્યું આ સાભળીને દ્રૌપદીએ એ પાચેય

સગ નહી કરતા સાધુપુરુષોનો અને જ્ઞાનીઓનો સત્સગ કરવો જોઈએ અને સમજીને પોતે પોતાના આત્માને ઉચ્ચ સ્થિતિમા લાવવા પ્રયત્નશીલ બનવુ જોઈએ. બીજાને સુધારતા પહેલા પોતે જ સુધરવાનો પ્રયત્ન કરવો જોઈએ જ્ઞાની પુરુષો કહે છે કે—

સમજી આપ સુધારીએ, દુનિયા નહી સુધરાય,
પગે પગરખા પહેરીએ, પૃથ્વી નહી મઢાય

પૃથ્વી પર કાટા પથરાયેલા હોય, તો આખી પૃથ્વીને મઢવા ઇચ્છનાર જગતના ઉપહાસને પાત્ર બને છે પૃથ્વીને બદલે પોતાના જ પગમા જોડા પહેરીને કાટાથી બચો તમારે જો આગળ આવવુ હોય, તો તમે જાતે જ તમારુ સભાળો નવકોટીનુ બ્રહ્મચર્ય પાળનાર તો ધન્યવાદને પાત્ર જ છે. તેમ ન બને તો સ્વનારી સિવાય પરનારીના પચ્ચક્ખાણ કરો દ્રૌપદીદેવીએ પાચ પાડવો સિવાય અન્ય પુરુષોને ભાઈ અને પિતા સમાન માન્યા

ૐ શાન્તિ

*

## વ્યાખ્યાન : ૯૧

(બુધવાર, તા ૯–૧૦–૬૪)

અહી નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા ત્રણેય કાળમા સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનમા દ્રૌપદીનો અધિકાર ચાલે છે. દ્રુપદરાજાએ દ્રૌપદીના લગ્ન કરીને આઠ કરોડ સોનામહોરો, આઠ કરોડ રૂપામહોરો, આઠ હસાસનો, આઠ ગરુડાસનો, રત્નોના બહુમૂલ્ય આભૂષણો અને આઠ આઠ દાસદાસીઓ દ્રૌપદીને કરિયાવરમા આપ્યા રાજાઓને પણ યોગ્યતાનુસાર વસ્ત્ર–ગધ–માલા આદિની ભેટો આપીને વિદાય કર્યા

પાસેથી ખૂબ કામ લે છે, છતા ખાવાનુ તો આપતો નથી, તો પછી તમે આટલા બધા હૃષ્ટપુષ્ટ કેમ રહો છો?' ગધેડાએ કહ્યુ, 'અહીંથી છૂટયા પછી મારી સાથે આવે તો હુ તને બતાવુ કે હુ કેવો સારો ચારો ચરુ છુ' ગાયે ગધેડાનો સગ કર્યો ગધેડો તેને એક મજાના લીલા ખેતરમા લઈ આવ્યો બન્ને જણા ચરવા લાગ્યા, પણ ગધેડાને ખાઈ લેતા કેટલી વાર? એણે ખાઈ લીધુ કે તરત જ ખેતરમાથી બહાર નીકળ્યો અને ગાયને કહેવા લાગ્યો, 'તુ હવે જલદી બહાર નીકળી જા, કારણ કે મને હવે ખાઈપીને ગાયન ગાવાની ઇચ્છા થઈ છે' ગાય બોલી, 'ગધેડાભાઈ, આવો સરસ ચારો મને આજે જ ચરવા મળ્યો છે, માટે મને સારી રીતે ખાઈ લેવા દો' પણ ગધેડાએ માન્યુ નહી અને તેણે ભૂકવાનુ ચાલુ કર્યું એટલામા ખેતરનો માલિક આવ્યો ગધેડો તો છટકી ગયો, પણ ગાયને ખૂબ માર પડયો એટલા માટે જ્ઞાનીઓ કહે છે કે—

ગધેડે ભમાડી ભોળી ગાયને ભુલાવી જી,
મારી મારી પ્રાણ દીધા છાડી, સત્સગ રે તજી,
દુષ્ટ દુર્જનનો સગ કદી નવ કરીએ જી

દૃષ્ટાન્ત—સાગ માતાપિતાનો પુત્ર અશોક દારૂડિયા ભાઈબંધોની સાથે બજારમા ફરવા નીકળ્યો મિત્રોએ કહ્યુ, 'દારૂની દુકાન સામે જ છે, માટે ચાલો થોડો પીને પાછા ફરીએ' શેઠના છોકરાએ કહ્યુ, 'હુ કોઈ દિવસ દારૂ પીતો નથી, માટે તમારે જવુ હોય તો જાવ' પણ મિત્રોએ આગ્રહ કરતા કહ્યુ, 'તારે દારૂ ન પીવો હોય તો દૂધ પીજે, પણ સાથે તો ચાલ' આ ભાઈ દારૂની દુકાનમા ગયો બધાએ દારૂ પીધો અને તે દૂધનો પ્યાલો હાથમા લઈને જ્યા પીવા લાગ્યો ત્યા જ અકસ્માત્ તેના ઘરનો નોકર ત્યા થઈને નીકળ્યો તેણે પોતાના શેઠના પુત્રને દારૂની દુકાનમા અને હાથમા પ્યાલો લઈને પીતા જોઈ લીધો. ઘેર જઈને નોકરે શેઠને વાત કરી એટલામા અશોક આવ્યો પિતાએ તેને પૂછ્યુ, 'તુ અત્યારે કોની સાથે અને કયા ગયો હતો? જો સાચુ

દેવો, ભણાવવી કે સાથે ફેરવવી કદાપિ યોગ્ય નથી તેવી જ રીતે સાધ્વીએ પણ કોઈ સાધુની સાથે વિહાર કરવો કે સાથે રહેવું એ વર્જ્ય માનવામાં આવ્યુ છે સજાતીય સજાતીય સાથે જ રહી શકે, ફરી શકે અને ભણી શકે, પણ વિજાતીય સાથે એકાન્તમા રહેવું કે બેસવુ એ શાસ્ત્રવિરુદ્ધ છે પરન્તુ આજનો સમાજ કયા જઈને પડશે એ સમજાતુ નથી કોઈ કોઈ સ્થાને સાધુ અને સાધ્વીની અધાધુધી વધતી જાય છે આ અધાધુધી શ્રાવકોના મૌનને આભારી છે શ્રાવકો કા તો આવા આચારશિથિલ સાધુસાધ્વીઓને અટકાવતાં ડરે છે કે આ સાધુ કે સાધ્વી આપણને કાઈક કરી નાખશે, અથવા તો તેઓ ઇરાદાપૂર્વક મૌન સેવે છે

પરતુ શ્રાવકશ્રાવિકા એ તો સાધુસાધ્વીઓના માબાપ કહેવાય છે તેમણે થોડા કડક થવુ ઘટે છે જો એમ નહી થાય તો ક્રમશ આ શિથિલાચાર આગળ વધી જશે પછી તમે દર્શન કોના કરશો? સાચા ને ધર્મનિષ્ઠ સાધુસાધ્વીઓ બનાવવા માટે હવે કડક નિયમનની આવશ્યકતા ઊભી થઈ છે કોઈ કોઈ સાધુસાધ્વીઓ ફડફાળામા પોતાની દખલ ઊભી કરે છે અને એને શ્રાવકો નભાવી લે છે ભગવાન કહે છે કે—

**सीह जहा व कुणिमेण निब्भयमेग चरति पासेणं,**
**पविल्थियाउ वधंति संवुडं पगतियमणगारं।**

—સૂત્રકૃતાગસૂત્ર અ ૪, ઉ ૧, સૂ ૮

શિકારી સિહને ફસાવવા માટે બોકડો બાંધીને શિકારને મેળવે છે, એમ કરતા કરતા સિહ શિકારને મેળવવા માટે હળી જાય છે ને છેવટે પાજરામા બાધેલા શિકારને ભક્ષણ કરવા લલચાયેલો સિહ જાતે જ પાજરામા ફસાઈ જાય છે એવી જ રીતે સ્ત્રીઓ નર્મ વાકયોથી સાધુઓને ફસાવે છે માટે ભગવાન કહે છે કે—

**नो तासु चक्खु संधेज्जा नो वि य साहसं समभिजाणे।**
**नो सहियं पि विहरेज्जा एवमप्पा सुरक्खिओ होइ॥**

—સૂત્રકૃતાગસૂત્ર અ ૪, ઉ ૧ સૂ ૫

'ભાઈસાહેબ' કહીને અને નોકર હશે તો 'શેઠસાહેબ' કહીને તમારી આડોડાઈને નભાવી લેશે એ બધા તો તમારી 'હાજી હા'મા જ લાભ માનનારા છે, પણ સદ્‌ગુરુ તમારા દુરાચરણો આડે લાલબત્તી ધરશે થોડુ કડવુ હોવા છતા સત્યની આશા સદ્‌ગુરુ પાસેથી રાખી શકાય પરન્તુ એ જ સદ્‌ગુરુઓને—સાધુસાધ્વીઓને શ્રેષ્ઠ રાખવા એ તમારુ કામ છે તે જ રીતે તમારા બાળકોને પણ સત્ય, શીલ, અહિંસા, અચૌર્ય અને સયમ આદિ ધર્મોનુ જ્ઞાન આપશો તો એ ભવિષ્યમા ઊગી નીકળશે, કારણ કે આવતી કાલના શ્રાવકશ્રાવિકા અને સાધુ-સાધ્વીઓ એ બનવાના છે

દૃષ્ટાન્ત—ગોપાલકૃષ્ણ ગોખલે જ્યારે નિશાળમા ભણવા જતા હતા ત્યારનુ આ દૃષ્ટાન્ત છે તેમને શિક્ષકે ઘેરથી ગણી લાવવાના દસ દાખલા આપ્યા તેમાના નવ દાખલા તો પોતે ગણી લીધા, પણ દસમો તેમણે મોટાભાઈની મદદ લઈને ગણ્યો નિશાળમા આવ્યા બાદ શિક્ષકે બધા છોકરાઓના દાખલા જોયા, તો કોઈના બે, કોઈના ચાર કે છ દાખલા ખરા હતા, ત્યારે ગોપાલકૃષ્ણના દસે દસ દાખલા ખરા જોઈને શિક્ષક ખુશી ખુશી થઈ ગયા પોતાના ખીસામાથી એક રૂપિયો કાઢીને તેણે ગોપાલના હાથમા મૂક્યો અને શાબાશી આપતા કહ્યુ, 'ગોપાલ! મારા શીખવેલા દાખલા તે બરાબર ગણ્યા છે, માટે તારી હોશિયારીનુ હુ આ ઇનામ આપુ છુ' પણ હાથમા રૂપિયો લેતા વાર ગોપાલ રડવા લાગ્યો આથી શિક્ષકે વિસ્મય પામીને પૂછ્યુ, 'તુ શા માટે રડે છે?' ગોપાલ બોલ્યો, 'તમે મને શાબાશી સાથે ઇનામ તો આપ્યુ, પણ એ ઇનામને પાત્ર હુ નથી નવ દાખલા મારા ગણેલા છે, પણ દસમો દાખલો મે મારા મોટાભાઈની મદદ લઈને તૈયાર કર્યો છે માટે તમારો આ રૂપિયો પાછો સભાળો'

એક નાના બાળકમા આટલી સત્યનિષ્ઠા એ જેવીતેવી વાત નથી શિક્ષક ગોપાલની આવી સત્ય અને ન્યાયપરાયણતા માટે વધારે ખુશી

છે આવી દુર્લભ વસ્તુઓ મળ્યા પછી મિથ્યાત્વીનો સગ થઈ જાય તો તેનું કર્યું કારવ્યુ ધૂળમા મળી જાય છે માટે જ્ઞાનીઓ કહે છે—

પાખડીઓનો તમે સગ ન કરશો, એવી પ્રભુની વાણી,
જગતમા સુણજો સતની વાણી
ડાહ્યા ડાહ્યાના આ કલિયુગમા, ઊતરી ગયા છે પાણી જગતમા૦

**દૃષ્ટાન્ત**—રાજગૃહી નગરીમા નદ મણિયાર નામનો એક શેઠ હતો. આ નદ મણિયારને ભગવાન મહાવીરનો ભેટો થયો અને એ વ્રતધારી બન્યો પણ ભગવાન એક જ જગ્યાએ રહેતા નથી સત, મહાત્માઓ કે મહાપુરુષો તો સત્સગનો લાભ આપીને વિચરતા હોય છે, પણ જીવે એ સત્સગને સાધના અને તપ કરી તેમ જ સિદ્ધાન્ત પ્રમાણે વર્તી હૃદયમા ટકાવી રાખવો જોઈએ ભગવાન રાજગૃહીમાથી વિહાર કરીને પધાર્યા સાધુઓને નવકલ્પી વિહાર હોય છે સાધુ ઓગણત્રીસ દિવસ એક જ ગામમા રહી શકે અને સાધ્વી અટ્ઠાવન દિવસ રહી શકે 'સાધુ તો વિચરતા ભલા' સાધુઓ જો એક ઠેકાણે બધાઈ રહે તો ગૃહસ્થનો પરિચય વધી જાય, સમાજનો અને સ્થાનનો રાગ વૃદ્ધિ પામે માટે એ નિયમ બાધવામા આવ્યો છે કે સાધુસાધ્વીઓએ ચોમાસા સિવાયના સમયમા સતત પર્યટન કરતા રહેવુ જ્યાં સુધી સશક્ત શરીર હોય ત્યા સુધી તો તેણે પર્યટન કર્યા કરવુ જોઈએ શરીર અશક્ત થઈ જાય કે બીમાર પડી જવાય તો તેમા અપવાદરૂપે છૂટ હોઈ શકે, પરન્તુ ઓછામા ઓછુ એક ગાઉ ચાલી શકાય તેવી સ્થિતિ હોય ત્યા સુધી તો વિહાર અટકાવીને બેસી રહેવાય નહી એક ગામમા ચોમાસુ થઈ ગયા પછી એને એ ગામમા ચોમાસુ કરવાની જરૂર પડે, તો ચોથે ચોમાસે એના એ ગામમા ચોમાસુ કરી શકાય છે

પણ શ્રાવકોએ સાધુસાધ્વીઓને મોટે ભાગે શિથિલ બનાવી મૂક્યા છે રાગના કારણે સાધુસાધ્વીઓના વિહારમા લોકો ટિફિનમા ખાવાનુ લઈને સાથે ચાલે છે અને ગામડા ગામમા એ ટિફિનમાથી સાધુ–સાધ્વી

કરી ધ્યાનમા બેઠા પછી તેને પાણીની તરસ લાગી આથી તેણે વિચાર કર્યો કે જેમ પાણી વિના મારો જીવ આકુલવ્યાકુલ થાય છે, તેમ અનેક જીવો પાણી વિના દુખી થતા હશે માટે આ પૌષધવ્રતને પૂર્ણ કર્યા પછી હુ એવુ કામ કરુ કે જેથી લોકો તૃપ્ત પણ થાય અને મારા આ કાર્યના વખાણ પણ કરે

પાખડીઓના સગમા નદ મણિયારે પુણ્યતત્ત્વને ધર્મતત્ત્વ સમજી લીધુ પુણ્યથી શુભ બધ બધાય છે, પણ કર્મની નિર્જરા થતી નથી, ત્યારે ધર્મથી કર્મની નિર્જરા થઈ જાય છે કોઈ લૂલા, લગડા, અપગને જોઈને તમને અનુકપાભાવ આવે ને તેને તમે ખવડાવો કે દાન આપો એ પુણ્ય કહેવાય, પણ તેને ધર્મ માની શકાય નહી પણ તમારે ત્યા અકસ્માત્ આવી ચડેલા તથારૂપના સાધુને ભાવપૂર્વક વહોરાવો એ ધર્મ કહેવાય માટે અહિસા, સયમ, તપ આદિ ધર્મમા ધ્યાન રાખો પુણ્યથી તમને બધી સામગ્રી પ્રાપ્ત થાય, પરતુ ભવપરપરાની સાકળ તોડવી હોય તો સમ્યગ્ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપરૂપી ધર્મનુ આચરણ કરવુ પડશે ભવકટ્ટી કરવામા પુણ્ય કામ આવશે નહી આથી તેના મિથ્યાત્વના પુદ્ગલો વધવા લાગ્યા અને સમ્યક્ત્વના તત્ત્વો ઓછા થવા લાગ્યા તેણે પૌષધમા આરભના કાર્યો કરવાનો નિર્ણય કરી લીધો

'**जे परिस्सवा ते आसवा**'— જ્યા કર્મ નિર્જરાનુ કારણ હતુ ત્યા કર્મના બધનો બાધ્યા પૌષધ પાળીને આવ્યા પછી તેણે વિચારેલુ કામ શરૂ કર્યુ નદ મણિયાર પાસે પૈસા ઘણા હતા એ પૈસાથી તેણે દાનશાળા, હજામતશાળા, નાટકશાળા, ઔષધાલય અને એક પુષ્કરણી–વાવ વગેરે બધાવ્યા અને પોતે કરેલા એ પુણ્યકર્મમા '**गड्ढिए मुच्छिए अज्झोववन्ने**'—ગૃદ્ધ થયો, મૂર્ચ્છિત બન્યો અને આસક્ત થયો. લોકો તો આ દાનશાળા વગેરેની પ્રશસા કરવા લાગ્યા, પણ જેમ જેમ એ પોતાની પ્રશસા સાભળતો ગયો તેમ તેમ તેનુ અભિમાન અને તેની આસક્તિ વધવા લાગ્યા મિથ્યાત્વના કારણથી થયેલા પાપના

દર્શનની અભિલાષામા જ મરીને એ દેવલોકમા દુર્દુર નામનો દેવ થયો દેવભવ પામીને તેણે ઉપયોગ દ્વારા પોતાનુ પૂર્વભવનુ દેડકાનુ શરીર જોયુ એ ભગવાન મહાવીરના દર્શન કરવા માટે આવ્યો વદન કરીને એ દુર્દુર નામના દેવે ભગવાનને પૂછ્યુ, 'ભગવન્! હુ ભવ્ય છુ કે અભવ્ય?' ભગવાને ઉત્તર આપ્યો, 'તુ ભવ્ય છે' દેવે બીજો પ્રશ્ન કર્યો, 'હુ સમ્યગ્દષ્ટિ છુ કે મિથ્યાત્વી?' પ્રભુએ કહ્યુ, 'તુ સમ્યગ્દષ્ટિ છે' દેવે ફરી પ્રશ્ન કર્યો, 'હુ પરિત્તસસારી છુ કે અપરિત્તસસારી?' પ્રભુ બોલ્યા, 'તુ પરિત્તસસારી છે' દેવે પ્રશ્ન કર્યો, 'હુ દુર્લભબોધિ છુ કે સુલભબોધિ?' પ્રભુએ કહ્યુ, 'તુ સુલભબોધિ છે' દેવે પૂછ્યુ, 'હુ ચરમ છુ કે અચરમ?' ભગવાન બોલ્યા, 'તુ ચરમ છે' દેવે પૂછ્યુ, 'હુ આરાધક છુ કે વિરાધક?' પ્રભુએ કહ્યુ, 'તુ આરાધક છે' ભગવાનના વાક્યો સાભળીને દુર્દુર દેવને બહુ આનદ આવ્યો તેણે ભગનાનને પ્રાર્થના કરીને આજ્ઞા માગી, 'આ આનદમા હુ મારી વૈક્રિયશક્તિથી નાટકની રચના કરવા ઇચ્છુ છુ' અને તેણે નાટકની રચના કરી ગૌતમસ્વામીએ આ જોઈને પ્રશ્ન કર્યો, 'ભગવન્! આ દુર્દુર દેવ પૂર્વે ક્યા ભવમા હતો?' ભગવાને કહ્યુ, 'આનદ-મણિયારનો જીવ છે પૂર્વેનુ અધૂરુ રહેલુ આ ભવમા પૂરુ કરે છે' આમ માનવી બન્યો દેડકો આસક્તિથી અને એ જ દેડકો બન્યો દેવ અનાસક્તિથી

પાચ પાડવોને પતિ તરીકે સ્વીકાર્યા પછી દ્રૌપદીની પણ સમ્યગ્દષ્ટિ થઈ ગઈ હતી આવી દષ્ટિવાળો જીવ મિથ્યાત્વીના પરિચયમા પણ આવતો નથી એ પાચેય અતિચારને જાણે છે, પણ અતિચાર આચરતો નથી આજે તો તમે સમકિતીના ઠેકાણા રહેવા દીધા નથી જે જૈન-માર્ગને વમી ગયો હોય તેની પાસે જોવા જવામા પણ લાભ શો? આવા મિથ્યાત્વીના સગથી જે કોહિનૂર હીરા કહેવાતા હતા તે પાચીકા જેવા બની ગયા છે જૈનત્વ ગુમાવીને જૈનત્વની જ ટીકા કરનારાઓ આજે જૈનધર્મને વગોવે છે હિદુ મટીને જે મુસલમાન બને તે હિદુત્વની

ઘેર ખોદી નાખે છે માટે ભગવાન કહે છે કે 'परपासंडसंथवो'— પાખંડીનો તમે સંગ ન કરજો. ભગવાનના જમાઈ જમાલીએ 'कडेमाणे कडे' ને બદલે 'कडेमाणे अकडे' કહીને પંથ વધારી દીધો તેથી તેનો અનંતો સંસાર વધી ગયો. ભગવાન કહે છે—

**जे याऽबुद्धा महाभागा वीरा असमत्तदंसिणो।**
**असुद्धं तेसिं परक्कंतं सफलं होइ सव्वसो॥**

જે તત્ત્વના અજાણ છે મિથ્યાત્વદર્શી છે અશુદ્ધ પરાક્રમી છે તેનો સંસાર ઘટ્યો ન ઘટ્યો રહે છે અને તેને માટે—

**जे य बुद्धा महाभागा वीरा समत्तदंसिणो।**
**सुद्धं तेसिं परक्कंतं अफलं होइ सव्वसो॥**

જે તત્ત્વજ્ઞ પુરુષો છે સમ્યગ્દર્શી છે વીર પુરુષ છે એનું પરાક્રમ શુદ્ધ છે કારણ કે એ પરાક્રમ કર્મનો નાશ કરી નાખે છે તેનો સંસાર ઓછો થઈ જાય છે.

પુણ્ય અને ધર્મ એ બન્ને એક નથી. મિથ્યાત્વી જે પરાક્રમ કરે છે તેથી શુભબંધ બંધાય છે પણ નિર્જરા થતી નથી. સમકિતી મિથ્યાત્વના આડંબરમાં અંજાતા નથી. દ્રૌપદીમાં આ ગુણ બરાબર ખીલેલો હતો.

ચોવીસ તીર્થંકર, બાર ચક્રવર્તી નવ વાસુદેવ એ ચોપન શ્લાઘનીય પુરુષો છે. નવ નારદ એક આરામાં થાય છે તેમાં જ્યારે જ્યારે વાસુદેવ થાય ત્યારે ત્યારે નારદ થાય છે. તેમાં કચ્છુલ નામના નારદ કૃષ્ણ વાસુદેવના સમયમાં હતા. આ નારદમાં બ્રહ્મચર્યનો અદ્ભુત પ્રભાવ હતો. વિદ્યાનો ઉપયોગ કરવાની શક્તિ હોવાથી એ ગમે ત્યાં જઈ શકે. ઊર્ધ્વલોક અને અધોલોકમાં ફરવામાં એની ઝડપ વાયુ કરતાં પણ વધારે હોય, પણ તેમાં કલહપ્રિયતા હોવાથી તેને જ્યાં સંપ હોય ત્યાં કલેશ કરાવવો બહુ ગમે.

ૐ શાન્તિ.

*

## વ્યાખ્યાન : ૯૩

(શુક્રવાર, તા ૧૨-૧૦-૬૩)

અહી નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા ત્રણેય લોકમા સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનમા દ્રૌપદીનો અધિકાર ચાલે છે નારદ જેવા બ્રહ્મચારી છે તેવા જ વિદ્યાના વૈભવવાળા પણ છે પણ કોઈના ઘરમા સારુ ચાલે, તેને દેખી શકે તેવા નથી આવા માણસો ઘાસતેલનો ડબ્બો ને દીવાસળીની પેટી સાથે લઈને જ ફરતા હોય છે જ્યા સુધી તેમનો આવો કલુષિત—કલહપ્રિય સ્વભાવ જતો નથી, ત્યા સુધી તેમનુ કલ્યાણ કેવી રીતે થઈ શકે ? લોટ, ગોળ અને ઘીનો બધ નિબડ હોય છે લોટમા ઘી ભળે તો તેની ચીકાસ વધે છે તેવી રીતે આત્મપ્રદેશ અને કર્મપુદ્ગલ વચ્ચે કષાય ભળે તો સ્થિતિ અને અનુભાગ નામના બધ પડે છે પ્રકૃતિ અને પ્રદેશ એ બે બધો યોગના ઘર છે જ્ઞાની અને અજ્ઞાની બનેને એ બધો પડે છે, પણ જ્ઞાની શિથિલ બધ બાધે છે, ત્યારે અજ્ઞાની એ બધને બહુ નિબિડ અને ચીકણા બાધે છે

**सरिसो होइ वालाणं तम्हा भिक्खु न संजले।**

કોઈ અજ્ઞાની એ શબ્દો કહે ત્યારે જ્ઞાની સમજે છે કે અજ્ઞાની બાળક જેવો છે, પણ મે તો ભગવાનની વાણી સાભળી છે, માટે મારે ક્રોધ કરવો ન જોઈએ ત્યારે અજ્ઞાનીઓ સહેજમા આવા કર્મો બાધે છે આવા જીવો ધર્મસ્થાનમા પણ સખણા રહેતા નથી, તો ઘેર સીધા રહી જ

તેણે દરજણ બાઈને કહ્યુ, 'આજથી તમારા પુત્રનો તાવ ઊતરી જશે અને અહીંથી ઘરમા જાવ ત્યારે જે કામ પહેલુ હાથમા લેશો તે સાજે પૂરુ થશે' આમ કહીને નારદ ચાલતા થયા દરજણ બાઈ ઘરમા આવી ત્યા કપડુ સીવતા જે બે વારનો ટુકડો બચ્યો હતો તે એના હાથમા આવ્યો એને એ ગજથી ભરવા લાગી, પણ નારદના આશીર્વાદથી કપડુ વધવા માડ્યુ અને આમ ને આમ એ કપડુ આખો દિવસ ભરતી જ રહી, પણ કપડુ ખૂટતુ જ નથી।

એટલામા પાડોશના બગલામા રહેતી શેઠાણી સીવેલુ કપડુ લેવા આવી તેણે જોયુ તો આ દરજણ એકનુ એક કપડુ ક્યારની માપી રહી છે, પણ એનો છેડો જ આવતો નથી આ તાકો તે કઈ જાતનો હશે? તેણે દરજણને પૂછ્યુ, 'હુ મારુ સીવવા આપેલુ કપડુ લેવા આવી હતી, પણ ક્યારનો આ તાકો પૂરો જ થતો નથી તો આ કયુ કપડુ છે?' દરજણ બોલી, 'હુ પણ એ જ નવાઈમા પડી છુ એક જટાધારી ભીખારીની મે આજ રાતે સેવા કરી, રોટલો ને ગોળ ખાવા માટે આપ્યા, મારી પથારી તેને સૂવા આપી અને આ કપડામાથી તેને એક અગરખુ બનાવી આપ્યુ તેના કહેવાથી આ બે વારનો ટુકડો હુ સવારથી માપી રહી છુ, પણ તેનો છેડો જ આવતો નથી।'

બગલાવાળી શેઠાણીએ વિચાર કર્યો કે આવો ભીખારી મારે ત્યા પણ આવે, તો મને પણ આના જેવો જ લાભ મળે સાજ પડી અને એ જ નારદ ભીખારીરૂપે ફરતા ફરતા નીકળ્યા શેઠાણીએ તેને બગલામા બોલાવ્યા તેના ઘરમા તો સારુ સારુ ખાવાનુ હાજર હતુ, છતા તેને સૂકી રોટલી ખાવા માટે આપી અને નોકરને રહેવાની કોટડીમા તેને સૂવા માટે જગ્યા આપી. ભીખારી સૂઈ ગયો જ્યારે એ સવારે ઊઠ્યો ત્યારે શેઠાણીએ એક ફાટેલ તૂટેલ કપડુ ભીખારીના હાથમાં આપ્યુ ચાલતા ચાલતા નારદે કહ્યુ, 'બહેન! તમે કરેલી મારી સેવાના બદલામા તમે ઘરમા જઈને જે કામને પહેલો હાથ લગાડશો એ કામ સાજ સુધી ચાલુ રહેશે.'

શકતા હતા આગળના સમયમા આવી વિદ્યાઓ બહુ પ્રચારમાં હતી

થોડા સમય પહેલા મહમદ છેલ કરીને એક આવી વિદ્યા જાણનાર થઈ ગયો એક ગામના ચોરા પર એ મહમદ બેઠો હતો, ત્યા એક જૈન મુનિ ભાત વહોરીને ત્યાથી નીકળ્યા, કૌતુકને ખાતર મહમદ છેલે એ ભાત પર દૃષ્ટિ કરી અને એ ભાત માસના રૂપમા ફેરવાઈ ગયા મહમદ છેલે ગામલોકોને કહ્યુ કે 'તમે લોકો જે સાધુને પૂજ્ય માનો છો એના પાતરામા માસ છે' ઘડીવાર તો ગામલોકોએ એ વાત માની નહી, પણ જ્યારે કહ્યુ ત્યારે ગામલોકોએ સાધુની પાછળ જઈને ખાતરી કરી તો સાધુના પાતરામા ખરેખર માસ દેખાયુ ગામલોકોએ સાધુને પૂછ્યુ કે આ શુ છે ? ત્યારે સાધુમહારાજે કહ્યુ કે, 'એ શુ છે તે હુ ઉપાશ્રયમા પહોચીને હમણા જ બતાવુ છુ'

સાધુમહારાજે ઉપાશ્રયમા જઈને ભિક્ષાપાત્રને બાજુમા મૂકયુ અને કાઉસગ્ગ કરીને તેણે નવકારમત્રનો જપ શરૂ કર્યો આ જપના પ્રભાવથી મહમદ છેલ જે ખુરશી પર બેઠો હતો ત્યા ને ત્યા જ ચોટી ગયો જ્યારે ખાવા માટે ઊઠવાનો સમય થયો ત્યારે એ ઊઠવા લાગ્યો, પણ કોઈ રીતે ઊઠી શક્યો નહી ખુરશી સાથે એ સજ્જડ રીતે ચોટી ગયો હતો આખરે તેણે વિચાર કર્યો કે જે સાધુમહારાજને મે ચમત્કાર બતાવ્યો તેની જ વિદ્યાનુ આ કામ છે આથી તેણે સાધુમહારાજને ચોરા પર આવીને માફ કરવા વિનતી મોકલાવી, પણ સાધુએ કહેવડાવ્યુ કે અમારે તો ત્યા આવવાની કોઈ જરૂર નથી એ મહમદ છેલને કહી દો કે જો તમારે ગરજ હોય તો એની એ હાલતમા અહી આવીને ક્ષમા માગો આખરે મહમદ છેલ તોબા તોબાના પોકાર કરતો ચોટી ગયેલી ખુરશી સાથે ઉપાશ્રયમા આવ્યો સાધુએ કહ્યુ, 'પહેલા તો આ પાત્રામાની જે વસ્તુ હતી તેની તે બનાવી દો અને પછી પ્રતિજ્ઞા કરો કે આજથી તમારી વિદ્યા કોઈપણ સાધુ ઉપર અજમાવવી નહી તો જ આ ખુરશી ઊખડશે, નહીતર એમ ને એમ રહેશે'

## વ્યાખ્યાન : ૯૪

(શનિવાર, તા ૧૨-૧૦-૬૩)

અહી નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા ત્રણેય કાળમા સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનમા દ્રૌપદીનો અધિકાર ચાલે છે પાંડવોના રાજમહેલમા આ કચ્છુલ નામના નારદ પધાર્યા અને પાચેય પાડવોએ, પાડુ રાજાએ તથા કુતાજીએ તેમને વદન કર્યા, પણ દ્રૌપદીએ તેમને વદન કર્યા નહી નારદે આડી દષ્ટિએ અતપુરમા જોયુ ત્યા દ્રૌપદીને બેઠેલ જોઈ, પરન્તુ નારદ અવિરતિ હોવાના કારણથી દ્રૌપદીએ જાણીજોઈને જ તેમનો આદર કર્યો ન હતો શ્રાવકને ઘેર શ્રાવક આવે, તો શ્રાવકને વદન થાય છે સાચા વદન તો તેના પચ્ચક્ખાણને થાય છે મિથ્યાત્વીને સમ્યક્ત્વી જીવો આદર આપતા નથી, કારણ કે આદર સમ્યગ્દષ્ટિનો હોય મિથ્યાદષ્ટિમા આદર કરવા જેવુ શુ છે? જેના દેવ અરિહત, ગુરુ નિર્ગ્રંથ અને ધર્મ કેવળીનો પ્રરૂપેલો—આ ત્રણ તત્ત્વની જેને શ્રદ્ધા હોય તે આદરને પાત્ર છે નદીમા ઘસાતો ઘસાતો પથ્થર જેમ ગોળ થઈ જાય છે તેમ અનેક કર્મના પરિણામો ભોગવતા ભોગવતા જીવને સમ્યક્ત્વ લાધે છે તે સમ્યક્ત્વના ત્રણ કરણ છે

૧ યથાપ્રવૃત્તિકરણ—કર્મ ઘસાતા ઘસાતા સિત્તેર ક્રોડાક્રોડી સાગરોપમને વટાવીને એક ક્રોડાક્રોડી રહે છે

૨ અપૂર્વકરણ—દીર્ઘકાળના કર્મોને મદરસ કરી નાખવા તે આમા જીવ તેનો સ્થિતિઘાત રસઘાત, ગુણશ્રેણી, ગુણસક્રમણ, અપૂર્વ

## વ્યાખ્યાન : ૯૪

(શનિવાર, તા. ૧૨-૧૦-૬૩)

અહી નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા ત્રણેય કાળમા સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનમા દ્રૌપદીનો અધિકાર ચાલે છે પાડવોના રાજમહેલમા આ કચ્છુલ નામના નારદ પધાર્યા અને પાચેય પાડવોએ, પાડુ રાજાએ તથા કુતાજીએ તેમને વદન કર્યાં, પણ દ્રૌપદીએ તેમને વદન કર્યાં નહી નારદે આડી દૃષ્ટિએ અતપુરમા જોયુ ત્યા દ્રૌપદીને બેઠેલ જોઈ, પરન્તુ નારદ અવિરતિ હોવાના કારણથી દ્રૌપદીએ જાણીજોઈને જ તેમનો આદર કર્યો ન હતો શ્રાવકને ઘેર શ્રાવક આવે, તો શ્રાવકને વદન થાય છે સાચા વદન તો તેના પચ્ચક્ખાણને થાય છે મિથ્યાત્વીને સમ્યક્ત્વી જીવો આદર આપતા નથી, કારણ કે આદર સમ્યગ્દૃષ્ટિનો હોય મિથ્યાદૃષ્ટિમા આદર કરવા જેવુ શુ છે? જેના દેવ અરિહત, ગુરુ નિર્ગ્રંથ અને ધર્મ કેવળીનો પ્રરૂપેલો—આ ત્રણ તત્ત્વની જેને શ્રદ્ધા હોય તે આદરને પાત્ર છે નદીમા ઘસાતો ઘસાતો પથ્થર જેમ ગોળ થઈ જાય છે તેમ અનેક કર્મના પરિણામો ભોગવતા ભોગવતા જીવને સમ્યક્ત્વ લાધે છે તે સમ્યક્ત્વના ત્રણ કરણ છે

૧ **યથાપ્રવૃત્તિકરણ**—કર્મ ઘસાતા ઘસાતા સિત્તેર કોડાકોડી સાગરોપમને વટાવીને એક કોડાકોડી રહે છે

૨ **અપૂર્વકરણ**—દીર્ઘકાળના કર્મોને મદરસ કરી નાખવા તે. આમા જીવ તેનો સ્થિતિઘાત, રસઘાત, ગુણશ્રેણી, ગુણસક્રમણ, અપૂર્વ

અને માન વધારે હોય છે, તિર્યંચને આહાર ને કપટ વધારે હોય છે, ત્યારે દેવતાઓમા લોભ અને પરિગ્રહ વિશેષ હોય છે

દેવતાઓને કવલાહાર કરવો પડતો નથી, છોકરા-છોકરીઓને પરણાવવા પડતા નથી એક જ પ્રહરનુ નાટક જોવામા એમના આયુષના દસ હજાર વર્ષ વીતી જાય, છતા એમના લોભ અને પરિગ્રહનો કોઈ પાર નથી આવા દેવતાઓ તમને શું આપવાના હતા ?

બે મિત્રો ગામડામાથી એકીસાથે શહેરમા જાય તેમા એક ઑફિસ સાફ કરતા કરતા પણ શેઠની મહેરબાનીને પાત્ર થઈને ક્રમે ક્રમે પેઢીનો ભાગીદાર શેઠ બની જાય, ત્યારે બીજો એ જ ઓફિસનુ ઝાડુ વાળતો જ રહી જાય પુણ્યનો ઉદય હોય તો કચરામાથી લાખો રૂપિયા થઈ જાય અને પાપનો ઉદય હોય તો હાથમા રાખેલા દસ હજારના એક હજાર રહી જાય અથવા બજારમા જતા તેનુ ખીસુ કપાઈ જાય તો પછી તમે દેવદેવીઓ પાસે શુ માગો છો ? સાચો શ્રાવક ક્યાય ભીખ માગવા જતો નથી જેને નવેય તત્ત્વોનુ જાણપણુ હોય તેવો શ્રાવક લાભ મળે ત્યારે ફુલાઈ જતો નથી ને નુકસાન થાય ત્યારે હાયહાય કરતો નથી પરતુ અજ્ઞાની આત્માને સમજણ પડતી નથી, માટે એ દેવીદેવતાની માનતા કરવા લાગી જાય છે

દૃષ્ટાન્ત—મીરાબાઈ પરણીને રાણાને ઘેર આવતા હતા માર્ગમા જ એમની કુળદેવીનુ મદિર આવ્યુ વરકન્યાને મદિરમા લઈ જવામા આવ્યા રાણાએ ઝૂકીઝૂકીને વદન કર્યો, પણ મીરા એમ ને એમ ઊભી રહી ! આથી તેની સાસુ બોલી—

'સાસુ બોલ્યા સોહાગણી વહુ ' નમો શક્તિને પાય '

પરતુ ત્યા તો નવવધૂ તરીકે આવેલી મીરાએ તરત જ જવાબ આપ્યો—

' મસ્તક મારુ નહી નમે, એક વિના ગિરિધરરાય
મીરા મન મોહનસે મોહ્યુ.'

આ સાભળીને સાસુ છછેડાઈ ગઈ એણે કહ્યુ—

વધારેમાં વધારે તો ચોથુ ગુણસ્થાન મળે હવે તમે જ કહો કે તમે મોટા કે દેવ ? પરન્તુ તમારામા મિથ્યાત્વની ગાઠ એટલી બધી વધી ગઈ છે કે તેનુ ઓપરેશન કોઈ સાધારણ ડૉકટરને હાથે થઈ શકે તેમ નથી.

અનતકાળથી પેસી ગયેલુ મિથ્યાત્વ આ મનુષ્યભવમા જ નીકળી શકશે તમારા આત્માનો અનતગણો વિભવ છે સિદ્ધના સુખનું વર્ગીકરણ કરતા તેનો અનતમો ભાગ એક છાબડામા મૂકો અને એક તરફ દેવોના તમામ સુખો મૂકો, તોપણ સિદ્ધના સુખના ભાગવાળુ પલ્લુ નીચે ને નીચે રહે છે આમ સિદ્ધના સુખો અનતગણા છે આવા સુખો પ્રાપ્ત કરવા માટે આ મનુષ્યભવમા જ કામ કાઢી લેવા જેવું છે પણ કષાયથી ડહોળાઈ ગયેલા હૃદયમા આત્માનુ સુખ દેખાતુ નથી. જેને આત્માનો વિભવ એકવાર દૃષ્ટિમા આવી ગયો હોય તેને દેવોની કે અમજેપતિની સમૃદ્ધિ આજી શકતી નથી એના માટે તો આનદ આનદ અને આનદ જ છે

અનુભવીને એકલુ આનદમા રહેવુ રે,
ડગવુ નહી દુ ખ પડયે સમભાવે સહેવુ રે

આ અનુભવીના ઉદ્દગારોને હૃદયમા ઠસાવો તો સસારનાં સુખો તમને તુચ્છ દેખાશે 'સ્વ' ભાવમા સ્થિર થાવ

'આપ સ્વભાવમે રે, અવધૂ! સદા મગનમે રહના'

'સ્વ' ભાવમા શોકનો સભવ નથી. તમારે શોક જોઈએ છે કે આનદ ? ભગવાન કહે છે કે જે લોકની જજાળમાથી છૂટે છે તે જ વીર પ્રશસાને પાત્ર છે તમે અગાઉ ગાડામા બેસીને એક ગામથી બીજે ગામ જતા હતા તેમાથી આગળ વધીને મોટર, ટ્રેઇન અને એરોપ્લેનમા ઊડવા જેવી પ્રગતિ સાધી પણ એ ટાઇમ બચાવીને તમે ધાડ શી મારી એ બતાવશો ? તેજીમદીના ભાવો તો ટેલિફોનની ઘટડીથી તમે મેળવી શકો છો, પણ આત્માના ભાવો ઊચા ગયા છે કે નીચા ? ભગવાને આરભ અને પરિગ્રહની ના

માની છે છતાં તમને એ જ ગમે છે પાપ અને શાપ એ બન્ને ભોગવવા જેવાં નથી છતાં તમે તો પાપને સામે પગલે આવકારી રહ્યા છો. પરન્તુ તમે જે કાયા કંચન, કાન્તા અને કુટુંબ માટે આ બધું કરી રહ્યા છો એમને સાથે લઈ જવાની બાબત નિરાશાજનક છે અહીંની નિરાશાજનકથી તો તમે સ્થિરમત થઈને પણ દૂર કરાવી શકો છો પણ ત્યાં તમારું ચાલશે નહીં એવો કોઈ બહાદુર જન્મ્યો નથી કે ઉપર બતાવેલા ચાર કકાઓને સાથે લઈ જઈ શકે.

જેની સુરતામાં '**સોઽહમ્**'નો તાર અવિરતપણે અનુસ્યૂત હોય તેની સુરતા જ કર્મની નિર્જરા કરી શકે છે કોઈ ગરીબ વેપારી લાખનો હીરો ખરીદી ન શકે માટે એ એક હજારનો નાનો હીરો ખરીદે છે પણ એના દિલમાં જેમ લાખના હીરાનું મહત્ત્વ ઓછું અંકાયેલું નથી હોતું લાખના હીરાને એ લઈ શકતો નથી એ એની નબળાઈ છે તેમ તમારાથી સર્વવિરતિ સાધી ન શકાય તો દેશવિરતિને આદર આપો.

દ્રૌપદીએ નારદને વંદન કર્યો નહીં આ જોઈને નારદને એમ થયું કે કુન્તાજીએ પાંડુ રાજાએ અને પાંચ પાંડવોએ મારી પૂજા કરી મને વંદન કર્યો પણ રૂપલાવણ્યના અભિમાનથી દ્રૌપદીએ મને વંદન પણ કર્યો નહીં માટે આ દ્રૌપદીનું અભિમાન ઉતારું ત્યારે જ મારું નામ નારદ સાર્થક થઈ શકે! ભગવાન દેવતાઓ પણ મારા કરેલ કથન રદ કરી ન શકે તો આ દ્રૌપદી શી વિસાતમાં છે!

ૐ શાન્તિ

*

# વ્યાખ્યાન : ૯૫

( રવિવાર, તા ૧૩-૧૦-૬૩ )

અહીં નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા ત્રણેય કાળમા સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનમા દ્રૌપદીનો અધિકાર ચાલે છે. કચ્છુલ નારદને નમસ્કાર નહી કરવા બદલ દ્રૌપદીની સાન ઠેકાણે લાવવાનો નિર્ણય અવિરતિ નારદે કર્યો તેણે વિચાર કર્યો કે આ દ્રૌપદી રૂપલાવણ્યવતી હોવા ઉપરાત પાચેય પાડવો પણ એનો સત્કાર કરે છે એ અભિમાનના કારણથી જ દ્રૌપદીએ મને વદન કર્યો નથી સમ્યગ્દર્શન વિનાની કરણી નિર્જરા કરનારી બનતી નથી નારદજીમા બ્રહ્મચર્ય, વિદ્યા આદિ ગુણો હતા, છતા તેઓ સમ્યગ્દર્શન પામી શક્યા ન હતા ભગવાન કહે છે કે—

**नादसणीस्स नाण नाणेण विना न हुन्ति चरणगुणा ।**
**अगुणस्स नत्थि मोक्खो नत्थि अमोक्खस्स निव्वाणं ॥**

ઉત્તરાધ્યયનસૂત્ર, અ ૨૮, ગા ૩૦

સમ્યગ્દર્શન વિનાનુ જ્ઞાન એ સાચુ જ્ઞાન નથી જ્ઞાન વિના ચારિત્ર નથી, ચારિત્ર વિના મુક્તિ નથી અને મુક્તિ વિના નિર્વાણ પદની પ્રાપ્તિ નથી જે માણસ દ્વિધામા પડી જાય છે એ સમાધિને પ્રાપ્ત કરી શકતો નથી. સમકિતી જીવ 'પર'થી લાભ અને હાનિ થવાની કલ્પના પણ કરતા નથી સમ્યગ્દર્શન કહે છે કે મારી ઉત્તમ આરાધના

અને શત્રુસૈન્યના અવાજ ઉપરથી ચક્ષુહીન શૂરસેન લક્ષવેધી બાણોનો વરસાદ વરસાવવા લાગ્યો શત્રુના સૈન્યનો પરાજય હાથવેંતમા જણાવા લાગ્યો, પરંતુ ગુપ્તચરો દ્વારા શત્રુરાજાને ખબર પડી ગઈ કે આ શત્રુઓની સેનાનો સેનાપતિ જ આંધળો છે આપણા સૈન્યના અવાજ ઉપરથી જ એ બાણો મારે છે, માટે હવેથી કોઈએ લડતા લડતા અવાજ કરવો નહી હવે અવાજ વિના શૂરસેન બાણ ક્યા મારે? શત્રુઓનુ બળ વધી ગયુ અને શૂરસેન પકડાઈ ગયો આખરે વીરસેન યુદ્ધે ચડ્યો અને પોતાના બળપરાક્રમથી શત્રુઓને પરાજિત કરીને શૂરસેનને છોડાવી લાવ્યો

બન્ને રાજાના પુત્રો હતા, શૂરવીર પણ હતા, પણ શૂરસેન આંખો વિનાનો હતો, માટે પકડાઈ ગયો । આ જીવ પણ સમ્યગ્દર્શન વિના આંધળો છે સંસારના લક્ષથી તો એણે ઘણુ કર્યું છે, પણ એ ભૌતિક સુખોના લક્ષમા એણે આત્મલક્ષને વહેચી નાખ્યુ છે। પૌદ્ગલિક વસ્તુઓની ઇચ્છાએ એના શબ્દવેધી બાણ નિષ્ફળ નીવડે છે માટે નિર્વ્યાજ સેવા કરો વ્યાજ વગરની સેવા માનવને આત્મલક્ષી બનાવે છે પૌષધ, સામાયિક આદિ ધાર્મિક ક્રિયાઓ કરીને ભૌતિક ઇચ્છાઓ કરશો નહી નવપૂર્વ સુધીની વિદ્યા તો અભવ્ય પણ લઈ શકે છે, પણ ભગવાન કહે છે કે—

જો હોય પૂર્વ ભણેલ નવ પણ જીવને જાણ્યો નહી,<br>
તો સર્વ તે અજ્ઞાન ભાખ્યુ સાક્ષી છે આગમ મહી<br>
એ પૂર્વ સર્વ કહ્યા વિશેષે જીવ કરવા નિર્મળો,<br>
જિનવર કહે છે જ્ઞાન તેને સર્વ ભવ્યો સાભળો

નવ નવ પૂર્વનુ જ્ઞાન હોવા છતા જો જીવને ન જાણ્યો, સ્વસંવેદન અને અનુભવ ન આવે તો એ અજ્ઞાન છે શાસ્ત્રોનુ જ્ઞાન જીવને નિર્મળ બનાવવા માટે છે. બમો છપ્પન હાથીઓને અંબાડી સહિત ઊભા ઢાંખે તેટલા કોરી શાહીના ઢગલા કરે અને તેને ઘોળીને શાહી બનાવીને

સમકિતી જીવને જૈનધર્મમા શકા ન હોય, પાખડધર્મની વાછા ન હોય, કરણીના ફળમા સદેહ ન હોય, પાખડીઓના આડબર દેખી મૂઝાય નહી, સ્વધર્મની પ્રશસા કરનાર હોય, ધર્મથી ચ્યુત થતા જીવોને સ્થિર કરે, સ્વધર્મીઓની ભક્તિ કરે, જૈન ધર્મને અનેક રીતે દીપાવે, જેમ શ્રીકૃષ્ણે ધર્મની દલાલી કરી, રાજા શ્રેણિકે અમારિપડહ વગડાવ્યો સાધક કહે છે, 'ભગવન્ ! આપના મહાનલમાથી સમકિતની, જ્ઞાનની, ચારિત્રની એક જ ચિનગારી મને મળી જાય તો મારુ ભવભ્રમણ અટકી જાય એ ચિનગારી માગતા ભક્ત પ્રાર્થના કરે છે—

ચકમક લોઢુ ઘસતા ઘસતા ખરચી જિદગી સારી,
જામગરીમા તણખો ન પડ્યો, ન ફળી મહેનત મારી,
મહાનલ ! એક જ દે ચિનગારી

સાધુપણા લીધા, બ્રહ્મચર્ય અને સયમ સાધ્યા, પણ જામગરીમા તણખો ન પડ્યો સમ્યગ્દર્શનમા મીડુ મુકાઈ ગયુ અને—

ચાદો સળગ્યો, સૂરજ સળગ્યો, સળગી આભ અટારી,
ના સળગી એક સગડી મારી, વાત વિપતની ભારી !
મહાનલ ! એક જ દે ચિનગારી

અનત સિદ્ધો, તીર્થંકરો એ જ સમ્યગ્દર્શન પામીને મુક્ત થઈ ગયા, અને મારી મિથ્યાત્વની ભરેલી સગડી ન સળગી તે ન જ સળગી ! આ ઓછા દુખની વાત છે ? આ સગડીના મિથ્યાત્વરૂપી કોલસાને જો સળગાવવા હોય તો સ્મરણ, આચરણ અને જ્ઞાનની ચિનગારીની યાચના કરો

બધા પામી જાય તેવી આ ચીજ નથી તમને તો પ્રભુની વાણીમા શ્રદ્ધા નથી, પણ નોટોના બડલોમા જ શ્રદ્ધા છે સો રૂપિયાની નોટ હાથમા લીધા પછી તમે તેને ફાડી નાખતા નથી એ કમા નાણા મૂકવાની શ્રદ્ધા છે પહેલાથી ટિકિટના પૈસા આપ્યા પછી એ જ ટિકિટથી મુબઈ પહોચાઈ જશે એવી શ્રદ્ધા છે, પણ શાસ્ત્રોમા શ્રદ્ધા નથી.

## વ્યાખ્યાન : ૯૬

( સોમવાર, તા ૧૪-૧૦-૬૩ )

અહી નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા ત્રણેય કાળમા સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનમા દ્રૌપદીનો અધિકાર ચાલે છે. રોષપૂર્ણ દૃષ્ટિવાળા કચ્છુલ નારદ ધાતકીખડદ્વીપની રાજધાની અમરકકા નગરીમા આવ્યા આ નગરીને બાવન હજાર અને ચોરાશી ચૌટા હતા, અનેક પાણીના સ્થળો અને બાગબગીચાઓ હતા કોટ-કિલ્લાઓ અને તેમા એકસો વિશાળ દરવાજા હતા આજે તો ચારે તરફ જૂના કોટ-કિલ્લાઓ હોય, તેને પણ સાફ કરી નાખવામા આવે છે, આથી શહેરોની ચારેય દિશાઓ મોકળી થઈ ગઈ છે અમરકકાનગરીમા પદ્મનાભ નામનો રાજા રાજ્ય કરતો હતો આગળના રાજાઓ પ્રજાના પિતા જેવા હતા તેમની પ્રજા સુખી ને સતુષ્ટ હતી તેઓ સિહાસન પર નહી, પણ પ્રજાના હૃદય પર રાજ્ય કરતા હતા ત્યારે આજના ત્રણ ત્રણ વર્ષે બદલાતા મત્રીઓ માત્ર ખુરશી પર રાજ્ય કરે છે એમને પ્રજાના કરતા પોતાની પીડા ટાળવાની વધારે પડી હોય છે, કારણ કે ત્રણ વર્ષ પછી તો એને ખુરશી છોડી દેવાની હોય છે।

પરન્તુ પદ્મનાભ રાજા પ્રજાવત્સલ હતો એ અડગ, શૂરવીર અને પાપીઓને દડ દેનારો હતો. જે રાજ્યમા રાજા દયાળુ અને પાપીઓને દડ દેનારો હોય, તેની પ્રજા સુખી અને સમૃદ્ધ હોય છે તેથી ઊલટુ

ઊભા ઊભા જ એ પૂરીપકોડીને પેટમા પધરાવી દેતા હોય છે એ બીચારાઓને જ્યા ખાવાની જ ફુરસદ મળતી ન હોય, ત્યા જંપીને સૂઈ પણ ક્યાથી શકે ? રાતના એક વાગ્યે ટેલિફોનની ઘટડી વાગે, ને એ બીચારો ઝબકીને જાગી જાય છે, અને—

પચીસ પાટનો સોદો કીધો, બજાર તેજી થઈ,
લાખો રૂપિયા કમાઈ આવ્યા, થેલી ભરાઈ ગઈ

પાચ, દસ, પદર અને વધતા વધતા પચીસ પાટનો સોદો કર્યો અને લાખો રૂપિયાથી એની થેલી ભરાઈ ગઈ ! સટ્ટાના વેપારમા કાંટો કે તોલાનુ તો કામ જ ક્યા હોય ? 'લીધા ને દીધા 'મા જ વેપાર થઈ જાય છે માલના અસ્તિત્વ વિના તોલમાપ વિનાનો વેપાર એ જ સટ્ટો ! સટોડિયાને લાખ રૂપિયા મળી ગયા પછી ભલા બાકી શુ રહે ? એક તો ઊટ જ ઊચુ હતુ ને તેમા એ ઊકરડા પર ચડી ગયુ પછી એની શેખાઈનો પાર ક્યાથી રહે ? બજારમા એની 'વાહ વાહ' બોલાવા લાગી પણ એ બીચારાને ક્યા ખબર હતી કે આ વાહવાહ તો હવામા ઊડી જવાની છે અને બજારની રૂખ બદલી એટલે—

પાચસો લેતા લાખ ગુમાવ્યા, તેજી ઊડી ગઈ !
ઘરબાર ને માલમિલકત સાથે આબરૂ ચાલી ગઈ !

બજાર બદલી ને ભાવ બદલ્યો, આબરૂનુ લીલામ થઈ ગયુ. મકાન, ગાડી, વાડી અને લાડીના દાગીનાઓ વેચાઈ ગયા ! પાચસોનો લાભ લેવા જતા લાખ ગુમાવ્યા 'લેને ગઈ પૂત તો ખોઈ આવી ખસમ !'ની કહેવત સટોડિયાને બરાબર લાગુ પડી ગઈ ! આ છે સટ્ટારૂપી જુગારના વ્યસનનુ ફળ ! સાત વ્યસનોમાના એક વ્યસનનુ નામ છે સટ્ટો—જુગાર ! સટ્ટાને આત્માનુ ભાવ ખૂન માનવામા આવ્યુ છે. સટ્ટો કરનાર ઘોર નરકમા પડે છે પદ્મનાભ રાજાના રાજ્યમા સટ્ટો ખેલનાર કોઈ ન હતા એના રાજ્યમા કોઈને દાન દેવુ હોય, તો ભીખારીને શોધવા નીકળવુ પડતુ હતુ આજે આ દેશમા આપનાર

ભીખ ને માગનારા ઘણા છે પણ માગવું ને મરવું એ બન્ને બરાબર છે માટે તો વાણિયા જેવી ઊંચી કોમનો આદમી પણ હાથ લાંબો કરીને ભીખ માગતો નજરે પડે છે સશક્તને હાથ લાંબો કરીને ભિક્ષા માગવામાં જેટલું કષ્ટ પડે છે તેટલું કષ્ટ પરિશ્રમ કરવામાં પડતું નથી માટે સશક્ત મનુષ્યે જ્યાંસુધી બની શકે ત્યાંસુધી પોતાના પરસેવાથી જ પોષણ મેળવવું જોઈએ. ગૃહસ્થાશ્રમીએ તો કોઈપણ સંયોગોમાં ભીખ માગવી ન જોઈએ.

દૃષ્ટાન્ત—વિશ્વામિત્ર ઋષિને પોતાનું રાજ્ય દક્ષિણામાં આપી દીધા પછી વનમાં નીકળેલા હરિશ્ચંદ્ર, તારામતી ને એમનો એક પુત્ર રોહિત જ ચર્ચા કરતા કરતાં એક ધર્મશાળામાં આવી પહોંચ્યાં. હરિશ્ચંદ્રે રક્ષકને પૂછ્યું કે અમારે આ જગ્યાએ આરામ કરવો છે માટે તેનું ભાડું શું લેશો? ધર્મશાળાના રક્ષકે કહ્યું આ ધર્મશાળા છે માટે અહીં રહેવાનું ભાડું લેવાતું નથી. તમે ખુશીથી રહો. ત્યાં રહ્યા પછી હરિશ્ચન્દ્રે કહ્યું, તમે બન્ને જણાં અહીં બેસો, હું નગરમાં જઈને કાંઈક મજૂરી કરીને ખાવાની જોગવાઈ કરી આવું ધર્મશાળાના રક્ષકે કહ્યું અમારે ત્યાં રસોડું ચાલે છે તમે ખુશીથી ખાઈને પછીથી કામ શોધવા જજો. ત્રણ ત્રણ દિવસના ઉપવાસ હોવા છતાં હરિશ્ચંદ્રે મફત ખાવાનું કબૂલ્યું નહિ. રક્ષકે રાજકુમાર રોહિતને કહ્યું ભાઈ! તું નાનો છે તારી કાયા કોમળ છે માટે તું ખાઈ લે. પણ રોહિતે જવાબ આપ્યો કે મારાં માતાપિતા ન ખાય ત્યાંસુધી હું ખાઈ શકું નહિ.

અયોધ્યાનો એક વખતનો રાજા હરિશ્ચંદ્ર શહેરમાં ચક્કર કરતા કરતાં એને સામાનના કોથળા સીવીને ગાડામાં ભરવાની મજૂરી મળી ગઈ. આ તરફ ધર્મશાળામાં બેઠેલી તારામતી વિચાર કરવા લાગી કે પતિ તો મજૂરી કરવા ગયા છે ત્યારે મારાથી પણ બેઠાં બેઠાં કેમ ખવાય? તેણે બીજા ઓરડામાં ઊતરેલી કોઈ બાઈઓ પાસે જઈને

કહ્યું, 'બહેન ! મને કોઈ કામ જોઈએ છે, માટે મને કાંઈક કામ આપો.' આવી સ્વરૂપવતી અને સુશીલ તારામતીને જોઈને બાઈ બોલી, 'બહેન ! તમે મજૂરી કરવા લાયક નથી તમારે જોઈએ તેટલું ખાવાનુ ખુશીથી લઈ જાવ અમારી પાસે ઘણુ ભોજન તૈયાર છે !' પણ તેમ કરવાની તારામતીએ ના પાડી આખરે થોડા વાસણો સાફ કરવાની મજૂરી કરીને—વાસણોને પણ બરાબર માજીને તારામતીએ રસોઈ તૈયાર કરી રોહિતને ખાવા બેસી જવા તારામતીએ આગ્રહ કર્યે, પણ રોહિતે કહ્યુ, 'મારા પિતાજી આવશે ત્યારે જ હુ ખાવા બેસીશ. મને હમણા ભૂખ નથી ' જ્ઞાનીઓ કહે છે કે—

શત લઘનો વેઠ્યા છતા પણ સિહ ખડ ખાતા નથી,
પરની દયા પર ગુજરવાનુ વીર નર ચાહતા નથી

રાજા મજૂરી કરીને સાજે ઉતારા પર આવ્યો, અને ત્રણેય જણાએ આજે ત્રણ ત્રણ દિવસના અપવાસને અતે ભોજન કર્યું. આવા માણસો, આવુ કુટુમ્બ જો આજે ઘેર ઘેર બની જાય, તો બેકારી પલટી જાય ! જે માણસ એકવાર હરામનુ ખાય, તેના હાડકા હરામના થઈ જાય છે પદ્મનાભ રાજાના રાજ્યમા કોઈ હરામનુ ખાનાર ભીખારી ન હતો આ રાજાને ગુણ, શીલ અને સ્વરૂપમા એકએકથી ચડિયાતી સાતસો રાણીઓ હતી અને એક સુનાભ નામનો પુત્ર હતો. રાજા પોતે અત પુરના વિશાળ ભવનમા સાતસો સ્ત્રીઓ સાથે એકાન્તમા હાસ્યવિનોદ કરી રહ્યો હતો એટલામા ત્યા કલહપ્રિય નારદ પધાર્યા. રાજા અને રાણીઓએ સાત આઠ ડગલા સામે ચાલીને નારદને વદન કર્યા અને ચદનના સિહાસન પર બેસવાની પ્રાર્થના કરી નારદે એ આસન પર દર્ભ પાથરી, તેના પર જળ છાટયુ અને એ આસન પર તેઓ વિરાજમાન થયા

આગળના આવેલાને પણ રાજ્યના અત પુરમા જવાની છૂટ હતી, કારણ કે અતઃપુરમા પણ મર્યાદા ને સભ્યતાને સ્થાન હતુ આજના

અસભ્ય જોડીઓ ઘરમાં તો ઠીક જ પણ ફરવા જતાં હોય ત્યાં બજાર બજારમાં પણ આંકડિયા ભીડીને ચાલતાં શરમાતાં નથી, જાણે એટલી વારમાં સભ્યપણું ચાલ્યું જતું ન હોય! આવા અસભ્ય માનવોની દૃષ્ટિમાં વાણીમાં વર્તનમાં અને વિચારમાં ઝેર જ ભરેલું હોય છે. સ્ત્રીઓની સભ્યતાનો સંહાર કરવાનું બીડું આજના સિનેમાએ ઝડપ્યું છે! રસ્તે ચાલતા સિનેમાનાં બોર્ડોનાં અસભ્ય પ્રદર્શનો પણ આવી અસભ્યતાના પ્રસારમાં અગ્રભાગ ભજવે છે. તમે પણ તમારાં જુવાન બાળકોને હોંસે હોંસે આવાં ઝેર પાઈ રહ્યા છો. અગાઉનાં જુવાન બાળકો પણ માતાપિતાની આજ્ઞા લઈને જ બહાર જતા હતા. સાધુસાધ્વીઓને પણ **આવસ્સહિ** કહીને આજ્ઞા લઈને જવું પડે છે અને **निस्सहि** કહીને પાછા ફરવાની અને ઉપાશ્રયમાં પ્રવેશવાની આજ્ઞા લેવી પડે છે. આજનાં જુવાન છોકરાં માબાપને પૂછ્યા વિના ગમે ત્યાં ફરી શકે અને ગમે ત્યારે આવી શકે. માબાપ એમને પૂછી પણ શકે નહીં કે તમે ક્યાં ગયાં હતાં? ખરું પૂછો તો આજનો માનવ, પછી એ રાજા હોય કે પ્રજા નિશાચર, જેવો ગયો છે! બધાને એમ થઈ ગયું છે કે અમે જે કંઈ કરીએ છીએ, એને કોઈ જોતું નથી. અમે જે બોલીએ છીએ, એને કોઈ સાંભળતું નથી! બિલાડી જ્યારે કબૂતર તરફ તરાપ મારે છે ત્યારે કબૂતર પોતાની આંખો મીંચી લે છે! કબૂતરને એમ લાગે છે કે મેં મારી આંખો બંધ કરી એટલે બિલાડી હવે મને જોઈ શકવાની નથી! આજનો માનવ પોતાનું નાક જાય તોય શરમાતો નથી! એ જેના પર કુદૃષ્ટિ કરે છે એ પણ કોઈની માતા બહેન કે પુત્રી છે. પોતાની માતા, બહેન કે પુત્રી ઉપર કોઈ કુદૃષ્ટિ કરે તો કેવું લાગે! આવું વિચારવાની તો તેની શક્તિ જ હણાઈ ગઈ છે!

આસન પર બેસીને નારદે પદ્મનાભ રાજાના સુખરૂપ કુશળ-સમાચાર પૂછ્યા. રાજાએ મનમાં વિચાર્યું કે જનાનખાનામાં મારા જેવો

કોઈ સુખી નથી, છતા નારદજીને જરા પૂછી જોઉ. આમ વિચારીને પદ્મનાભ રાજાએ નારદજીને પૂછ્યુ, ' હે દેવાનુપ્રિય ! આપ દેશદેશમા ફરો છો તેમા કોઈ મારા જેવો સુખી અને મારા જેવા અ ત પુરના આનંદવાળો આપે જોયો છે ખરો ? '

રાજાના આ અભિમાનભર્યા શબ્દો નારદે બરાબર પારખી લીધા અને નારદને આવા જ માણસનુ કામ પણ હતુ આવા અભિમાનીની શોધ કરવા માટે તો તેઓ લવણસમુદ્ર ઓળગીને આટલે દૂર આવ્યા હતા બરાબર મોકો મળી ગયો હવે નારદ દ્રૌપદી દેવીની ત્યા શી વાત કરશે તે અવસરે

ૐ શાન્તિ

*

## વ્યાખ્યાન : ૯૭

(મ ગળવાર, તા ૧૫-૧૦-૬૩)

અહી નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા ત્રણેય કાળમા સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનમા દ્રૌપદીનો અધિકાર ચાલે છે અમરકકાના પદ્મનાભ રાજાએ કઠ્ઠુલ નારદને પ્રશ્ન કર્યો કે ' તમે ક્યાય મારા અ ત પુર જેવા સુખવૈભવો જોયા છે ? ' નારદે જાણી લીધુ કે રાજાએ અભિમાનથી પૂછ્યુ છે, માટે આ સોગઠી બરાબર દાવમા ચડી છે

જ્ઞાનીઓ કહે છે કે આ જગતમા શેરને માથે સવાશેર હોય જ છે, માટે જીવે અભિમાન કરવુ ન જોઈએ.

અભિમાન કરે શા માટે ?
આખ્મા સહુ એક જ વાટે રે . અભિમાન૰

આટલો મોટો છે. સમુદ્રનો દેડકો બોલ્યો — ભાઈ! સમુદ્ર એથી પણ ઘણો મોટો છે. કૂવાનો દેડકો બોલ્યો — તો પછી આ કૂવાથી તે સમુદ્ર કદાપિ મોટો હોય જ નહીં! હવે સમુદ્રનો દેડકો આ કૂવાના દેડકાને કેવી રીતે સમજાવે!

નારદજી બોલ્યા, તારી અને આ દૃષ્ટાન્તમાં બતાવેલા કૂવાના દેડકાની દશા સરખી છે. જંબૂદ્વીપમાં આવેલા ભરતક્ષેત્રના હસ્તિનાપુર નગરમાં પાંચ પાંડવોની પટરાણી દ્રૌપદીદેવીને તેં જોઈ નથી. એ દ્રૌપદીના પગના નખને તોલે પણ આ તારી સાતસો રાણીઓમાંની એક પણ નથી. એ રૂપગુણી દ્રૌપદીને તેં જોઈ નથી, ત્યાંસુધી જ તું તારા અંતઃપુરના વખાણ કર્યા કરે છે.

પદ્મનાભ રાજાએ આ વાતને બરાબર લક્ષમાં લઈ લીધી. જેના હૃદયમાં ભોગના અગ્નિ લાગ્યો હોય તેને આવી વાત જલ્દી યાદ રહી જાય છે. તમને પણ ખેલના, ખાતાના અને મોટા શેઠિયાઓના ટેલિફોનના નંબરો જલદી યાદ રહી જાય છે પણ સ્વ અને પરના ભેદની વાત યાદ રહેતી નથી!

નારદજીએ તિરછી દૃષ્ટિ કરીને જોયું કે પદ્મનાભ રાજાને દ્રૌપદીની વાત બરાબર યાદ રહી ગઈ છે અને હવે દ્રૌપદી સિવાયની બીજી કોઈ વાત ગમવાની નથી. આમ જાણીને તેઓ ત્યાંથી વિદાય થઈ ગયા.

પદ્મનાભ રાજાએ દ્રૌપદીને જોઈ ન હતી છતાં ફક્ત નારદના વચન પરથી તેને દ્રૌપદીની રટ લાગી ગઈ! અને હવે પોતાના દેવલોક જેવા સાતસો રાણીઓના સુખ ફીકાં લાગવા માંડ્યાં. એનું ચિત્ત ચલિત બની ગયું. તે દ્રૌપદીના જ નામનું રટણ કરવા લાગ્યો. તેનું મન મૂર્છિત જેવું અને આસક્ત બની ગયું. ધર્મ પામેલા જીવો આવા ઝઘડામાં પડતા નથી.

દૃષ્ટાન્ત—નાનજીભાઈ કરીને એક નાના રાજ્યના મોદી હતા. તેઓ ન્યાયી, ધર્મપરાયણ અને નીતિમાન હોવાથી રાજાનો વિશ્વાસ એમની ઉપર હતો. પરંતુ ગામના કેટલાક વેપારીઓને આથી નાનજી-

ભાઈની ઈર્ષ્યા થવા લાગી એક વાર આવા બેપાચ વેપારીઓ મળવાને બહાને રાજાની પાસે આવ્યા એ વેપારીઓએ જાદવજીભાઈના વખાણથી વાતની શરૂઆત કરી રાજાએ કહ્યુ, 'મને પણ જાદવજીભાઈ માટે ખૂબ માન છે' તક સાધીને ઈર્ષ્યાખોર લોકોએ કહ્યુ, 'જેવા જાદવજીભાઈ રત્ન છે તેવા જ તેમના શેઠાણી પણ નારીરત્ન છે' બસ, આવી વાત કરીને ઈર્ષ્યાખોર ચાલ્યા ગયા રાજાને પણ પદ્મનાભની જેમ શેઠાણીની રઢ લાગી ગઈ આથી તેણે જાતે જ જાદવજીભાઈની દુકાને જઈને જાદવજીભાઈને દૂર દેશાવરમા મોકલીને પણ શેઠાણીને મેળવવાનો વિચાર કર્યો અચાનક રાજાસાહેબને પધારેલા જોઈને જાદવજીભાઈએ તેમને ગાદી પર બેસાડયા અને પૂછ્યુ, 'આપે તસ્દી લીધી, તેના કરતા મને જ કહેવડાવવુ હતુ ને?'

રાજાએ કહ્યુ, 'મારે થોડા જ સમયમા એક સો ગુણી ઊંચી જાતના ચોખા જોઈએ છે, માટે તમે જાતે જઈને તૈલગપુરથી ખરીદી લાવો આ કામ તમારા સિવાય કોઈને સોંપી શકાય તેમ નથી, માટે જ હુ પોતે આવ્યો છુ' જાદવજીભાઈએ વિનયથી કહ્યુ, 'આપ ચિંતા ન કરો તૈલગપુરમા જ મારા વિશ્વાસુ આડતિયા છે આપને સમયસર ચોખા મળી-જશે' પણ રાજાએ તો હઠ લીધી કે હુ તમને હુકમ કરુ છુ કે તમે આજ ને આજ તૈલગપુર રવાના થઈ જાવ આમ કહીને રાજા ચાલ્યો ગયો

જાદવજીભાઈએ ઘેર આવીને પોતાની પત્નીને બધી વાત કરી ચતુર શેઠાણીએ તરત જ જવાબ આપ્યો, 'આ કામ આપણી ઈર્ષ્યા કરનારા કોઈક માણસોનુ લાગે છે એ વિના રાજાનુ મન બદલે જ નહી એમ છતા જે કાઈ થાય તેને જોયા કરો હુ એ રાજાની સાન ઠેકાણે લાવી દઈશ તમે ખુશીથી આજે જ તૈલગપુર તરફ વિદાય થાવ'

જાદવજીભાઈ તૈયાર થઈને રાજા પાસે આવ્યા અને કહ્યુ, 'હુ આજે ને આજે આપની આજ્ઞા મુજબ તૈલગપુર જાઉ છુ' રાજાએ પ્રસન્નતા બતાવીને રજા પણ આપી અને માલ લેવા માટે જોઈતા

કહે ને તમે ચરી પોળો, એમા ક્યા કોઈના ઉપર ઉપકાર કરો છો ? તમારી કાયારૂપી શીશીમા તમારે અત્તર ભરવુ છે કે દુર્ગન્ધ ? તમને શુ ગમે છે ? અત્તરની સુવાસ કે ગટરની દુર્ગન્ધ ? જેમ જેમ તમે ગુણોને ભરતા જશો, તેમ તેમ તમારા દુર્ગુણો પલાયન થતા જશે સદ્‌ગુણીની પાસે બેસશો તો સદ્‌ગુણ મળશે માટે પ્રથમ સદ્‌ગુણી અને દુર્ગુણીને ઓળખો, કારણ કે રાયણ અને લીબડી બન્ને આકાર અને દેખાવમા તો સરખા હોય છે, પરતુ તેમના સ્વાદમા આસમાન જમીન જેટલુ અતર છે માટે ઉપરનો ભભકો જોઈને અન્જાઈ જશો નહી એકલો વાચાળ હોય તેને જ્ઞાની કહી શકાય નહી એનામા કેટલા ગુણો છે તેને જો નહી તપાસો તો ભૂલ ખાઈ બેસશો આવા વાચાળ દુર્જનોને આજે શોધવા જવુ પડે તેમ નથી એક સુભાષિતકાર કહે છે કે—

दुर्जन परिहर्तव्यो विद्ययाऽलकृतोऽपि सन् ।
मधु तिष्ठति जिह्वाग्र, हृदये तु हलाहलम् ॥

આવા દુર્જનો મધ કરતા પણ મીઠી વાણી વાપરતા હોવા છતા તેમના હૃદય હલાહલ ઝેરરૂપી માન અને વિષયકષાયોથી ભરેલા હોય છે માટે એવાને ઓળખી લેજો આવા કૂવાના દેડકાઓ સિદ્ધાન્તની વાતો પોતે જ સમજી શકતા નથી, તો બીજાને શુ સમજાવી શકે ? પદ્મનાભ રાજાને નારદે કહ્યુ, 'ભાઈ ! તને તારી સુખસમૃદ્ધિ મોટી લાગે છે, પણ તુ તો કૂવાના દેડકા જેવો છે જો સાભળ

દૃષ્ટાન્ત—સમુદ્રનો દેડકો એક વાર કૂવાના દેડકાનો મહેમાન બન્યો વાતવાતમા કૂવાના દેડકાએ પ્રશ્ન કર્યો, 'તમે જેમા રહો છો તે સમુદ્ર કેટલો મોટો છે ?' સમુદ્રનો દેડકો બોલ્યો, 'સમુદ્ર તો બહુ મોટો છે' આથી કૂવાના દેડકાએ કૂવાના પાણીના બે હાથ જેટલા ભાગમાં ચક્કર લગાવીને કહ્યુ, 'તમારો સમુદ્ર આટલો મોટો છે ?' સમુદ્રનો દેડકો બોલ્યો, 'એથી ઘણો મોટો છે !' કૂવાનો દેડકો પાણીમા ચાર હાથ જેટલુ ચક્કર લગાવીને કહેવા લાગ્યો, 'તો પછી તમારો સમુદ્ર

ભાઈની ઈર્ષ્યા થવા લાગી એક વાર આવા બેપાચ વેપારીઓ મળવાને બહાને રાજાની પાસે આવ્યા એ વેપારીઓએ જાદવજીભાઈના વખાણથી વાતની શરૂઆત કરી રાજાએ કહ્યુ, 'મને પણ જાદવજીભાઈ માટે ખૂબ માન છે' તક સાધીને ઈર્ષ્યાખોર લોકોએ કહ્યુ, 'જેવા જાદવજીભાઈ રત્ન છે તેવા જ તેમના શેઠાણી પણ નારીરત્ન છે' બસ, આવી વાત કરીને ઈર્ષ્યાખોર ચાલ્યા ગયા રાજાને પણ પદ્મનાભની જેમ શેઠાણીની રઢ લાગી ગઈ આથી તેણે જાતે જ જાદવજીભાઈની દુકાને જઈને જાદવજીભાઈને દૂર દેશાવરમા મોકલીને પણ શેઠાણીને મેળવવાનો વિચાર કર્યો અચાનક રાજાસાહેબને પધારેલા જોઈને જાદવજીભાઈએ તેમને ગાદી પર બેસાડ્યા અને પૂછ્યુ, 'આપે તસ્દી લીધી, તેના કરતા મને જ કહેવડાવવુ હતુ ને?'

રાજાએ કહ્યુ, 'મારે થોડા જ સમયમા એક સો ગુણી ઊંચી જાતના ચોખા જોઈએ છે, માટે તમે જાતે જઈને તૈલગપુરથી ખરીદી લાવો આ કામ તમારા સિવાય કોઈને સોપી શકાય તેમ નથી, માટે જ હુ પોતે આવ્યો છુ' જાદવજીભાઈએ વિનયથી કહ્યુ, 'આપ ચિતા ન કરો તૈલગપુરમા જ મારા વિશ્વાસુ આડતિયા છે આપને સમયસર ચોખા મળી જશે' પણ રાજાએ તો હઠ લીધી કે હુ તમને હુકમ કરુ છુ કે તમે આજ ને આજ તૈલગપુર રવાના થઈ જાવ આમ કહીને રાજા ચાલ્યો ગયો

જાદવજીભાઈએ ઘેર આવીને પોતાની પત્નીને બધી વાત કરી ચતુર શેઠાણીએ તરત જ જવાબ આપ્યો, 'આ કામ આપણી ઈર્ષ્યા કરનારા કોઈક માણસોનુ લાગે છે એ વિના રાજાનુ મન બદલે જ નહી એમ છતા જે કાઈ થાય તેને જોયા કરો હુ એ રાજાની સાન ઠેકાણે લાવી દઈશ તમે ખુશીથી આજે જ તૈલગપુર તરફ વિદાય થાવ'

જાદવજીભાઈ તૈયાર થઈને રાજા પાસે આવ્યા અને કહ્યુ, 'હુ આજે ને આજે આપની આજ્ઞા મુજબ તૈલગપુર જાઉ છુ.' રાજાએ પ્રસન્નતા બતાવીને રજા પણ આપી અને માલ લેવા માટે જોઈતા

રૂપિયા પણ આપ્યા. ભાવજીભાઈ તેથી મથુરા જવા માટે રવાના થઈ ગયા.

રાત પડી, ને રાજાએ નવાં વસ્ત્રો ધારણ કર્યાં. વેશ બદલી અને ફેંટો પહેરીને શેઠની ડેલી પર આવ્યા. શેઠાણીએ બારણેથી રાખીને અંદરનાં કમાડ બંધ કર્યાં હતાં. રાજાએ ત્યાં આવીને સાંકળ ખખડાવી. અંદરથી શેઠાણીએ પ્રશ્ન કર્યો, કોણ છે અત્યારે? રાજાએ ધીમેથી જવાબ આપ્યો, એ તો હું છું. શેઠાણી સમજી ગઈ છતાં તેણે ફરીવાર પ્રશ્ન કર્યો, હું એટલે કોણ? રાજાના અંતરમાં કંઈ ક્ષોભ હતો કે નામ પાડ્યા વિના જ પાછા ચાલ્યા જવું. પરંતુ નારીરત્ન શેઠાણીને મળવા માટે આતુર બની જવા લાગ્યો. અંતે વિશ્વાસની ભાવનાએ જોર કર્યું અને રાજાએ જવાબ આપ્યો, હું તમારો રાજા છું.

શેઠાણીએ તરત આવીને ડેલીનાં બારણાં ખોલ્યાં અને હસતે મોંએ સ્વાગત કરતાં તેણે કહ્યું, પધારો આજે આપે મારું ઘર પાવન કર્યું! શેઠાણીએ ગાલીચો બિછાવી દીધો. તેના પર બેસતાં બેસતાં રાજાએ કહ્યું, મેં તમારાં બહુ વખાણ સાંભળ્યાં હતાં. હવે તમે મારે વશ થઈ જાવ એટલે આ રાજ્ય તમારું જ છે.

શેઠાણી બોલી, અમે તો આપની પ્રજા ગણાઈએ અને આખી વસ્તી તમારી તાબેદાર જ કહેવાય. હવે આપ શાન્તિથી બેસો. હું આપના માટે દૂધ બનાવી લાવું. રાજાએ માની લીધું કે હવે શેઠાણી મારે વશ થઈ ચૂકી છે.

શેઠાણીએ રસોડામાં જઈને સુંદર કેસરિયું દૂધ બનાવ્યું અને જુદા જુદા રંગબેરંગી પાંચ પ્યાલાઓમાં થોડું થોડું દૂધ ભરીને એ પાંચે પ્યાલા રાજા પાસે હાજર કર્યા. રાજાએ પૂછ્યું, આ પાંચ પ્યાલામાં થોડું થોડું દૂધ શા માટે લાવ્યાં? શેઠાણીએ કહ્યું, પહેલાં આપ પાંચેય પ્યાલાનું દૂધ પી જુઓ. આ સાંભળીને રાજાએ પાંચેય પ્યાલાનું દૂધ ચાખી જોયું અને એ બોલ્યો, બધા પ્યાલાનું દૂધ એકસરખું છે. તેના સ્વાદમાં કંઈપણ ફરક નથી.

શેઠાણી બોલી, કયા પ્યાલામાં ભરેલું દૂધ આપને કેવું લાગ્યું? રાજા બોલ્યો, મીઠું, સુવાસિત અને સ્વાદિષ્ટ લાગ્યું. શેઠાણીએ

ફરી વાર પૂછ્યુ, ' અને સફેદ પ્યાલાનુ દૂધ કેવુ લાગ્યુ ? ' રાજા કહે, ' સ્વાદમા તો બધા દૂધ સરખા જ છે માત્ર પ્યાલાના રગમા જ તફાવત છે ' શેઠાણીએ કહ્યુ, ' તો સાભળો રાજન્ ! જેમ જુદા જુદા રગના પ્યાલાઓમા ભરેલા દૂધમા એકસરખો સ્વાદ છે, તેવી જ રીતે સ્વાદની વસ્તુ એક જ હોવા છતા રગ જુદો હોય છે એ રગને અને સ્વાદને કોઈ સબધ નથી આપ તો બહુ યોગ્ય અને ચારિત્રવાન રાજા છો, પરન્તુ આજે આપને કોઈએ ચડાવ્યા છે જેને સ્વસ્ત્રીથી સતોષ થાય નહી, તેને પરસ્ત્રીથી કેવી રીતે સતોષ થવાનો હતો ? હુ એક બહેન તરીકે આપને સલાહ આપુ છુ કે આપ આબરૂભેર રાજમહેલમા પાછા પધારો હજી કાઈ બગડી ગયુ નથી જો આપ સ્વમાનભેર પાછા ફરી જશો, તો આ વાત અહી ને અહી દબાઈ જશે '

રાજાને આજે સાચી વાત સમજાઈ ગઈ શરીર એ બિલોરી કાચ છે એની અદર રહેલા આત્મા સમાન છે કાચરૂપી શરીરના રગભેદથી આત્મામા રગભેદ આવી જતો નથી રાજાની આખો ઊઘડી ગઈ તેણે શેઠાણીના પગમા પડીને ક્ષમાયાચના કરી રાજા બોલ્યો, ' બહેન ! આજે તે મને સાચુ તત્ત્વ સમજાવ્યુ છે હુ આજથી પ્રતિજ્ઞા કરુ છુ કે હુ પરસ્ત્રીને માતા અને બહેન સમાન માનીશ ' આમ કહીને રાજા ત્યાથી વિદાય થયો એક ઘોડેસવાર મોકલીને તેણે શેઠને પાછા બોલાવી લીધા, ઈર્ષ્યાખોરવેપારીઓને સજા કરી અને જાદવજીભાઈને તથા શેઠાણીને શિરપાવ આપ્યો તે દિવસથી રાજાએ શેઠાણીને જીવનભેર પોતાની બહેન માનીને સન્માન આપ્યુ

પદ્મનાભ રાજા પણ નારદના કહેવાથી કેડે ચડી ગયો દ્રૌપદીને મેળવવા માટે તેણે દેવની સાધના કરવાનો વિચાર કર્યો, કારણ કે બે લાખ યોજનનો લવણસમુદ્ર ઓળગીને હસ્તિનાપુર સુધી પહોચવાની તેનામા શક્તિ ન હતી

ॐ શાન્તિ

*

દેવદુર્લભ એવા મનુષ્યભવમા મનરૂપી ઘોડો સવારી કરવા માટે મળ્યો છે, પણ અજ્ઞાની જીવ એ ઘોડાનો સવાર નહી બનતા એ ઘોડાને પોતાના ઉપર બેસાડે છે મન અને ઇન્દ્રિયો લગામ વિનાની બની જાય તો તેનુ પરિણામ શુ આવે ? મન પોતાના મનોરથ પૂરા કરવા દોડી રહ્યુ છે આથી તેને સારી વસ્તુ ગમતી નથી બ્રહ્મચર્ય એ 'સ્વ'ની વસ્તુ છે, અને વ્યભિચાર 'પર'ની વસ્તુ છે મન સયમમાં જોડાતુ નથી અને વ્યભિચાર તરફ દોડી જાય છે, પણ વ્યભિચારીનુ કોઈ નામ પણ લેતુ નથી આવા વ્યભિચારના શબ્દો ઉચ્ચારનારને જીભનુ ભયકર કેન્સર થાય છે, કારણ કે એણે એવી ખરાબ વાતોમા જીભનો દુરુપયોગ કર્યો છે આવા વ્યભિચારીને એવા દર્દો થાય છે કે એ કોઈને ખુલ્લી રીતે કહી પણ શકતો નથી જે સ્ત્રી પતિને છોડીને પરમા બુદ્ધિ રાખે છે તે કા તો ભયકર રોગનો ભોગ બને છે અથવા તો એ બાળવિધવા બની જાય છે ભોગના આવા ભીખારીઓની આવી દશા કોણ કરે છે ? બ્રહ્મચર્યની બાધા લેતી વખતે બધાની વચ્ચે 'મોટા ભા' બન્યા હોય અને પછી જ્યારે એ લીધેલા બ્રહ્મચર્યનો ભડાકો બોલી જાય, તો એ બન્ને પતિપત્ની એવા દીર્ઘરોગી બની જાય છે કે એમને પસ્તાવાનો પાર રહેતો નથી આવા જીવોનુ જીવન '**निर्गन्धा इव किंशुका**'—કેસૂડાના ફૂલના જેવા નિરર્થક છે કેસૂડાના ફૂલો દેખાવમા કેવા મજાના લાગે છે, પણ એની માળા પહેરીને કોઈ ફરે છે ખરુ ?

આ પદ્મનાભ રાજા પણ દુર્વાસના માટે તપ કરે છે પૌદ્ગલિક સુખ માટે રાજાને પોતાનુ ચિત્ત એકાગ્ર કરવુ પડ્યુ, તો પછી શાશ્વત સુખ માટે ચિત્તની અસ્થિરતા કેમ ચાલે ? બાહ્ય વિદ્યા માટે તો જીવ ઘણુ કરે છે

દૃષ્ટાન્ત—માતાપિતાની આજ્ઞા લઈને રાવણ, કુભકર્ણ અને વભીષણ એક હજાર વિદ્યા મેળવવા માટે વનમા તપ કરવા લાગ્યા. જ્યા ધર્મનુ આરાધન નથી ત્યા જીવને સહજતા લાગે છે ચા પીવાનુ

ખડક છે તેને દુર્જનો શું કરી શકે? જ્યારે રાવણ, કુંભકર્ણ કે વિભીષણમાંથી કોઈ ભાઈ તપમાંથી ચલિત થયા નહી, ત્યારે દેવે વૈક્રિયશક્તિથી રાવણના પિતાનુ રૂપ બનાવ્યુ આ બનાવટી પિતા ત્રણેયને કહેવા લાગ્યો કે 'હે પુત્રો ! તમે અહી તપ કરો છો ને આ દુષ્ટ મને મારી રહ્યો છે, માટે મને બચાવો !' પરન્તુ આ ત્રણેય ભાઈઓ દેવની માયાથી ચલિત થયા નહી. ત્યારપછી તેણે રાવણની માતાનુ સ્વરૂપ બનાવ્યું અને દેવ તેને પ્રહાર કરવા લાગ્યો ચોટલો ઝાલીને ઢસડે છે માતા પોકાર કરીને પોતાના પુત્રોને કહેવા લાગી કે 'આ દુષ્ટ મારુ શિયળ ભગ કરશે, માટે મને તમે બચાવો !' આમ છતા તેમનુ ધ્યાનભગ થયુ નહી.

હવે દેવે એ ત્રણેય ભાઈઓની સામે પરસ્પર ભાઈઓના માયાવી માથા કાપીને મૂકવા માડ્યા ! વિભીષણ આગળ પ્રથમ કુંભકર્ણનુ માથુ આવીને પડ્યુ, પણ એ ડગ્યો નહી પછી રાવણનુ માથુ પડ્યુ, અને વિભીષણ હતાશ બનીને ડગી ગયો જો તેણે બેઘડીમા થોડું ઓછુ ધૈર્ય રાખ્યુ હોત તો તેને બધી વિદ્યાઓ મળી જાત, પણ વિભીષણનુ તપ નિષ્ફળ ગયુ તેવી જ રીતે કુંભકર્ણ આગળ રાવણનું માથુ આવતા થોડીવાર પછી એ પણ ચલિત થઈ ગયો, પણ થોડું ધૈર્ય રાખ્યુ તેથી કુંભકર્ણને માત્ર પાચ જ વિદ્યા સિદ્ધ થઈ ત્યારે રાવણ લેશ પણ ચલાયમાન થયો નહી, તેથી તેને હજાર વિદ્યા પ્રાપ્ત થઈ ગઈ જ્યારે આવી લૌકિક સિદ્ધિઓ માટે પણ એકાગ્રતાની જરૂર પડે છે, ત્યારે આત્મસાધનામા કેટલી એકાગ્રતા જોઈએ એની કલ્પના કરો

આજે ભગવાન મહાવીરનો નિર્વાણદિન છે આજનુ પર્વ એ તપ અને સાધનાનુ પર્વ છે.

અમાસની પાછલડી રાતે, અષ્ટ કર્મ ક્ષય કીધા,
મહાવીર સ્વામી મોક્ષે પહોચ્યા, ગૌતમ કેવળજ્ઞાની રે
આજ મારે દિવાળી અજવાળી.

લક્ષ્મીની જડ પૂજા કરવા માટે અને ફટાકડા તેમ જ ફૂલખરણી સળગાવવા માટે તમે સમયની બરબાદીની સાથે સાથે કર્મના બંધને મજબૂત બનાવવા માટે જાગો છો. પણ એ ફટાકડા ફૂટતા ફૂટતા જે બોધ આપતા જાય છે એનો અર્થ સમજવા પણ તમે તૈયાર નથી ‘ફટ ફટ’ ફૂટતા એ ફટાકડા તમને કહી જાય છે કે ‘ઓ કાજળઘેરા અજ્ઞાનના અંધકારમા અથડાતા માનવો! તમે આખુ વરસ તો ચોપડાઓમા કંઈક કાળાધોળા ચીતરીને પાપો બાધ્યા છે હવે આજે ફટાકડાના ગગનભેદી અવાજોથી અનેક પક્ષીઓના પ્રાણને ફફડાવીને તથા અનેક ત્રસ અને સ્થાવર જીવોની હત્યા કરીને એ પાપરૂપી મંદિર પર નવ ધજાગરા બાધવા ઇચ્છો છો? જરા સમજો તો ખરા! જો સમજીને સાર ગ્રહણ કરો તો તો તમે ધન્યવાદને પાત્ર છો, નહીતર અમે પણ તમને ‘ફટ્ ફટ્’ કહીને ફિટકાર આપીએ છીએ’

તમે લક્ષ્મીપૂજન કરો છો, રૂપિયા અને સોનામહોરો જેવી જડ વસ્તુની પૂજા કરો છો, પણ તેથી તમને શુ મળવાનુ છે? રૂપિયાને કેટલાક દૂધથી ધોવે છે, પણ જ્યાં સુધી જીવનને દૂધે ધોયુ નહી બનાવો, જીવનમા ધર્મની ઉજ્જવલતા નહી લાવો, ત્યાસુધી એ દૂધે ધોયેલા પૈસા તમારો દી’ કેવી રીતે વાળશે? ધર્મની આરાધના કરનારની દિવાળી એ જ સાચો દી’ વાળનારી બને છે ધર્મની પાછળ લક્ષ્મી દોડતી આવે છે એ કેમ ભૂલી જાવ છો? આજે તમે ચોપડામાં ‘ધન્ના-શાલિભદ્રની ઋદ્ધિ હજો’ એમ લખો છો, પરન્તુ એ બન્ને સાળા–બનેવીના ત્યાગની વાત તો તમારાથી અજાણી નથી એક ક્ષણવારમા તેમણે કરોડોની સમૃદ્ધિનો ત્યાગ કર્યો હતો એમના ત્યાગને બદલે તમે તો ફૂકાની ચાહના કરો છો આજે મહાવીરના નિર્વાણદિન પ્રસગે તમારે ભાવની વૃદ્ધિ કરીને ભગવાન જેવા બનવાનો ભાવ કરવો જોઈએ લગ્નના ગીતોમા હાથમા સફેદ જારની થાળી હોવા છતા બહેનો ગાય છે કે ‘મે તો થાળ ભર્યો સગ મોતીએ’ આ લગ્નગીતોના જેવી જ તમારી ઉપરની વાતો ભાવની અને અંદરનો ભાવ ભૂસાનો હશે, તો એ દિવાળી

ચેલણાએ એવુ વાક્ય કેમ ઉચ્ચાર્યુ ?' પ્રભુએ ખુલાસો કર્યો કે મુનિઓના તપના વિચારે એ બોલાયુ હતુ શ્રેણિકને પોતાની ભૂલ સમજાઈ પ્રભુને વંદન કરી તુરત જ તે પાછા ફર્યા ત્યા અભયકુમાર મળ્યો. રાજાએ તેને પૂછ્યુ, 'મારી આજ્ઞાનુ પાલન કર્યુ ?' અભયકુમારે કહ્યુ, 'એ બધુ આપ રાજમહેલમાથી નીકળતા ધુમાડા પરથી જાણી જ શક્યા હશો' એ સાભળીને મહારાજા શ્રેણિકથી બોલી જવાયુ, 'જા રે જા, આ તે શુ કર્યુ ?' આ શબ્દો સાભળતા વાર જ અભયકુમારે પિતાના ચરણોમા વદન કરીને કહ્યુ, 'પિતાજી, અગાઉ એક વાર મે સયમ લેવા માટે આપની આજ્ઞા માગી હતી, પરન્તુ તે વખતે આપે મને કહ્યુ હતુ કે જ્યારે હુ તને 'જા રે જા!' એવા શબ્દો કહુ ત્યારે તારે આજ્ઞા મળી ચૂકી એમ સમજવુ, તો આજે આપે આ શબ્દોનો ઉચ્ચાર કર્યો છે, માટે હુ ભગવાનના શરણમા જાઉ છુ રાણી ચેલણા અને તેના મહેલને કાઈ ઈજા પહોચી નથી. માટે આપ નિશ્ચિત રહેજો

ત્યારપછી અભયકુમારે દીક્ષા લઈ લીધી આ અભયકુમારની બુદ્ધિ તમે માગો છો એ સાચા ભાવપૂર્વક માગો છો ખરા ? અને એ જ ચોપડામા ગૌતમસ્વામીની લબ્ધિની યાચના પણ કરો છો ભગવાન મહાવીરે છેલ્લી દેશના આપી, તેમા કહ્યુ કે 'હે ગૌતમ! સમય માત્રનો પ્રમાદ કરીશ નહી ' ભગવાન મહાવીર અને ગૌતમસ્વામીનો ઘણા ભવનો સબધ હતો ભગવાન જ્યા જ્યા ગયા ત્યા ગૌતમસ્વામી અનુકૂલ જ વર્ત્યા છે અને ભગવાન મોક્ષે ગયા ત્યારે ગૌનમસ્વામીને ક્ષાયિક દાનાદિ પચલબ્ધિ, ક્ષાયિક સમકિત, કેવળજ્ઞાન, કેવળદર્શન આદિ સિદ્ધિઓ પ્રાપ્ત થઈ આમાની કઈ સિદ્ધિ તમે ચોપડામા લખીને માગો છો એની પ્રાથમિક ભૂમિકા પણ તમારી પાસે છે ખરી ?

મહાવીરસ્વામી મોક્ષે પહોચ્યા, ગૌતમ કેવળજ્ઞાની રે,
આજ મારે દિવાળી અજવાળી

# વ્યાખ્યાન : ૯૯

(ગુરુવાર, તા. ૧૭–૧૨–૫૩)

અહી નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા ત્રણે કાળમા સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે.

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનમા અમરકંકાનો અધિકાર ચાલે છે. પદ્મનાભ રાજા દેવની આરાધનામા મશગૂલ બની ગયો હતો મનુષ્ય જો સ્વપ્રયત્નથી દેવતાને બોલાવવા ઇચ્છે તો બોલાવી શકે છે અને સિત્તેર કોડાકોડી સાગરોપમ કર્મો પણ બાધી શકે છે આ મનુષ્યભવમા જો સવળો પુરુષાર્થ ખેડે તો તે મોક્ષમા પણ જઈ શકે છે આજના નૂતનવર્ષે જો તમે આવો પુરુષાર્થ ખેડો તો સાચા અભિનદનને પાત્ર ઠરો ૯૯ જાતના દેવના પર્યાપ્તા, ૧૦૧ સમૂર્છિમ મનુષ્યના અપર્યાપ્તા, ૧૫ કર્મભૂમિના અપર્યાપ્તા ને પર્યાપ્તા, તિર્યંચના ૪૦ ભેદ અને ૬ નરકમાથી નીકળેલા જીવ મનુષ્ય બની શકે, અને ૫૬૩ ભેદમા જઈ પણ શકે. આ પર્વ ફટાકડા ઉડાવવા માટે નથી, પણ મોક્ષ મેળવવા માટે છે તમે કષાયની આંધીમા અટવાઓ નહી અને તમે જ્ઞાનીઓના માર્ગે ચાલો તો જ તમારા નવા વર્ષના મેળવેલા અભિનદન સાચા ઠરે સાચો શ્રાવક ચૈતન્યતત્ત્વને જાણવામા પાછી પાની કરે નહી ભગવત બન્યા પછી યોનિનો અત આવી જાય છે. ભગવાન મહાવીર સર્વ કર્મથી મુક્ત બન્યા પાવાપુરીમા છેલ્લો છઠ્ઠ સથારો સીઝ્યો કે તરત જ બન્ધનમુક્ત બની એરડબીજવત્, નિર્લેપતુબીવત્ અને ઇન્ધનવહ્નિધૂમવત્ એક સમયમા સિદ્ધક્ષેત્રે પહોચી ગયા અહીથી સાતસો નેવુ

સમયે સમયે જીવ સાત કે આઠ કર્મો બાંધે છે માટે સમજીને સ્વઘરમા આવો તમારી દેહરૂપી નૌકાની કેવી દશા થઈ રહી છે?

હૈયામાથી કૂડકપટ નીકળી જાય, ક્રોધ, કામ, મોહ અને માયા દૂર થઈ જાય, ત્યારે જ તમારી ભાવ-દિવાળી પ્રગટી ગણાય અજ્ઞાનના અંધારા ઉલેચાઈને અંતરમા પ્રકાશ પથરાય તો જ આ નાવડી લક્ષ્યસ્થાને પહોચી શકે જ્ઞાનીઓ કહે છે કે—

અક્કલની અગ્નિ કરી તેમા સુસ્તીપણુ સળગાવો રે,
દારૂ ફોડી દુર્ગુણરૂપી, પ્રેમ વિશુદ્ધિ પ્રગટાવો રે
ભ્રમણાસ્થળ ભીતરનુ તોડો, ફોડો કર્મ ફટાકડા રે;
જ્ઞાન ગડદિયા ભરી ભમર પર, ભાવે કરો ભડાકા રે

તમારામા પૌદ્ગલિક ભાવોને ઠાસીઠાસીને અંતરમા ભરવાની અક્કલ તો ઘણી છે, પણ જ્ઞાન સમજવામા તમને યાદ રહેતુ નથી જ્ઞાનીઓ કહે છે કે—

ઉપાશ્રયે જાતા તારા, પગ પાછા થાય,
જમવાનુ હોય ત્યા તો, દોડ્યો દોડ્યો જાય,
મૂરખ ! મનમા વિચાર

આ કથાનો પ્રત્યક્ષ અનુભવ તો તમે જોઈ શકો છો વ્યાખ્યાનમાં ઉપાશ્રય પહોળો દેખાય છે, પણ સ્વામીવત્સલના ભોજનમા બેસવા માટે કોર્ટ અને ઉપાશ્રય વચ્ચેની વંડી તોડવી પડી હતી, કારણ કે તે દિવસે ઉપાશ્રય સાકડો બની ગયો હતો ! આ વસ્તુ જ એમ બતાવે છે કે તમને જીભના સ્વાદોમા જેટલી રુચિ છે, તેટલી રુચિ જ્ઞાન સાભળવામા નથી ઘણા કહે છે કે અમે ચારછ દિવસથી ઉપાશ્રયમા ગયા નથી, તેથી અમારો પગ ભારે થઈ ગયો છે પણ પાચ વર્ષથી ઉપાશ્રયમા જમણ થયુ ન હતુ ને આ વર્ષે થયુ એમા પગ ભારે થઈ જતો નથી ‘ આનો અર્થ એ થયો કે તમે પોતાનુ પરાયુ બનાવી દીધુ છે ને પરાયુ પોતાનુ બનાવી દીધુ છે તમે શત્રુઓને ઘરમા ઘાલ્યા છે.

તેને ચાર રગીન ચિત્રો બહુ ગમી ગયા તેણે તેની નકલ કરવા બહુ મહેનત કરી, છતા એ કરી શક્યો નહીં આથી લોભમા પડીને તેણે એ ચાર ચિત્રો ફાડી લીધા અને એ પુસ્તકને લાયબ્રેરીમા જમા પણ કરાવી દીધુ

એક વાર એક જાપાનીસ મિત્ર એ યુવાનને ત્યા બેસવા આવ્યો ત્યા તેણે આ ચાર ચિત્રો જોયા એણે નક્કી કર્યું કે આ ચાર ચિત્રો એક જ પુસ્તકના છે, અને તેમાથી જ આ મિત્રે ચોરી લીધા લાગે છે આથી તેણે લાયબ્રેરીમા જઈને પ્રથમ તો ખાતરી કરી જોઈ, ત્યાં એ ચાર ચિત્રો એ પુસ્તકમા ન હતા આથી તેણે લાયબ્રેરિયનને કહ્યું કે આવા અપ્રાપ્ય ચિત્રો ભારતીય યુવાને ફાડી નાખ્યા છે આથી તેના પર પગલા લઈને એ ચિત્રો કબજે કરવામા આવ્યા તે દિવસથી ત્યાની સભાએ ઠરાવ પસાર કર્યો કે આજથી ભારતમાથી આવેલી કોઈ વ્યક્તિને લાયબ્રેરીના પુસ્તકો આપવા નહી આ છે આજની ભારતીય સસ્કૃતિનુ અધ પતન !

તમારી નીતિનુ દેવુ દેવાળુ નીકળ્યુ છે એનો આજે વિચાર કરજો. પદ્મનાભ રાજાને દેવે કહ્યુ કે, 'અરે રાજા! તારી વિનાશકાળે વિપરીત બુદ્ધિ થઈ છે દ્રૌપદીનુ શિયળ ખડિત કરવા ત્રણ કાળમા કોઈ શક્તિમાન નથી માટે તુ આવી હઠ છોડી દે' પણ રાજાએ પોતાની લત છોડી નહી વિષયની વૃત્તિઓ માણસને સાચુ સમજવા દેતી નથી

આવ્યા અવળા અક્ષરે, સવળુ ક્યાથી પમાય?

પદ્મનાભ રાજાએ દેવને કહ્યુ, 'દ્રૌપદી માને કે ન માને, એ તમારે જોવાનુ નથી તમારે મારી ઉપાસનાને આધીન બનીને દ્રૌપદીને લાવી જ દેવી પડશે

ૐ શાન્તિ

*

એક તુબડાનુ પણ ચૂર્ણ કરી નાખે. એ બન્ને ચૂર્ણોને મેળવીને તેને ભૂગળી વડે અવકાશમા ઉડાડી નાખે પાછા વીખરાયેલા પુદ્દગલ ભેગા કરી અને એક ક્ષણમાત્રમા એ તુબડાના પુદ્દગલોથી તુબડુ અને માથાના પુદ્દગલોથી માથુ બનાવીને એ માથુ ચાલ્યા જતા માણુસના ધડ ઉપર ગોઠવી દે, તુબડુ વેલે મૂકી દે, છતા એ ચાલતા માણુસને ખબર ન પડે કે મારુ માથુ કોઈએ કાપી લીધુ હતુ એનુ ક્યારે ચૂર્ણ થયુ અને પાછુ એ ક્યારે ગોઠવાયુ એની તેને ખબર પડતી નથી જોકે દ્રૌપદીને લઈ જવાની ઇચ્છા ન હોવા છતા દેવને તેમ કરવુ પડ્યુ જે જીવ પોતાની ઇચ્છા વિના કર્મ કરે તેના લૂખા બધ બધાય છે, અને ઇચ્છાપૂર્વક કર્મ કરે તેના ચીકણા બધ પડે છે દેવે અવસ્થાપિની નિદ્રા મૂકીને દ્રૌપદીને ત્યાથી ઉઠાવી અમરકકા નગરીની અશોક વાડીમા આવેલા એક અશોક વૃક્ષની નીચે મૂકી દીધી પછી નિદ્રા અપહરી લીધી ત્યારબાદ દેવે પદ્મનાભ રાજાને ખબર આપી કે દ્રૌપદીને અશોક વાટિકામા મૂકી છે ત્યારબાદ દેવ જે દિશાએથી આવ્યો હતો ત્યા ચાલ્યો ગયો

કામાન્ધ જીવ છતી આખે આધળો છે રાજાના હૈયામા હરખ માતો નથી ત્રણ દિવસના ઉપવાસ હોવા છતા પારણુ કરવાની પણ દરકાર કર્યા વિના એ દ્રૌપદીને જોવા માટે આતુર બની ગયો જેની દશા બગડી હોય તેને આવા વિચારો સૂઝે છે

પરદારાની પ્રીત અસતના ઘરમા પેઠી,  
પરદારાની પ્રીત દશા રાહુની બેઠી,  
પરદારાની પ્રીત પનોતી લોઢાની કહીએ,  
પરદારાની પ્રીત ચદ્રમા બારમો લહીએ

પદ્મનાભ રાજાએ આમ વિષયપૂર્તિની ઇચ્છા માટે અઠ્ઠમ ત આદર્યુ, પણ એને બીચારાને ક્યા ખબર છે કે 'સત સતી સતાપતા ગયા કેકના રાજ !' પરસ્ત્રીનો સગ મહા અનર્થકારી છે વેશ્યાગમન, પરસ્ત્રીગમન, જુગાર, શિકાર, ચોરી વગેરેની ટેવ પ્રથમ પડે છે અને

મા રાખ્યો છે પરંતુ મનુષ્યભવ વિષયકષાયને જીતવા માટે જ મળ્યો છે એમાં જે બ્રહ્મચર્યનું પાલન કરે, તેવા જીવોને દેવો પણ વંદન કરે છે

देवदानवगन्धव्वा जक्खरक्खसकिन्नरा।
बंभयारिं नमंसन्ति दुक्करं जे करेन्ति तं॥

બ્રહ્મચારીઓ દેવતાઓના પૂજનીય બને છે દેવતાઓના અધિપતિ ઇન્દ્ર જ્યારે સુધર્માસભામા સિંહાસને બેસે છે ત્યારે એ ત્રણ વાર કહે છે કે મારા પહેલા નમસ્કાર બ્રહ્મચારીને છે બીજા નમસ્કાર જ્યાં જ્યાં અરિહંત ભગવાન બિરાજતા હોય તેમને છે, અને ત્રીજા નમસ્કાર સર્વ સાધુસાધ્વીઓને છે

બ્રહ્મચર્યનો વિવેક મનુષ્યો જ કરી શકે છે, દેવતાઓ અપચ્ચક્ખાણી છે અને તિર્યંચો વિવેકહીન છે તમે જુઓ છો કે ગયા વર્ષમા જે તિર્યંચ સંબંધમા માતાપુત્ર હોય, તેના તે તિર્યંચ પતિપત્ની પણ બનતા હોય છે માત્ર માનવ જ ઇન્દ્રયરૂપી ઘોડાને વશ કરી શકે છે, પરંતુ સુપાત્રને જ આત્મિક જ્ઞાન અને વિવેક સાંપડે છે

સિંહણકેરુ દૂધ હોય તે, સિંહણસુતને ઝરે,
કનક વિનાના પાત્રમા ફોડીને નીસરે,
જે કોઈ પ્રેમ અંશ અવતરે,
પ્રેમરસ એના દિલમા ઠરે

વીતરાગની વાણી પણ સિંહના દૂધ જેવી છે યોગ્ય જીવના હૃદયમા જ આ વાણી સ્થિર થઈ શકે છે યોગ્ય જીવ જ આ વાણીને પચાવી શકે છે માટે આવા પાત્ર બનવા ઇચ્છા હોય તો બ્રહ્મચર્યનું સેવન અત્યંત આવશ્યક છે 'પાત્ર થવા સેવો સદા બ્રહ્મચર્ય મતિમાન.' એ બ્રહ્મચર્યના તેજ અને પ્રભાવ જ્યા સુધી અનુભવમા નથી આવ્યા ત્યા સુધી જ જીવ વિષયનો કીડો બની રહે છે જ્ઞાનીઓ કહે છે કે—

જોઈ જોઈ એના તેજને રે, એના મૂલ્ય દેવોથી ન થાય,
મૂલ્ય કરનાર એના માનવી રે, એને પહેરનાર લોકમા પુજાય,
ચારિત્ર રંગે રંગી ચૂંદડી રે, શોભે ચૂંદડીમા નવા નવા રંગ

આ શિયળની ચૂંદડી પણ અજબ છે દેવતાઓથી પણ એનાં મૂલ આંકી શકાતાં નથી. એનું મૂલ્યાંકન માનવ વિના અન્ય કોઈ કરી શકવા સમર્થ નથી. ચારિત્રના રંગથી રંગાયેલી આ રંગબેરંગી ચૂંદડી પહેરનાર ત્રિભુવનનો પૂજ્ય બને છે અને—

વેચાતો નથી કોઈ દેશમાં રે એ તો શીયળતણો શણગાર,
બ્રહ્મચારીના ઘટમાં વસ્યો રે એ તો તેજ તેજનો અંબાર.

આ શિયળરૂપી દિવ્ય શણગાર કોઈ દેશમાં કે કોઈ કિંમતથી વેચાતો નથી. એ તો ઉત્તમ પુરુષોના હૃદયમાં છે બ્રહ્મચારીના વચનમાં સિદ્ધિ આવી જાય છે તેની સ્મરણશક્તિ વધે છે જેને વિદ્યા સાધ્ય કરવી હોય, તેણે પોતાના અંતરમાં એ વિદ્યાને સ્થિર કરવા માટે બ્રહ્મચર્યનું અવશ્ય પાલન કરવું જોઈએ.

પદ્મનાભ રાજાને વિષયનો ઉભરો ચડ્યો છે તેણે સુગંધી તેલ-કુંડથી સ્નાન કર્યું અને પોતાની સાતસો રાણીઓ સહિત મૂલ્યવાન વસ્ત્રાભૂષણોથી સજ્જ બનીને એ અશોકવાટિકા તરફ આવવા લાગ્યો.

આ તરફ દેવના ગયા પછી અંતર્મુહૂર્તે દ્રૌપદી નિદ્રામાંથી જાગી. ચારે તરફ જોવા લાગી. તેને આ બધું નવું જ દેખાયું એ વિચારવા લાગી કે હું તો મારી અગાસીમાં સૂતી હતી ત્યાંથી આ અજ્ઞાત પ્રદેશમાં ક્યાંથી આવી ચડી! શું મને કોઈ દેવ, ગંધર્વ કિંપુરુષ કે વિદ્યાધર અહીં ઉપાડી લાવ્યો હશે! મને આમાં કાંઈ સમજ પડતી નથી હવે મારે શું કરવું! ક્યાં જવું!

આમ વિચાર કરતા કરતા દ્રૌપદીની આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી હવે ત્યાં શું બનશે તે અધિકાર અવસરે.

ૐ શાન્તિ:

## વ્યાખ્યાન : ૧૦૧

(રવિવાર, તા ૨૦-૧૦-૬૩)

અહી નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા ત્રણેય લોકમા સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનમા દ્રૌપદીનો અધિકાર ચાલે છે. અમરકકા નગરીના બગીચામા એકલી બેઠેલી દ્રૌપદી વિચાર કરતા કરતા આર્તધ્યાનમા પડી ગઈ રડતા રડતા એ નીચુ મુખ કરીને બેઠી હતી, ત્યા તેના કાનમા પદ્મનાભ રાજાનો અવાજ પડ્યો, ' હે દેવાનુપ્રિયા ! તમે શા માટે રડી રહ્યા છો ? તમને કદાચ એ ધ્યાન નહી હોય કે ધાતકીખડદ્વીપમા આવેલી આ અમરકકા નામની નગરી છે ત્યાનો હુ રાજા છુ મારુ નામ પદ્મનાભ છે આ મારી સાથે આવેલી સાતસોએ સ્ત્રીઓની શિરોમણિ સ્વામિની બનાવવા માટે મે જ પૂર્વસગતિમિત્ર દેવની સહાયથી તમારુ અપહરણ કરાવ્યુ છે તમારા રૂપ, ગુણ અને લાવણ્યની મે જેટલી પ્રશસા સાભળી હતી તેના કરતા પણ તમે અધિક સુકોમલ અને રૂપગુણવાળા છો, પણ તમે લેશ પણ ચિન્તા ન કરો. મારા અતપુરમા દેવોના જેવા ઉપભોગો તમને મળશે જેના તમે સ્વપ્નમા પણ દર્શન ન કર્યા હોય, તેવી ઉત્કૃષ્ટ ભોગસામગ્રી હુ તમને આપીશ '

કામના ભીખારીઓ શુ બોલે છે અને કોની આગળ બોલે છે, એનુ એમને ભાન હોતુ નથી આવા ભોગભિક્ષુઓ ' **न जानाति मार्गं**

ગાળ પણ આપે છે. ત્યારે એ જ કૂતરીના પેટમા પાકેલા આ દીકરાને પણ સાથે સાથે જ ગાળ પડે છે કે નહી ?

જ્યારે એ નાનો હતો ત્યારે એ જ જનેતાએ ગળથૂથીમા ઝેર આપી દીધુ હોત તો ? તો તેનુ અસ્તિત્વ પણ હોત ખરુ ? કોરી પથારીમા બાળકને સુવાડીને ભીનામા સૂનારી માના ઉપકારનો બદલો જ્યારે મોટો થયેલો પુત્ર આવો આપે, ત્યારે માના દિલમા શુ થતુ હશે ? જે બાળકની માબાપ પ્રત્યે અર્પણતા હોય તેને માબાપના આશીર્વાદ મળે છે પણ બાર મહિને હજાર રૂપિયા ડૉક્ટરના બિલના ભરનારા છોકરા જ્યારે માબાપને હડધૂત કરે છે, ત્યારે એ કર્મની કઠણાઈ કોને જઈને કહેવી ? આવા સતાનો નારકીમા જઈને કેવા દુખો ભોગવે છે ?

**छिंदंति बालस्स खुरेण नक्क**
**ओट्ठे वि छिन्दन्ति दुवे वि कण्णे ।**
**जिब्भं विणिकस्स विहत्थिमेत्तं**
**तिक्खाहि सूलाहिऽभितावयन्ति ॥**

—સૂત્રકૃતાગસૂત્ર અ ૫, ઉ ૧, ગા ૧૨

એ અજ્ઞાનીનુ નાક ખેચીને છેદી નાખે છે હોઠ અને જીભને તોડી નાખે છે, એની આખો તીક્ષ્ણ શસ્ત્રોથી ફોડી નાખે છે કામશાસ્ત્ર વાચનારની જીભને પરમાધામીઓ ખેચી કાઢે છે આવા જીવો ચીકણા કર્મ બાધે છે

પદ્મનાભ રાજા દ્રૌપદીનો દાસ બનવા માટે લાચારી કરવા લાગ્યો આવો જીવ દેવભવમા જાય, તોપણ એના ચેનચાળા સાથે જ લઈને જાય છે માટે આવી રીતે ભટકવાનો સ્વભાવ બદલો પદ્મનાભ રાજાના હાવભાવ જોઈને ચતુર દ્રૌપદી સમજી ગઈ કે આ વિદેશી રાજા આગળ મારુ કાઈ બળ ચાલશે નહી, માટે તેને અત્યારે ગમે તેમ કરીને ટાળવો જોઈએ આમ વિચાર કરીને એ બોલી, 'દેવાનુપ્રિય ! જબૂદ્વીપના

આખુ પ્રતિક્રમણ મુખપાઠ ન થાય, ત્યા સુધી મારે નીચે બેસવુ જ નહી એવી પ્રતિજ્ઞા પણ આપો '

નાના બાળકનો આવો દૃઢ નિર્ધાર અને આત્મબલ જોઈને ગુરુદેવ પ્રસન્ન થઈ ગયા તેમણે બાળક જયમલ્લજીને આખા પ્રતિક્રમણનો પાઠ આપ્યો, અને માત્ર અડતાળીસ મિનિટમા જ તેમણે આખુ પ્રતિક્રમણ મુખપાઠ કરી લીધુ બાળકની વિચક્ષણ બુદ્ધિ અને તીવ્ર ત્યાગની ઇચ્છા જોઈને ભૂધરજી મહારાજે તેમને દીક્ષા આપી તે જ દિવસથી જયમલ્લજી સ્વામીએ એકાન્તર ઉપવાસની પ્રતિજ્ઞા લીધી આ એકાન્તર ઉપવાસ બાવન વર્ષ સુધી ચાલુ રહ્યા

પૂ જયમલ્લજીએ 'સાધુવદના' બનાવી તેમા ભગવતીસૂત્ર, જ્ઞાતાસૂત્ર આદિ છ સૂત્ર લઈને જે જે રાજાઓ થઈ ગયા તે બધાના સિદ્ધાન્ત અનુસાર નામો ગોઠવ્યા છે દીક્ષા લીધા પછીના બે વર્ષ બાદ એક વાર ગુરુદેવ સાથે તેઓ વિહાર કરી રહ્યા હતા માર્ગમા ગુરુદેવે તેમને આજ્ઞા કરી, 'મને પાણીની તરસ બહુ લાગી છે, માટે પાણી લાવી આપો ' જયમલ્લજી નજીકના ગામમા ગયા અજાણ્યા ગામમા સૂઝતુ પાણી મેળવતા થોડી વાર પણ લાગી ગઈ પાણી લાવીને તેઓ ગુરુદેવ પાસે આવ્યા અને જોયુ તો ગુરુદેવ સથારો કરીને બેઠાં બેઠા કાળ કરી ગયા હતા

અને તે જ વખતે જયમલ્લજી સ્વામીએ ભીષ્મ પ્રતિજ્ઞા કરી કે હવેથી મારે સૂવુ જ નહી તેમની આ પ્રતિજ્ઞા બરાબર પચાસ વર્ષ સુધી ચાલુ જ રહી

આવા ઉગ્ર તપસ્વી શ્રી જયમલ્લજીની સામે તમારી જાતને મૂકી જુઓ તમારે તો 'લડ્ડુ ભી ખાના હૈ ઔર મોક્ષમે ભી જાના હૈ,' તો એ કેમ કરીને બની શકશે ?

દ્રૌપદી રાજાની પુત્રી હતી, સુકોમળ પુષ્પલતાની જેમ લાડથી

**न तस्स दुक्खं विभयंति नाइयो,**
**न मित्तवग्गा न सुया न बंधवा।**
**एक्को सयं पच्चणुहोइ दुक्खं,**
**कत्तारमेव अणुजाइ कम्मं ॥**

—ઉત્તરાધ્યયનસૂત્ર, અ ૧૩, ગા ૨૩

કર્મના પરિપાકરૂપે આવેલા દુ ખોમા સ્ત્રીઓ ભાગ પડાવી શકતી નથી મિત્રવર્ગ, પુત્રો, બન્ધુઓ આદિ પણ એ દુ ખમા ભાગ લઈ શકતા નથી કર્મના કોયડા એકલાને જ ભોગવવા પડે છે જે કર્તા બન્યો તેને જ ભોક્તા બનવુ પડે છે ધણી કેન્સરના રોગમા પીડાતો હોય, તો તેની પીડા પત્ની ઓછુ કરી શકતી નથી બહુ પાપ કરીને ભેગી કરેલી દોલત છોડીને મરવા પડેલો બાપ કહે છે કે 'હુ તો જાઉ છુ, પણ તમારુ બધાનુ શુ થશે ?' ત્યારે છોકરો કહે છે કે 'બાપા ! અમે તો તમારા ભેગા કરેલા પૈસા ઉડાવશુ ને તાગડધિન્ના કરશુ, પણ તમારુ શુ થશે એનો વિચાર કરો '

તરવા બાધ્યુ એક તુબડુ રે, તરતા તોડી નાખ્યો તાર,
અ તે ઓરતો કરતા સુધરે ન કામ,
ચોરી ગયો એક ચોરટો રે, કરતા સુધરે ન કાઈ

તરતા શીખવનાર તુબડુ બાધીને શીખનારને નદીમા ફેકે છે તેમા તરવા જતા એ તુબડાની દોરીને તોડી નાખે છે પાછળથી ગમે તેટલો ઓરતો કરે તોપણ કામ આવતુ નથી જો સુગુરુ હોય તો તરતા શીખવાડે છે કુગુરુના શરણે જનાર પણ એવી જ રીતે ભવ-સાગરમા ડૂબી જાય છે જેને સાચી સાધુતા ગમતી હોય તે જ સાચા સાધુને સમજી શકે, બીજા નહી

સાચો સાધુ વહોરવા જાય ત્યારે તેની ઈર્યાસમિતિ અને ભાષા-સમિતિ એટલી બધી સરસ હોય કે લોકોને સાધુ ઉપર પ્રેમ ઊપજે એમા જ સાધુની કસોટી છે સાધુ પોતાના માટે કોઈપણ પ્રકારની

પૌષધમા બેઠા પહેલાં નક્કી કરી લેવુ કે હવે પછી જે કાંઈ દર્દ થાય તેને સહન કરવા તૈયાર છુ મનને આટલુ કેળવ્યા વિના પૌષધ થાય નહી. દર્દ થાય તો કોઈપણ જાતની દવા ચોળી શકાય નહી સાધુને પણ રાત્રે દવા રાખવી કલ્પે નહી રાત્રે સાધુની ઝોળીમાં દવાનો બાટલો ન હોય શ્રાવકો સાધુઓના આવા શિથિલાચારને નભાવી લે છે, પણ એ ઠીક નથી

ભગવાન કહે છે કે જેટલી કોટીથી વ્રત થઈ શકે તેટલુ જ લેજો, પરન્તુ જે વ્રત લો તેને બરાબર પાળો ગોળના માટલા પર ' એક મણ ને પાચ શેર ' લખ્યુ હોય, પણ તેની અદરનો ગોળ તો મકોડા ખાઈ ગયા હોય, તેમ આજે શ્રાવકોના લેબલ રહી ગયા ને ચારિત્રરૂપી માલ ચાલ્યો ગયો, તો તેના વ્રતનુ માહાત્મ્ય શુ ? પચ્ચક્ખાણ લીધા પછી વ્રત ભગ કરનાર અયોગ્ય છે, માટે પચ્ચક્ખાણ લીધા પહેલાં તમારા આત્માને પૂછી જુઓ કે હુ બે ઘડીનુ પચ્ચક્ખાણ લઉ છુ, તેમા મારુ મન ચલિત તો નહી થઈ જાય ને ? આહારકથા, દેશકથા, સ્ત્રીકથા આદિ વિકથાઓનો ત્યાગ કરશો તો જ તમારુ ચિત્ત ચચળ નહી બને ધ્રુવનો કાટો ગમે તેટલો ફેરવ્યો હોય છતા તે ઉત્તર દિશામા જ જાય છે, કેમકે બરાબર ઉત્તર દિશામા એક ચુબકીય તત્ત્વ ચોટેલુ હોય છે તેવી જ રીતે તમારા ધ્રુવના કાટામા સસારનો મસાલો ભર્યો હશે, તો એ તમારા ધ્રુવના કાટાને—લક્ષ્યને સસાર તરફ ખેચ્યા વિના નહી રહે માટે એ લોહચુબકને ઉખેડચા વિના તમારા વ્રત-પચ્ચક્ખાણ ફલદાયી નહી નીવડે દ્રૌપદીએ આર્ત અને રૌદ્ર ધ્યાનનો ત્યાગ કરી દીધો અને પોતાના ચિત્તને તમામ જગ્યાએ જતુ અટકાવીને એક જ દિશામા સ્થિર કર્યું છઠ છઠના ઉપવાસ ને પારણામા આયબિલ કરીને એ ધ્યાનમા બેસવા લાગી

પદ્મનાભ રાજા દ્રૌપદીને પ્રસન્ન કરવા માટે મેવા-મીઠાઈ અને વસ્ત્ર-આભૂષણો આદિ મોકલતો હતો, પરન્તુ દ્રૌપદી, એના એ થાળ

સહિત દાસીઓને પાછી મોકલતી. દ્રૌપદીને હવે કોઈનો પણ ડર કે ભય થતો જ ન હતો. કારણ કે એણે માની લીધું હતું કે જે કંઈ થઈ રહ્યું છે એ મારા પોતાનાં જ કરેલાં કર્મોનો પરિપાક છે.

આજની સ્ત્રીઓ પતિના વિયોગમાં કેવી રીતે રહે છે? એમને મળ્યા નાથ, ને છૂટા થયા હાથ. આવી સ્ત્રીઓ પતિનો પગ ઘર બહાર જાય કે તરત જ બહાર ચાલી નીકળે છે. આવી સ્ત્રીઓનાં તમામ વસ્ત્રો અને શરીરશોભા બીજાને જ બતાવવા માટે હોય છે, પતિને બતાવવા માટે નહીં.

હસ્તિનાપુરમાં અગાસીમાં સૂતેલા યુધિષ્ઠિર જાગ્યા. યુધિષ્ઠિર જ્યાં શય્યામાં જોયું ત્યાં દ્રૌપદીને જોઈ નહીં. તેમણે આજુબાજુના મહેલોમાં તપાસ કરી બાગબગીચાઓ અને ઉપવનોમાં તપાસ કરાવી, પણ ક્યાંય દ્રૌપદીનો પત્તો લાગ્યો નહીં. પાંડવોના મહેલોમાં પણ દાસદાસીઓ ફરી વળી પણ દ્રૌપદી ક્યાંય ન મળી. એટલે અંતે પાંડુરાજાને ખબર આપી કે અગાસીમાં સૂતેલાં દ્રૌપદીજી ક્યાંય દેખાતાં નથી. દ્રૌપદી એના પગે એકલી બહાર જાય તેવી સ્ત્રી નથી. કોઈ દેવ, દાનવ, ગંધર્વ કે વિદ્યાધર તેનું હરણ કરીને લઈ ગયો જણાય છે.

પાંડુ રાજાએ આખા નગરમાં પોતાના અનુચરો દ્વારા સિપાઈઓ દોડાવીને તપાસ કરાવીને આખા નગરમાં પડહ વગડાવીને ખબર આપી કે જે દ્રૌપદીના પત્તો લાગે તો જાહેરથી રાજ્યમાં ખબર આપવી. પરંતુ દ્રૌપદીજીના ક્યાંય પત્તા લાગ્યા નહીં.

ૐ શાન્તિ

*

## વ્યાખ્યાન : ૧૦૩

( મંગળવાર, તા ૨૨-૧૦-૬૩ )

અહીં નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા ત્રણેય કાળમા સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનમા દ્રૌપદીનો અધિકાર ચાલે છે જ્યારે હસ્તિનાપુરની હદમા દ્રૌપદીનો પત્તો ન લાગ્યો, ત્યારે પાંડુરાજાએ કુંતાજીને કહ્યુ, 'તમે આજે ને આજે દ્વારિકા જવા રવાના થાવ અને આ વાતની કૃષ્ણને જાણ કરો એ સામર્થ્યવાન છે ગમે ત્યાથી દ્રૌપદીનો પત્તો લગાવી દેશે' કુંતાજીએ પોતાના પતિની આ વાતને બરાબર સાભળી અને સ્વીકારી સ્ત્રી, નોકર અને આપ્તજનોએ સ્વામીની વાતને બરાબર સાભળવી જોઈએ અને તેનો સ્વીકાર કરવો જોઈએ કુંતાજીએ તરત જ એક કૌટુબિક પુરુષને સાથે લઈ ને હાથી પર બેસીને દ્વારિકા નગરી તરફ પ્રયાણ કર્યુ અને ઝડપથી હાથીને ચલાવવાની આજ્ઞા કરી, કારણ કે તેને શ્રી કૃષ્ણમહારાજ પાસે પહોચવાની તાલાવેલી હતી ત્યારે તમને શાની તાલાવેલી છે ? મોઘા માનવદેહ વડે કંઈક કરી લેવાની તમારા દિલમા તમન્ના છે ? તમારો મોઘો માનવભવ રોજ ને રોજ સૂર્યાસ્ત વખતે કપાતો જાય છે. એક એક દિવસ તમારો સોનાનો ટુકડો લઈને વિદાય થાય છે માટે હવે તો ઉતાવળ કરો ધર્મ જ દુર્ગતિને આવવાના બારણા બધ કરે છે ને સદ્‌ગતિના બારણા ખોલી નાખે છે, પરંતુ—

દૃષ્ટાન્ત—એક કજૂસકાકો એક રૂપિયો લઈને બજારમા બાજરો લેવા નીકળ્યો ભાવ પૂછતા પૂછતા બપોરનો સમય થઈ ગયો એક વેપારીને ત્યા હલકામા હલકો અને સસ્તો બાજરો જોઈને તેણે તોલાવી લેવાનુ નક્કી કર્યું હાથમાનો રૂપિયો જોયો તો તેને પરસેવો વળી ગયો હતો આથી તેણે રૂપિયાને ઉદ્દેશીને કહ્યુ, 'રડીશ નહી તને મારા ખિસ્સામા પડ્યા રહેવુ ગમે છે તેવી જ રીતે તને મેળવવામા મને પણ બહુ મહેનત પડી છે હુ ભલે બાજરા વિના ભૂખ્યો રહીશ, પણ તને હુ જવા નહી દઉ ' આમ કહીને એ કજૂસકાકાએ વેપારીએ તોળેલા બાજરાને પાછો નખાવી દીધો

આજે જ્ઞાનપચમી છે તમે અહી માલ લેવા માટે આવ્યા છો, પણ કજૂસકાકાની જેમ સયમવ્રત અને પચ્ચક્ખાણ કરવામા તમને પરસેવો છૂટી જાય છે માટે હવે તો વિચાર કરો

कौन मैं हूँ और कहांसे आया,
अपने संगमें क्या क्या लाया ?
ऐसा विचार जरा कर लो करनी कर लो।
मानव-तनको पाया है तो करनी कर लो॥

જરા સ્વસ્થ બનીને વિચાર કરો કે મન, બુદ્ધિ, ઇન્દ્રિય, સૂક્ષ્મ કે કાર્મણ શરીર એ હુ છુ? જયારે એમાથી કોઈ 'હુ' નથી, તો પછી હુ કોણ? '**के अहं आसी, के वा इओ चुओ इह पेच्चा भविस्सामि**'—હુ કોણ છુ, અહી ક્યાથી આવ્યો છુ અને હવે ભવિષ્યમા અહીથી ક્યા જવાનો છુ? તમે 'મારુ શરીર' એમ કહો છો, ત્યારે તો તમે શરીર નથી શરીરની ધારણા કરનાર કોઈ જુદો છે શરીર અપવિત્ર છે, આત્મા પવિત્ર છે આત્મા નિત્ય, ધ્રુવ અને શાશ્વત છે, ત્યારે શરીર નાશવત, અનિત્ય અને અધ્રુવ છે આત્માના પ્રદેશની વધઘટ થતી નથી, પરતુ તેનામા સકોચ-વિસ્તારની શક્તિ છે **प्रदेशसंहारविसर्गाभ्यां प्रदीपवत्।**' એક નાના કોડિયાની નીચે ઢાકેલા દીવાનો પ્રકાશ કોડિયા જેટલો જ હોય છે, ત્યારે મોટા ટોપલા-

**દૃષ્ટાન્ત**—એક કજૂસકાકો એક રૂપિયો લઈને બજારમા બાજરો લેવા નીકળ્યો ભાવ પૂછતા પૂછતા બપોરનો સમય થઈ ગયો એક વેપારીને ત્યા હલકામા હલકો અને સસ્તો બાજરો જોઈને તેણે તોલાવી લેવાનુ નક્કી કર્યું હાથમાનો રૂપિયો જોયો તો તેને પરસેવો વળી ગયો હતો આથી તેણે રૂપિયાને ઉદ્દેશીને કહ્યુ, 'રડીશ નહી તને મારા ખિસ્સામા પડ્યા રહેવુ ગમે છે તેવી જ રીતે તને મેળવવામા મને પણ બહુ મહેનત પડી છે હુ ભલે બાજરા વિના ભૂખ્યો રહીશ, પણ તને હુ જવા નહી દઉ' આમ કહીને એ કજૂસકાકાએ વેપારીએ તોળેલા બાજરાને પાછો નખાવી દીધો

આજે જ્ઞાનપચમી છે તમે અહી માલ લેવા માટે આવ્યા છો, પણ કજૂસકાકાની જેમ સયમવ્રત અને પચ્ચક્ખાણ કરવામા તમને પરસેવો છૂટી જાય છે માટે હવે તો વિચાર કરો

**कौन मैं हूँ और कहांसे आया,**
**अपने संगमें क्या क्या लाया ?**
**ऐसा विचार जरा कर लो करनी कर लो।**
**मानव-तनको पाया है तो करनी कर लो॥**

જરા સ્વસ્થ બનીને વિચાર કરો કે મન, બુદ્ધિ, ઇન્દ્રિય, સૂક્ષ્મ કે કાર્મણ શરીર એ હુ છુ? જ્યારે એમાથી કોઈ 'હુ' નથી, તો પછી હુ કોણ? '**के अहं आसी, के वा इओ चुओ इह पेच्चा भविस्सामि**'—હુ કોણ છુ, અહી ક્યાથી આવ્યો છુ અને હવે ભવિષ્યમા અહીથી ક્યા જવાનો છુ? તમે 'મારુ શરીર' એમ કહો છો, ત્યારે તો તમે શરીર નથી શરીરની ધારણા કરનાર કોઈ જુદો છે શરીર અપવિત્ર છે, આત્મા પવિત્ર છે આત્મા નિત્ય, ધ્રુવ અને શાશ્વત છે, ત્યારે શરીર નાશવત, અનિત્ય અને અધ્રુવ છે આત્માના પ્રદેશની વધઘટ થતી નથી, પરતુ તેનામા સકોચ-વિસ્તારની શક્તિ છે **प्रदेशसंहारविसर्गाभ्यां प्रदीपवत्।**' એક નાના કોડિયાની નીચે ઢાકેલા દીવાનો પ્રકાશ કોડિયા જેટલો જ હોય છે, ત્યારે મોટા ટોપલા-

ધોળા વાળે પણ કાળા કામ કરતા શરમાતા નથી કેટલાકને ત્યા દીકરી, વહુ અને સાસુને એક સાથે સુવાવડ આવે છે આ કેવી ભયકર દશા છે? મૈથુનના પરિણામ એ પાપના પરિણામ છે પરસ્ત્રી હોય કે સ્વસ્ત્રી, પણ તેના તરફ મન છળ્યુ એ પાપ જ છે આજની સરકાર સતતિ-નિયમનના કેન્દ્રો ચલાવવાને નામે સયમનુ સત્યાનાશ વાળી રહી છે સાચુ સતતિનિયમન બ્રહ્મચર્ય છે બ્રહ્મચર્ય એ નીરોગ બનવાની ઔષધિ અને બ્રહ્મને જાણવાની જડીબૂટી છે.

હાથી પર બેસીને ત્વરાથી કુતાજી દ્વારિકાના બગીચામા આવી પહોચ્યા પછી તેમણે કૌટુબિક પુરુષને દ્વારિકામા શ્રીકૃષ્ણ વાસુદેવને ખબર આપવા મોકલ્યો તેણે શ્રીકૃષ્ણમહારાજને નમન કરીને કહ્યુ, 'આપના ફઈબા કુતાદેવી હસ્તિનાપુરથી અહી અગ નામના બગીચામા આવ્યા છે, અને તેઓ આપનુ દર્શન વાછે છે'

આ સમાચાર સાભળતા વાર જ શ્રીકૃષ્ણમહારાજે પોતાની મુખ્ય સ્ત્રીઓને સાથે લીધી અને તેઓ અગ ઉદ્યાનમા પધાર્યા તેમણે હાથી પરથી ઊતરીને કુતાજીને વદન કર્યા અને તેમને હાથી પર બેસાડીને રાજભવનમા લાવ્યા યથોચિત સ્વાગતસત્કાર અને ભોજનાદિ થયા પછી સુખાસન પર બેસાડીને શ્રીકૃષ્ણે કુતાદેવીને પૂછ્યુ, 'ફઈબા! આપને અચાનક અહી સુધી પધારવાનો પરિશ્રમ કેમ લેવો પડ્યો? આપના આગમનનુ પ્રયોજન બતાવો'

કુતાજી દ્રૌપદી ગૂમ થયાની વાત કરશે અને શ્રીકૃષ્ણ શો જવાબ આપશે તે અવસરે

ૐ શાન્તિ

*

# વ્યાખ્યાન ૧૦૪

(બુધવાર તા. ૧૩-૧ -૫૩)

અહીં ત્રણે સિદ્ધાન્ત પ્રરૂપ્યા. ત્રણેય કાળમાં સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે.

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનમાં દ્રૌપદીનો અધિકાર આવે છે. શ્રીકૃષ્ણ વાસુદેવના પ્રશ્નનો જવાબ આપતાં કુંતાદેવી બોલ્યાં 'ભાઈ! દ્રૌપદીદેવી અગાસીમાં સૂતાં હતાં. ત્યાંથી કોઈ દેવ, ગંધર્વ, અસુર કે વિદ્યાધરે તેનું અપહરણ કર્યું છે. અમે તેની બહુ શોધ કરી પરન્તુ સફળતા મળી નથી. હવે હું તેની શોધ કરવાનું કાર્ય તમારા હાથમાં સોંપવા માટે આવી છું.' આ સાંભળીને શ્રીકૃષ્ણે જવાબ આપ્યો, 'હવે આપ દ્રૌપદીની ચિન્તા કરશો નહીં. જેમ બને તેમ ત્વરાથી દ્રૌપદીદેવીની શોધ કરીને હું આપની સેવામાં ખબર મોકલીશ.'

કુન્તાજીના વિદાય થયા બાદ શ્રીકૃષ્ણે પોતાના ગુપ્તચરોને મોકલીને ઠેકઠેકાણે તપાસ કરાવી, પરન્તુ ગુપ્તચરો પાછા ફર્યા. શ્રીકૃષ્ણે દ્વારિકામાં પણ રાજ્યાધીન સમસ્ત પ્રજાજનોને દ્રૌપદીની શોધ કરવાની આજ્ઞા કરી. છતાં તેનું કોઈ પરિણામ આવ્યું નહીં. બોલેલા વચનનું પાલન ન થાય ત્યાંસુધી મહાપુરુષોને દુઃખ રહે છે. દ્રૌપદીના કોઈ ખબર નહીં મળવાથી શ્રીકૃષ્ણમહારાજ એકવાર ઉદાસ બનીને બેઠા હતા, ત્યાં અચાનક કચ્છુલ નારદ પધાર્યા. આસન આપીને સ્વાગત કર્યો પછી શ્રીકૃષ્ણમહારાજે કહ્યું કે હે દેવાનુપ્રિય! તમે દરેક સ્થાનમાં આવાગમન કરો છો તો તેમાં તમે ક્યાંય દ્રૌપદીદેવીને જોયાં છે!

નારદજીએ જવાબ આપ્યો, 'હું એકવાર ધાતકીખંડદ્વીપમાં આવેલા દક્ષિણાર્ધ ભરતક્ષેત્રની અમરકંકા નગરીમા ગયો હતો ત્યાના રાજા પદ્મનાભની એક એકાન્ત શાળામા મે દ્રૌપદીના જેવી કોઈ નારીને જોઈ હતી એવુ મને યાદ આવે છે.' આ સાભળીને શ્રીકૃષ્ણદેવે કહ્યુ, 'તો નારદજી! આ બધુ તમારુ ગોઠવેલુ કારસ્થાન લાગે છે.' નારદજીએ શ્રીકૃષ્ણમહારાજની આ વાત સાભળી હવે વધારે સાભળવુ પડશે એમ માનીને તેઓ ત્યાથી એકદમ વિદાય થઈ ગયા

શ્રીકૃષ્ણમહારાજે વિચાર કર્યો કે દ્રૌપદીદેવીનો પત્તો તો લાગી ગયો હવે તેને મેળવવા માટે પ્રયત્ન કરવો પડશે આથી તેમણે એક દૂતને હસ્તિનાપુર મોકલીને પાડવોને સમાચાર જણાવ્યા કે દ્રૌપદીના સમાચાર મળ્યા છે

દરેક વસ્તુમા ધ્યેય પ્રથમ નક્કી કરવુ જોઈએ ધ્યેય વિના દોટ મૂકનારને વ્યર્થ શ્રમમા મુકાવુ પડે છે તમે પણ આજ દિવસ સુધી ધ્યેયનો નિશ્ચય કર્યા વિના જ દોટ મૂકી છે પુણ્યના પ્રતાપથી વધારેમાં વધારે નવમી ગ્રૈવેયક સુધી જીવ પહોચી શકે, પણ પાછો મનુષ્યભવ પામીને સાતમા નરકે પણ ચાલ્યો જાય માટે તમે તમારુ ધ્યેય પ્રથમ નક્કી કરો તમે તો—

પૂર્વ દિશાએ જાવુ હતુ ને દોડયો પશ્ચિમ દ્વારે,
ઉત્તર દક્ષિણ અથડાયો ને આવ્યો નહી કિનારે
કાળી અમાસની રાતે રમતા, જાણી નહી અજવાળી પૂનમ,
જનમ જનમ ભટકુ છુ તોયે મુજને આવે નહી શરમ.

જરા વિચારો કે તમારા પગલા ઉદયાચળ તરફ છે કે અસ્તાચળ તરફ છે? ઉદયાચળ તરફ પગ મૂકનારની ઉત્તરોત્તર ઉન્નતિ થાય છે અને અસ્તાચળ તરફ જનાર એકલી વાતોના તડાકા મારવામા જ રહી જાય છે તમે દ્રવ્યને બદલે પર્યાયને મેળવવા દોડી રહ્યા છો, પણ પર્યાય

પલટો ખાનાર છે ત્યારે દ્રવ્ય શાશ્વત છે જિનેશ્વરનો આ સ્યાદ્વાદ સાપેક્ષવાદ છે દ્રવ્યની અપેક્ષાએ આત્મા નિત્ય, શાશ્વત અને ધ્રુવ છે ત્યારે પર્યાયની અપેક્ષાએ એ જ આત્મા અનિત્ય નાશવંત, અસ્થિર અધ્રુવ છે એ બધાં આવરણો હઠીને જો આત્માને મૂળ સ્વરૂપમાં લઈ જવો હોય, તો હવે મોક્ષની દિશામાં જવા માટે ક્રિયાઓ ઘણી કરી પણ હવે એ ક્રિયાને આત્મલક્ષી કરવાની જરૂર છે માટે અંતરમાં શોધ ચલાવો બહારના કોઈ મંદિર, મસ્જિદ, દેવાલય કે ઉપાશ્રયમાં મોક્ષ મળી શકશે નહીં જ્ઞાનીઓ કહે છે કે—

મોક્ષ કહ્યો નિજ શુદ્ધતા તે પામે તે પંથ,
સમજાવ્યું સંક્ષેપમાં સકળ માર્ગ નિર્ગ્રંથ.

જેમ આત્મામાં અનંત ગુણો છે તેમ આત્માને આવરણ કરનારી કર્મોની વર્ગણા પણ અનંતી છે માટે એ આત્માને મુક્ત કરવા માટે ભગીરથ પ્રયત્ન કરવા પડશે. તમે ભૌતિકના ભોગ અને તેની સામગ્રીની પાછળ રાચી ને નાચી રહ્યા છો પણ ભાઈ તો તમને મળ્યું પણ શું છે ? તમારા કરતાં ઊંચી કલ્પના બહારના કરોડોના બંગલાઓ પણ દેવતાઓના વિમાનો આગળ તુચ્છ છે જ્યાં એ બધું તો મળી શકે છે પુણ્યના બળથી એ દેવતાઓનાં વિમાનો પણ મેળવી શકશો પરન્તુ—

कर्मभिः विमला भोग कमति सुरसंपदा।
कर्मणि पुनमिर्स च पगो घम्मा म एथ्ना॥

નિર્મળ [illegible] અને દેવોની સંપત્તિ મળી શકે છે પુત્રો અને મિત્રો પણ મળી [illegible] આ માનવભવ સિવાયના અન્ય ભવોમાં ધર્મ મળી શકતો નથી માટે ધર્મ એ અપૂર્વ છે ધર્મ ચિંતામણિ સમ [illegible] ધર્મ [illegible] નારી છે તેણે પોતે પોતાને ઉદ્ધાર [illegible] ધર્મની આરાધના કરી નથી [illegible] નિર્મળ સચ્ચિદાનંદ, [illegible] આત્માની સામે જ્યારે બહારનું

એડે છે, ત્યારે ખાડાટેકરા, કાટાકાકરા, પહાડ કે નદીની કોતરો જેવા વિષમ સ્થાનોની પરવા કર્યા વિના બધુ જ સહન કરે છે તેવી જ રીતે આ આત્માને કર્મરાજાની સેના સામે બહારવટુ ખેડવાનુ છે માટે વર્તમાન વિષમતા સામે નહી જોતા આજે જ ઝપલાવો તમે તમારી જાતને 'जैन' કહેવડાવો છો એ जिन શબ્દ 'जि' ધાતુ ઉપરથી બનેલો છે જે આત્માના શત્રુઓને જીતે તે જૈન છે તમે સાચા અર્થમા જૈન બનો, પરતુ એક ભક્ત કહે છે તેમ—

જીતુ ના કદાપિ, સદા હાર પામુ,
છતા જાતને હુ જૈન જ કહાવુ,
મમતા ન મૂકુ જરીએ, સમતા ન સાધુ,
છતા ગર્વથી હુ સાધક ગણાવુ,
ભોગથી ભર્યા છે ભરપૂર ભાણા,
કેમ કરી ગાઉ હુ તો પ્રભુ તારા ગાણા

તમારામા જૈનત્વ ઝળકે છે ? તમે રાગ, દ્વેષ, મોહ, કામ, ક્રોધ આદિ શત્રુઓને જીત્યા છે કે એ બધા દ્વારા તમે જાતે જ જિતાઈ ગયા છો ? બધુ મૂકીને મરી જવુ છે એટલુ તો તમે સમજો છો કે નહી ? તો પછી કેટલાક તૂટેલી સાવરણીને ગાય ચાવી જાય, ત્યારે ગાયને મારી મારીને લાકડીઓ કેમ તોડી નાખે છે ? આવુ થતુ હોય તો આમા તમારુ જૈનત્વ ક્યા રહ્યુ ? કે પછી લેબલ રહી ગયુ ને માલ ચવાઈ ગયો ? તમે લેબલને માનો છો કે માલને ?

દ્રૌપદીદેવી છઠ્ઠને પારણે આબેલ કરે છે, બધા દુ ખોને સહન કરે છે, છતા તેને કોઈના ઉપર રાગદ્વેષ થતો નથી એ સમજે છે કે આ અદરના દુશ્મનોને મે જ આવકાર્યા છે એને હવે મારે જ ધક્કો મારવાનો છે પરિણામ વિના બધ પડતો નથી, બધ વિના સત્તા નથી, સત્તા વિના ઉદય નથી, ઉદય વિના વેદન નથી અને વેદન વિના નિર્જરા નથી

અડતા પણ નથી, કારણ કે એ વસ્તુ ખાવાથી તમને મોતનો ભય છે તો પછી અનંતા મોતનો તમને ડર છે કે નહી ? જો ડર હોય તો તમે વીતરાગની વાણી દ્વારા એ મિથ્યાત્વના ઝેરને શુ કામ ઉતારતા નથી ? કેવી છે એ પ્રભુની વાણી ! —

અહો વાણી તારી, પ્રશમરસ ભાવે નીતરતી,
મુમુક્ષુને પાતી, અમૃતરસ અંજલિ ભરી ભરી,
અનાદિની મૂર્ચ્છા, વિષતણી ત્વરાથી ઊતરતી,
વિભાવેથી અથભી, સ્વરૂપ ભણી દોડે પરિણતિ

શમ, સંવેગ, નિર્વેદ આદિ ભાવથી નીતરતી પ્રભુની વાણી છે એ વાણીના અમૃતરસની લહાણી જ્ઞાનીઓ અંજલિ ભરીભરીને કરે છે, તેનાથી અનાદિમિથ્યાત્વની મૂર્ચ્છા ઊતરી જાય છે અને જીવને સ્વ-રૂપનું ભાન કરાવે છે જીવનો શત્રુ કર્મ નથી, પરંતુ વિભાવભાવ શત્રુ છે. તમને પેટમા દુખાવો ઊપડે અને આજકાલ કરતા ડૉક્ટર પાસે જાવ ડૉક્ટર તમને કહી દે કે તમારા પેટમા મોટી ગાઠ થઈ છે મારી પાસે આવવામા તમે મોડા પડ્યા છો હવે તો આ ગાઠને ઑપરેશન કરીને બહાર કાઢવી પડશે ! તેવી જ રીતે મિથ્યાત્વની ગાઠ માટે તમે મોડા પડ્યા છો, એમ તમને લાગે છે ખરુ ? હજી પણ તમને એ ગાઠ નડતરરૂપ નથી લાગતી ? હુ દર્દી છુ એમ દર્દી ન માને તો તેની દવા ડૉક્ટર કરી શકતો નથી જીવને પણ તેવો જ રોગ અનાદિકાળથી લાગુ પડ્યો છે

**अष्ट कर्मका रोग जीवको, शुभाशुभ कर छाया।**
**अंग-उपांग लगा नस्तरको अंग साफ कर डालो।**
**दवैया ले लो डाक्टर आया रे बडी दूरसे ॥**

આ જીવને આઠ કર્મનો રોગ લાગુ પડ્યો છે શુભના ઉદયવાળા એમ માને છે કે આ સુખને હુ કાયમને માટે ભોગવતો રહીશ નીરોગી માણસ એમ માને કે હુ કાયમને માટે આવો ને આવો રહેવાનો છુ

મહેનત કરીને કમાઈ આપે છે અને તમે મજા લૂટો છો, પણ મોક્ષના માર્ગમાં તો જે ખાય તે ધરાય હજારો જમતા હોય તેમા જે ન જમે તેનુ પેટ ખાલી રહે, એવો ન્યાય છે માટે આત્માના અનત ગુણો પ્રગટ કરવા માટે જબ્બર પુરુષાર્થ આદરો આત્મામા પ્રદેશભેદે ભેદ છે, પણ લક્ષણભેદે ભેદ નથી શ્રીકૃષ્ણમહારાજને દ્રૌપદીને લેવા માટે જવુ છે, પરતુ એકલી માળા જપવાથી એ મળી જવાની નથી તેવી જ રીતે આત્માને પ્રાપ્ત કરવા માટે સતેજ અને જબ્બર કાર્ય કરવુ પડશે પ્રદેશીરાજાને કેશીસ્વામીનો ભેટો થઈ ગયો ને તેને એક જ વારમા એવુ ઇન્જેકશન લાગી ગયુ કે તેનો બેડો પાર થઈ ગયો કેટલીક વાર વિદ્યાર્થી માસ્તર કરતા પણ આગળ વધી જાય છે અમે પણ એવુ ઇચ્છીએ કે તમે એવા બની જાવ કે અમારે પણ તમને વદન કરવા પડે એ તમારા જ હાથની બાજી છે

આ મિથ્યાત્વની મૂર્છા અનાદિની છે તમે બોલો છો કે '**साहु मंगलम्** ।' એ સાધુઓ તમારી મૂર્છા ઉડાડવા માટે વીતરાગની વાણીરૂપી અમૃતની અજલિઓ છાટીને તમને જગાડી રહ્યા છે સત્પુરુષો તમને વિભાવમાથી સ્વભાવમા લાવે છે, પણ તમને મોક્ષ લેવાનો 'મોખ' છે ખરો ?

હસ્તિનાપુરમા આવીને દૂતે સમાચાર આપ્યા અને પાચેય પાડવો સૈન્ય સાથે પોતપોતાના રથમા બેસીને લવણસમુદ્રના કિનારા તરફ રવાના થયા જેની પ્રિય વસ્તુ ખોવાઈ ગઈ હોય તેની શોધ કરવામા કેવી મીઠાશ આવે છે તમારો આત્મા અનાદિકાળથી ખોવાઈ ગયો છે. તમે એને કેવા ભાવથી સભારો છો ? કેવા ભાવથી શોધ ચલાવો છો ? જે છીપ સમુદ્રમા પડ્યા પડ્યા સ્વાતિનુ બિદુ ઝીલે છે તેના મોતી એક રૂપિયાના પાચ મળે તેની કિમતના પાકે છે, ને જે છીપ ઉછળીને બિદુને ગ્રહણ કરે છે તેનુ એક મોતી સવા લાખનુ પાકે છે તમે ઉછાળાથી સાભળો છો કે પડ્યા પડ્યા સાભળો છો ?

શ્રીકૃષ્ણે ભેરી વગાડીને તમામ યોદ્ધાઓ, સુભટો અને મહારથી-

લવણુસુસ્થિતદેવે આવીને શ્રીકૃષ્ણુમહારાજને પૂછ્યુ, 'મને કેમ યાદ કર્યો?' શ્રીકૃષ્ણે તેને કહ્યું, 'દેવાનુપ્રિય! મારે અને પાચ પાડવોને લવણુસમુદ્રને પેલે પાર અમરકકા નગરીમા જવુ છે ત્યાંના રાજા પદ્મનાભે પૂર્વસગતિમિત્રદેવની સહાયતાથી દ્રૌપદીદેવીનુ અપહરણુ કર્યું છે અમારે તેને લેવા માટે જવુ છે માટે અમારા રથો સમુદ્રમા માર્ગ કરી શકે તેવુ કરો' લવણુસુસ્થિતદેવે શ્રીકૃષ્ણને વદન કરીને કહ્યું, 'તો એમા આપને પરિશ્રમ લેવાની શી જરૂર છે? આપ કહો તો હું એક ક્ષણુવારમા દેવી દ્રૌપદીને અમરકકા નગરીમાથી હસ્તિનાપુરમાં હાજર કરી શકુ છુ, અને આપ આજ્ઞા આપો તો આખી અમરકંકા નગરીને અને પદ્મનાભ રાજાને લવણુસમુદ્રમા ડુબાડી દઉં'

ૐ શાન્તિ

*

## વ્યાખ્યાન : ૧૦૬

(શુક્રવાર, તા ૨૫-૧૦-૬૩)

અહી નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા, ત્રણેય કાળમાં સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનમા દ્રૌપદીનો અધિકાર ચાલે છે. લવણુસુસ્થિતદેવે દ્રૌપદીદેવીને લાવી આપવાની આજ્ઞા માગ્યા છતાં શ્રીકૃષ્ણુમહારાજે તેમ કરવાની ના પાડી કારણુ કે તેમને પોતાના પ્રયત્નથી દ્રૌપદીને લાવવામા વિશ્વાસ હતો આત્માની શક્તિ સવળી ઊતરે તો અનન્ત કર્મને છિન્નભિન્ન કરી નાખે, અને જો અવળી ઊતરે તો પોતાનુ પણુ અકલ્યાણુ કરી નાખે એક જ નિશાળ, એક જ શિક્ષક અને એક જ કલાસમા ભણુતા પચાસ વિદ્યાર્થીઓમા પણુ બધા એક-સરખા હોતા નથી જે આત્માના ઉઘાડને સ્વપુરુષાર્થમા ફેરવે તે

ઓને ભેગા કરી મહાપુરુષના મોત ઉજવવામાં લાખો માણસો આનંદ માને છે એ એમનાં પુણ્યનો ઉદય સૂચવે છે ત્યારે તમારો મોત ઉજવવામાં તમારો પુત્ર કે તમારો નોકર પણ આંખ આડા કાન કરે છે તો એમાં તમને તમારા પાપનો ઉદય દેખાય છે ખરો!

બધા યોદ્ધાઓને આજ્ઞા આપીને પોતપોતાની છાવણીઓ પર બેસાડી શ્રીકૃષ્ણમહારાજ લવણસમુદ્રને કિનારે આવી પહોંચ્યા. પાંડવો ત્યાં પ્રથમથી જ હાજર હતા. હવે બે લાખ યોજનનો આ લવણસમુદ્ર અને સોળ હજાર યોજનનો ઊંચો આ પાર કેવી રીતે કરવો? તેના માટે નિશ્ચય કરીને શ્રીકૃષ્ણે તત્કાળ એક પૌષધશાળાની રચના કરાવી. જેનો સંથારો કરી તેઓ અઠ્ઠમ તપ કરવા બેસી ગયા. ત્રણ દિવસ અને ત્રણ રાત્રિના ઉપવાસથી લવણસુસ્થિતદેવનું આસન ડોલવા લાગ્યું. દેવે અવધિજ્ઞાનના ઉપયોગથી જાણી લીધું કે પોતાને શ્રીકૃષ્ણ વાસુદેવ યાદ કરે છે આથી એ પોતે જ પૌષધશાળામાં હાજર થયો. આ છે અઠ્ઠમના પ્રભાવ! તમારા અઠ્ઠમમાં કેવો પ્રભાવ પડે છે તમે જેનું ધ્યાન ધરતા હો તેનો જ પ્રભાવ પડે ને!

દૃષ્ટાન્ત—વિષ્ટાના કીડાને એક વાર બગીચાના ભમરાનો સંગ થઈ ગયો. ભમરાએ તેને પોતાના બગીચામાં આવવાનું આમંત્રણ આપ્યું. બગીચામાં માલતી મલ્લિકા અને મોગરાનાં ફૂલોની સુગંધમાં ભમરાએ કીડાને ફેરવ્યો અને પૂછ્યું: કેમ ભાઈ! બગીચાની સુગંધ કેવી લાગી! કીડાએ જવાબ આપ્યો: મને તો વિષ્ટાની અને બગીચાની સુગંધ સરખી લાગે છે. આથી ભમરાએ એ કીડાના શરીરમાં તપાસ કરી તો એ કીડાના નાકમાં વિષ્ટાના કણ પણ સાથે જ હતા. પાસેના સરોવરમાં લઈ જઈને ભમરાએ કીડાને બરાબર સાફ કરી નાખ્યો ત્યાર પછી જ કીડાને ફૂલોની સુમધુર સુવાસનો સ્વાદ લાગ્યો.

તમે વ્યાખ્યાનમાં આવો છો ત્યારે સંસારરૂપી વિષ્ટાના રજકણ સાથે લઈને આવો છો. એથી તમને તેનો સાચો સ્વાદ આવતો નથી. માટે સંસારની દુર્ગન્ધ ખંખેરી નાખો.

લવણસુસ્થિતદેવે આવીને શ્રીકૃષ્ણમહારાજને પૂછ્યુ, 'મને કેમ યાદ કર્યો?' શ્રીકૃષ્ણે તેને કહ્યુ, 'દેવાનુપ્રિય! મારે અને પાચ પાડવોને લવણસમુદ્રને પેલે પાર અમરકકા નગરીમા જવુ છે ત્યાના રાજા પદ્મનાભે પૂર્વસગતિમિત્રદેવની સહાયતાથી દ્રૌપદીદેવીનુ અપહરણ કર્યું છે અમારે તેને લેવા માટે જવુ છે માટે અમારા રથો સમુદ્રમા માર્ગ કરી શકે તેવુ કરો' લવણસુસ્થિતદેવે શ્રીકૃષ્ણને વદન કરીને કહ્યુ, 'તો એમા આપને પરિશ્રમ લેવાની શી જરૂર છે? આપ કહો તો હું એક ક્ષણવારમા દેવી દ્રૌપદીને અમરકકા નગરીમાથી હસ્તિનાપુરમાં હાજર કરી શકુ છુ, અને આપ આજ્ઞા આપો તો આખી અમરકકા નગરીને અને પદ્મનાભ રાજાને લવણસમુદ્રમા ડુબાડી દઉ'

ૐ શાન્તિ

*

## વ્યાખ્યાન : ૧૦૬

(શુક્રવાર, તા ૨૫-૧૦-૬૩)

અહી નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા, ત્રણેય કાળમા સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનમાં દ્રૌપદીનો અધિકાર ચાલે છે. લવણસુસ્થિતદેવે દ્રૌપદીદેવીને લાવી આપવાની આજ્ઞા માગ્યા છતાં શ્રીકૃષ્ણમહારાજે તેમ કરવાની ના પાડી કારણ કે તેમને પોતાના પ્રયત્નથી દ્રૌપદીને લાવવામા વિશ્વાસ હતો આત્માની શક્તિ સવળી ઊતરે તો અનન્ત કર્મને છિન્નભિન્ન કરી નાખે, અને જો અવળી ઊતરે તો પોતાનુ પણ અકલ્યાણ કરી નાખે એક જ નિશાળ, એક જ શિક્ષક અને એક જ ક્લાસમા ભણતા પચાસ વિદ્યાર્થીઓમા પણ બધા એક-સરખા હોતા નથી જે આત્માના ઉઘાડને સ્વપુરુષાર્થમાં ફેરવે તે

નહી ગ્રન્થમાહે જ્ઞાન ભાખ્યુ, જ્ઞાન નહી કવિચાતુરી,
નહી મંત્રતંત્રો જ્ઞાન ભાખ્યા, જ્ઞાન નહી ભાષા ઠરી.
નહી અન્ય સ્થાને જ્ઞાન ભાખ્યુ, જ્ઞાન જ્ઞાનીમા કળો,
જિનવર કહે છે જ્ઞાન તેને સર્વ ભવ્યો સાભળો

ગ્રન્થમા અક્ષરો છે, પણ તેનો જાણકાર તમારી અંદર બેઠો છે એકના એક ગ્રન્થને વાચનાર જુદા જુદા હોય, તો સૌ સૌના ક્ષયોપશમ પ્રમાણે સમજવામા ફેર પડે છે પુસ્તક જો બધાને જ્ઞાન આપી શક્તુ હોત તો તો બધાને સરખુ જ જ્ઞાન થાત, મંત્રતંત્રથી પણ જ્ઞાન થતુ નથી કોઈ સ્થાનમા કે માગધ, વરદામ, પ્રભાસાદિ તીર્થસ્થાનમા પણ જ્ઞાન ટાંક્યા નથી જ્ઞાન એ આત્માનો વિષય છે જ્યા આત્મા છે ત્યા જ્ઞાન છે **'जे आया से विन्नाया जे विन्नाया से आया'**—આત્મા એ જ જ્ઞાન છે અને જ્ઞાન એ જ આત્મા છે આત્મામા જ અનંત જ્ઞાન ભર્યું છે જ્ઞાન એ બીજે ક્યાયથી મળે તેવી વસ્તુ નથી ધર્માસ્તિકાય આદિ પાચેય જડ છે અજીવ વસ્તુ સ્વપરપ્રકાશક નથી એ બધાને જીવ જણાવે છે સ્વપરપ્રકાશક પણ જીવ છે 'તમે મને ઓળખો છો?' એમ તો તમે ઘણાને પૂછતા હશો પરની ઓળખાણ તો જીવે અનંત વાર કરી છે, પરન્તુ સ્વને ઓળખવામા તેની ક્યાશ રહી ગઈ છે માટે '*Know thyself*'—તુ તારી જાતને ઓળખ. એક ભક્ત પ્રભુની પ્રાર્થના કરતા કહે છે—

મે ને તમે આ સંસારસાગરમા, કર્યાં સગપણ અપારો રે,
તમે તો થયા પ્રભુ સિદ્ધ નિરંજન, મારો ના'વ્યો આરો રે
પ્રભુ! મને એક આધાર તમારો રે
એક ઘડી પળ કેમ ભુલાશે? સાભરશે આખો જન્મારો રે
પ્રભુ! મને એક આધાર તમારો રે

હે પ્રભુ! હુ સંસારમા રઝળુ છુ આપ પણ તેવી જ રીતે રઝળતા હતા મે આપની સાથે પુત્રપણે, સ્ત્રીપણે, ભાઈપણે, માતાપિતાપણે,

આ અણઘડ રોગીની મૂર્ખતા પર તમને હસવુ આવતું હશે. પરન્તુ તમારુ અણઘડપણુ એનાથી પણ આગળ વધી જાય તેવુ છે ભગવાને ભવ્ય જીવોને ભવમુક્ત થવામા સહાયક બને, ભવરોગ ઓછો થાય, આત્મભાવ પ્રગટે, કર્મના બંધનો તૂટી જાય, સ્વરૂપની ઝાખી થાય, આત્મરમણતા પ્રગટી જાય, તે માટે ધર્મ બતાવ્યો તે ધર્મ એ પીવાની દવા અને ધન એ માલિશ કરવા માટેની દવા હતી, પરન્તુ તમે એ માલિશ પૂરતી દવાને—વ્યવહાર ચલાવવા પૂરતી ધનરૂપી દવાને પી ગયા જે દવા ઝેરી હતી, માત્ર ઉપયોગ પૂરતી જ કામની હતી, તેને તો પેટમા ઉતારી દીધી અને જે દવા પીવાની હતી એ ધર્મરૂપી દવાને તમે ચોળવાના કામમા—બતાવવા પૂરતી જ ઉપયોગમાં લેવા માડી તમે પૌષધ, આયબિલ આદિમા પણ આડબર કરવામા પડી ગયા તમે જો એક સામાયિક યથાર્થ રીતે કરો તો ૯૨,૫૯,૨૫,૯૨૫ પલ્યોપમ ઝાઝેરા નરકના દુખો નાશ પામે, પણ આવી ઉત્તમ ધાર્મિક ક્રિયાને તમે કેવી રઝળાવી મૂકી છે? તમે ધર્મને ટૂકી નજરે જુઓ છો અને ધનને લાબી નજરે જોવા લાગ્યા છો ધર્મ કરતા જે ધ્યેય બાધવાનુ હતુ કે कम्मनिज्जरट्ठयाए—ધર્મ એ કર્મની નિર્જરા માટે છે, તે ધ્યેય ન સધાયુ તમે ખેતરમા તો વાવો છો, પણ અનાજ માટે નહી, માત્ર ઢોરને ચરવાના ચારા માટે! જો તમે ધારો તો એ જ ખેતરમાથી અમૂલ્ય પાક પણ ઉપજાવી શકો ધર્મમા કોઈ પણ પ્રકારના ભૌતિક ભડાકા ન જોઈએ તમારા ભવરોગ માટે તમને દવા તો મળી છે, પણ એ દવાને વાપરવાની રીત ઊધી છે તમે ધર્મને ચોપડવા પૂરતો જ રાખ્યો છે દિવસના ચોવીસ કલાકમા જ્યાસુધી તમે બાર કલાક ધર્મધ્યાનમા ગાળો, ત્યાસુધી સસાર અને ધર્મના પલ્લા સરખા ગણાય એથી વધારે કરવાની તમે કોઈ દિવસ વૃત્તિ સેવી છે? હવે બતાવો કે તમે શામા આગળ વધ્યા છો?

જઘાચારી અને વિદ્યાચારી મુનિ પાછા આવીને જો તેની આલોચના ન કરે, તો ભગવાન તેને વિરાધક માને છે વિદ્યાની શક્તિ દેશવિદેશમા

કરવા અને જોવા માટે નથી, પરન્તુ આત્મામાં સમાઈ જવા માટે છે આજના સાધુઓ કેટલીક વાર ભરતનાં કારખાનાં, વીજળીઘર કે મશીનરી જોવા માટે જાય છે કોઈ વળી માઉન્ટ આબુ જોવા જાય છે અરે ભાઈ! એમાં શું જોવાનું છે!

સત્ત્વપરિક્ષિતદેવને શ્રીકૃષ્ણ વાસુદેવે કહ્યું અમારે તમારી વિદ્યાનો વધારે ઉપયોગ જોઈતો નથી. અમારે અમારા પ્રવર પદ્મનાભ રાજા પાસે જઈને દ્રૌપદીને લાવવી છે એક રાજાની સામે મહાકુમાર આવીને લડાઈ કરવા ઊભો પણ એક રાજા ભાવુક હોવાથી પ્રથમ હથિયાર ઉઠાવ્યાં નહીં જ્યારે મહાકુમારે પ્રથમ બાણ છોડ્યું તે પછી જ તેમણે બાણ છોડ્યું તેમણે રણસંગ્રામમાં પણ ધર્મ રાખ્યો. તમે તો પ્રતિજ્ઞા અને બાધા લેવાના બચાવમાં કહો છો કે એવાં બંધન અમારે ન જોઈએ. પણ એ વાત ખોટી છે તમે એવાં એવાં બંધનો સામે જઈને સ્વીકાર્યાં છે કે જે બંધનો તમારા સંસારને વધારનારાં છે ત્યારે બાધા અને પ્રતિજ્ઞા તો ભવમુક્તિ કરવા માટેનાં બંધનો છે જ્યારે તમને બંધન નહોતાં ગમતાં ત્યારે છોકરીના બંધનમાં શું કામ પડ્યા એ બતાવશો? સંસાર અને મોક્ષ એ બન્ને એકસાથે સધાતી શકે નહીં નદીપાર જવામાં બે હોડીમાં એકસાથે ન બેસી શકાય. એક પગ એક હોડીમાં અને બીજો પગ બીજી હોડીમાં એમ કરવા જશો તો ક્યાંયના નહીં રહો મહિયારો કહે કે રાજા જેવો વરઘોડો કાઢવાની મારી શક્તિ થાય તો હું દીક્ષા લઉં તો એ ક્યારેય દીક્ષા થઈ શકે નહીં રાજા અને મહિયારા બન્નેનો **કરેમિ ભંતે** નો પાઠ તો સરખો જ ભણવાનો છે અહીં એવો કોઈ ભેદ નથી.

મન એ આત્માની ચીજ છે દુકાનને થડે બેસીને પણ ધર્મ પાળી શકાય છે પણ તમે તો કેમ બેઠા છો ઉદાસી? તો જવાબ આપો છો કે ન મળ્યો કોઈ વિશ્વાસી? કોઈ વિશ્વાસુ ન મળે, ત્યાંસુધી જ તમે વિશ્વાસઘાત કરતા અટકો છો આમ તમારો ધર્મ ઓપાવવાની દવા જેવો તમે બનાવી દીધો છે

શ્રીકૃષ્ણ વાસુદેવે લવણસુસ્થિતદેવને કહ્યુ, ' પાચ પાડવોના પાચ રથ અને છઠ્ઠો મારો રથ લવણસમુદ્રમાથી જઈ શકે એટલી જ સહાયતા આપો ' અને ' તથાસ્તુ ' કહીને દેવ અદશ્ય થઈ ગયો બન્ને સેનાઓને પાછી વિદાય કરીને પાચ પાડવો અને શ્રીકૃષ્ણમહારાજ રથમા બેસીને જેમ સડક પર જતા હોય તેવી રીતે પાણીમા જવા લાગ્યા અને અમરકકા નગરીના અગ ઉદ્યાનમા આવી પહોચ્યા શ્રીકૃષ્ણે પોતાના દારુક નામના સારથિને આજ્ઞા કરી કે તુ પદ્મનાભ રાજા પાસે જઈ, તારા ડાબા પગથી તેનુ સિહાસન દબાવી અને ભાલાની અણીએ લેખ દઈને તેને કહેજે કે 'શ્રીકૃષ્ણ વાસુદેવની ભગિની દ્રૌપદીદેવીને તુ અહી લાવ્યો છે, માટે જો તારુ હિત ચાહતો હોય તો જલદીથી તેને બગીચામા આવીને સોપી જા અને જો ન સોપવી હોય તો યુદ્ધ કરવા તૈયાર થઈ જા '

ॐ શાન્તિ

*

## વ્યાખ્યાન : ૧૦૭

(શનિવાર, તા ૨૬-૧૦-૬૩)

અહી નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા ત્રણેય કાળમા સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનમા દ્રૌપદીનો અધિકાર ચાલે છે અમરકકા નગરીની એકાંત શાળામા દ્રૌપદીદેવી પચપરમેષ્ઠીની ઉપાસનામા મસ્ત બની ગઈ હતી જે માણસ એકાગ્રતાથી ધ્યાન ધરે છે તેના તમામ વિઘ્નો દૂર થઈ જાય છે શ્રી માનતુગાચાર્યજી ભક્તામરસ્તોત્રમા કહે છે કે—

त्वत्संस्तवेन भवसन्ततिसन्निबद्धं
पाप क्षणात्क्षयमुपैति शरीरभाजाम् ।
आक्रान्तलोकमलिनीलमशेषमाशु
सूर्यांशुभिन्नमिव शार्वरमन्धकारम् ॥७॥

જ્યા સમર્પણ હોય ત્યા જ સેવા છે આશાથી સેવા કરનાર પોતે અ તે હારે છે દ્રૌપદીદેવી આત્મધ્યાનમા તદ્દચિત્ત, તદ્દલેશ્યા અને તદ્-અધ્યવસાય થઈ ગયા હતા પદ્મનાભ રાજાને એના જે દેહનો મોહ જાગ્યો હતો એ રૂપલાવણ્ય હવે રહ્યુ ન હતુ તે તો એકચિત્તથી પ્રભુની ભક્તિ કરી રહી હતી.

શબ્દો સામુ જોઈશ ના તુ, ભાવ હૃદયનો જોજે,
કઠ સૂરીલો હોય ભલે ના, તાલ જીવનનો જોજે
શબ્દે શબ્દે ગૂથાયેલી, ગીતે ગીતે ગૂથાયેલી,
પારખજે તુ પ્રીત રે વ્હાલા, ગાવા તારા ગીત
અ તરને એકતારે મારે, ગાવા તારા ગીત

ભક્ત ભગવાનને પ્રાર્થના કરતા કહે છે કે, 'હે ભગવન્ ! મારા શબ્દો સામે જોઈશ નહી, પણ મારા હૃદયના ભાવો સામે જોજે, મારા કઠનો સૂર સારો ન હોય, પણ મારા હૃદયનો તાલ તારા સાથે જ જોડાયેલો છે મારા ગીતે ગીતમા અને શબ્દે શબ્દમા તારી જ પ્રીતિ ગૂથાયેલી છે'

આખો ઓરડો ઉકરડાનો ભર્યો હોય અને એક બાજુ અમૂલ્ય હીરો મૂકી રાખ્યો હોય, તો તેમા શાની કિમ્મત વધારે છે? તમે તો સ તની નહી, પણ સ તાનની કિમ્મત વધારે સમજો છો, તમને ધર્મની નહી, પણ ધનની પડી છે? બાબાનો અવાજ સભળાય કે 'બાપા!' ત્યા તો બાપા ખાતા ખાતા બેઠા થઈ જાય, પરન્તુ સ તની શીતળતા ઓર છે સ તનો આશ્રય લીધા વિના—સ તનુ શરણુ સ્વીકાર્યા વિના જીવનો ઉદ્ધાર નથી મોક્ષ—નગરમા પહોચાડનાર સ ત છે સત્પુરુષોના ચરણોમા અર્પણ થઈ જાવ, તો જ તમારા પગલા ઉત્થાન તરફ જશે માટે સ તતિ કરતા સ તને વહાલા માનો, ભૌતિક કરતા આધ્યાત્મિકને ચાહો, ધન કરતા ધર્મને શ્રેષ્ઠ સમજો અહી આવો ત્યારે દેવ, ગુરુ ને ધર્મની શ્રદ્ધા દઢ કરવાની વાતો કરો ને ઘેર જાવ ત્યા દીવો કરીને કહેશો કે 'જે

**विषये च विषे भेदो यकारेण महान् कृत ।**
**उपभुक्तं विषं हन्ति विषया स्मरणादपि॥**

સ્મરણ કરવામાત્રથી કામી જીવો હણાય છે. દૂતના વચનો સાભળીને પદ્મનાભ રાજાની ભ્રૃકુટી વક્ર બની ગઈ ક્રોધાયમાન થઈને એ કહેવા લાગ્યો, 'શ્રીકૃષ્ણ વાસુદેવથી જે થાય તે ભલે કરી લે હું દ્રૌપદીને સોપવાનો નથી' વિષનુ પાન કરનારાઓ વિવિધ પ્રયોગોથી બચી પણ જાય છે, જ્યારે વિષયો તો બેસુમાર નુકસાન પહોચાડે છે. પદ્મનાભ રાજાને ખબર ન હતી કે દસ લાખ સુભટોને એકી સાથે યુદ્ધમા હરાવવાનુ સામર્થ્ય એકલા શ્રીકૃષ્ણ વાસુદેવમા છે એને તો અભિમાનનો આબળો ચડયો હતો । અહકાર અલંકાર નહિ, પણ વિકાર છે.

જો આવે મને આબળો, સાલમ જુલ્મી ગણાય,
રૂ જેવુ પોચુ નહી, વળથી ફાસી થાય

પદ્મનાભ રાજાએ દારુક સારથિનુ અપમાન કરીને કહ્યુ કે, 'કૃષ્ણ વાસુદેવને કહી દેજો કે અમે યુદ્ધ કરવા તૈયાર છીએ' આમ કહીને તેણે દારુકને પાછલી બારીએથી કાઢી મૂક્યો એક જ નિમિત્તમા બે પક્ષો છે એક પક્ષ સતીને છોડાવવા માગે છે, ત્યારે બીજો પક્ષ સતીને ભ્રષ્ટ કરવા ઇચ્છે છે । પદ્મનાભ રાજાને પોતાના સૈન્યનુ અભિમાન હતુ એ માનતો હતો કે આ છ જણને તો હુ ચાચડની માફક ચોળી નાખીશ એમનુ શુ ગજુ ? આ છ જણા મારા સૈન્ય સામે ટકી શકશે નહી પણ સિંહણના સતાન એકે હજારા ને ભૂડણના સોએ બીચારા । શ્રાવકના લેબલ લગાડવાથી શ્રાવક ગણાય ખરો ? એકવીસ ગુણો ધારણ કરે તે શ્રાવક છે તમે તો ઘડી ઘડીમા પલટા ખાવ છો, પરન્તુ ઔષધ, ગ્રહ, નક્ષત્ર અને દેવતા એ તો ભાગ્યના ઉદય વખતે જ પ્રસન્ન થાય છે, ભાગ્યના અસ્ત વખતે એ બધા રિસાઈ જાય છે પદ્મનાભનુ ભાગ્ય હવે રિસાયુ છે

દારુક સારથિ પાછો આવ્યો શ્રીકૃષ્ણને વદન કરીને તેણે બધી હકીક્ત કહી આ તરફ સૈન્ય લઈને પદ્મનાભ રાજા યુદ્ધ કરવા માટે

## વ્યાખ્યાન : ૧૦૮

(રવિવાર, તા ૨૭-૧૦-૬૩)

અહી નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા ત્રણેય કાળમા સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનમા દ્રૌપદીનો અધિકાર ચાલે છે પદ્મનાભ રાજાના બળથી ધ્રૂજતા પાડવોને શ્રીકૃષ્ણમહારાજે કહ્યુ, 'તમે બલવીર્ય અને પરાક્રમવાળા છો, તમે હજારો રાજાઓને જીતવા શક્તિમાન છો, પણ તમે ચાલતી વખતે બોલેલા શબ્દોના કારણથી જ હાર્યા છો હવે શ્રીકૃષ્ણમહારાજ યુદ્ધે ચડ્યા શૂરવીરો માનતા હોય છે કે મોતથી વધારે શુ થવાનુ છે? સાધુઓને પણ બાવીસ પરિષહ સહન કરવાનો સમય આવે, તો નીચે લખેલા પરિષહોને સહન કરવા માટે તત્પર રહેવુ જોઈએ—'**क्षुत्पिपासाशीतोष्णदंशमशकनाग्न्यारतिस्त्रीचर्यानिषद्याशय्याक्रोशवधयाचनालाभरोगतृणस्पर्शमलसत्कार–पुरस्कारप्रज्ञाज्ञानादर्शनानि ।**' (તત્ત્વાર્થસૂત્ર અ ૯, સૂ ૮)

અર્થાત્ ભૂખ, તરસ, શીત, તાપ, મચ્છર આદિના દશ, અચેલ, અરતિ, સ્ત્રી, ચાલવાનો, બેસવાનો, ઉપાશ્રયનો, આક્રોશ, વધ, યાચના, અલાભ, રોગ, તૃણાદિનો સ્પર્શ, મેલ ધારણ કરવો, સત્કાર, પુરસ્કાર, પ્રજ્ઞા, અજ્ઞાન અને અદર્શન—આ બાવીસ પરિષહોમાના પ્રજ્ઞા અને અજ્ઞાન બે જ્ઞાનાવરણીય કર્મના ઉદયથી આવે છે, અલાભનો અ તરાય

દૃષ્ટાન્ત—આત્મારામને બે સ્ત્રીઓ હતી એકનુ નામ હતુ સુમતિ અને બીજીનુ નામ હતુ કુમતિ તેમા તેને એક અજ્ઞાનચંદ્ર નામનો મિત્ર ભેટી ગયો. અજ્ઞાનચંદ્રના સગથી આત્મારામે કુમતિને જ માનીતી બનાવી સ્ત્રી અને મિત્રની સાથે એ કુછદે ચડી ગયો અને સુમતિને ઠોકરે મારવા લાગ્યો

એકવાર આત્મારામ સુમતિ નામની સ્ત્રીને ત્યા અકસ્માત્ જઈ ચડ્યો બહુ સમયે આવેલા પતિને સુમતિએ મિષ્ટાન્નો અને પક્વાન્નોની થાળી પીરસી અને ભોજન લેવાની વિનતી કરી, પરન્તુ આત્મારામનુ ચિત્ત કુમતિમા હોવાથી તેણે એ મિષ્ટાન્નની થાળીને પણ ઠોકરે ચડાવી. ત્યાથી એ કુમતિને ત્યા ગયો કુમતિ મો ચડાવીને બેઠી હતી ત્યા જઈને આત્મારામે કહ્યુ, 'મને બહુ ભૂખ લાગી છે, માટે જલદી ખાવાનુ કરી દે' મોઢુ બગાડીને કુમતિ બોલી, 'તમે તો તમારી માનીતીને ત્યાં પેટ ભરીને જમી આવ્યા હશો હવે અહી શુ કામ આવ્યા છો ? અત્યારે માગ ઘરમા કાઈ નથી'

આત્મારામે કહ્યુ, 'હુ સુમતિને ત્યા ભૂલથી જઈ ચડ્યો હતો, પણ તેણે પીરસેલુ ભોજન મે ખાધુ નથી તારા હાથે તુ જે બનાવી આપીશ તે મને મીઠુ લાગશે જલદી ખાવાનુ બનાવી દે.' કુમતિ બોલી, 'મારી પાસે અત્યારે ગોબર ( છાણુ ) સિવાય બીજું કાઈ ખાવાનુ નથી જો તમારે ખાવુ જ હોય તો ગોબર વઘારીને આપુ' આત્મારામ રાજી રાજી થતો બોલ્યો, 'તારા હાથનુ બનાવેલું ગોબર પણ મને મીઠુ લાગશે' કુમતિએ ગોબર વઘારી દીધુ અને આત્મારામે હોસે હોસે ખાઈ લીધુ મોહઘેલાની દશા તો જુઓ !

તમે પણ ક્રોધ, માન, માયા, અભિમાન આદિ કષાયો આવે ત્યારે આત્માને રોકી શકતા નથી કુમતિના પીરસેલા એ બધા ગોબર—છાણુ જ છે માટે આત્માને સમજાવો કે હવે તો તેમાથી પાછો વળ ! જો આ ને આ ગોબરના ગુલામ બની રહેશો, તો દુર્ગતિમા જવુ પડશે જ્ઞાનીઓ કહે છે કે—

જ રીતે તમને અનેક દુ ખો આવતા હોવા છતા વૈરાગ્ય આવતો નથી તમે આટલા બધા બેઠા છો, તેમા કોઈ હૃદય પર હાથ મૂકીને કહી શકો છો કે તમને દરેક રીતે સુખ જ છે ? બુદ્ધિશાળી માનવી સારાસારનો વિચાર કરી શકે કે સુખ કયા છે અને દુ ખ કયા છે

તમને જડ ધનના ઢગલામા સાર દેખાય છે એ જડને સાચવવા તમે તાળા મારો છો અને જે ચેતન છે તેને તમે છૂટુ મૂકી દો છો જ્યાસુધી તમારો મિત્ર અજ્ઞાનચદ્ર તમારી સાથે હશે, ત્યાસુધી તમે કુમતિને છોડવાના નથી પણ સુમતિથી લાભ છે ને કુમતિથી હાનિ છે એ તમને ક્યારે સમજાશે ?

એ આત્મારામને એક વિવેકચદ્ર નામનો મિત્ર મળી ગયો એણે ભટકતા આત્મારામને ઊભો રાખીને સમજાવ્યો કે 'ભાઈ! તુ મારુ કહ્યુ માનીને એકવાર અજ્ઞાનચદ્રની સોબત છોડી દે તારે સાથે ચાલનાર મિત્ર જોઈએ તો હુ તારી સાથે ચાલીશ' આત્મારામ સમજી ગયો તેણે અજ્ઞાનચદ્રની સોબત છોડીને વિવેકચદ્રનો સગ કર્યો હવે જ તેને 'સ્વ' અને 'પર'નો વિવેક જાગ્યો જે ઇન્દ્રિયોએ આત્માને ગુલામ બનાવી દીધો હતો તે આત્માએ ઇન્દ્રિયોને ગુલામ બનાવી એણે કુમતિનો ત્યાગ કર્યો જેણે પાચ ઇન્દ્રિયો, ચાર કષાયો અને દસમા આત્મા પર વિજય મેળવ્યો, તેણે આખા જગત પર વિજય મેળવી લીધો મહાત્મા કબીર કહે છે કે—

દસ દરવાજા બધ કર, અદર ચમકત મોતી,
કહત કબીર સુનો ભાઈ સાધો, નહી પુસ્તક નહી પોથી
આતમજ્યોતિ નજરમા ન આવી,
ઝિલમિલ ઝિલમિલ જલત હૈ જ્યોતિ,
નહી તેલ નહી બાતી આતમજ્યોતિ

એ આત્માની જ્યોતિ અલૌકિક છે, પણ જીવ જ્યાસુધી અજ્ઞાનચદ્રનો સગ ન છોડે ત્યાસુધી તેને સુમતિના ઘરમા શાન્તિ મળવાની નથી

આવીને ઊભુ હોય તેમ તેને લાગી ગયુ હવે બચવાનો શો ઉપાય કરવો? બીજો તો કોઈ આધાર રહ્યો ન હતો આથી એ દોડીને એકાંત શાળામા આવ્યો અને તપમા બેઠેલી દ્રૌપદીના ચરણોમા પડયો

દ્રૌપદીદેવીએ શંખનો નાદ સાભળ્યો હતો તેણે જાણ્યુ કે મારા ભાઈ શ્રીકૃષ્ણ આવી ગયા છે તે વિના આ રાજા મારા ચરણોમા પડે નહીં પગમા પડેલા રાજાને દ્રૌપદી કહેવા લાગી, 'રાજન્! મે તમને પ્રથમથી જ કહ્યુ હતુ કે મારા ભાઈ કૃષ્ણ વાસુદેવ છે, છતા તમે એમનો પ્રભાવ જાણ્યા વિના મારુ અપહરણ કરાવ્યુ અને તેમનો કોપ વહોરી લીધો માટે હવે જો તમારે બચવુ હોય તો એનો એક જ ઉપાય છે'

જેના હૈયામા ધર્મ પરિણમ્યો હોય તે દુશ્મન પ્રત્યે પણ ઉપકાર જ કરે છે દ્રૌપદીએ પદ્મનાભ રાજાને કહ્યુ, 'હવે જો તમારે પ્રાણ બચાવવા હોય, તો તમે તમારા દાઢી-મૂછ મૂડાવીને સ્ત્રીનો વેષ ધારણ કરો અને સ્રીની સાડી પહેરીને મને આગળ કરી અને તમારા હાથમા મૂલ્યવાન રત્નોની ભેટ લઈને શ્રીકૃષ્ણના ચરણમા નમો સાથે તમારી સાતસોયે સ્ત્રીઓ ગીત ગાતી ગાતી આવે અને એ પ્રકારે જો તમે શરણે જશો, તો જ બચી જશો આ સિવાય અન્ય કોઈ પણ ઉપાય નથી.' હવે એ પદ્મનાભ રાજા કેવી રીતે જશે અને ત્યા શુ બનશે તે અવસરે

ॐ શાન્તિ

*

એકલો આવ્યો છે ને એકલો જ ચાલ્યો જવાનો છે આવ્યો ત્યારે તને કોઈ ઓળખતુ ન હતુ, અને જઈશ તે પછી પણ કોઈ ઓળખવાનુ નથી માત્ર વચ્ચેના થોડાક સમય માટે થયેલી એ ઓળખાણ હતી એ ટૂંકા ગાળાની ઓળખાણમા પણ સ્ત્રી–પુરુષ વચ્ચે, પિતા–પુત્ર વચ્ચે, શેઠ–નોકર વચ્ચે ને મિત્ર–મિત્ર વચ્ચે કેટલીયે વાર સબધો કથળી ગયા હશે છતા એના માટે તમારા ધમપછાડા કેટલા? જો વિષયમા સુખ હોત તો તીર્થંકરો એને તજત શા માટે?

જ્યાસુધી ચારિત્રમોહનીય કર્મ જોરદાર હોય, ત્યાસુધી જીવને માર્ગ મળતો નથી દેવલોકમા બેઠેલા દેવતાઓ પણ એમ ઇચ્છતા હોય છે કે અમને સર્વવિરતિયોગ્ય માનવભવ મળે તો અમારુ કલ્યાણ થઈ જાય, ત્યારે તમે તો ભોગની માગણી કરો છો તમે જો નામના સુખને પણ જતુ ન કરી શકો તો એ કર્મની કઠણાઈ કોને કહેવી?

ગૅસ ચડે છે ને ખાધેલુ પચતુ ન હોય, પણ લાડુ સાથે થાળીમા આવેલા વાલ ને ચણામા તમારો જીવ દોડાદોડી કરવા માડે છે 'આટલામા શુ?' એમ કહીને એ કઠોળ ખાઈ જાવ, તો પછી એનાથી થતી પીડા માટે રડવુ પડે શા માટે? ક્ષણમાત્રનો જીભનો ચટાકો છોડી દીધો હોત, તો પેટની પીડા કે ગૅસ ને ઝાડા ન થાત હવે એ બીમારી વધવામા કારણભૂત કોણ? એવી જ રીતે પારકાનુ પચાવનારા અને કાળાબજારિયાઓ નામના સુખ માટે શુ કરી રહ્યા છે? તમે ચાળીસ મણ ભાર ઉપાડીને જતા બળદોને તો જોયા જ હશે તમારે પણ એ બળદોના જેવા દુ ખો ભોગવવા છે? તમે જો એવી ગતિના કારણુ ન આપો તો એવો ભવ ન મળે પણ તમે ઇન્દ્રિયસુખની સામે ઊભેલા કર્મના પરિપાકજન્ય દુ ખોને જોઈ શકતા નથી બિલાડી પોતાની સામે પડેલા દૂધની લાલચમા સામે ઊભેલા રખેવાળની ડાગને જોઈ શકતી નથી તમારી પણ એ બિલાડીના જેવી જ દશા છે

દૃષ્ટાન્ત—દૂધનુ દોણુ ઠરવા માટે મૂકીને એક બાજુ રખેવાળ ઊભો રહ્યો હતો, તેવામા એક બિલાડી આવી આવુ તાજુ ગરમ દૂધ

સમય પ્રમાણે બિંદનીબાઈ પાટ પર આવ્યા અને ઉદરોને બોલાવ્યા, પણ ઉંદરના આગેવાને દરની અંદર રહીને જવાબ આપ્યો કે, ' **नमःकेद्रारकंकणायै** । હવેથી અમારો એક પણ ઉંદર તમારી વાણીમાં ફસાશે નહીં '

આ તો એક રૂપક છે, પરંતુ આજની દુનિયામાં પણ આવું બને છે આવી પાપની પોકળલીલા ક્યાં સુધી ચાલે ? જ્યાં સુધી દુનિયાને સાચી આંખ ન આવી હોય, ત્યાં સુધી પાખંડીઓ પોલ ચલાવતા હોય છે આજે જૈનધર્મના નામે કેટલાયે મિથ્યાત્વીઓ પાખંડ પ્રવર્તાવે છે જેનામાં વ્રત નહીં, પચ્ચક્ખાણ નહીં, તપ-સંયમ નહીં, ચતુર્વિધ આહારનો ત્યાગ નહીં, સામાયિકપણું નહીં, તે પણ ઉપદેશ આપતા ફરે છે કે 'બસ, આત્માને ઓળખો તો જ બેડો પાર થઈ જશે ' આવા કુગુરુઓનું કામ જ એક પછી એકને પકડવાનું હોય છે આખરે આવા શિકારીઓ પોતે જ શિકાર બની જાય છે આવા કુગુરુ આત્માનું અહિત કરે છે સાચા સદ્ગુરુ મળવા દુર્લભ છે

આજે અમારા પરમ ઉપકારી મહાસતી શ્રી દિવાળીબાઈસ્વામીની પુણ્યતિથિ છે જેમણે જેમણે તેમના વ્યાખ્યાનો સાંભળ્યા હશે, તેમના કાનમાં એ વ્યાખ્યાનોના મીઠા સ્વરો ગૂંજતા હશે તેમના આત્મામાં જ્ઞાનની જ્યોતિ ઝળહળતી હતી શ્રી જવાહરલાલજી મહારાજના ગુરુ શ્રી લાલજી મહારાજે પોણોસો સાધુઓની પરીક્ષા લીધી હતી તેમાં શ્રી દિવાળીબાઈસ્વામીનો પહેલો નંબર હતો તેમને ૧૦૦ થોકડાઓ કંઠસ્થ હતા, ઘણા સૂત્રોના તે જ્ઞાતા હતા તેમને પંદરમે વર્ષે વૈરાગ્ય જાગ્યો અને વીસમે વર્ષે બા૦ બ્ર૦ સૂરજબાઈસ્વામી પાસે તેમણે દીક્ષા લીધી જે કોઈ એમના સંસર્ગમાં આવતું તેને કોઈ ને કોઈ પ્રતિજ્ઞા લીધા વિના ચાલતું જ નહીં વિહારમાં રસ્તો બતાવનારને રસ્તે ચાલતા ચાલતા પણ તેઓ ધર્મનું સ્વરૂપ સમજાવતા અને વ્રત-પચ્ચક્ખાણ આપતા. અમારા મોક્ષમાર્ગના ઉપદેશક અને અમારા જીવનના તેઓ ઉદ્ધારક

જ્ઞાની અને અજ્ઞાનીની બે જગ્યાએ ખબર પડે છે એક ખાટલે અને બીજી પાટલે અજ્ઞાની ખાવા માટે બેસે ત્યારે તેની રીત જોવા જેવી હોય છે, અને અજ્ઞાની બીમાર પડે ત્યારે તેની વેદના પણ જોવા જેવી હોય છે એ રડતા–પછડાતા દુ ખ ભોગવે છે શ્રી દિવાળીબાઈ-સ્વામીની આવી ભયકર બીમારીમા જ્યારે શ્રાવકો સુખસાતા પૂછતા ત્યારે તેઓ કહેતા, 'મારા દેહને કષ્ટ હશે, પણ મને નથી શરીર તો આત્માનુ પાડોશી છે પાડોશીના ઘરમા નુકસાન જાય, તેમા મારે શું ?'

દૂરદૂરથી લોકો પૂ દિવાળીબાઈસ્વામીનુ વેદન અને ઉદ્દગારો સાભળવા માટે આવતા હતા આમ પચપરમેષ્ઠીનુ ધ્યાન ધરતા ધરતા તેઓ શરીરની વેદનાને સહન કરતા હતા આવા ઉપકારી અને જ્ઞાની આત્માની પુણ્યતિથિના દિવસે જીવોમા ધર્મની જાગૃતિ આવે છે

સોનાચાદીના ગમે તેવા કીમતી વાસણોમા પાણી ઠડુ થતુ નથી, પણ માટીના ઘડામા જ પાણી શીતળ બને છે એ ઘડો કેટકેટલા કષ્ટો, તાપ અને ટપલા ખમીખમીને થયો છે ? કુભારે એને માટીના રૂપમાથી ઘડો બતાવતા સુધીમા કેટલી કસોટીમાથી પસાર કર્યો, ત્યારે જ એ બીજાની તરસ છિપાવવા યોગ્ય બન્યો

ગુરુ પ્રજાપતિ સરીખડા, ઘડ ઘડ કાઢે ખોટ,
ભીતર સે કર રાખ કે, ઉપર લગાવે ચોટ

ગુરુ પણ શિષ્યને વાકોચૂકો રહેવા દેતા નથી એમના ઘડતરમાં ખામી હોતી નથી ક્ષત્રિય રાજર્ષિએ સયતિ રાજાને પૂછ્યુ, 'તમારુ ચિત્ત આટલુ બધુ પ્રસન્ન છે, તો તમારા ગુરુ કોણ ? તમારુ નામ અને ગોત્ર કયુ છે ? આવો વિનય તમને કોણે શીખવાડ્યો છે ?' સયતિ રાજાએ ઉત્તર આપ્યો, 'મારા ગુરુ આચાર્ય ગર્દભાલી મુનિ છે મારુ ગોત્ર ગૌતમ છે અને મને લોકો સયતિ નામથી ઓળખે છે મારી પ્રસન્નતા મારા ગુરુએ આપેલા જ્ઞાનના કારણથી છે એમણે જ મને અભય આપ્યુ અને અભયદાન દેતા શીખવ્યુ છે'

જેને ધર્મધ્યાનમા પ્રીતિ હોય તે કદાપિ મરણથી ભય પામતો નથી ગૌતમસ્વામી પ્રશ્ન કરે છે કે 'હે ભગવન ! **आयकम्मुणा उववज्जइ वा परकम्मुणा उववज्जइ ?**'—જીવ પોતાના કર્મથી હેરાન થાય છે કે પરના કર્મથી ? ભગવાન જવાબ આપે છે કે, '**गोयमा ! आयकम्मुणा उववज्जइ**'—હે ગૌતમ ! જીવ પોતાના જ કર્મથી હેરાન થાય છે ઇષ્ટ પ્રત્યેનો રાગ અને અનિષ્ટ પ્રત્યેનો દ્વેપ એ કર્મ-બંધનમા કારણભૂત છે માટે ભગવાન કહે છે કે, '**नो लिप्पइ तेण मुणि विरागो**'—મુનિઓ રાગ અને દ્વેપમા લેપાતા નથી અને '**नत्थि मग्गे विरयस्स त्ति बेमि**'—વિરતને માટે મુક્તિ સિવાય બીજો માર્ગ નથી ઘટીના બે પડમા દાણા ઓરાતા જાય છે તેમા જે ખીલાને વળગી રહે છે તે બચી જાય છે અને વચ્ચે જાય છે તેના ભુક્કા ઊડી જાય છે માટે—

એકને વળગ્યા એટલા ઊગર્યા રે,
દાણાઓ બીજા પિસાય

એમ આ સસારમા રાગ-દ્વેપના બે પડ વચ્ચે જીવો પિસાઈ રહ્યા છે એમાથી ધર્મરૂપી ખીલાને વળગી રહેનાર જીવ ઊગરી જાય છે આવો જીવ વિચાર કરે છે કે હુ જેના પર રાગ કરુ છુ તેણે મારુ અનત વાર અહિત કર્યું છે અને જેના પર હુ દ્વેપ કરુ છુ તેણે મારુ અનત વાર હિત કર્યું છે, કારણ કે જીવ અનત વાર માબાપ, પતિપત્ની, પુત્રપિતા અને શત્રુમિત્રપણે જન્મી ચૂક્યો છે માટે રાગને છોડો અને ત્યાગને સ્વીકારો રાગ એ અંધકાર છે અને ત્યાગ એ પ્રકાશ છે સ્વાર્થી ભમતી માણસ સારાસારને જોતો નથી ખાબોચિયાના પાણીની જેમ સાકડા હૈયામાથી નીકળેલી વાણી સ્વાર્થની ગંધવાળી જ હોય ને ? માટે તમારા મનના બગીચામા મૈત્રીનો છોડ વાવો

જગતના તમામ જીવોનુ કલ્યાણ થાવ, બધા પરસ્પર મિત્ર સમાન વર્તો, કોઈ કોઈનો દ્વેપ ન કરો—આવી જેના હૃદયમા ભાવના હોય તે કોઈને શત્રુ માનતો નથી સાચો શત્રુ તો તમારા દેહમા છે—

પર અરુચિ ઉત્પન્ન કરનારુ ઉત્તમ તત્ત્વ છે દુ ખ એ તો એક અવનવી ભેટ છે જો દુ ખ ન પડે તો જીવને જાગવાનો સમય આવે જ નહી સડવુ, પડવુ, બગડવુ અને નાશ થવુ એ જડ પરમાણુનો સ્વભાવ છે જીવનો પુરુષાર્થ ચેતનને ફેરવવામા કામ લાગે છે જડને ફેરવવામા જીવનનો પુરુષાર્થ કામ લાગતો જ નથી માટે હવે આ ભાજગડ ક્યા સુધી કર્યા કરશો ? નવેય તત્ત્વો જેમ છે તેમ સમજો એનુ જ નામ સમ્યગ્દર્શન છે તમારા હૃદયમા સાચી દૃષ્ટિ પ્રગટે, તો તમારા ઘણા પાપો ઓસરી જાય

દ્રૌપદી સમજે છે કે મારા ઉપાદાનકારણથી જ પદ્મનાભ રાજા નિમિત્ત બન્યો છે એમા મારો પોતાનો જ દોષ છે દ્રૌપદીના કહેવાથી પદ્મનાભ રાજાએ સ્ત્રીના કપડા પહેર્યા અને દ્રૌપદીદેવીને આગળ કરીને અને હાથમા ભેટ લઈને એ આગળ ચાલ્યો, પાછળ તેની સાતસો સ્ત્રીઓ ગીત ગાતી જતી હતી શ્રીકૃષ્ણમહારાજ પાસે આવીને તેમના ચરણોમા પડી ગયો શ્રીકૃષ્ણે કહ્યુ, 'હે રાજા ! તને એટલી પણ ખબર ન રહી કે મારી બહેન દ્રૌપદીનુ અપહરણ કરાવ્યુ ? જો તે પ્રથમ વિચાર કર્યો હોત, તો આ બધુ બનવા પામત ખરુ ? હવે આવે વેષે તુ મારા ચરણમા પડ્યો, માટે હુ તને અભય આપુ છુ, કારણ કે સ્ત્રીવેષ ધારણ કરનાર પર હુ હાથ ઉપાડતો નથી'

તમે તો ઘરમા જાવ છો ને સ્ત્રી ઉપર શૂરવીર બની જાવ છો. કદાચ તમને એના કામમા ક્યાશ લાગતી હોય, પણ વિચાર કરો કે જ્યારે તમે કુવારા હતા ત્યારે દસ છોકરીઓના કહેણ આવ્યા હતા તેમાથી આ છોકરી સાથે જ તમારુ સગપણ કેમ થયુ ? તમારા ક્લેશનુ એ નિમિત્ત શા માટે બની ? માટે એ પણ તમારા જ કર્મનુ પરિણામ છે માટે હવે તમે તેના જેવા ન થઈ બેસો તો જ તમારી બાજી સુધરે ! પણ તમે તો એની સામે લાલ અગારા જેવા બની જાવ છો

**દૃષ્ટાન્ત**—ધોબીઘાટ પર કપડા ધોતા એક ધોબીના છાટા ત્યા

આવ્યો. દામાવાળાને પણ થયું કે જો ધર્મ પ્રમાણે તે ચાલશે તો તે સુખી થશે. તેણે પાંચ સો રૂપિયામાંથી એક નાનકડી દુકાન કરી અને ધીમે ધીમે કરતા વેપારમાં તે શેઠને પણ ટપી ગયો. કહેવાનો આશય એ છે કે દાગીનાથી દેહની શોભા વધારવા કરતાં ધર્મ કરીને તમારી શોભા વધારો. તેમ કરશો તો તમે પણ સુલભબોધીપણું પ્રાપ્ત કરશો.

હવે સૂર્યાભ પૂછે છે, "હે પ્રભુ! આ સૂર્યાભ ક્યાં જશે ત્યાં સુલભબોધી થશે કે?" ભગવાને કહ્યું, "હે સૂર્યાભ! તું તો સુલભબોધી છો." આ સાંભળીને સૂર્યાભના આનન્દને સીમા નથી રહેતી. હર્ષ તેના હૈયામાં સમાતો નથી. ત્યાર પછી, ગૌતમ સ્વામી પૂછ્યું, "ભગવાન! આ સૂર્યાભનો પૂર્વ ભવ શો હતો?" ત્યાર પછી પરદેશી રાજાનો આખો ભવ કહેવાશે. જે સાંભળશે તેને અનેરો આનંદ આવશે.

---

## વ્યાખ્યાન ૪૯ મું

[બુધવાર અધિક શ્રાવણ વદિ ૫]

બંધુઓ! જ્ઞાની પુરુષોની વાણી એ તો અણમોલાં રત્ન જેવી છે. જે આત્માઓએ એ વાણીનો સ્વાદ ચાખ્યો, એમાં શ્રદ્ધા કરી અને જેના હૃદયને તેનો સ્પર્શ થયો, તે આત્માઓ કૃતકૃત્ય થઈ ગયા. ભગવાન ભવ્ય જીવોને કહે છે, કે હે આત્માઓ! તમારા આત્માને ભવ્ય કરવાનો અપૂર્વ અવસર

તમને પ્રાપ્ત થયો છે. દેવોને પણ દુર્લભ એવા આ માનવભવની કિંમત તમે જ્યાસુધી નહિ સમજો ત્યાસુધી બધુ વ્યર્થ છે. માનવભવની મહત્તા ખાવાપીવામા અને મોજશોખ કરવામાં નથી, પણ સત્ય અને અહિંસામા છે માટે અમારી વાતને ભૂલશો નહિ જ્ઞાની ભવ્ય જીવને કહે છે, ભાઈ! આજે મહામૂલો અવસર મળ્યો છે, તે કર્મનો નિવેડો કાઢવા માટે મળ્યો છે ભાઈ! તું આખી દુનિયાનો જાણકાર થયો. ભૂગોળ અને ખગોળનું તે જ્ઞાન મેળવ્યુ. પણ તે તારો પોતાનો ઇતિહાસ હજી જાણ્યો નહિ તુ કોણ છો? ક્યાથી આવ્યો અને તારું સ્વરૂપ શું છે! તે ઇતિહાસ અદ્યાપિ તે જાણ્યો નથી હે મુમુક્ષુ! તુ તારી દરકાર કેમ રાખતો નથી? યાદ રાખજો, કે વહેલા કે મોડા દરેકને મરવાનુ તો છે જ માનવભવમા અમર થવાના ટાણા મળ્યા છે, માટે, ભાઈ! શાન્તિ મેળવવા આ જીવે ઘણાયે કામો કર્યા, પણ સાચી શાન્તિ શામા છે? આ બાબતનો જીવે કદાપિ વિચાર કર્યો નથી દેવોને વલ્લભ એવા હે આત્માઓ! સાભળો કર્મના મૂળીયા કાપ્યા વિના જીવોને છૂટકો જ નથી પણ આત્માએ તો જન્મ-મરણના મૂળીયા વધારી નાખ્યા છે અને વધારતો જ રહ્યો છે ભગવાન કહે છે કે ભાઇ! જ્યાસુધી તુ વિકારમા છો ત્યાસુધી તને નિર્વિકારી ભવની શી લહેજત છે તેની ખબર નહિ પડે જો કોઇ સ્વાદિષ્ટ વસ્તુ ખાવા મળી જાય, તો લહેજત આવે ને? હા જ તો એમ વીરવાણી સાભળતા તમને લહેજત આવે છે? ભાઈ! માથા તો ઘણાયે ધુણાવ્યા, પણ હવે મનને ધુણાવતા શીખો.

આ સૂર્યાભ દેવ પૂર્વ ભવમા મન ધુણાવીને આવ્યો છે,

માટે જ તે પોતાનો નિર્ણય કરાવી રહ્યો છે દેવોના ઠાઠમાઠનું પણ તેમને તો વિસ્મરણ થઈ ગયું છે સમ્યગ્દષ્ટિની આ ઉલ્હેજત તો જુઓ! શું પૂછે છે? "હે ભગવાન! આ સૂર્યાભ ભવ્ય છે કે અભવ્ય? જે સમયે કર્મસ્વરૂપ અને આત્મ સ્વરૂપની ચર્ચા ચાલે, તે વખતે ભવ્યને જ ઉલ્હેજત આવે. 'આ સૂર્યાભ સમ્યગ્દષ્ટિ કે મિથ્યાદષ્ટિ? સુલભબોધી કે દુર્લભબોધી? આરાધક કે વિરાધક?" આવા પ્રશ્નો પૂછે છે પણ એમ નથી પૂછતા કે 'સાહેબ! મારું દૈવી ઐશ્વર્ય કાયમ રહેશે કે કેમ? પાચમો પ્રશ્ન પૂછે છે, 'હું વર્તમાન આરાધક છું કે વિરાધક?' આરાધક કોની સેવા? કોની આરાધના? સમ્યગ્જ્ઞાન દર્શન અને ચારિત્રની આરાધના આ સંસારમા લોકોને શું એમ કહેતા નથી સાભળ્યા કે 'અમુક દેવની આરાધના કરી, તો આ નોકરી મળી!' કોઈ કહે છે, મે શેઠને આરાધ્યા એટલે શેઠ મારા પર તુષ્ટ થયા. ભગવાન કહે છે કે એક ભવના પેટની ખાતર નોકરને શેઠની આરાધના કરવી પડે છે શા માટે? ભૂખ ભાગવા માટે તો જીવનમા કઈ આરાધના કરવા યોગ્ય છે તેનો વિચાર કરવો જોઈએ ત્યારે આપણા જીવનમા આરાધવા યોગ્ય શું છે? ભગવાન કહે છે કે હે ભવ્ય! માનવજીવન પામીને જો કોઈ આરાધવા યોગ્ય હોય, તો તે દેવ, ગુરુ અને ધર્મ છે 'હે દેવાધિદેવ! એનો ધર્મ કેવો છે? હું એમની આજ્ઞામાં છુ કે બહાર છુ? ભગવાન કહે છે કે 'જ્યાસુધી આજ્ઞામા રુચિ કે વિશ્વાસ ન આવે ત્યાસુધી આરાધક ન થાય." સૂર્યાભદેવ પૂછે છે આ આત્માએ જ્ઞાન, દર્શન અને ચારિત્રની આરા

ધના કરી છે કે તે વચમાં જ તૂટી ગઈ છે ?” અહો ! આત્માર્થી પુરુષના લક્ષણુ તો જુઓ ! કેટલી તાલાવેલી લાગી છે. ! ભગવાન કહે છે, “સૂર્યાભ ! તે તો આત્મા, જ્ઞાન, દર્શન, ચારિત્ર દેવ, ગુરુ અને ધર્મની આરાધના કરીને ડંકો વગાડયો છે.” તમે કોનો ડંકો વગાડયો છે ? જુઓ તો ખરા ! આત્માર્થી પુરુષને જ વિકાસની શ્રેણિના કેટલા પરિણામો છે ! જ્યા સુધી આત્મામા વિકાર છે, ત્યાસુધી તેનો વિકાસ શક્ય નથી આત્મા તો વિકાસનો પુજ છે, પણ કર્મની અવળચડાઈને કારણે વિકારી થઈ ગયો છે આત્મા અખડ દ્રવ્ય છે ન દ્રવવુ એવો જેનો સ્વભાવ છે તે આત્મ દ્રવ્ય શુ છે તે ગૌતમ સ્વામી ભગવાનને પૂછે છે “આત્મ દ્રવ્ય એટલે શુ ?” ગુણપર્યાયનો સમૂહ તે આત્મા એના અનન્ત ગુણો મૂકીને તે જડમા ભળી ગયો છે જ્યા સુધી તે આ અવસ્થામા રહેશે ત્યાસુધી તે વિકાસને સાધી નહિ શકે જ્ઞાનીઓ અજ્ઞાનને દુખનુ મૂળ કહે છે. જ્યાસુધી અજ્ઞાન હોય, ત્યાસુધી ભેદજ્ઞાન ન ઊપજે, અને જ્યાસુધી ભેદજ્ઞાન ન થાય ત્યાસુધી આત્મા કર્મના સ્વરૂપને અને પોતાના સ્વરૂપને ન ઓળખી શકે કારણ ? અનન્ત કાળથી આત્મા તે જ દેહ છે એ સ્વભાવે જીવ જીવી રહ્યો છે જે વખતે આત્મા સમભાવમા આવે છે, તે વખતે તે સમભાવી આત્મા કહેવાય છે, કારણ કે આત્મામા તો સપૂર્ણ સમતા, ક્ષમા વગેરે ગુણો ભરેલા છે તો પ્રશ્ન થશે, કે ક્રોધ, માન, માયા વગેરે ક્યાથી આવ્યા ? આનો જવાબ ન્યાયપુર સર બતાવુ છુ

આપણે પાણી પીએ છીએ, તે પાણી જીવ છે કે અજીવ ?

આચારાંગ સૂત્રમાં ભગવાન કહે છે, હે ગૌતમ! પાણી પોતે જ જીવ છે' અન્ય દર્શનોમાં પાણીમાં ઉત્પન્ન થયેલા ત્રસ જીવોને જીવ માને છે પણ પાણી પોતે જ જીવ છે એ તેઓ સિદ્ધ કરી શક્યા નથી. અન્ય દર્શનવાળાઓ એમ કહે છે કે પાણીનો ઉપયોગ તેઓ સ્નાન પૂજા માટે કરે છે તેથી તેઓને પાપ લાગતું નથી. ભગવાન કહે છે 'હે ગૌતમ! જેઓ એમ કહે છે પાણી જીવ નથી તેઓ પાણી પર આળ ચડાવી રહ્યા છે' આગળ વધતા ભગવાન કેવો સુંદર ઉપદેશ આપે છે! लज्जमाणा पुढो पास अणगारा मोत्तिपगे पवयमाणा। "અમે અણગાર છીએ, માટે પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ વગેરેનો આરંભ કરતા લજાતા નથી.' એવાઓને અમારા મુનિઓ કરતા જુદા લેખો. કોઈ કહે છે કે પાણી જીવ નથી, અગ્નિ જીવ નથી, પણ વનસ્પતિમાં તો અત્યારનું વિજ્ઞાન પણ જીવ માનતું આવ્યું છે કેવળી ભગવાન તો કેવળ જ્ઞાનથી જ જોતા આવ્યા છે તમે કોના દીકરા છો? ભગવાનના ને! હા જ તો તો પછી ભગવાનના દીકરાને પૃથ્વી, પાણી વગેરે જીવોની હિંસા કરતા કંપારી છૂટવી જોઈએ તમને થવું જોઈએ, કે તમારા મોજશોખની ખાતર તમે એ જીવો પર કુઠારાઘાત કરી રહ્યા છો એમ ન માને તો गम्भाओ गम्भं એક ગર્ભમાંથી બીજા ગર્ભમાં ઉત્પન્ન થાય. માટે જ ભગવાન કહે છે કે आरंभजं दुक्खमिणन्ति नच्चा। જ્ઞાની કેવું સુંદર વાક્ય બોલ્યા છે! આ દુઃખ આવ્યું જ ક્યાંથી? કોઈને તે વળી દુઃખ ગમતું હશે? નહિ જ ત્યારે કોણ બોલે છે? આનંદ બાઈને દુઃખ તો ગમતું નથી, તેને

તો તેનુ પ્રતિપક્ષી સુખ જોઈએ છે તો પછી સુખના ઉપાયો કર્યા વિના સુખ કયાથી મળવાનુ હતુ? અગ્નિ બળતો હોય અને તેમા હાથ નાખીએ તો શુ થાય? બળે જ ને. આ વાતમા તો તમને વિશ્વાસ છે ને? દાહક ગુણ શામા છે? અગ્નિમાં અગ્નિમા હાથ નાખવાથી જેમ તે બળે છે, તેમ ભગવાન કહે છે કે પાપમા હાથ નાખવાથી પણ બળશે પાપ એ અગ્નિ છે બળતા અગ્નિમા હાથ નાખનારને તમે શુ કહો? મૂર્ખ તેમ જ પાપમા હાથ નાખનાર પણ મૂર્ખ જ કહેવાય પાપ રૂપી અગ્નિમા હાથ નાખનાર દુખી થાય તમારે હવે દુખી થવુ છે કે સુખી? **आरंभजं दुक्ख मिणति नच्चा।** દુખ આરભથી ઉત્પન્ન થાય છે ભગવાનને ગૌતમ સ્વામી પૂછે છે, "હે નાથ! આત્મા આત્મારભી, પરારભી કે તદુભયારભી? આત્માનો સ્વભાવ નિશ્ચય નયથી આરભ કરવાનો નથી હે પ્રભુ! આપ ત્રણ વ્યાખ્યા શી રીતે કરો છો?" ભગવાન કહે છે, "હે ગૌતમ! વ્યવહાર અને નિશ્ચય–એ બે વસ્તુને જ્યા સુધી લક્ષ્યમા નહિ રાખો, ત્યા સુધી તમને તત્ત્વ સમજાશે નહિ" નિશ્ચયનયથી આત્મા અનારભી છે કેટલાક લોકો એમ કહે છે, કે જડ જડનુ કાર્ય કરે, એમા આપણને શુ લાગે વળગે? પણ જ્ઞાનીઓ શુ કહે છે તે ધ્યાનમા લો આત્મામાં રોશની પ્રગટાવો અનાદિ કાળથી આત્મા અધારામા રહ્યો છે કોઈ ભોયરાને બારી–બારણા ન હોય, તો અદર જનાર ગૂગળાઈ જાય ને? બખોલમા રહીને પ્રકાશ કરીએ તો શુ થાય? અજવાળુ આ વાતને આચારાગ સૂત્રમા એક દૃષ્ટાન્ત આપીને ભગવાને સમજાવી છે,

પાણીનો એક ધરો હતો, તેમાં એક કાચબો રહે. ધરમાં શેવાળના થરો બાઝી ગયા છે હવે ગમે તે કારણ હોય પણ શેવાળ વીખરાઈ ગઈ અને એક ઠેકાણે છિદ્ર પડયું કુટુંબ-પરિવારથી વીખૂટો પડેલો કાચબો તરતો તરતો ત્યાં ગયો તો છિદ્રમાંથી સોળે કળાએ પ્રકાશતા ચન્દ્રને તેણે જોયો તેને થયું આ આનન્દ એકલો હું લૂટું તેના કરતા બધા પરિવાર સાથે લૂટું તો વધારે આનંદ આવશે.' આમ વિચારી તે પોતાના કુટુંબને અજબ રોશની જોવા માટે બોલાવવા ગયો એટલામાં પેલું છિદ્ર પાછું શેવાળથી પુરાઈ ગયું જુએ તો ચંદ્ર પણ ન જળે કે ન મળે તેનો પ્રકાશ તે હતાશ થઈ ગયો તેના શોકનો પાર ન રહ્યો. તેમ જ ભગવાન કહે છે, કે આ સંસાર રૂપી ધરામાં કાચબા રૂપી અજ્ઞાની જીવો રહે છે મનુષ્યનો ભવ રોશનીવાળો છે વીરની વાણી રોશની પ્રગટ કરનાર છે પણ પરિવારની શેવાળમાં એ દેખાતી નથી. કાચબો કુટુંબને તેડવા ગયો તેટલામાં શેવાળ વળી ગઈ એવી રીતે પૂર્ણિમાના ચન્દ્ર સરખી વીતરાગની વાણીથી પ્રકાશ કરવાનો સુંદર અવસર આવ્યો છે ત્યાં સહેજ રોશની થતાં મોહનીય કર્મ અને કુટુંબની એવી શેવાળો બાઝી જાય છે, કે પ્રકાશ નજરે પડતો નથી અને જીવો હતા ત્યાંના ત્યાં જ રહે છે તમે અહીં બેઠાં બેઠા રોશનીથી ખીલી રહ્યાં છો, પણ જેવા ઊઠીને અહીંથી જશો, તેવું જ બધું ખલાસ પાછો પહેલાનો અંધકાર તમને ઘેરી વળશે.

અંધકારથી આપણો આત્મા હેરાન થઈ ગયો છે જેમ જેમ સાચો પુરુષાર્થ કરશો તેમ તેમ પ્રકાશ મળશે. તમે કહો

છો, કે તમને અધકાર ગમતો નથી તો પછી અધકારમાં રહેવુ છે કે પ્રકાશમા આવવું છે ! પ્રકાશમા આવેલો એવો સૂર્યાભનો જીવ ભગવાનને પૂછે છે, "जेणाह दुग्गइ न गच्छेज्जा–હું એવુ કાર્ય કરુ, જેથી દુર્ગતિમા ન જાઉ" તમે કોઈ દિવસ આવીને અમને આવો પ્રશ્ન કર્યો છે ખરો ? તમને દુર્ગતિમા જવુ ગમે ? ભગવાન આત્માના પ્રકાર બતાવતાં કહે છે, કે આત્માનો સ્વભાવ નિશ્ચયનયે અનારભી છે, પણ અનાદિ કાળથી તે કર્મના સયોગમા પડેલો છે જ્યા સુધી તે કર્મના સયોગમા રહેશે, ત્યા સુધી તે મિથ્યાત્વરૂપી અધકારમાં પડેલો અને આરભી છે જ્યા સુધી આત્મા મિથ્યાત્વનો નાશ ન કરે, ત્યા સુધી તે આરભથી જીવે આત્માને દુ:ખ ઉત્પન્ન કરનાર આરભ જ છે આરભ એટલે કર્મની શરૂઆત હિસા બે પ્રકારની છે એક સ્વહિસા અને બીજી પરહિસા આચારાગ સૂત્રમા બે પ્રકારના શસ્ત્રો બતાવ્યા છે દ્રવ્યશસ્ત્ર અને બીજું ભાવશસ્ત્ર જેના વડે જીવોનો ઘાત થાય–જેવા કે ચપ્પુ, કાતર, તલવાર વગેરે, તે દ્રવ્યશસ્ત્ર કહેવાય આ શરીર જો કોઈનો ઘાત કરે, તો એ પણ શસ્ત્ર જ કહેવાય ત્યારે ભાવશસ્ત્ર કોને કહેવાય ? જ્ઞાનીઓ કહે છે કે દ્રવ્યશસ્ત્ર જેટલુ આપણું નુકસાન નથી કરતુ, તેટલુ નુકસાન ભવશસ્ત્ર કરે છે ભાવમાં જ એવુ સામર્થ્ય (power–પાવર) છે દ્રવ્યને તો તમે હાથમા લો ત્યારે જ નુકસાન કરે બદૂક–ભલે તે ગોળીથી ભરેલી હોય, પણ નુકસાન તો તમે ઉપાડો ત્યારે જ કરે ને ? ભગવાન કહે છે, કે લોકો દુર્ગતિ અને નરકથી ડરે છે, પણ, ભાઇ ! દુર્ગતિ અને નરક અહીના અહી જ છે નરકમા જવા

લાયક કર્મ કરો તો નરક અહીં વિદ્યમાન જ છે અને જો તેવા દુષ્કૃત્યો ન કરો તો નરક છે જ નહિ આત્માના ખરા અધ્યવસાય તેનું નામ ભાવકર્મ માટે જ જ્ઞાનીઓને કહેવુ પડ્યુ કે—

**नो इन्दियग्गिज्झ असुत्तभावा असुत्तभावावि य होइ निच्चो।**
**अज्झत्थहेउं नियपस्स बन्धो संसारहेऊं च वयन्ति बन्धं॥**

આત્મા ઇન્દ્રિયોથી ગ્રાહ્ય નથી એટલે તે અરૂપી છે અરૂપીનુ ગ્રહણ વસ્તુથી ન થઈ શકે 'असुत्तभावावि य होइ निच्चो। હે ભગવાન! અરૂપી અને નિત્ય એવા આત્માને બન્ધન શાના?' ભગવાન કહે છે 'अज्झत्थहेउ नियपस्स बन्धो" આત્મા નિત્ય હોવા છતા અધ્યવસાયને લઈને બ ધન ભોગવી રહ્યો છે અધ્યવસાય બે પ્રકારના છે પ્રશસ્ત અને અપ્રશસ્ત. જ્યારે આત્મા સ્વમા હોય ત્યારે તેનો અધ્યવસાય પ્રશસ્ત હોય અને જ્યારે તે પરમા હોય ત્યારે અપ્રશસ્ત. અધ્યવસાયના દોષ વડે આત્મા સદાય બ ધાઈ રહ્યો છે અને બ ધન જ સ સારનુ કારણ છે ત્યારે તમને બ ધન ગમે છે? કોઈ આવીને તમારા મોઢામા ડૂચો મારે તે તમને ગમે? નહિ જ જ્ઞાની કરુણા ભાવે આપણને કહે છે, કે ભાઈ! એ બ ધાયેલા રસ્તા પણ તુ વધારે બ ધાઈ ગયો છે બ ધાયેલો જ છૂટવાનો પ્રયત્ન કરે જો તમે પોતાને બ ધાયલા માનતા હો તો તમારે છૂટવાનો પ્રયત્ન કરવો જોઈએ એક માણસ ઉપર ૫ ૦ રૂપિયાનુ કરજ છે બાર મહિને ૨૫ રૂપિયા ચૂકવે અને હજાર નવું કરજ કરતો જાય, તો એ માણસ કોઈ દિવસ કરજમાથી

મુક્ત થાય ખરો? જ્યારે એક બીજા માણસને પણ ૫૦૦ રૂપિયાનુ કરજ છે, તે બાર મહીને ત્રણ સો ચૂકવે છે અને નવા રૂ. ૨૦૦નુ કરજ કરે છે આ માણસ એક દિવસ કરજમાથી છૂટવાનો, જ્યારે ત્રીજા માણસને પણ રૂા ૫૦૦નુ દેવુ છે, તે નિયમિત જૂનુ કરજ થોડે થોડે કરીને ભરતો જાય છે, પણ નવુ કરતો નથી આ ત્રણમાથી તમે કોને શ્રેષ્ઠ ગણશો?

હે દેવાના પ્રિયો! વ્યવહારમા તો બહુ ડાહ્યા અને ચતુર છો બીજાઓને શિખામણ પણ આપો છો, કે આમ કરાય અને આમ ન કરાય પણ પોતાના હિતાહિતનો તો વિચાર પણ કરતા નથી જ્ઞાની પુરુષો કહે છે, કે બાપુ! તે ૭૦ કોટાનકોટિ સાગરોપમનુ દેવુ કર્યું છે તેને અકામ નિર્જરાએ ચૂકવતો જઈશ અને પાછુ નવુ કરજ બાધતો જઈશ, તો તુ ક્યારે છૂટવાનો? ચોવીસ કલાકમા એક સામાયિક કરનારને માથે રૂ ૫૦૦નુ દેવું છે અને ૨૫ ચૂકવે છે તો તે આ દેવામાથી ક્યારે છૂટવાનો? સામાયિક કરનારને બીજા દિવસ સુધી તો અસર રહેવી જોઈએ ને? ભગવાન કહે છે, કે આ અવસર દેવુ ચૂકવવા માટે મળ્યો છે કરજ બહુ વધી જાય, તો નળિયા અને છાપરા વેચે તો યે પૂરુ ન થાય પછી કોર્ટમા નાદારી નોધાવવી પડે આવાને લોકો શુ કહે છે? દેવાળિયો એમ ભગવાન કહે છે કે તમારુ કરજ ઘણુ વધી ગયુ છે, માટે વિચાર કરો જેને માથે ઘણુ કરજ વધે તેને ચાર ગતિમા જઈને દુ ખની કોર્ટમા નાદારી નોધાવવી પડે અહી આ પાચમા પુછાય એવા દીકરાને રૂ ૫૦૦૦ આપ્યા, પણ દીકરાએ તળિયા ઝાટક (સાફ) કરી નાખ્યા પછી બાપ દીકરાને શિખામણ આપે

લાયક કર્મ કરો તો નરક અહીં વિદ્યમાન જ છે અને જો તેવા કુકૃત્યો ન કરો તો નરક છે જ નહિ. આત્માના ખરા અધ્યવસાય તેનું નામ ભાવશ્રુ માટે જ જ્ઞાનીઓને કહેવુ પડ્યું, કે—

**નો इन्दियग्गिज्झ अमुत्तभावा अमुत्तभावावि य होइ निच्चो ।**
**अज्झत्थहेउं नियपस्स बन्धो संसारहेउं च वयन्ति बन्धं ॥**

આત્મા ઇન્દ્રિયોથી ગ્રાહ્ય નથી એટલે તે અરૂપી છે અરૂપીનુ ગ્રહણ વસ્તુથી ન થઈ શકે अमुत्तभावावि य होइ निच्चो ।

હે ભગવાન! અરૂપી અને નિત્ય એવા આત્માને બન્ધન શાના?" ભગવાન કહે છે अज्झत्थहेउं नियपस्स बन्धो " આત્મા નિત્ય હોવા છતા અધ્યવસાયને લઈને બંધન ભોગવી રહ્યો છે અધ્યવસાય બે પ્રકારના છે: પ્રશસ્ત અને અપ્રશસ્ત. જ્યારે આત્મા સ્વમા હોય ત્યારે તેનો અધ્યવસાય પ્રશસ્ત હોય અને જ્યારે તે પરમા હોય ત્યારે અપ્રશસ્ત અધ્યવસાયના દોષ વડે આત્મા સદાય બંધાઈ રહ્યો છે અને બંધન જ સંસારનુ કારણ છે ત્યારે તમને બંધન ગમે છે? કોઈ આવીને તમારા મોઢામાં ડૂચો મારે, તે તમને ગમે? નહિ જ જ્ઞાની કરુણા ભાવે આપણને કહે છે કે ભાઈ! એ બંધાયેલા કરતા પણ તુ વધારે બંધાઈ ગયો છે બંધાયેલો જ છૂટવાનો પ્રયત્ન કરે જો તમે પોતાને બંધાયલા માનતા હો તો તમારે છૂટવાનો પ્રયત્ન કરવો જોઈએ. એક માણસ ઉપર ૫૦૦ રૂપિયાનુ કરજ છે બાર મહિને ૨૫ રૂપિયા ચૂકવે અને હજારનુ નવું કરજ કરતો જાય તો એ માણસ કોઈ દિવસ કરજમાથી

મુક્ત થાય ખરો? જ્યારે એક બીજા માણસને પણ ૫૦૦ રૂપિયાનુ કરજ છે, તે બાર મહીને ત્રણ સો ચૂકવે છે અને નવા રૂ. ૨૦૦નુ કરજ કરે છે આ માણસ એક દિવસ કરજમાથી છૂટવાનો, જ્યારે ત્રીજા માણસને પણ રૂા ૫૦૦નુ દેવુ છે, તે નિયમિત જૂનુ કરજ થોડે થોડે કરીને ભરતો જાય છે, પણ નવુ કરતો નથી આ ત્રણમાથી તમે કોને શ્રેષ્ઠ ગણશો?

હે દેવાનાં પ્રિયો! વ્યવહારમા તો બહુ ડાહ્યા અને ચતુર છો બીજાઓને શિખામણ પણ આપો છો, કે આમ કરાય અને આમ ન કરાય પણ પોતાના હિતાહિતનો તો વિચાર પણ કરતા નથી જ્ઞાની પુરુષો કહે છે, કે બાપુ! તે ૭૦ કોટાનકોટિ સાગરોપમનુ દેવુ કર્યું છે તેને અકામ નિર્જરાએ ચૂકવતો જઈશ અને પાછુ નવુ કરજ બાધતો જઈશ, તો તુ કયારે છૂટવાનો? ચોવીસ કલાકમા એક સામાયિક કરનારને માથે રૂ ૫૦૦નુ દેવુ છે અને ૨૫ ચૂકવે છે તો તે આ દેવામાથી કયારે છૂટવાનો? સામાયિક કરનારને બીજા દિવસ સુધી તો અસર રહેવી જોઈએ ને? ભગવાન કહે છે, કે આ અવસર દેવુ ચૂકવવા માટે મળ્યો છે કરજ બહુ વધી જાય, તો નળિયા અને છાપરા વેચે તો યે પૂરુ ન થાય પછી કોર્ટમા નાદારી નોધાવવી પડે આવાને લોકો શુ કહે છે? દેવાળિયો એમ ભગવાન કહે છે, કે તમારુ કરજ ઘણુ વધી ગયુ છે, માટે વિચાર કરો જેને માથે ઘણુ કરજ વધે તેને ચાર ગતિમા જઈને દુખની કોર્ટમા નાદારી નોધાવવી પડે અહીં આ પાંચમા પુછાય એવા દીકરાને રૂ ૫૦૦૦ આપ્યા, પણ દીકરાએ તળિયા ઝાટક (સાફ) કરી નાખ્યા. પછી બાપ દીકરાને શિખામણ આપે

ભગવાન પણ તમને શિખામણ આપે છે, કે માનવભવ એ મૂડી મૂકી છે એ વીતરાગના ભેગ કરવા માટે મળી છે -સૂર્યાભદેવ ભગવાનનો ભેગ કરે છે "હે નાથ! મે જ્ઞાન દર્શન અને ચારિત્રની જે આરાધના કરી છે તે દોષયુક્ત કે શલ્ય યુક્ત તો નથી?" જે શલ્ય કાઢીને, આલોચી પડિક્કમી, નિંદી, નિશલ્ય થાય, તે જ આરાધક-એમ ભગવાનનુ કહેવુ છે ભગવાન સૂર્યાભને કહે છે "આર્ય! તે શ્રાવકપણામા આરાધના કરી છે માટે તનારાથી મોક્ષ થાય તો મોક્ષ કરો પણ જો વિરાધક થાય તો દુર્ગતિમા જવું પડે ઉત્કૃષ્ટ આરાધનાવાળો તે જ ભવમા મોક્ષમા જાય. મધ્યમ આરાધનાવાળો સાત ભવે અથવા ત્રીજે ભવે અને જઘન્ય આરાધનાવાળો ૧૫ ભવે મોક્ષમા જાય ત્યારે આ સૂર્યાભદેવ કેટલામા ભવમા છે? તમે બધા એકઠાં મળો ત્યારે શું કરો? વાતો. કેટલુ કમાયા વગેરે પૂછપરછ કરો. ત્યારે આપણો વિષય આત્મારામ વગે રેમાં શું આવશે તે આગળ અવસરે કહેવાશે

---

## વ્યાખ્યાન ૫૦ મુ

[ ગુરુવાર અધિક શ્રાવણ વદ ૬ ]

રાયપસેણીય સૂત્ર વાંચી રહ્યું છે ભગવાન સુધર્મા સ્વામી પ્રભુ મહાવીર દેવનો મહિમા બતાવતા શિષ્યને અપૂર્વ વાણીનો પરિચય આપી રહ્યા છે આ વાણીના મૂલ્યાંકનો થઈ શકે તેમ નથી જિનેશ્વરની વાણી તો આપણને ઠરનારી છે જ ગ-

મરણને મટાડનારી છે અને જીવને શિવપદ આપનારી છે અનન્તાનન્ત ભાવથી આ વાણી ભરેલી છે ભગવાનની વાણીમા અનન્ત આગમો અને હેતુઓથી અપૂર્વ એવુ તાત્ત્વિક દર્શન ભરેલું છે. હે ભવ્ય! આવા જિનેશ્વરના શાસનમા તારો અવતાર થયો છે તે પણ તારું સદ્ભાગ્ય છે જિન ભગવાને બતાવેલા તત્ત્વોનો જો તુ અધીકારી બને, તો તારા આત્માનો અપૂર્વ મહિમા ખીલી ઊઠશે ભગવાન કહે છે, કે ભાઇઓ! તમે જે વર્તમાનમા અજરઅમરપણુ માનીને બેઠા છો તે માન્યતા ભૂલભરેલી છે યાદ રાખો, કે વહેલુ કે મોડુ દરેકને મરવાનુ છે માટે જ્ઞાનીઓ કહે છે કે, મોતથી ન ડરો પણ પાપથી ડરતા શીખો. મરણ અને જન્મને વધારનાર કોણ છે? પાપ જ્યા સુધી તમે પાપાચરણથી અટકશો નહિ, ત્યા સુધી જન્મમરણથી તમે મુક્ત નહિ થઈ શકો તમારે જન્મ-મરણના ફેરામાથી મુક્તિ મેળવવી છે કે નહિ? લાડી, વાડી, ગાડી અને સાહેબીની પાછળ જીવો ગાડાતૂર બનીને ફરી રહ્યા છે પણ આ બધા તમને મરતી વખતે સાથ આપશે ખરા? નહિ જ જે વખતે આત્મા ધર્મની પાછળ ગાડો થશે, તે વખતે તમારા નગારા વાગશે નગારા પણ બે પ્રકારના વાગે છે, હો! એમા મરણનો ઢોલ ઊંધો પિટાય અને લગ્નનો સવળો પિટાય માટે, સમજો સમજવાનો અવસર તમારી પાસેથી ચાલ્યો જાય છે કર્મના સંગથી આત્મા ગાડર જેવો થઈ ગયો છે શિવ જેવો આત્મા અત્યારે ગાડર જેવો થઈ ગયો છે એક સ્થળે કહ્યુ છે, કે—

"ઊઠો બુધર! કમર કસ કે તુમ ગીદડામે ક્યા ડગે?"

ઊઠો સાવધ બનો. બેઠા હો તો ઊભા થાઓ ઊભા થયા હો તો ચાલવા માંડો ચાલ્યા વિના માર્ગ કપાય તેમ નથી. કોઈને સ્ટેશને જવું હોય પણ જ્યાંસુધી તે પગ ન ઉપાડે ત્યાંસુધી તે સ્ટેશને પહોંચવાનો ખરો? નહિ. ગાડી-મોટરની રાહ જોતા થાંભલા જેમ તે ઊભો રહે, તો પહોંચે ખરો? નહિ જ. જ્ઞાનીઓ કહે છે, કે ભાઈઓ! તમારા આત્માને ઉઠાડો ઊભો કરી તેને સાવધાન કરો. ટૂંટિયા વાળી એવું પાલવે તેમ નથી માટે કહ્યું છે, કે

ઊઠો અમર! અમર કહાવો, શુભ ધર્મ કી રક્ષા કરો.
ઉઠો ભાઈ! સાવધાન થાઓ અને ધર્મની રક્ષા કરો
શ્રી વીર કે પુત્ર હો કર ભી કાયર બનોગે!

તમે વીરના પુત્ર છો. વીરના પુત્ર કેવા હોય? શૂરવીર અને ગંભીર. જ્ઞાનીઓ કહે છે કે તું સિંહનો દીકરો થઈને શિયાળવાથી ડરી ગયો? ભગવાન કહે છે, કે આત્મા તો સિંહ જેવો છે અને કર્મ એ તો બીકણ છે શિયાળથી સિંહ કોઈ દિવસ ડરે ખરો? તે ક્યારે ન ડરે? સિંહને તે સિંહ છે એવું ભાન થાય ત્યારે. પણ ઘેટાંઓના ટોળામાં સિંહનું બચ્ચું ભળી જાય તો તે ડરવાનું જ. માટે જ, ભગવાન કહે છે કે જેવો જીવને સંગ તેવો તેનો રંગ. અનાદિ કાળથી જીવ કર્મનો સંગ કર્યો છે માટે જ તે સંસારના રંગે રંગાયો છે. ઉત્તરાધ્યયનના ત્રીજા અધ્યયનમાં ભગવાન બોલ્યા છે કે પ્રત્યેક જીવને ઉતારો હોય છે. તો તમારે ક્યાં ઉતારો કરવો છે? અમર ભવનમાં? સૂર્યાભદેવ [illegible] કૈલાસની-બીજા

વર્ગની–ટિકિટ લઈને અને ધર્મ આરાધના કરીને અમર ભવનમા ગયા છે. સાધુ આરાધક થાય તો કયા જાય? જઘન્ય પહેલા દેવલોકમા અને ઉત્કૃષ્ટ સર્વાર્થસિદ્ધવિમાન સુધી. સર્વાર્થસિદ્ધમા જેણે ૧૫ પ્રકૃતિઓનો ક્ષયોપશમ કર્યો છે તેવો જૈનનો સાધુ જ જઇ શકે જૈન સિવાય બીજો ત્યા ન જઈ શકે. જો જૈન સાધુ થયા પછી આરભ અને પરિગ્રહની પ્રવૃત્તિમા પડી જાય તેમ જ મૂળ ગુણ અને ઉત્તર ગુણમા દોષ લગાડે, તો વિરાધક થઇને જઘન્ય ભવનપતિ અને ઉત્કૃષ્ટ પહેલા દેવલોક સુધી જાય અને આરાધક શ્રાવક જ પહેલા દેવલોકે અને ઉત્કૃષ્ટ બારમા દેવલોક સુધી જાય તમારી દોડ ક્યા સુધી? બારમા દેવલોક સુધી. તેનાથી આગળ નહિ ભગવાન પાર્શ્વનાથની ૨૦૬ આર્યાજીઓ દીક્ષા લીધા પછી શરીરને વારવાર ધુવે અને વિરાધના કરે, એણે આલોચી, પડિક્કમી, નિદી, નિશલ્ય થયા વગર કાળ કર્યો, તો ભવનપતિ અને વાણુવ્યતરમા ગયા, અને વિરાધક ગતિને પામ્યા કોઇ શ્રીદેવી અને હ્રીદેવી થયા ભગવતી સૂત્રમા ભગવાને આરાધનાના ચાર પ્રકાર બતાવ્યા છે એક જ્ઞાનસંપન્ન છે, પણ શીલસપન્ન નથી એક શીલસપન્ન છે પણ જ્ઞાન સપન્ન નથી એક જ્ઞાન અને શીલ બન્નેથી સપન્ન છે અને એક નથી જ્ઞાનસપન્ન કે નથી શીલસપન્ન જે આત્મા શીલસપન્ન છે પણ જ્ઞાનસપન્ન નથી, તેને દેશઆરાધક કહે છે પણ જે આત્મા જ્ઞાનસપન્ન છે પણ શીલસંપન્ન નથી, તેને દેશવિરાધક કહે છે જે જ્ઞાન શીલ બન્નેથી સપન્ન છે–જેવા કે અનાથી નિર્ગ્રન્થ, મૃગાપુત્ર કે હરિકેશ મુનિ, તે સર્વ આરાધક કહેવાય છે, અને જેને જ્ઞાન અને શીલ

બન્ને નથી, તેને સર્વ વિરાધક કહે છે શાસ્ત્રમાંથી તમારા નબર શામા? સમજો. કોઈ માણસ પર એક લાખનું કરજ છે નવાણુ હજાર ચૂકવી દીધા છે બાકી છે માત્ર એક હજાર આને દેશવિરાધક કહેવાય. એક માણસે ૧ હજારનું દેવુ ચૂકવ્યુ છે અને ૯૯ હજાર બાકી છે, આને દેશઆરાધક કહેવાય માટે રાખજો, કે જો જિનેશ્વરના માર્ગની વિરાધના કરી છે તો તમારો ક્યાય આરો આવે તેમ નથી

સમ્યક્ અને મિથ્યાત્વની વ્યાખ્યા કરતા ભગવાન કહે છે, કે સમ્યગ્દૃષ્ટિ આત્મા ગુણમા ગુણ અને દોષમા દોષ જુએ જેવું હોય તેવુ જ જોવુ તેનુ નામ સમ્યગ્દર્શન. આ વાત લક્ષ્યમા જ્યાસુધી ન આવે ત્યાસુધી આરાધકની ગતિ પ્રાપ્ત થાય તેમ નથી. માટે જો તમારે આરાધકની ગતિ પ્રાપ્ત કરવી હોય તો કોઈ દોષ ન લગાડો અને જો લગાડ્યો હોય તો આલોચી પડિક્કમી, નિંદી નિઃશલ્ય થાઓ, કારણ અહીથી પ્રયાણ કર્યા પછી તે દેવ પણે ઉત્પન્ન થાય. જુવાનજોધ ૩૨ વર્ષનો થઈને ઊભો થાય. તે વખતે તેની આજ્ઞામા રહેનારા દેવો અને દેવીઓ ઊભા રહે. અને કહે કે- અહો! નાથ! તમે શુ કર્યું જેથી આ ફલને પામ્યા? પૂર્વે તમે શુ કર્યું? આ પૂર્વે કરેલી આરાધનાનું ફળ છે માટે જ ભગવાને કહ્યુ છે કે આત્મા આરંભી, અનારંભી અને પરારંભી છે સંસાર સમાપન્ન અને અસંસાર સમાપન્ન આ બે વાત ભગવાને બતાવી.

" कम्मस ताहि मम्मूढा सुपिरया पहुचेयणा।
समाणुमासु जोणीसु पिणिदम्मन्ति पाणिणा॥

આત્મા કર્મના સંગે મૂઢ થઈ ગયા છે અને કર્મના સગે

દુખી થઈ રહ્યો છે, અને કર્મની વેદનાને તે ભોગવી રહ્યો છે પ્રત્યેક ગતિમાં આત્માએ ઘોર દુખો સહન કર્યા છે, પણ અત્યારે તેને તેનુ વિસ્મરણ થઈ ગયુ છે ભગવાન કહે છે, કે જો આત્માએ કર્મનો નિવેડો લાવવો હોય તો જે કારણે જન્મ-મરણ વધે છે, તે કારણનો નાશ કરવો જોઇએ આટલા જ માટે સૂર્યાભદેવ આરાધક વિરાધકની વાત ભગવાનને પૂછી રહ્યા છે "આ સૂર્યાભ આરાધક છે કે વિરાધક?" જન્મ-મરણથી છૂટવા માટે તો સૂર્યાભે જિનેશ્વરના ધર્મની આરાધના કરી છે તેમા આરાધના અખડપણે કરી છે કે તેમા ત્રુટિ રહી છે તે પૂછે છે ત્યાગ, બ્રહ્મચર્ય વગેરે જો જીવ આત્માના કલ્યાણ અર્થે સેવતો હોય, તો તે આરાધક છે આરાધકનું આયુષ્ય આરાધના કરતા જો પૂરુ થઈ જાય, તો કર્મના સમૂહો તો પડેલા જ છે જયા સુધી કર્મના બે ખાતાં ખતમ ન થાય ત્યા સુધી કર્મ કેડો ન મૂકે માટે જો પુરુષાર્થ ચાલુ હોય અને આયુષ્ય પૂરુ થઈ જાય અને કર્મ શેષ હોય, તો એ જીવ આરાધકમા ઉત્પન્ન થાય દરજી જેમ આખો દિવસ સીવ સીવ કરે ને રાત પડતા-અધારુ થઈ જતા કામ અધૂરુ મૂકીને સૂઈ જાય અને બીજી સવારે પાછુ સીવવાનુ શરૂ કરે, એમ આરાધક જીવના કર્મો શેષ રહ્યા હોય તો દેવલોક રૂપી રાત્રિઓમા સૂઇને મનુષ્યભવમા સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્રની આરાધના કરીને મુક્ત દશાને પ્રાપ્ત કરે અહી જ્ઞાની સમજાવે છે કોઈ first-class-નો-પહેલા વર્ગનો મુસાફર મુસાફરી કરતા ટ્રેનમાથી ઊતરીને વિશ્રાતિ લેવા માટે ધર્મશાળામા ન જાય એના માટે તો સ્ટેશન પર જ બધી

બન્ને નથી, તેને સર્વ વિરાધક કહે છે ચારમાથી તમારે ન ભર થામા ? સમજો કોઈ માણસ પર એક લાખનું કરજ છે નવાણુ હજાર ચૂકવી દીધા છે બાકી છે માત્ર એક હજાર આને દેશવિરાધક કહેવાય. એક માણસે ૧ હજારનું દેવુ રાખ્યુ છે અને ૯૯ હજાર બાકી છે આને દેશઆરાધક કહેવાય. માટે સમજો કે જો જિનેશ્વરના માર્ગની વિરાધના કરી છે તો તમારો કયાય આરો આવે તેમ નથી

સમ્યક્ અને મિથ્યાત્વની વ્યાખ્યા કરતા ભગવાન કહે છે, કે સમ્યગ્દૃષ્ટિ આત્મા ગુણમા ગુણ અને દોષમા દોષ જુએ જેવું હોય તેવુ જ જોવુ તેનુ નામ સમ્યગ્દર્શન. આ વાત લક્ષમા જ્યાસુધી ન આવે ત્યાસુધી આરાધકની ગતિ પ્રાપ્ત થાય તેમ નથી. માટે જો તમારે આરાધકની ગતિ પ્રાપ્ત કરવી હોય તો કોઈ દોષ ન લગાડો અને જો લગાડ્યો હોય તો આલોચી પડિક્કમી, નિંદી નિ:શલ્ય થાઓ, કારણ અહીથી પ્રયાણ કર્યા પછી તે દેવ પણે ઉત્પન્ન થાય. જુવાનજોધ ૩૨ વર્ષનો થઈને ઊભો થાય તે વખતે તેની આજ્ઞામા તેના દેવો અને દેવીઓ ઊભા રહે. અને કહે કે- અહો ! નાથ ! તમે શુ કર્યું, જેથી આ ફલને પામ્યા ? પૂર્વે તમે શું કર્યું ? આ પૂર્વે કરેલી આરાધનાનુ ફળ છે માટે જ ભગવાને કહ્યુ છે કે આત્મા આરભી અનારભી અને કારભી એ સસાર સમાપન્ન અને સસાર અસમાપન્ન આ બે વાત ભગવાને બતાવી

" कम्मसगेहि सम्मूढा दुक्खिया बहुवेयणा ।
अमाणुसासु जोणीसु विणिहम्मन्ति पाणिणो ॥

આત્મા કર્મના સગે મૂઢ થઈ ગયા છે અને કર્મના સગે

દુ ખી થઈ રહ્યો છે, અને કર્મની વેદનાને તે ભોગવી રહ્યો છે. પ્રત્યેક ગતિમાં આત્માએ ઘોર દુઃખો સહન કર્યા છે, પણ અત્યારે તેને તેનું વિસ્મરણ થઈ ગયુ છે ભગવાન કહે છે, કે જો આત્માએ કર્મનો નિવેડો લાવવો હોય તો જે કારણે જન્મ–મરણ વધે છે, તે કારણનો નાશ કરવો જોઇએ આટલા જ માટે સૂર્યાભદેવ આરાધક વિરાધકની વાત ભગવાનને પૂછી રહ્યા છે. "આ સૂર્યાભ આરાધક છે કે વિરાધક?" જન્મ-મરણથી છૂટવા માટે તો સૂર્યાભે જિનેશ્વરના ધર્મની આરાધના કરી છે તેમા આરાધના અખંડપણે કરી છે કે તેમા ત્રુટિ રહી છે તે પૂછે છે ત્યાગ, બ્રહ્મચર્ય વગેરે જો જીવ આત્માના કલ્યાણ અર્થે સેવતો હોય, તો તે આરાધક છે આરાધકનું આયુષ્ય આરાધના કરતા જો પૂરુ થઈ જાય, તો કર્મના સમૂહો તો પડેલા જ છે જ્યા સુધી કર્મના બે ખાતા ખતમ ન થાય ત્યા સુધી કર્મ કેડો ન મૂકે માટે જો પુરુષાર્થ ચાલુ હોય અને આયુષ્ય પૂરુ થઈ જાય અને કર્મ શેષ હોય, તો એ જીવ આરાધકમા ઉત્પન્ન થાય દરજી જેમ આખો દિવસ સીવ સીવ કરે ને રાત પડતા–અધારુ થઈ જતા કામ અધૂરુ મૂકીને સૂઈ જાય અને બીજી સવારે પાછુ સીવવાનુ શરૂ કરે, એમ આરાધક જીવના કર્મો શેષ રહ્યા હોય તો દેવલોક રૂપી રાત્રિઓમા સૂઇને મનુષ્યભવમા સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્રની આરાધના કરીને મુક્ત દશાને પ્રાપ્ત કરે અહી જ્ઞાની સમજાવે છે કોઈ first-class–નો–પહેલા વર્ગનો મુસાફર મુસાફરી કરતા ટ્રેનમાથી ઊતરીને વિશ્રાંતિ લેવા માટે ધર્મશાળામા ન જાય એના માટે તો સ્ટેશન પર જ બધી

સગવડવાળો સુંદર waiting-room-ખાસ વિશ્રાન્તિ ખંડ હોય છે કાગી મહેનત કરીને તમે મરી જાઓ છો, વાણીના અગણિયાની મારફ આત્માને પીસી રહ્યા છો, ત્યારે સાજના માંડ માંડ રોટલા ભેગા થાઓ છો આવા આત્માઓને સમજાવતાં ભગવાન કહે છે, કે ભાઈ! પૂર્વ જન્મના કર્મોના પરિણામે આ ભવમાં સુખ-દુઃખ મળે છે પૂર્વ પુણ્ય હોય તો સુખ મળે અને પૂર્વે પાપ કર્યા હોય તો દુઃખ. દુકાને બેસીને ૨૪ કલાક મજૂરી કરો છો તેમાં પ્રારબ્ધ હોય તો મળે અને પાપનો ઉદય હોય તો ન પણ મળે. આમાં કોઈ શંકાને સ્થાન નથી ધર્મની આરાધનામાં તો નફો ને નફો જ ખોટ આવે જ નહિ. આટલી બધી ખાતરી આપીએ છીએ છતાં ધર્મવ્યાપાર વેપાર કરવાનું તમને મન કેમ થતું નથી? ધર્મનો જે ધર્મવ્યાપાર વેપાર કરે તેને કોઈ કાળે ખોટ આવે જ નહિ. શ્રદ્ધા હોય તો ફર્સ્ટ ક્લાસની ટિકિટ લઈને વાંચવા આવો. ભાઈઓ! શ્રદ્ધામાં તો સાધુપણાના ભાવ રાખવા પડશે. જેને જીવનનો વિકાસ કરવો છે તેવો આત્મા આસ્રવમાંથી રોકાઈને સંવર કરે છે પણ આ કોણ કરે? જેને અંતર્યામી થવાની લગની લાગી હોય, તે ફર્સ્ટ ક્લાસની ટીકીટ લે; અને જો કદાચ કર્મ શેષ હોય, તો waiting-room મા વિશ્રાન્તિ લે અમારી ફર્સ્ટ અને સેકન્ડ ક્લાસની ટિકીટો છે જે આત્માઓ છે, તેમના માટે મુસાફરખાનાં ન હોય પણ તેમના માટે તો દેવલોક રૂપી વેઈટિંગ રૂમ હોય. સંસાર અસમાપન્ન સિદ્ધોના જીવો અનાદિ છે અને સંસાર સમાપન્નમાં તો પ્રમાદી અને અપ્રમાદી બન્ને હોય. છઠ્ઠું ગુણસ્થાનક પ્રમાદીનું છે સાતથી ચૌદ સુધીના અપ્રમાદી

છે. જો સાતમા ગુણસ્થાનકને આત્મા વરે, તો તે અનારંભી છે છઠ્ઠા ગુણસ્થાનકમા બેઠેલો આત્મા શુભ યોગ અને અશુભ યોગમા વર્તેલો છે. શુભ યોગમા હોય ત્યારે આત્મા અનારંભી અને અશુભ યોગમા હોય ત્યારે આરભી, પરારભી અને તદુભયારભી હોય હવે તે વિષે શી સમજણ અપાશે તે આગળ ઉપર અવસરે કહેવાશે

---

## વ્યાખ્યાન ૫૧ મું

[ શનિવાર, અધિક શ્રાવણ વદ ૮ ]

રાયપસેણીય સૂત્રનો અધિકાર ચાલી રહ્યો છે. તેની વ્યાખ્યા ભગવાન સુધર્મા સ્વામી જમ્બુજીને સમજાવી રહ્યા છે બંધુઓ, પરિપૂર્ણ જ્ઞાનમા અખડ અને અબાધિત થયેલુ તત્ત્વ તેનુ નામ સિદ્ધાન્ત ભગવાન સિદ્ધાન્તમા ભવ્ય જીવોને શું કહી રહ્યા છે? જે પાપકર્મો તમે કરી રહ્યા છો, તે ફળ આપ્યા વગર રહેવાના નથી

**जमिणं जगत्ति पुगेजगा कम्मेहिं लुप्पन्ति पाणिणो।**
**सयमेव कडेहिं गाहई नो तस्स मुच्चेज अपुट्ठवम्॥**

સૂયગડાગ સૂત્રમા ભગવાન બોલ્યા છે, કે જગતમા જેટલા જીવો છે તે સર્વે કર્મ વડે જ દુઃખી થાય છે તેઓ જે સારી અથવા બૂરી દશા પ્રાપ્ત કરે છે, તે તેઓના કરેલા કર્મનું જ ફળ છે માટે, હે ભવ્યો! કર્મ ફળ આપ્યા વિના રહેતું

નથી. કોઈને પોતાને ત્યાં મહેમાન તરીકે નિમંત્રતા પહેલાં આપણે તપાસ કરી લઈએ છીએ, કે તે મહાકર્તા થઈ પડશે કે કેમ! માટે ગૃહસ્થ ગુણ જોઈને જ મહેમાનને નિમંત્રે છે પણ ભગવાન કહે છે, તમે જે મહેમાનને નોતર્યા છે તે તો ઘર કરીને બેઠા પડ્યા છે તમે તપાસ કરી છે, કે આ મહેમાન શાહુકાર છે કે ચોર? કાળો માણસ ઘર લૂંટી જાય તેવા મહેમાનને પોતાના ઘરનો ઓટલો યે ચડવા દે ખરો! અને કદાચ અજાણતા ઓટલો ચઢી જાય તો તરત જ તેને પાછો કાઢે કે નહિ? જ્ઞાનીઓ કહે છે, કે અન્ય ગતિઓમાં તમને મહેમાનની ખબર ન હોય પણ અત્યારે તો તમે સમજણવાળી ગતિ પ્રાપ્ત કરી છે સદ્ગૃહસ્થ તો પાકી પૂછપરછ કરીને પછી જ કોઈને ઘર-આંગણે આવવા દે તમે ભગવાનના સૂત્રો પાસેથી સાંભળ્યું છે, કે જેને તમોએ પોતાના કરી રાખ્યા તેઓ જ તમારા ચોર છે આ વ્યવસ્થા છતાં જો આપણે આવા મહેમાનોને નોતર્યા કરીએ તો આપણાથી વધારે મૂર્ખ બીજા કોણ હોઈ શકે? ભગવાને કહ્યું છે, કે જ્યાં સુધી આત્મા અને કર્મ વચ્ચેના ભેદનું જ્ઞાન તમને નહિ થાય ત્યાં સુધી તમે મહેમાનને પાછા વાળી શકવાના નથી. ભેદ જ્ઞાન જાણવા માટે આ અપૂર્વ અવસર મળ્યો છે પણ ગાંઠ મજબૂત વળી ગઈ છે તે જ્યાં સુધી નહિ તૂટે ત્યાં સુધી जेयावि बहुस्सुते सिया મનુષ્ય ભલેને ગમે તેટલા સૂત્રનો જાણકાર હોય, ૧૧ અંગ કંઠસ્થ હોય,-અરે! નવમા પૂર્વની ત્રીજી આચાર વસ્તુ સુધી તો અભવી પણ ભણી જાય છે-માટે તે વિદ્વાન છે, ભણેલો છે, શાસ્ત્રનો જાણકાર છે એમ ન કહી શકાય; કારણ

કે જ્ઞાનીઓના કહેવા પ્રમાણે અક્ષરજ્ઞાન અને અનુભવમાં ઘણું અંતર છે. જ્ઞાન ત્રણ પ્રકારનુ છે અક્ષરજ્ઞાન, વસ્તુજ્ઞાન અને અનુભવજ્ઞાન અત્યારે અક્ષરજ્ઞાન સુધી તો અભવી પણ ભણી શકે છે, પણ તે વસ્તુજ્ઞાન પ્રાપ્ત કરી શકે નહિ વસ્તુજ્ઞાનના અભાવે તે અનુભવજ્ઞાન પણ મેળવી શકતો નથી બહુઓ! ભણવાથી અને લાખોની મેદનીને લેકચર આપવાથી પડિત થઈ જવાતું નથી જે આત્મા વેરથી વિરોધ કરે, અટકે, તેને અમે પડિત કહીએ છીએ હવે ભવ્યની યોગ્યતા શી છે તે સાભળજો અભવિ કરતા ભવિ આગળ અને આગળ ભણતો જાય, તો તે કેટલુ ભણી જાય? દ્વાદશાગને ભણી જાય ભણવાથી ભવિ વિશેષ જ્ઞાનને પ્રાપ્ત કરી જાય, પણ જ્યાં સુધી અનુભવ જ્ઞાન તેને થાય નહિ, ત્યા સુધી તેનુ જ્ઞાન અક્ષરજ્ઞાન જ છે એકલા જ્ઞાનથી મુક્તિમાર્ગે ન ચલાય માટે ભણવાની સાથે ગણવાની પણ જરૂર છે જે ભણવાથી ભાન આવે, તેને શાસ્ત્રકારો જ્ઞાન કહે છે એવા જ્ઞાનનો મહિમા શાસ્ત્રકારોએ ગાયો છે સાકર ઘણી મીઠી છે એમ સાભળવાથી લહેજત ન આવે, પણ જેવી તેને મોઢામા મૂકીએ, તેવી જ ખબર પડે કે મીઠી છે જ્ઞાનીઓ કહે છે, કે આવો મોઘો માનવભવ પામીને પારકાની પચાયતમા પડી એને વેડફશો નહિ. જો પરની પચાયતમા પડશો, તો પોતાનુ યે ગુમાવી દેશો રાજા શ્રેણિક, ભગવાનના પરમ ભક્ત હતા રાજગૃહમાં ભગવાને ચૌદ ચોમાસા કર્યા અને તે સિવાય પણ ઘણીવાર પધારેલા, પણ ભગવાન આખા રાજગૃહને સુધારી ન શકયા પણ જેને વીર વાગ્યા તેઓ તો જાગ્યા અને જાગ્યા તેની પાસેથી કર્મ ભાગ્યાં.

હતી તે રાજાની કુવરી રાવણુને વરવા ઇચ્છતી હતી, પણુ તેના પિતાએ બળ વાપરીને તેને બીજે પરણાવી દીધી હતી. રાવણુને યુદ્ધ કરવા આવેલો જોઈ તેની વાસનાએ ઉછાળો માર્યો 'જેને હુ ઇચ્છતી હતી તે રાવણુ અહી આવ્યો છે' એવા વિચાર તેને આવવા લાગ્યા રાવણુ ભયકર યુદ્ધ કરે છે પણુ તે વિજય પામતો નથી કુવરીએ કહેણુ મોકલ્યુ, "જો તમે તમારી સ્ત્રી તરીકે મારો સ્વીકાર કરો તો તમને વિજય અપાવુ" રાવણુનો જવાબ તમારે હૃદયમા સઘરવા જેવો છે "તુ તો શુ પણુ તારાથી અધિક સૌન્દર્યવાળી યુવતી સામે ચાલીને આવે તો ય મને કલ્પે નહિ મારે આવી રીતે રાજ જીતવુ નથી" રાવણુ જો ધારત તો તે બન્ને મેળવી શકત, પણુ તે વખતે રાવણુમા સાત્વિક પ્રકૃતિનુ આધિપત્ય હતુ હવે કહો, રાવણુ સદ્‌ગુણી કે દુર્ગુણી? બીજી બાજુ, રાવણુની પ્રતિજ્ઞા છે, કે જો કોઇ સ્ત્રી તેને ઇચ્છે નહિ તો તે તેના પર બળાત્કાર ન કરતો તમે પણુ જાણો છો, કે સતી સીતાનુ હરણુ કરી, તે તેને એક મહેલમા રાખે છે તે સીતા પાસે જાય છે પણુ તેને હાથ સુદ્ધા અડકાડતો નથી તે કહે છે, "જ્યા સુધી તુ મને ઇચ્છીશ નહિ, ત્યા સુધી હુ તને હાથથી પણુ સ્પર્શીશ નહિ" પણુ એ જ રાવણુની બુદ્ધિ ફરી કહેવત છે ને, કે 'વિનાશકાળે વિપરીત બુદ્ધિ' અગ્રેજીમાં પણુ કહેવત છે કે pride goeth before destruction તમારે સમજી લેવુ જોઇએ, કે જ્યારે બુદ્ધિ બગડે ત્યારે વિનાશ સમીપમા છે એટલા માટે જૈનશાસન બીજાઓથી જુદુ પડે છે. ગમે તેવું પ્રાણી હોય પણુ તેની

માટે। આ અવસર જાગવાનો છે શ્રેણિકે અમર પડહ વગડાવ્યો, કે તેની નગરીમાં કોઈએ જીવની હિંસા ન કરવી બધાએ આજ્ઞા પાળી। પણ એક કાળસુરિ કસાઈએ આ આજ્ઞા ન માની ભગવાન કહે છે કે જો તમારે આરાધક થવુ હોય તો દેવની આજ્ઞા માનવી પડશે પેલો કસાઈ પ્રતિદિન ૫૦૦ પાડાઓનો વધ કરે. રાજાએ કહેવડાવ્યુ, કે વધ બધ કરવો. બધા કાળસુરિને કહેવા લાગ્યા, તુ જીવહિંસા બધ કર " ત્યારે કસાઈ કહે છે આ તો મારી આજીવિકા છે, એને હુ કેમ છોડી શકુ ?" રાજાએ તેને જબરસ્તીથી જેલમા પૂર્યો પણ જેલમા યે તે સખણો બેઠો નહિ શરીર પરથી મેલ ઉતારીને પાડાની આકૃતિ કરે અને પછી મોટા બરાડા પાડી તેનો વધ કરે સિપાઈઓ વિચાર કરવા લાગ્યા, કે આ અવાજ કયાથી ? આ તો કાળ સુરિ કસાઈ જ ભોંયરામા કામ કરી રહ્યો લાગે છે ભગવાને કહ્યુ, 'કાળસૂરિ કસાઈ ! તુ જીવહિંસા છોડી દે તો તારુ નરક છૂટી જાય. માણસની પાસે હમેશા બે પાસા હોય છે : સદ્‌ગુણ અને દુર્ગુણ જો આપણે સદ્‌ગુણી બનવુ હોય, તો દુર્ગુણોને નિહાળવા જ જોઇએ. ભગવાન તીર્થકર સિવાય બીજુ કોઈ સપૂર્ણ સદ્‌ગુણી નથી. દરેકમા કોઈ દુર્ગુણ હોય છે તમે જાણો જ છો કે રામ અને રાવણ-બન્ને જગતમા પ્રસિદ્ધ છે રામની પ્રસિદ્ધિ સદ્‌ગુણે થઇ અને રાવણની દુર્ગુણે, પણ રાવણ એકાન્ત દુર્ગુણી ન હતો રાવણની સમૃદ્ધિનો પાર ન હતો. તેની લકા સોનાની હતી રાવણ શત્રુને જીતવા જાય છે એ રાજા પાસે એક એવી વસ્તુ હતી જેના પ્રભાવે તે કોઇથી જિતાય નહિ. રાવણની જબરજસ્ત સેના કંઈ કરી શકતી ન

હતી તે રાજાની કુંવરી રાવણને વરવા ઇચ્છતી હતી, પણ તેના પિતાએ બળ વાપરીને તેને બીજે પરણાવી દીધી હતી. રાવણને યુદ્ધ કરવા આવેલો જોઈ તેની વાસનાએ ઉછાળો માર્યો 'જેને હુ ઇચ્છતી હતી તે રાવણ અહી આવ્યો છે' એવા વિચાર તેને આવવા લાગ્યા. રાવણ ભયકર યુદ્ધ કરે છે પણ તે વિજય પામતો નથી કુવરીએ કહેણ મોકલ્યુ, "જો તમે તમારી સ્ત્રી તરીકે મારો સ્વીકાર કરો તો તમને વિજય અપાવુ" રાવણનો જવાબ તમારે હૃદયમા સઘરવા જેવો છે "તુ તો શુ પણ તારાથી અધિક સૌન્દર્યવાળી યુવતી સામે ચાલીને આવે તો ય મને કલ્પે નહિ. મારે આવી રીતે રાજ જીતવુ નથી" રાવણ જો ધારત તો તે બન્ને મેળવી શકત, પણ તે વખતે રાવણમા સાત્ત્વિક પ્રકૃતિનુ આધિપત્ય હતુ હવે કહો, રાવણ સદ્ગુણી કે દુર્ગુણી? બીજી બાજુ, રાવણની પ્રતિજ્ઞા છે, કે જો કોઇ સ્ત્રી તેને ઇચ્છે નહિ તો તે તેના પર બળાત્કાર ન કરતો તમે પણ જાણો છો, કે સતી સીતાનુ હરણ કરી, તે તેને એક મહેલમા રાખે છે તે સીતા પાસે જાય છે પણ તેને હાથ સુદ્ધા અડકાડતો નથી તે કહે છે, "જ્યા સુધી તુ મને ઇચ્છીશ નહિ, ત્યા સુધી હુ તને હાથથી પણ સ્પર્શીશ નહિ" પણ એ જ રાવણની બુદ્ધિ ફરી કહેવત છે ને, કે 'વિનાશકાળે વિપરીત બુદ્ધિ' અગ્રેજીમા પણ કહેવત છે કે pride goeth before destruction તમારે સમજી લેવુ જોઇએ, કે જ્યારે બુદ્ધિ બગડે ત્યારે વિનાશ સમીપમા છે એટલા માટે જૈનશાસન બીજાઓથી જુદુ પડે છે. ગમે તેવુ પ્રાણી હોય પણ તેની

નિંદા કરશો નહિ કારણ કે આ સિદ્ધાન્તમાં એકાન્તને સ્થાન નથી, સ્યાદ્‌વાદને સ્થાન છે. દુર્ગુણ પર વિજય મેળવવો એ જ માનવનો ધર્મ છે માટે જ ભગવાને કહ્યું છે, કે બીજાની પરીક્ષા કરવા પહેલા તું તારી પોતાની જ પરીક્ષા કર, કે તે દુર્ગુણ તારામાં છે કે નહિ. રાવણે સીતાનું હરણ કર્યું એટલે તેની અપકીર્તિ થઈ એક ગંભીર ભૂલ થઈ તો અપયશનો પાર નહિ બધુઓ! તમે ૨૩ લાખ સદ્‌ગુણોમાં રહો પણ જો એક જ દુર્ગુણ તમારામાં ઘર કરી જાય તો તમારું શું થશે? સામો શું કરે છે તેની પંચાતમાં પડયા સિવાય, જો તમારામાં શક્તિ હોય તો તેને શાન્તિથી સુધારો માટે જ, આ શાસન સદ્‌ગુણોથી ભરેલુ છે સૂર્યાભદેવ સદ્‌ગુણોને વરેલા છે માટે જ ભગવાન કહે છે, સૂર્યાભ! તું આરાધક છો, વિરાધક નથી. સૂર્યાભે પૂર્વે જે જે પ્રતિજ્ઞા કરી હતી અને જે જે વ્રતો અંગીકાર કર્યા હતાં તે બધા તેણે બરાબર પાળ્યા હતાં પણ એણે વિરાધના નથી કરી. અને વળી આલોચી પડિક્કમી નિંદી, નિ:શલ્ય થઈ સંથારો કરેલો હતો તેણે આવી આરાધના કરી છે, ત્યારે તમારી આરાધના કેવી છે? પ્રતિક્રમણમાં તમે બોલો છો ને 'इहलोगस्स आसायणाए, परलोगस्स आसायणाए, केवली आसायणाए केवली पन्नत्तस्स धम्मस्स आसायणाए' આ ચારમાં સકળ સિદ્ધાન્તનો સાર સમાવિષ્ટ થયો છે. ભાઈ! તું આ લોકની આશાતના કરીશ નહિ. આનો અર્થ શો? આત્મા એટલે લોક આ તો પાંચ ભૂતનું પૂતળું છે તેના વિનાશે આત્માનો પણ નાશ થાય છે એમ જે કોઇ બોલે છે, માને છે, તે આ લોકની

આશાતના કરી રહ્યા છે '**परलोगस्स आसायणाए**' પરલોક જ નથી એ તો બધો ભ્રમ જ છે, આ તો બધી તેની પ્રકૃતિ છે, પરલોક એ તો humbug (હુ બગ) છે, સુખ મેળવવા જીવો એક-બીજાની ઈર્ષ્યા કરી રહ્યા છે એમ તમે તમારા આત્માને સ્વમા ન રમાડો અને પરમાં જ રમાડયા કરો, તો આ લોકની આશાતના થઈ કહેવાય જ્યા સુધી તમે ક્રોધ, માન, માયા ઈત્યાદિથી ગ્રસ્ત છો, ત્યા સુધી તમે આશાતના કરી રહ્યા છો માટે, ભાઈઓ! પુદ્‌ગલમા રાચી રાચીને તમે આશાતના ન કરશો અને જો કરશો તો પરલોકના બારણા ઉઘાડા છે જ તમે કોણ છો? આત્મા ખરુ ને? આના માટે તમારી પાસે શુ પ્રમાણ છે? શરીરમા બેઠેલો છે એ જ શુ મોટુ પ્રમાણ નથી? ના તમે આત્માના સ્વરૂપને સમજો તેને સમજશો તો આશાતનાનુ સ્વરૂપ પણ સમજાશે આત્મા દ્રવ્ય છે. જગતમા બે પ્રકારના દ્રવ્યો છે પુદ્‌ગળ દ્રવ્યો અને જીવ દ્રવ્યો દ્રવ્ય તો સદા છે ને તેવુ જ રહે છે. તે ધ્રુવ અને નિત્ય છે લક્ષણ દ્વારા તે ઓળખાય છે જીવનુ લક્ષણ ચૈતન્ય છે બીજું લક્ષણ લઈએ તો અવ્યાપ્તિ કે અતિવ્યાપ્તિ દોષ લાગે માટે અસાધારણ ધર્મ એ જ લક્ષણ દૃષ્ટાન્ત તરીકે ગલકબલ એ જ ગાયનુ લક્ષણ, ચતુષ્પાદત્વ, શૃ ગત્વ વગેરે નહિ અસાધારણ ધર્મ લક્ષ્ય સિવાય અન્યત્ર હોય નહિ આપણે કલ્પીએ કે આત્મા અરૂપી છે પણ જગતમા બીજા ઘણાયે અરૂપી પદાર્થો છે, માટે આપણે ઉમેરવુ પડે છે, કે આત્મા અગુરુ લઘુ છે અગુરુ તો બીજા પણ પદાર્થો છે, માટે આત્માનુ શુદ્ધ લક્ષણ જો કોઈ હોય તો તે ચૈતન્ય જ છે. કારણ કે આત્મા

સિવાય બીજે ક્યાંય ચૈતન્ય છે જ નહિ. નિત્યત્વ આદિ લક્ષણો સાધારણ ધર્મો હોઈ આત્માના લક્ષણ તરીકે ન આપી શકાય. એક માત્ર ચૈતન્ય જ આત્માનો અસાધારણ ધર્મ છે તેથી ચૈતન્ય જ આત્માનુ લક્ષણ થઈ શકે કેટલાક કહે છે, કે આત્મા એકાન્તે નિત્ય અને અનિત્ય છે આ બન્નેનો ઝઘડો અનાદિ કાળથી ચાલ્યો આવે છે એનો કે સલો કરનાર તો વીતરાગ દેવની કચેરી છે એટલે બન્ને લ ડતા લડતા વીતરાગની કોર્ટમા આવ્યા ભાઈઓ! કોઈથી ઝઘડો ન પતે તો તમે ક્યા જાઓ? કોર્ટમાં જ તો. તેમ આ બન્ને લડતા લડતા વીતરાગની કોર્ટમા આવ્યા છે હવે વીતરાગના ન્યાયાધીશો કેવો ચુકાદો આપશે અને તે સાભળતા રસના કેવા ફૂવારા છૂટશે તે આગળ ઉપર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન પર મુ

(શનિવાર અધિક શ્રાવણ વદ ૮)

રાયપસેણીય સૂત્રનો અધિકાર ચાલી રહ્યો છે આત્માને પરમ સમાધિ પ્રાપ્ત કરાવનાર વાણી પરમ કરૂણામય, અતિશય જ્ઞાની એવા જિનેશ્વર ભગવાન સિવાય બીજે ક્યાંય આપણને મળે તેમ નથી. તે વાણી સદ્ગતિ પ્રાપ્ત કરાવનાર અને પરમ રહસ્યને સમજાવનાર છે

- સૂર્યાભદેવ દ્રવ્યથી દ્રવ્યઋદ્ધિમા હોવા છતાં પણ તેનો ભાવ ભગવાનને પ્રણમી રહ્યો છે સૂર્યાભદેવ ભગવાનને પૂછે છે, "હે નાથ! મારો માર્ગ અખડ રહેશે કે વચમાં વિઘ્નો આવશે ? આ સૂર્યાભ આરાધક થશે કે વિરાધક ?" ભગવાન કહે છે, જેનો આત્મા સરળ હોય છે, તેને પોતાના પર કાબૂ રાખતા અને વડાઇ મૂકતા વાર ન લાગે એવો આરાધક જીવ સરળ હોય ગુણના અખડ ભાવે જેણે આત્મગુણને પ્રાપ્ત કર્યા છે, તેને જ્ઞાનીઓ આરાધક કહે છે સરળતા વિના આરાધક થઈ શકાતુ નથી જ્યા સુધી જીવમા વક્રતા, કપટ, કુટિલતા, માયા, છળ વગેરે છે, ત્યા સુધી તે આરાધક થઇ શકે નહિ જ્ઞાનીઓ કહે છે, કે ભાઇ! અનાદિ કાળથી તુ વક્રતા કરતો આવ્યો છે, માટે તને સમાધિ પ્રાપ્ત થઈ નથી માટે વક્રતાનો ત્યાગ કરો જે આત્માઓ સરળ હોય છે તેઓ જ અમારા ધર્મને પામી શકે છે શિષ્ય પ્રશ્ન કરે છે, "વક્રતા કેટલા પ્રકારની છે ?" વક્રતા વચનની, કાયાની અને ભાવની હોય છે એવી જ રીતે, સરલતા પણ વચન, કાયા અને ભાવની હોય છે, જેવુ હોય તેવુ કાયાથી કરે તેને કાયાની સરળતા કહેવાય જેવુ હૃદયમા હોય તેવુ ન કરે અને કપટથી જુદુ જ કરે, તેને કાયાની વક્રતા કહેવાય જેવુ હોય તેવુ બહાર કહે, તેનુ નામ વચનની સરળતા, અને હૈયામા એક અને હોઠે બીજુ તેનુ નામ વચનની વક્રતા જ્યા સુધી ત્રણ પ્રકારની વક્રતા ન જાય અને સરળતા ન આવે, ત્યા સુધી આત્મા ધર્મને પ્રાપ્ત કરી શકતો નથી તમારા દ્વારા કોઈને ક્લેશ ઉત્પન્ન થાય એવી પ્રવૃત્તિ તમારે

કરવી ન પડે આરાધકત્વની વાત સમજાવતાં ભગવાન સૂર્યાભને કહે છે ભાઈ! તું પૂર્વે વક્તા છોડી આવ્યો છે, તે પૂર્વે ત્યાગમાર્ગની દૃઢતા કેળવી છે માટે તારા માર્ગમાં કોઈ જાતનાં વિઘ્નો નહિ આવે" જેમ જેમ સૂર્યાભને ઉત્તર મળતા જાય છે, તેમ તેમ હૈયામાં હર્ષની ઊર્મિઓ ઊછળવા લાગે છે આગળ વધતા તે પૂછે છે, હે ભગવાન! આ સૂર્યાભ ચરમ છે કે અચરમ?" જુઓ, તેને આત્માની કેવી બધી લગની લાગી છે! તમે નવરા થાઓ છો ત્યારે બીજું કંઈ પૂછો પણ સૂર્યાભદેવ તો ભોગોને છોડીને અંતરની વાતો કરવા ભગવાન પાસે આવ્યા છે તમે શ્રાવક છો ને? તમારે મુનિઓ પાસે કેવી વાતો કરવી જોઈએ? મુનિની પાસે તમારાથી ત્યાગ વૈરાગ્ય અને ધર્મ સિવાય બીજી વાતો ન કરાય, અને કરો તેથી તમારી વકથા. ભગવાન કહે છે કે સ્ત્રીકથા ભત્તકથા વગેરે ચાર પ્રકારની કથા મારા મુનિ આગળ ન કરી શકાય રૂડા એવા આત્માઓ સંવરની કરણીમાં આ ચાર કથાઓ ન કરે અને સંવરથી છૂટીને જ્યારે તેઓ આસ્રવમાં જાય ત્યારે વીતરાગ ધર્મની વાતો કરે પણ કર્મબંધની વાતો ન કરે. સૂર્યાભે પૂછ્યું મારું આ ચરમ શરીર છે કે મારે હજુ દેવના ભવ કરવાના છે?' ભગવાન કહે છે સૂર્યાભ! તારે આ દેવભવમાંથી હવે મનુષ્યભવમાં જવાનું છે કારણ મનુષ્યભવ સિવાય બીજે મોક્ષ થતો નથી. આ દેવનો ભવ તે તારો ચરમ ભવ છે" સૂર્યાભ પૂછે છે 'મારા આત્માની અવસ્થા નિર્મળ થશે કે કેમ?' ભગવાન તો સૂર્યાભના પૂછવા પહેલા જ આ ભાવને જાણતા હતા

પણ જે પ્રમાણે સૂર્યાભ પૂછે છે, તે પ્રમાણે જવાબ દે છે.

- આપણે ગમે તેવાં ખોટા કર્મો કરીએ અને આશા રાખીએ સારાંની, તો ભગવાન કહે છે, કે કામો ખરાબ કરવા છે અને જ્ઞાનીના આશીર્વાદ લેવા છે! ઉવવાઈ સૂત્રમા ભગવાનના ભક્ત કોણિક રાજાના ખૂબ વખાણ કરવામા આવ્યા છે તે રાજા ભગવાન મહાવીરનો પરમ ભકત છે ભક્ત પણ જેવો તેવો નહિ હો નિત્ય ભગવાનના સમાચાર મેળવે કે ભગવાન કયા બિરાજે છે, ત્યારે તમારે તો, ગુરુ ગામમા હોય છતા દર્શન કર્યા પહેલા જ સર્વે કામ શરૂ થઈ જાય છે મુનિના ભક્તે દર્શન કર્યા પહેલા કોઇ પ્રવૃત્તિ ન કરવી જોઈએ દર્શન ન થાય તે દિવસ તેનો એળે ગયો એમ તે માને જેમ વેપારમા નફો ન મળે તો દુ ખ થાય છે, તેમ ભક્તને દર્શન ન થાય તો દુ ખ થવુ જોઇએ ગુરુદર્શન અને વ્યાખ્યાન શ્રવણ વિના દિવસ એળે ગયો એવુ તમને લાગ્યુ છે ખરુ ? નહિ જ જીવને પૌદ્ગલિક વસ્તુઓ તો ઘણી મળી ચૂકી છે, પણ એમા તમારી શી શોભા છે? નિત્યાનિત્ય વસ્તુઓ માટે તો ઘણી જ મહેનત કરો છો, પણ જે મેળવવાનુ છે તેના પ્રત્યે તો સાવ ઉદાસીન છો માનવભવ એ પરમ વસ્તુને મેળવવા માટે મળ્યો છે તો હવે કયાસુધી બેસી રહેશો ? ભગવાન કહે છે, "ભાઈ! દેવનો ભવ તારે માટે છેલ્લો છે" હે દેવાના પ્રિયો! ભગવાન સૂર્યાભને ખાતરી આપે છે, કે તેનો આ ચરમ ભવ છે એક વખતે કોણિક રાજાએ ભગવાનને પૂછેલુ, "હે મારા હૈયાના હાર!" તમારા હૈયાના હાર કોણ છે ? પ્રભુ છે? "આ કોણિક અહીથી મરીને કયા જશે?" ભગવાન

કહે છે, "ભાઈ કોણિક! તુ મને શીકને પૂછે છે? તુ નિર્ગ્રન્થ-પ્રવચનને જાણે છે તે સાંભળવા માટે તુ ઘણી વે વાર આવેલ છો તુ તારો નિર્ણય પોતે જ કરી લે" સૂર્યાભને કહ્યુ, કે તેનો ચરમ ભવ છે, અને કોણિકને કહે છે, કે તુ પોતે જ નિર્ણય કરી લે. મનુષ્યમાં જો સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્ર હોય તો તે બને ત્રાજવા સરખા કરી શકે છે સારાનુ ફળ સારુ અને ખરાબનુ ફળ ખરાબ. "કોણિક ભાઈ! આ જીવનમાં તે કેવાં કર્તવ્યો કર્યાં છે તે તારો આત્મા જાણે છે ને? આપણે કેવા કાર્યો કરીએ છીએ તે આપણાથી કયા અજાણ્યુ હોય છે? સહેજ સારુ કામ થયુ હશે તો તેની મોટી જાહેરાત કરીશુ અને જો ખરાબ કર્યું હશે તો તેને ઢાકવા પ્રયત્નો કરીશુ તેથી તો આપણે આ ભવાટવીમા રખડી રહ્યા છીએ. "કોણિક! તુ તારો નિર્ણય જાતે જ કરી લે. "ના, ભગવાન! આપ જ કહોને!" કોણિકે કહ્યુ ત્યારે ભગવાન કહે છે કે 'सुचिण्णाकम्मा सुचिण्णा फला दुचिण्णाकम्मा दुचिण्णाफला' સુકૃત્યોનુ ફળ સારુ અને દુ ર્યોનુ ફળ ખરાબ ભગવાનુ ભગવાન તે કોણિકના પ્રશ્નની

"પ્રભુ! આપનો આ પરમ ભક્ત શું અધમ ગતિમાં જશે?" "અમે તો ખૂબ પોકારી પોકારીને કહ્યુ હતુ, પણ સાભળ્યું કોણે?" જ્યારે આત્મા અવળાઈમા હોય છે ત્યારે જ્ઞાનીઓના વચનોને તે ધ્યાનમાં લેતો નથી, પણ પાછળથી તે ગભરાય છે શ્રેણિકનો પુત્ર પણ ભગવાન મહાવીરનો પરમ ભક્ત હતો એને પણ એવી અધમ ગતિમા જતો રોકવા કોઇએ આડા હાથ ન દીધા ભગવાન કહે છે, ભાઈઓ ! તમે તમારુ સભાળીને ચાલો ભગવાનનો નિર્ણય સાભળીને કોણિકને ગભરામણ અને સૂર્યાભને આનંદ–આનંદ સિવાય બીજુ શુ સભવી શકે ? આપણો નિર્ણય પણ જો ભગવાન પાસે થઈ જાય તો આપણને પણ આનદ–આનદ થઈ જાય "હે સૂર્યાભ ! આ તારો છેલ્લો ભવ છે હવે તારે નરક, તિર્યંચ કે દેવના ભવ નથી કરવાના હવે પછીનો ભવ તારે માટે મનુષ્યનો આવવાનો છે" જ્ઞાનીઓ કહે છે, કે તમારી પાસે અત્યારે નિશ્ચયાત્મક જ્ઞાન નથી જગતની પ્રવૃત્તિઓ જોઈ ઉતાવળે નિર્ણય ન બાધશો કોઈક કોઈક વાર જોયેલુ અને સાભળેલુ પણ ખોટુ પડે છે

એક વખતે એક રાજા હતો અને પ્રધાન જ્યારે રાજ-કાર્યમાથી પરવારે ત્યારે ધર્મ સિવાય બીજી વાતોમા સમય વ્યતીત કરે "પ્રધાનજી ! અમુક ગામમા આજે આ વાત થઈ રહી છે મે નજરે જોયુ છે" પ્રધાન કહે "હજૂર ! જોયેલું પણ કોઇકવાર ખોટુ પડે છે "ખોટુ હોય તો મારી આખો ફોડી નાખુ" પ્રધાન કહે "જગત તો ગમે તેવી વાતો

કહે છે, "ભાઈ કોણિક! તું મને શીકને પૂછે છે? તું નિર્ગ્રંથ-પ્રવચનને જાણે છે તે સાંભળવા માટે તું ઘણી વાર આવેલ છો અ તું તારો નિર્ણય પોતે જ કરી લે." સૂત્રોમાં કહ્યું, કે તેનો ચરમ ભવ છે અને કોણિકને કહે છે, કે તું પોતે જ નિર્ણય કરી લે. મનુષ્યમા જો સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્ર હોય તો તે બને ત્રાજવાં સરખાં કરી શકે છે સારાનું ફળ સારું અને ખરાબનું ફળ ખરાબ. 'કોણિક ભાઈ! આ જીવનમા તે કેવા કતવ્યો કર્યા છે તે તારો આત્મા જાણે છે ને? આપણે કેવાં કાર્યો કરીએ છીએ, તે આપણાથી ક્યા અજાણ્યુ હોય છે? સહેજ સારું કામ થઈ જશે તો તેની મોટી જાહેરાત કરીશું અને જો ખરાબ થયું હશે તો તેને ઢાંકવા પ્રયત્નો કરીશું તેથી તો આપણે આ ભવાટવીમા રખડી રહ્યા છીએ. કોણિક! તું તારો નિર્ણય જાતે જ કરી લે. "ના, ભગવાન! આપ જ કહોને!" કોણિકે કહ્યું ત્યારે ભગવાન કહે છે કે 'સુચિણ્ણાકમ્મા સુચિણ્ણાફલા દુચિણ્ણાકમ્મા દુચિણ્ણાફલા' સુકૃત્યોનું ફળ સારું અને દુષ્કૃત્યોનું ફળ ખરાબ મળવાનું ભગવાન તો કોણિકના પૂર્વની બધી વાતો જાણે છે ગર્ભમા હતો ત્યારે તેને પોતાના પિતાનું માંસ ખાવાની ઇચ્છા થયેલી. પિતાને જેલમા પૂરનાર પણ તે જ હતો. હલવિહલ્લ સાથે હાર અને હાથી માટે લડાઈ કરનાર પણ તે જ હતો માટે ભાઈ! તું જ નિર્ણય કરી લે કે તું ક્યાં જઈશ' પ્રભુદેવ! મને ખબર નથી. આપ જ કહો" ત્યારે ભગવાન કહે છે તું અહીંથી મરીને નરકમા જવાનો છું આ સાંભળીને તેના તો હોશ જ ઊડી ગયા.

"પ્રભુ! આપનો આ પરમ ભક્ત શું અધમ ગતિમાં જશે?" "અમે તો ખૂબ પોકારી પોકારીને કહ્યુ હતુ, પણ સાભળ્યું કોણે?" જ્યારે આત્મા અવળાઈમા હોય છે ત્યારે જ્ઞાનીઓના વચનોને તે ધ્યાનમા લેતો નથી, પણ પાછળથી તે ગભરાય છે શ્રેણિકનો પુત્ર પણ ભગવાન મહાવીરનો પરમ ભક્ત હતો એને પણ એવી અધમ ગતિમાં જતો રોકવા કોઇએ આડા હાથ ન દીધા ભગવાન કહે છે, ભાઈઓ ! તમે તમારુ સભાળીને ચાલો. ભગવાનનો નિર્ણય સાભળીને કોણિકને ગભરામણ અને સૂર્યાભને આનદ-આનંદ સિવાય બીજુ શુ સભવી શકે? આપણો નિર્ણય પણ જો ભગવાન પાસે થઈ જાય તો આપણને પણ આનદ-આનદ થઈ જાય. "હે સૂર્યાભ! આ તારો છેલ્લો ભવ છે હવે તારે નરક, તિર્યંચ કે દેવના ભવ નથી કરવાના હવે પછીનો ભવ તારે માટે મનુષ્યનો આવવાનો છે" જ્ઞાનીઓ કહે છે, કે તમારી પાસે અત્યારે નિશ્ચયાત્મક જ્ઞાન નથી જગતની પ્રવૃત્તિઓ જોઈ ઉતાવગે નિર્ણય ન બાધશો કોઈક કોઈક વાર જોયેલુ અને સાભળેલુ પણ ખોટુ પડે છે

એક વખતે એક રાજા હતો અને પ્રધાન જ્યારે રાજ-કાર્યમાથી પરવારે ત્યારે ધર્મ સિવાય બીજી વાતોમા સમય વ્યતીત કરે "પ્રધાનજી! અમુક ગામમા આજે આ વાત થઈ રહી છે મે નજરે જોયુ છે" પ્રધાન કહે "હુજૂર! જોયેલુ પણ કોઇકવાર ખોટુ પડે છે "ખોટુ હોય તો મારી આખો ફોડી નાખુ" પ્રધાન કહે "જગત તો ગમે તેવી વાતો

કર્યા કરે ડાહ્યા પુરૂષે શબ્દ સમજ્યા સિવાય નિર્ણય કરી લેવો ન જોઇએ.” હવે એક વખતે રાજાની રાણી પલંગ પર સૂતી છે રાણીને પોઢવા પલંગ જ હોય, કંઈ સોયતળીયાં ઓછા હોય ? તેમ, અમારા શ્રાવકને પણ પોઢવા માટે ધર્મના શાલીશા હોય, સોયતળિયાં ન હોય. રાણી ઘસઘસાટ ઊંઘી રહી છે ઊંઘમા શરીરનુ ભાન વિરલાને જ રહે તે વખતે એક ગુલામ અંતઃપુરમા દીવો કરવા જઈ ચડયો. બત્તી સળગાવવાનો ખૂબ પ્રયત્ન કરે છે, પણ બત્તી સળગતી નથી. કંટાળીને તેણે વિચાર કર્યો કે—લાવને થોડોક આરામ કરુ ચારે તરફ ગાઢ અંધારુ હતુ પલંગ પર રાણી પોઢી રહી છે તેનુ તેને જ્ઞાન ન હતુ તે તો રાણીને પડખે જ પલંગ પર સૂઈ ગયો થોડીક વાર પછી રાજા શયનગૃહમા આવ્યો બત્તી કરી અને તે શુ જુએ છે? પોતાને બદલે કોઈકને રાણીને પડખે સૂતેલો જોયો હીણ પુરુષ, ચોકશનો જાયો, એ કોણ છે? જોતાં વેત જ તેનો ક્રોધ માઝા મૂકી ગયો. તલવાર ખેંચીને જેવો તે ગુલામનુ ધડથી માથુ જુદુ કરવા જાય છે ત્યા તેને પ્રધાનની વાત યાદ આવી ધીમા સાદે રાજાએ પ્રધાનને માણસ મોકલી બોલાવ્યો. પ્રધાન આવ્યો તેને રાજા કહે, જો આ શુ છે? પ્રધાન કહે, ‘ રાજાજી ! ઉતાવળા સો બાવરા ધીરા સો ગંભીર. અંગ્રેજીમાં પણ કહેવત છે, કે The slow and steady wins the race માટે જ પૂરતી તપાસ કરીને જ નિર્ણય પર આવવું હિતાવહ છે તમે સામા ખૂણામાં ઊભા રહો દૃષ્ટિ પલંગ ઉપર જ રાખશો પછી એ સૂયા હાથમાં લઇ પલંગ નીચે ભરાઇ ગયો એક

સૂયો રાણીના પડખામા અને બીજો સૂયો ગુલામના પડખામાં ભરાવ્યો સૂયો ભોંકાતા જ રાણી જાગી ગઇ જુએ તો પોતાને પડખે કોઇ ગુલામ! તેના મુખમાંથી રાડ નીકળી ગઈ! "આ શુ? સ્વપ્નામા પણ મે કોઈ દિવસ પરપુરૂષની કામના નથી કરી. આ તો ગુલામ લાગે છે ભાઈ ગુલામ! તુ અહીં ક્યાથી? ઊઠ, તારે રસ્તે પડ" ગુલામ પણ જાગી ગયો હતો તે વિચારવા લાગ્યો, કે આમ કેમ બન્યુ? પછી તેને યાદ આવ્યુ કે તેને ખૂબ થાક લાગ્યો હતો અને અધકારમાં તપાસ કર્યા વગર તે રાણીના પલંગ પર ભૂલથી સૂઈ ગયો હતો હવે હોશમા આવતા રાજા શી સજા કરશે એ કલ્પનાથી તેના મોતિયા મરી ગયા "રાજા મને જરૂર મારી નાખશે મને આવી કુમતિ ક્યાથી સૂઝી? રાણી કહે, "તુ જલદી ચાલ્યો જા કોઈ જોશે તો મારી નકામી ફજેતી થશે અને રાજાને ખબર પડશે તો ઉલ્કાપાત મચી જશે" રાજા બન્નેના શબ્દો સાભળી રહ્યો હતો તેને ખાતરી થઈ ગઈ, કે બન્ને જણા નિર્દોષ છે પ્રધાન પણ કહેતા હતા, કે જોયેલુ અને સાભળેલુ પણ કોઈકવાર ખોટુ પડે એ વાત પણ સાચી છે તેની તેને પ્રતીતિ થઇ "જો મે ધીરજ રાખી ન હોત તો રાજમા આજે ભારે હત્યાકાડ મચી જાત અને રાણી લેવા દેવા વગરની બેઇજ્જત બનત" રાજા અને પ્રધાન બન્ને છતા થયા તેમણે કહ્યુ "રાણી, તમે બન્ને જણા નિર્દોષ છો મનમા કશો ભય ન રાખશો અમારી રાજ-ચર્ચામા દરરોજ આ વાત થતી, કે જોયેલા અને સાભળેલા પણ કોઇક વાર ખોટા પડે છે" માટે એકદમ, કોઈ નિર્ણય

ન કરવો એક કડીમાં કહ્યું છે, કે—

"જોયેલું સાંભળેલું સૌ, જે બીજા જનને કહે,
તેનું કાંઈ ન વદે ભિક્ષુ અકસ્માતને ત્યજે"

ભગવાન અમને મુનિઓને પણ કહે છે, કે હે મુનિઓ! તમારે પણ જોઈ કે સાંભળીને એકદમ નિર્ણય ન કરી લેવો, કારણ કે તમારો નિર્ણય સંશયાત્મક છે જ્ઞાની પાસે નિર્ણય કરાવાયેલા ગૌતમ ભગવાન પણ ભૂલને પાત્ર થયા હતા તમે તમારા જીવનને સુધારો કારણ, જગતમાં ચારિત્રની જ છાપ પડે છે ભગવાન સૂર્યાભદેવને છ બોલોનો નિર્ણય તો કરી દીધો, પણ કરી નથી દીધો. જેવો આત્મા હતો તેવી વસ્તુ બતાવી દીધી સૂર્યાભદેવ, એવા તો પ્રેમ અને ભક્તિના ઉછાળામાં આવી ગયા કે ન પૂછો વાત. કેવળી ભગવાન પાસે જો તેનો નિર્ણય થાય એ કંઈ જેવી તેવી વાત છે? શેઠ તમારા પર ખુશ થાય તો કંઈક આપે ને? હા જ તો; કંઈક કદર પણ કરે ભાઈઓ! અમે પણ તમને બે મહિના થયા પરિશ્રમ કરીને દરરોજ સંભળાવીએ છીએ તો તમારે પણ ત્યાગ વૈરાગ્ય વગેરેનું અર્ધ્ય અમને અર્પણ કરવું જોઈએ ને? માટે હવે મનને સંશયગ્રસ્ત ન બનાવશો સૂર્યાભદેવને ખૂબ ભક્તિનો રસ લાગ્યો છે, પણ તેની પાસે ત્યાગ કરવાનું ગજું નથી કારણ કે તેની પાસે અવિરતિપણું છે તે ત્યાગ કરી શકે તેમ નથી પણ તેનો આવેગ ઉપડ્યો છે હું શું અર્પણ કરું? તેનો ઉત્સાહ વાણીમાં સમાય તેમ નથી "હે ભગવાન! આપ તો ત્રણે કાળની વાતને જાણનાર છો ગૌતમાદિ મુનિઓ અને પરિષદોને, આ સૂર્યાભ

પૂર્વે ત્યાગ કરીને પામ્યો છે, તેની તો તમને જાણ જ હશે. ધર્મ કરતા શેષ રહેલા પુણ્યના જોરે આ દેવલોકનું ઐશ્વર્ય મળ્યું છે પણ ચોવીસે કલાક એક સરખા ભાવ રહેતા નથી. વચમા વચમા ભાવનુ પરિવર્તન થતા પુણ્યનો બધ થાય છે, ત્યારે પુણ્યના ફળ તો ભોગવવાં પડે છે પણ માહાત્મ્ય તો ધર્મનુ વર્તે છે હે ભગવાન! બાંધ્યુ રહેવાતુ નથી. ઉછાળો માતો નથી " ભગવાન તો મૌન રહ્યા, કારણ કે તે આરભ સમારભમા ન બોલે ભગવાનને ખબર છે, કે તે ના પાડશે તો પણ તે માને તેમ નથી "સૂર્યાભ પૂર્વે ધર્મ કરીને આવ્યો છે માટે જગતને બતાવુ " તેણે બે વાર, ત્રણ વાર આ પ્રમાણે કહ્યુ, પણ ભગવાન તો મૌન જ રહ્યા સૂર્યાભ સમજે છે, કે આ તો અનારભી છે એમનો હા પાડવાનો ધર્મ નથી સમ્યગ્દૃષ્ટિ આત્મા આરભે ધર્મ ન માને જ્યાં આરભ છે, ત્યા દયા નથી, અને ધર્મ તો દયામય છે માટે, ત્યાગપ્રધાન મનુષ્યગતિ છે મનુષ્યે આરભે ધર્મ ન માનવો જોઈએ, **'आरंभे नत्थि दया'** આરભથી દયાધર્મની નાસ્તિ થાય શકાએ સમકીતની નાસ્તિ થાય, અને સ્ત્રીના સગે રહેવાથી બ્રહ્મચર્યની નાસ્તિ થાય સાધુ થઈને જો પૈસાની લેવડદેવડમા પડે તો પ્રવજ્યાનો નાશ થાય માટે કોઈ પણ મુમુક્ષુએ આરભે ધર્મ ન માનવો જોઈએ કોઈ કહેશે, કે સૂર્યાભદેવે તો નાટક કર્યું, તો પછી અમને શો વાધો? માટે જ સત્ય સ્વરૂપ સમજાવવુ પડ્યુ ભગવાન અનારભી છે, માટે આરભની પ્રવૃત્તિમા હા પાડે તેમ નથી ત્યારે એક દૃષ્ટિએ જોવાય કે બે દૃષ્ટિએ? આચારાગ સૂત્રમા ભગવાન

મહાવીરનું જીવન ચાલ્યું છે એ સબંધમાં શાસ્ત્રકારો કહે છે કે જે વખતે મહાવીર ભગવાન ત્યાગીને દીક્ષા લેવા માટે વનમા નીકળ્યા, તે વખતે દેવોએ એક પાલખી બનાવી હતી ભગવાનનો વરઘોડો જગતમા આવ્યો છે ૬૪ ઇન્દ્રો આવ્યા છે મનુષ્યો અને દેવોના વાજિંત્રો વાગી રહ્યાં છે જે વખતે મહાવીર સિદ્ધ ભગવાનને નમસ્કાર કરીને કહે છે, "આજથી હું સાવદ્યયોગના પચ્ચખાણ કરુ છું" પચ્ચખાણ કર્યા પછી શક્રેન્દ્ર મહારાજે કહ્યું ' વાજિંત્રો વગાડવા બંધ કરો ભગવાને સાવદ્યયોગનો ત્યાગ કર્યો છે, માટે એકદમ બંધ કરી દો" આ સ્થળે શક્રેન્દ્રે આરંભની પ્રવૃત્તિ રોકી લીધી અને આ બાજુ નાટકના પડદા પાડે છે તો તેનું કારણ સ્યાદ્વાદમાં સમજાશે. સૂર્યાભને અત્યારે અવિરતિ નામ કર્મનો ઉદય વર્તે છે હવે સૂર્યાભ શું કરશે, તે બાબત ઉપર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન ૫૭ મું

(રવિવાર, અધિક શ્રાવણ વદ ૯ કૃષ્ણ જન્માષ્ટમી)

રાયપસેણીય સૂત્રનો અધિકાર ચાલી રહ્યો છે રાગદ્વેષનો ક્ષય કરીને, સંપૂર્ણ કેવળ જ્ઞાન પ્રાપ્ત કરી જગતના જીવોને ભવ ત્વાને જે માર્ગ બતાવ્યો છે તેના મૂલ્ય કરાય તેમ નથી તત્ત્વના બતાવનાર, કેવળજ્ઞાની અને દર્શનીય એવા ભગવાન પાસે સૂર્યાભદેવે છ બાબતનો નિર્ણય કરાવી લીધો

હવે સૂર્યાભના ઉત્સાહનો પાર નથી. આત્મા જ્યારે ઉલ્લાસમા આવે છે ત્યારે એ ઝાલ્યો ઝાલ્યો રહેતો નથી. સૂર્યાભ પ્રભુદેવને કહે છે, "હે ભગવાન! આપ તો મારી અને જગતના સર્વ જીવોની ત્રણે કાળની વાતને જાણવાવાળા પણ છો. આ ગૌતમાદિ મુનિઓ અને ચતુર્વિધ સઘને હું નાટક બતાવું, કારણ કે મારી પાસે મનુષ્યો જેવી ત્યાગની ઋદ્ધિ નથી, જેથી હુ આપને ત્યાગ અર્પણ કરી શકુ, હુ જે ઋદ્ધિ પામ્યો છુ, તે ધર્મનો પ્રતાપ અને ધર્મથી વધતા પુણ્યથી પામ્યો છુ ધર્મનુ માહાત્મ્ય પામવા માટે હુ આ પ્રવૃત્તિ કરી રહ્યો છુ" ભગવાન તો કેવળી મહારાજ છે એક, બે અને ત્રણ ત્રણ વાર કહેવામા આવ્યુ, છતા તે પોતાનુ મૌન તોડતા નથી સૂર્યાભ વિચાર કરે છે, કે આમની રીત પ્રમાણે આદેશ અગીકાર નહિ કરી શકાતો હોય, કારણ કે અનારભમા કરવુ, કરાવવુ કે તેને અનુમોદન આપવાનુ બની શકતું નથી આ આજ, સૂર્યાભ રોકયા રોકાય તેમ નથી સૂર્યાભદેવ ૩૨ પ્રકારનાં નાટક બધ પાડે છે તેમા ૩૧ નાટકો જુદા જુદા પ્રકારના છે અને ૩૨ મુ નાટક ભગવાન મહાવીરના જીવન-પ્રસગોનુ છે. ભગવાન મહાવીર દસમા પ્રાણાન્તે દેવલોકથી ચવીને દેવાનદાની કુક્ષિએ ઉત્પન્ન થયા, અને ત્રિશલાની કૂખે મુકાયા, અને તેમને મેરુ ઉપર લઈ જવાયા, અને માતાજી પાસે મુકાયા, મોટા થયા—આ બધુ તેમ જ પાવાપુરીમા ચોવિહારો છઠ્ઠ ભક્ત કરીને મોક્ષમા પધાર્યા, ત્યાસુધીનુ નાટક સૂર્યાભે કરી બનાવ્યુ તે સબધમા શાસ્ત્રકારો કહે છે, કે ૧૦૮ દેવકુમારોને સૂર્યાભે પોતાના ડાબા હાથમાથી કાઢયા ભગવાનના

સમોસરણની સામે ૩૨ નાટકો વૈક્રિય રૂપો કરીને રચ્યા પછી ઉપર કહ્યું તે મોક્ષ સુધીનું છેલ્લું નાટક બતાવ્યું શરીરમાંથી વૈક્રિય પ્રદેશ કાઢીને ભગવાનની સન્મુખ ૩૨ પ્રકારના નાટકો કર્યા. જે જે તીર્થંકરો થાય છે, તેમની પાસે દેવતાઓ આવે છે અને ૩૨ પ્રકારના નાટકો જીવોને બતાવે છે હવે જે તીર્થંકરની પાસે નાટકો થાય તેમાં છેલ્લું નાટક તે તીર્થંકર ભગવાનના જન્મથી આરંભી મોક્ષ સુધીનું હોય. આજે કેટલાક લોકો દલીલ કરે છે, કે સૂર્યાભદેવે ભગવાનની પાસે આમ કર્યું તો મનુષ્યો પાસે કરવામાં અમને શો વાંધો હોય!

સમજો તમારી પાસે દેવ કરતાંય વધારે કિંમતી વસ્તુ રહેલી છે જે મહાપુરુષને આપવી. જે વસ્તુ અર્પણ કરીએ તે વસ્તુ તેની યોગ્યતા સમજીને જ અર્પણ કરાય. મનુષ્યો પાસે દેવ કરતા વધારે સરસ એવી ત્યાગની ઋદ્ધિ પડેલી છે દેવો કહે છે કે-અહોને અમારી બાહ્ય ઋદ્ધિ ગમે તેટલી ચમકતી હોય, પણ મનુષ્યોની ત્યાગ-ઋદ્ધિ આગળ તે ફિક્કી પડી જાય છે કોઈ રાજા તમારા પર તુષ્ટ થાય તો તેને કઈ સેવા ધરવી જોઈએ એવો વિચાર તમને આવે. નગરશેઠ હોય તે ઝવેરાતનો થાળ ભરીને રાજા પાસે જાય નગરશેઠની દેખાદેખી કરીને જો કોઈ સાધારણ માણસ ઝવેરાતના નજરાણાનો વિચાર કરે, તો તે તળિયે બેસી જાય માટે સહુએ પોતપોતાની ગજા પ્રમાણે ભેટ કરવી જોઈએ ભગવાન કહે છે કે જગતમાં નગરશેઠના કરતા યે વધારે ઊંચુ પદ ધરાવનાર મનુષ્યો છે તે અપેક્ષાએ દેવ કરતા માનવની ઋદ્ધિ વખાણી છે શાસ્ત્રકારો

દેવની ઋદ્ધિના વખાણુ કરતા કહે છે, કે દેવાંગનાના કપાળમા કરેલા એકએક ચાંદલામાં આખા જમ્બુદ્વીપની ઋદ્ધિ સમાઈ જાય છે, દેવોને ચડવા-ઊતરવાના બાજોઠોમા અઢી દ્વીપની ઋદ્ધિનો સમાવેશ થઈ જાય છે, તો પછી એ દેવોનાં વિમાનો અને આભરણો વગેરેની ઋદ્ધિ કેટલી હશે તેની કલ્પના તમે જ કરી લેશો. સરખામણી તો થવાની તો સમજો બાહ્ય ઋદ્ધિ દેવોની વધારે છે, પણ અભ્યતર ઋદ્ધિ તો માનવની જ વધારે છે દેવલોકમા રહેતા દેવતાઓ પણ કહે છે, કે મનુષ્યોએ જે શક્તિ અને ઋદ્ધિ પ્રાપ્ત કર્યા છે તે તેમની પાસે નથી માણુસ જો ધારે તો વિષયોથી વિરાગ પામીને વિરતિને અગીકાર કરી શકે, જ્યારે દેવ ધારે તો યે ન કરી શકે ચપટી વગાડીએ એટલા સમયમા દેવો જમ્બુદ્વીપને ૨૧ વાર પ્રદક્ષિણા ફરી શકે, પણ એક નવકારશી અને એક દિવસનુ બ્રહ્મચર્ય પાળવાની શક્તિ તેઓમા નથી ભગવાને કહ્યુ છે, કે '**देवावि तं नमंस्संति जस्स धम्मे सया मणो ।**' જેનુ ધર્મને વિષે, ત્યાગને વિષે સદાય મન છે તેને દેવો પણ નમસ્કાર કરે છે માટે કહો, જે ટાણુ દેવો પાસે છે તે તમારી પાસે નથી ? તો તમે કયા ભવના વખાણુ કરો છો ? બોલો ને! અહીથી ઊઠીને તમારે કયા ઉતારા કરવા છે ? દેવો કહે છે, કે તેઓ મનુષ્યોના ત્યાગની ઋદ્ધિ પાછળ પાગલ છે ભગવાન શુ બતાવે છે ? વીતરાગ પાસેથી મનુષ્યો ભાવઋદ્ધિને, ત્યાગ-વૈરાગ્યની વાતોને સાભળે છે તેવો શાસ્ત્રોમા વારવાર ઉલ્લેખ આવે છે હે ભગવાન ! તમે બહુ સરસ પ્રવચન કર્યું તમારી વાણી સાભળ્યા પછી અમારો આત્મા ઠરે છે અમે નિર્ગ્રન્થ

પ્રવચનની શ્રદ્ધા કરીએ છીએ નિર્ગ્રન્થ પ્રવચને વડે જે આત્મશુદ્ધિનો માર્ગ બતાવે છે તે અમે-મૂઢો અનુસરી શકતા નથી. જેમણે તીર્થકરની વાણી સાંભળીને શીખવી છે એવા મુમુક્ષુઓને અમારા કોટિ કોટિ વંદન છે પણ હે ભગવાન! અમે તેવા નથી. સુબાહુ કુમારે શું કહ્યું હતું તે ખબર છે ને? તેણે કહેલું, હું દેશ વિરતિ ધર્મને અંગીકાર કરીશ. હે ભગવન! ગાગમાં જેટલો ઉઘાડ થયો છે તેટલો મને અંગીકાર કરાવો. આના સિવાય બીજું શું હું આપને અંગીકાર કરાવશું? મનુષ્યની પાસે ત્યાગ કરવાની અને વૈરાગ્યની શક્તિ છે માટે નિરાશથી જીવન જીવવા માટે ભગવાનને ત્યાગનું સેવન કરે છે તમે અમારા ઉપર તુષ્ટમાન થાઓ. સાહેબ! આત્માનો બહુ સરસ માર્ગ બતાવી દીધો. હે દેવાનુપ્રિયો! તમને પૂર્વના પુણ્યે બુદ્ધિ મળી છે પણ જો બુદ્ધિનો સત્યને માર્ગે ઉપયોગ ન થાય, તો ખોટનો વેપાર વધે. તમને તમારા સગા-સંબંધીઓ અને પત્ની-છોકરાં પણ બુદ્ધિશાળી માનતા હશે. મિત્રો અને જનતા પણ તમારા વખાણ કરતાં હશે. પણ બુદ્ધિની કસોટીમાંથી કેટલા જણ સફળતાપૂર્વક બહાર નીકળતા હશે? તમને બુદ્ધિ માટે માન અને અભિમાન હશે; પણ જો એ બુદ્ધિ પ્રમાણિકપણે વીત રાગના માર્ગે ન વળે તો તે ફોતરાં જેવી તુચ્છ કહેવાય. તમે શું કરી રહ્યા છો? ફોતરાં ખાંડનારના હાથમાં સારભૂત વસ્તુ ન આવે. જેની પ્રવૃત્તિ સારભૂત ન હોય તેનું જીવન વ્યર્થ છે. જ્ઞાનીઓ શું કહે છે? તમારી બુદ્ધિને જ્ઞાન, દર્શન અને ચારિત્રના ઉપયોગમાં જોડો, તો કદાચ સારભૂત પદાર્થ

નીકળે પણ જો બુદ્ધિનો સદુપયોગ નહિ કરો, તો કોતરા કાઢવા જેવું થશે હે દેવાના પ્રિયો! તમે તમારા જીવનમાં એવી કઈ પ્રવૃત્તિ કરી, જેના માટે તમે ગૌરવ લઈ શકો? તમે એવી કઈ સંપત્તિ મેળવી કે જે સદાકાળ તમારી સાથે રહેશે? ચક્રવર્તી જો ચક્રવર્તીપણાના ગુમાનમા વિષયનો દાસ થઈને રહે, તો તે પણ નરકની ગતિમાં જાય માટે વિચાર તો કરો

શ્રીકૃષ્ણ ભગવાન, જેની હાકલ ત્રણ ખંડમા વાગતી હતી, તેમના જન્મની આજે અષ્ટમી છે શ્રીકૃષ્ણ દ્વારકામા રહેતા હતા. જે વખતે દ્વારકાનો દાહ થયો, ત્યારે ત્રણ જણ સિવાય જીવતું કોઈ બહાર ન નીકળી શક્યુ જે વખતે કર્મ જોર કરે છે તે વખતે ઘંટીમા પિલાવુ જ પડે છે એ શ્રીકૃષ્ણનુ જ્યારે પુણ્ય વધ્યુ, ત્યારે દેવોએ સોનાની દ્વારકા બનાવી દીધી; અને જ્યારે પુણ્ય ખૂટ્યુ ત્યારે તેમને કોઈ પાણી પાનાર પણ ન મળ્યુ! કર્મની ગહન ગતિ તો જુઓ! સત્યભામા શ્રીકૃષ્ણના પત્ની હતા અને રાજુલ નેમિનાથના બન્ને સગી બહેનો થાય કંસ અને અતિમુક્ત કુમાર બન્ને સગા ભાઈઓ હતા, પણ બન્નેની પ્રવૃત્તિમા કેટલુ અંતર પડી ગયુ! આકાશ પાતાળ જેવડુ! બન્ને માનવ હતા, પણ કઈ કોટિના? કંસના દેવકીજી કરીને એક બહેન હતા તેમણે એક પછી એક એમ આઠ રત્નોને જન્મ આપ્યો પણ એમાના છ મોક્ષમા પધારી ગયા સાતમા શ્રીકૃષ્ણ વાસુદેવ અને આઠમા ગજસુકુમાર શ્રીકૃષ્ણ વાસુદેવ આવતી ચોવીસીમા અમમ નામના બારમા તીર્થંકર થશે એવુ તે શ્રીકૃષ્ણે વાસુદેવના ભવમા શુ કર્યું હતુ, જેથી તે બારમા તીર્થંકર થવાના? જે

સમયે ભગવાન નેમિનાથ તેમના ૧૮૦૦૦ સાધુ સહિત દ્વારકામા પધાર્યા, ત્યારે નગરની શોભા કેવી સરસ લાગતી હશે! આવડા મોટા ઉપાશ્રયમા બે મોટા સાધુ હોય અને બે નવ વસ બેસતાં હોય તો કેવુ ભવ્ય દૃશ્ય લાગે એ તો તમે પ્રત્યક્ષ પણ કહી શકો છો પણ એ ભવ્ય કોને લાગે? જે ભવિ હોય તેને જ આજે તો શાસનમાથી સાધુઓ ઘટતા જાય છે તમે જો ઘરકામમાથી સમય કાઢી અપણું નહિ કરો, તો શાસન કેવી રીતે ચાલશે? બધુઓ! તમે વિદ્યાલયો ખોલ્યા, હોટેલો સ્થાપી, સસ્થાઓ ઊભી કરી, આજનુ જ્ઞાન આપવા માડ્યુ, પણ સાધુસખ્યામા વધારો કરે એવી કઈ પ્રવૃત્તિ કરી? તમારુ ચાલે તો કોઈ પહેલ કરે તો તેની પ્રવૃત્તિને ભાગી ફોડી નાખો. તમે કહેશો સાહેબ! માટુ આ જેવુ ક્ષેત્ર છે તો સારુ ચોમાસુ આપો. પણ ઘરમાથી કાઈ કાઢવુ નથી તો પછી સારુ ક્યાથી મળે? વહુને પરણ્યે સાત વર્ષ થઈ ગયા હોય અને જો સીમત આવ્યુ ન હોય, તો સાસુ-સસરાને ઊંઘ ન આવે વહુને ભૂવા પાસે લઈ જાય અને પથ્થર તેટલા દેવ બનાવે. પણ શાસનમા જો કઈ ઘટે તો તમારુ એક રૂવાડુ યે ફરકવાનુ નહિ છેવટે એટલુ તો કરો કે જે ઘરમાં કોઈ દીક્ષા લેવા તૈયાર થાય તો તેનો વિરોધ ન કરવો એવી પ્રતિજ્ઞા કરો તમારામાં જો શાસન પ્રત્યે પ્રેમ ધગશ વગેરે હોય, તો કઈ નહિ તો વર્ષે એકને તો તૈયાર કરો જેથી શાસનની ઉન્નતિ વધે શ્રીકૃષ્ણે તેમની આઠ આઠ પટરાણીઓ અને પ્રદ્યુમ્ન જેવા લાડકા કુમારો અને કુમારિકાઓની ભેટ ભગવાનને આપી. શ્રીકૃષ્ણને શુ પોતાના પરિવાર ઉપર તમારા જેવો પ્રેમ નહિ હોય? પણ તે

માનતા હતા, કે "મારા શરણે તો ભયની સભાવના છે, પણ જો ભગવાનને શરણે જશે તો એમનુ કલ્યાણ થશે ત્રાણ, શરણ તો ભગવાન નેમિનાથ છે" એટલા માટે તો શ્રીકૃષ્ણે બધાનુ અર્પણ કર્યું અને દીક્ષા આપવા તૈયાર થયા જ્યારે શ્રીકૃષ્ણની આઠ પટરાણીઓ દીક્ષા લેવા તૈયાર થાય છે, ત્યારે પ્રજાજનો શ્રીકૃષ્ણને કહે છે, "આપના બેઠા આપની રાણીઓ ચૂડા ઉતારે તે સારુ ન લાગે" એક કવિએ પણ ગાયુ છે, કે—

"હાથ જોડી, માન મોડી, રાજાજીને લાગે પાય,
રુક્મિણી સરીખાને આજ્ઞા આપી તે સારુ કેમ કહેવાય?"

"બત્રીસ હજાર રાણીઓમા મુખ્ય આઠ પટરાણીઓ ઊઠીને સયમનુ વ્રત લે તે સારુ ન કહેવાય તમારી પટરાણીઓ ઘેર ઘેર ભિક્ષા લેવા નીકળશે તે શુ સારુ કહેવાય?" પ્રજાજનોને પ્રત્યુત્તર દેતા શ્રીકૃષ્ણ કહે છે

"કહેનારા તો કહીને રહે, મારી રજા થઈ,
સયમ લઈને વિચરજો તો મુક્તિ જાજો સઈ"

આ ભાવનાથી શ્રીકૃષ્ણે તીર્થંકર નામ કર્મ બાધ્યુ ત્યારે આ તો સારુ કરનારને રોકનાર પડ્યા છે, અનુમોદન આપવાવાળા વિરલા છે માટે ધર્મને સાધો અને કર્મ તોડો કર્મને તોડવા માટે તો શ્રીકૃષ્ણે તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું તે શ્રીકૃષ્ણની આજે તમારી આગળ વાત કરવી છે સાથે સાથે તમને ઉપદેશ પણ મળી જશે શ્રીકૃષ્ણ જ્યારે ગર્ભમાં હતા, ત્યારે તેમની માતાને દર્પણમા પોતાનુ મુખ જોવાનો દોહદ ઉત્પન્ન થયો દાસીએ અરીસો આપ્યો. અરીસાને દૂર ફેકી

તેણે મ્યાનમાંથી તલવાર કાઢી તેમાં પોતાનું મોઢું જોયું તેને થયું કે તેનો સુપુત્ર પરાક્રમી થશે. સારું બાળક આવવાનું હોય તો સુગંધી પદાર્થો ઘસીને ગમે અને નઠારું બાળક આવવાનું હોય તો માટી વગેરે ખાવાનું મન થાય. સવા નવ માસે શ્રીકૃષ્ણનો જન્મ થયો ઉત્તમ પુરુષનો જન્મ મધ્ય-રાત્રિએ થાય વાસુદેવને જાણ કરવામાં આવી. છ-છ બાળકો કંસના ભયે બદલી ગયા છે તેનો ભય દેવકીજીના હૃદયમાં છે છ-છ બાળકે માતાને સ્તનપાનના લ્હાવો લેવાનો લાભ મળ્યો નથી આવા પરાક્રમી બાળકનો જન્મ થાય અને તેને જો બરાબર પાળીએ નહિ તો રાજ્યની વૃદ્ધિ શી રીતે થાય? તે જ વખતે નંદ અને યશોદાને ખબર આપવામાં આવી અહીં બે મહિનાનો ફેર નાખ્યા જેથી કંસને વહેમ ન આવે કારણ કે કંસ જાણતો હતો કે દેવકીજીનો સાતમો ગર્ભ તેનો મારનાર થશે. કંસે પૂરે પૂરો જાપતો રાખેલો ઉગ્રસેન ચોકી કરી રહ્યા છે જેવો વાસુદેવનો જન્મ થયો કે તેવા જ વસુદેવ બાળકને સૂંડલામાં નાખીને નંદને ત્યાં જવા નીકળી પડયા. બધા ઊંઘતા હતા. મહાપુરુષનો પ્રતાપ તો જુઓ! વાજિંત્ર વાગ્યા, તો પણ કોઈને ખબર ન પડી ઉગ્રસેને પૂછયું 'આ કોણ છે? વસુદેવે કહ્યું, તને છોડાવનાર છે' એમ કહીને જમુના નદીને કાંઠે આવ્યા નદી તો બે કાંઠે ભરપૂર છે તેને શ્રીકૃષ્ણના પગનો અંગૂઠો અડકાડયો કે જગ્યા થઈ ગઈ અને વસુદેવ નદી પાર કરી ગોકુળમાં આવ્યા દેવકીજીને પાનો ચઢયો છે પણ પાનો કોને ચઢે? સગી મા હોય તેને ચઢે પાવૈયાને નહિ. ત્યારે સમ્યગ્જ્ઞાન દર્શન અને ચારિત્રના પાના કોને

ચડે ? તમે અધર્મને માર્ગે જતા હો, black-market (કાળા બજાર) કરી લાખો રૂપિયા લાવો, તો તમારા સ્ત્રીપુત્રાદિકને આનદ થાય, પણ તમારા ગુરુને તો દુખ જ થાય આ ઠેકાણે ગુરુ અને ગુરુણી તમારુ રક્ષણ કરનાર છે આઠ પ્રવચન માતા એજ તમારી સાચી માતા છે એ માતાના ઉત્સગમા આળોટનાર બાળક તેજસ્વી હોય પણ જ્યા દયા-માતાનુ ખૂન થતું હોય, ત્યા એવુ બાળક ડગ પણ ન માડે, જ્યા ક્રોધ, માન, માયા અને લોભનુ સામ્રાજ્ય હોય, ત્યા તે કોઈ કાળે જાય નહિ ગોવાળને ઘેર જેમ જશોદા માતા શ્રીકૃષ્ણનુ રક્ષણ કરે છે, તમ અને તેનાથી પણ વિશેષ પ્રવચન માતા મારુ રક્ષણ કરે છે ગોવાળને ઘેર શ્રીકૃષ્ણ મોટા થયા અને માતા જશોદાએ પોતાના પેટના પુત્ર કરતા વધારે લાડથી તેમનુ લાલનપાલન કર્યું ધન્ય છે એ જશોદા માતાને ! આજે જો કોઇની મા મરી ગઈ હોય અને નવી મા આવે, તો તે આવી સભાળ લેવાની ખરી ? ત્યારે ગોપને ઘેર રહેલી બાઈનુ વર્તન જુઓ ! પોતાના પેટના દીકરાઓ અને શ્રીકૃષ્ણ વચ્ચે તેમણે કશો ભેદભાવ રાખ્યો નથી અને આજની માતાઓ જુઓ ! પોતાના સગા દીકરાને કેસરિયા દૂધના વાટકા અને ઓરમાનને છાસનો વાટકો યે માડ માડ આપશે શુ આવુ તમારા જોવામા નથી આવતુ ? જશોદાએ પોતાના અને પારકા વચ્ચે સહેજ પણ difference (અતર) ગણ્યા સિવાય સરખા પ્રેમથી બધાયનુ લાલનપાલન કર્યું માટે આજની બહેનો પણ માતા જશોદાના દૃષ્ટાન્તને અનુસરે તેમ થશે તો પ્રત્યેક ઘરમા કલહ, અદેખાઈ અને કકાસને સ્થાને શાન્તિનુ સામ્રાજ્ય સ્થપાશે

આજે વૈષ્ણવો સ્થળે સ્થળે શ્રી કૃષ્ણજન્મ ઊજવશે. આપણે શ્રીકૃષ્ણની આધ્યાત્મિક પ્રવૃત્તિઓ વખાણી, ત્યારે અન્ય દર્શનીઓ તેની લીલા વખાણે છે પણ શ્રીકૃષ્ણે તો તીર્થંકર કર્મ બાંધ્યું છે એમણે પટરાણીઓ અને કુમારકુમારીઓને ભગવાનને ભોગે અર્પણ કર્યા અને સમ્યગ્દૃષ્ટિ થયા શ્રીકૃષ્ણના વખાણ થાય છે કારણ કે તેમણે છ વસ્તુઓનું હરણ કર્યું છે કાળી નાગનો નાશ એટલે અનતાનુબંધી ક્રોધ, માન, માયા વગેરેનો તેમણે નાશ કર્યો છે ભગવાન કહે છે, કે શ્રીકૃષ્ણે તો છ વસ્તુઓનું હરણ કર્યું પણ જનતામાં તો આ છ એ શત્રુઓ ભરેલા છે આ શત્રુઓ છે કામ ક્રોધ, મદ, મત્સર લોભ અને ઇર્ષ્યા આ શત્રુઓ તમે હણો શ્રીકૃષ્ણે તો એક હજાર ફેણવાળા સર્પને હણ્યો, પણ આપણામાં તો લાખ ફેણવાળા સર્પો ભર્યા છે, તેમને હણવાના છે વાસનાને ભગવાન લાખ ફેણવાળો સર્પ કહે છે કારણ કે હજી જ્યાં એક વાસના પૂરી થઈ નથી, ત્યાં બીજી પોતાનું માથું ઊંચકે છે માટે જ ભગવાનને બોલવું પડ્યું કે—

**इमं च मे अत्थि इमंच नत्थि इमं च मे किच्चमिमं अकिच्चम्।**
**तं एवमेवं लालप्पमाणं हरा हरन्तित्ति कहं पमाओ॥**

જગતના જીવો તો આવી જ માન્યતાથી ભરેલા છે કે આ મારું છે અને આ મારી પાસે નથી આ મેં કર્યું અને આ મેં નથી કર્યું અને રૂપિયા તો રળ્યો, પણ અદ્યાપિ તેને યોગ્ય એવો બંગલો બંધાયો નથી. બંગલો તો છે પણ મોટર હજી આવી નથી મોટર તો છે પણ વરવહુ સાથે બેસીને હજી ફરવા નીકળી શક્યા નથી.

ફરવા તો નીકળ્યા છીએ, પણ આ બધાનો વારસદાર હજી જન્મ્યો નથી દીકરો તો છે, પણ વહુ હજી ઘેર આવી નથી. વહુ તો આવી, પણ સેવા કરવાને બદલે ઊલટી મારી પાસે સેવા કરાવે તેવી છે." આમ, હૈયાહોળીમા જિંદગી પૂરી થઈ જાય છે, તો પણ, હે પ્રમાદીઓ! તમે જાગતા કેમ નથી? કાળનુ ચક્ર અવિરત ગતિએ તમારા મસ્તક પર ફરી રહ્યુ છે. માટે ચેતો! જાગ્રત થાઓ! મરણને શરણ તો એક દહાડો અવશ્ય થવાનુ જ છે.

"કાળ ચક્ર ફરે છે, એક દિન જાવુ છે,
ભૂલ મત જાના, હો જીવ! ભૂલ મત જાના"

માટે, ભાઈઓ! ભૂલશો નહિ. કાળનું ચક્ર માથા પર ફરી રહ્યુ છે. ક્યારે ઉપાડીને ફેંકી દેશે, તેની કોઈને ખબર નથી. માટે વાસના રૂપી કાલીય નાગને મારી મુક્ત બનો. વાસનાનો ત્યાગ કરો હવે શું આવશે તે આગળ ઉપર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન ૫૪ મું

[સોમવાર, અધિક શ્રાવણ વદિ ૧૦)

રાયપસેણીય સૂત્રનો અધિકાર ચાલી રહ્યો છે સુધર્મા દેવલોકમાથી સૂર્યાભદેવ વિમાનમા પ્રભુ મહાવીરને વાદવા આવ્યા હતા વાદી, નમસ્કાર કરીને ભગવાનને છ પ્રશ્નો પૂછીને પોતાનો નિર્ણય થતાં તેમનો આત્મા ઉલ્લાસે ચડી ગયો.

ઉલ્લાસમાં ચઢી ગયા' પછી ૩૨ મણના નાટકો પાડયા. પછી
જે વૈક્રિય રૂપની લબ્ધિ કરી હતી તેને પાછી સંકેલી લીધી
ભગવાન બધું જાણતા હતા આ બધું આગમ બતાવી દીધું
છે દેવ પાસે ત્યાગ 'અને 'ધર્મ' કરવાનું સામર્થ્ય નથી એટલે
ભક્તિના વેગમાં' આવી પોતાની પાસે જે હતું તે તેમણે
બતાવી દીધું હવે, એ વસ્તુઓ શાથી મળે છે તે બતાવીશું
સૂર્યાભદેવ સમ્યગ્દૃષ્ટિ છે એટલે તે વિચાર કરીને ધર્મનું મા
હાત્મ્ય બતાવે છે પૂર્વે જે આત્માઓ ધર્મને ગ્રહણ કરે છે,
ત્યાગ અને વૈરાગ્યનું સેવન કરે છે અને ભગવાનના મુનિઓ
પાસેથી દેશવિરતિપણું અંગીકાર કરે છે તેવા 'આત્માઓને
પણ હજી કર્મબંધ રહે છે કર્મનો સંપૂર્ણ ક્ષય થતો નથી.
જેમનું આયુષ્ય પૂરું થાય છે અને કર્મો વધારે હોય છે,
તેમને દેવલોકમાં જવું પડે છે દેવભવમાં આવી ઋદ્ધિ શાથી
પામે છે? જે જીવો પૂર્વે મળેલા સમયનો સદુપયોગ કરે છે,
તેને વ્યર્થ ન ગુમાવતા ધર્મની આરાધનામાં ગાળે છે તેઓને
આવી ઋદ્ધિ પ્રાપ્ત થાય છે ભગવાન કહે છે કે જીવો! હે
ભાઈઓ! વ્યર્થ વસ્તુઓ પાછળ તમારો કિંમતી સમય વેડફી
નાખશો તો તમારે પસ્તાવાનો વખત આવશે. આવો અમૂલો
અવસર વારે ઘડીએ આવવાનો નથી. હીરા જેવી કિંમતી વસ્તુને
છોડીને કાચને મૂર્ખ સિવાય કોણ સંઘરવાનું હતું? જિનેશ્વર
ભગવાન કહે છે હે ભાઈઓ! હીરા જેવી મહાન ધર્મની
આરાધનાને મૂકી વિનાશી વસ્તુઓ પાછળ શીદને તમે તમારો
સમય વેડફી રહ્યા છો? નારે ભાનમાં આવો. તમે કોણ છો
તે વિચારો તમે આત્મા છો આત્મા તો અજર અમર છે

તેને પ્રાપ્ત કરવા માટે જ તમારી પ્રવૃત્તિ હોવી જોઈએ. ભાઈઓ ! તમારી પાસે સદાકાળ ટકી રહે એવી કંઈ સંપત્તિ છે, કે જેના કારણે તમે ગૌરવ અનુભવી શકો ભગવાન કહે છે, કે જે અમે પ્રાપ્ત કર્યું છે તે સનાતન સત્ય છે, અને જે તત્ત્વો અમારી પાસે છે તે ચિરસ્થાયી છે એ તત્ત્વો કયા છે, કે જેની દુનિયા પ્રતીતિ કરે છે અને જેના માટે મુમુક્ષુઓ સર્વસ્વનું અર્પણ કરી દે છે! જેના મુખ પર દીપ્તિ છે, જેના આત્મામા તેજ છે, જેની કિંમત મહાપુરુષોએ આકી છે તે કાળને શાસ્ત્રકારોએ સર્વલક્ષી અને સર્વભક્ષી કહ્યો છે, પણ આવા કાળની સામે અખંડ રીતે ટકી શકે એવુ તત્ત્વ કયુ છે? તે વસ્તુ, ભગવાન કહે છે કે, તમારો અજર અને અમર આત્મા પોતે જ છે કોહિનૂર હીરાને કદાચ તમે જોયો નહિ હોય, પણ તેનુ નામ તો તમે સાભળ્યુ જ હશે ત્યારે હીરાને દેખનાર કોણ હોઈ શકે? જેને ચક્ષુઓ છે તે જ હીરાને જોઈ શકે આખ હોય પણ પરીક્ષા કરવાની સૂઝ ન હોય તેને મન તે હીરો કાચ જ છે પરખ હોય તો હીરો તેમ આત્મા કોહિનૂર હીરા જેવો છે સમ્યગ્દૃષ્ટિ ઝવેરીઓએ એ હીરાનુ મૂલ્ય આકયુ છે, જ્યારે મિથ્યાદૃષ્ટિ અને અજ્ઞાનીઓને એની સાચી કિંમતની જાણ નથી માટે- ભગવાન કહે છે, કે-તમને ઝવેરી બનવા માટે આ અવસર મળ્યો છે ઝવેરી સિવાય હીરાની પરખ કોણ કરી શકે? હીરા જેવા અજર અમર આત્માની કિંમત તમારે ઝવેરી બનીને આકવાની છે બાહ્ય જીવન ટકાવવા માટે તમે કોઈને અગવડ તો નથી કરતાને! એવું તમારે પોતાને સદાય પૂછતા રહેવુ જોઈએ.

આવા વિચાર' કોણ કરે ? જે સાચો સમ્યગ્દૃષ્ટિ હોય-તેને જ આવા વિચાર આવે. પોતાના માની લીધેલા સુખની ખાતર જો બીજાને અગવડમાં મૂકાવું પડતું હોય, તો તે તેની ભૂલ છે, એમ સમ્યગ્દૃષ્ટિ વિચારે. સમ્યગ્દૃષ્ટિ સાચાને સાચું માને, જ્યારે મિથ્યાદૃષ્ટિ સાચાને ખોટું માને. આ દશામાં, હવે આપણે ક્યાં સુધી રહેવું છે ? આ સ્વરૂપ પ્રાપ્ત કરીને સૂર્યાભ દેવભવમાં આવેલ છે, અને આવીને તેણે ૩૨ પ્રકારના નાટકો બતાવ્યા. ચાર ગતિઓમાં જીવને પરિભ્રમણ કરવું પડે છે જ્યારે મોક્ષગતિમાં જીવ સ્થિર થાય છે એ પદને પ્રાપ્ત કરવા માટે તો આ માનવભવ મળ્યો છે ભગવાન કહે છે કે અધમના ભાવ કરશો તો અધમ ગતિમાં જવું પડશે આ ભવ કંઈ અધમ ગતિમાં જવા માટે મળ્યો નથી માટે લાભ લો આત્મસ્વભાવની પ્રાપ્તિ નરક, તિર્યંચ કે દેવગતિમાં શક્ય નથી. દેવગતિમાં પુણ્યના ફળનો એવો તો વેગભર્યો પ્રવાહ વહે છે કે ધર્મરૂપી બીજ તેમાં તણાઈ જાય છે વ્યવહારમાં કોઈ પુણ્યશાળીને ૨૪ કલાક એ જ નાટકો, એ જ સિનેમાઓ એ જ મોજમજાના સાધનો હોય. ધર્મની વાત તેને સૂઝે જ નહિ. કોઈ મહાન આત્મા જ આમાં અપવાદ રૂપે હોય. નરકમાં રહેલાને તો દુઃખ જ સળગાવી રહ્યું હોય છે ત્યાં ધર્મનું શ્રવણ કરાવનાર કોઈ હોતું નથી. ઔદારિક શરીર સાધન પ્રધાન છે આ કારણે મનુષ્યભવમાં ધર્મ કરવાનો chance—અવસર મળ્યો છે આ અવસર પુનઃ પુનઃ મળવો દુર્લભ છે લાડી, વાડી, ગાડી વગેરે તો ફરીથી પણ મળશે પણ કર્મથી છૂટવાના અવસરો આત્માને પુનઃ પુનઃ મળવા મુશ્કેલ છે માટે અવસરને વધાવી લો અને

જિંદગીના લહાવા લૂટી લો. Life is a shadow-જીવન તો એક છાયા છે પડછાયો ક્યારે અદૃશ્ય થઈ જશે તેની ખબર નથી પણ તમે નવરા પડો ત્યારે આ બધુ વિચારવાની તક મળે ને? દેવલોકના દેવો એવા તો કામોપભોગમાં મગ્ન છે, કે તેમને બીજુ કંઈ વિચારવાનો અવકાશ જ મળતો નથી. પૂર્વના પુણ્યે કરીને જે કંઈ ઇચ્છે તેની તરત જ પૂર્તિ થાય છે. ત્યા તો અમીના ઓડકાર આવે, ૩૩ સાગરોપમનુ આયુષ્ય હોય તો ૩૩ હજાર વર્ષે આહારની ઈચ્છા થાય ભગવાન કહે છે, કે જેટલા સાગરોપમનુ આયુષ્ય હોય તેટલાં હજાર વર્ષે આહારની ઇચ્છા થાય એવા પુણ્યનાં કલ્પવૃક્ષો દેવોને ફળ્યા છે દેવને આહારની ઇચ્છા થાય ત્યારે તેઓ આ કામ શુભ પુદ્ગલોની સહાયથી કરે છે તક મળે તો વિચાર કરે ને? પણ તેઓના ભોગમા આતરો પડતો જ નથી જ્યારે મનુષ્યની ઇચ્છાની પૂર્તિ થતાં સમય લાગે છે દૃષ્ટાંત તરીકે-તમને ચા પીવાની ઈચ્છા થઈ નોકરને જલદી ચા બનાવવાનો તમે હુકમ કર્યો પણ પેલા નોકરને તો પ્રાયમસ પેટાવવો પડે, પાણી ઉકાળવું પડે, ચા નાખવી પડે. એમ તમારી ઇચ્છા અને પૂર્તિ વચ્ચે કેટલોક સમય જાય છે ત્યારે સમજો આંતરો પડતા, વસ્તુ પ્રાપ્ત ન થતા, સમજુને વિચારવાની તક મળે દેવોની ઇચ્છા સદ્ય પુરાય છે અને મારી ઇચ્છા કેમ જલદી પૂરી થતી નથી એવા વિચાર આવે આ વિચારથી બોધ થાય તો તે ચાને પડતી મૂકવાનો તેને થશે, કે-ચાલો, ત્યાગનુ ટાણું મળ્યું. મનુષ્યભવમા જ ધર્મ સંમુખ બનવાનો અવસર મળે છે ટાપટીપમાં વખત ન ગુમાવતાં જિનવાણી સાભળવા-જવાનુ આ ટાણુ મળ્યુ છે મનુષ્ય-ગતિ એ તો

બાકી હશે, તો પણ જવું જ પડશે. પૈસાની લાંચ તે વખતે કશા ઉપયોગમાં નહિ આવે

"વકીલાત ત્યાં ન ચાલે, કોઈ લાંચ પણ ન ઝાલે,
જજમેન્ટ ત્યાં ન મળતાં, મુકરર જગે જવાના"

કોઇની વકીલાત ત્યારે ચાલશે નહિ ચાલે ખરી? કોઈ લાંચને હાથ પણ નહિ અડકાડે. અહીં તો તમારી વકીલાત કરવાવાળા નીકળશે, લાંચ લઇને તમારું કામ કરી આપવાવાળા પણ મળી આવશે, પણ યમના દૂતો ન તો વકીલાતને સાંભળશે કે ન તો લાંચથી લોભાશે અહીં તો જ્યારે છેલ્લા શ્વાસ ચાલતા હોય ત્યારે "બોલાવો વકીલને, કરો વિલ (will) થાય સીલ (seal)" હે દેવાના પ્રિયો! તમારી દયાજનક સ્થિતિ તો જુઓ! શું જોઈને તમે સંસારમાં બેસી રહ્યા છો? શું દરિયા લાડવા જેવા તમને વૈરાગ્ય કેમ આવતો નથી? જ્ઞાનીઓ પોકારી પોકારીને ચેતવી રહ્યા છે, છતાં આત્મ-સંશોધન પ્રત્યે દૃષ્ટિ કેમ જતી નથી? "એ કાળનું કટક ચડ્યું ગામમાં ગોકીરો થયો હાટડીએ હડતાલ પડી ગુરુઓ! દરવાજા બંધ કરો, મહારાજને બોલાવો, માંગલિક સંભળાવો!" પણ કેવી રીતે સંભળાવે?

એક સદ્‌ગૃહસ્થ હતા તેમને જીવલેણ રોગ લાગુ પડ્યો તેની પત્ની શાણી હતી તે દરરોજ સમજાવે, કે—

આ તો પંખીડાનો મેળો, આ તો દુઃખ–દરિયાનો મેળો,
કોઈ આજ જશે, કોઈ કાલ! —આ તો૦

"આ તો પંખીનો મેળો છે જીવન તો દુઃખદરિયાનો મેળો છે કોઇ કાલે, તો કોઈ આજે ઊડી જશે માટે, આખો દિવસ કામમાં એવા મશગૂલ રહો છો, કે ભગવાનનું નામ પણ યાદ નથી આવતું. વ્યસનોને વહાલા ન કરો થોડુંક

ધર્મ પ્રત્યે પણ લક્ષ આપો." શેઠ જવાબ આપતાં કહે છે, "અરે! ધર્મની પૂછડી ન જોઈ હોય તો! તું મારા ઘરમાં જ્યારથી આવી છે ત્યારથી બબડાટ જ કરવા માંડ્યુ છે" ત્યાં બાઈનો પિતા આવ્યો. શેઠ સસરાને કહે છે: "તમારી દીકરી જ્યારથી મારા ઘરમાં આવી છે ત્યારથી મારો સંસાર બગડી ગયો છે મારા મિત્રને ત્યાં જવા માટે સાથે આવવાનુ કહું તો કહેશે, કે મારે સામાયિક કરવુ છે અથવા તો ઉપાશ્રયે જવુ છે હું કોઈ સરસ સિનેમા જોવા જવાનુ કહું તો કહેશે, કે તેના કરતાં ગુરુ દર્શન કરવા ચાલો ને. આમ છે એટલે અમારા મનનો મેળ ક્યાંથી ખાય?' આ સાંભળી શેઠાણીએ કહ્યું 'નાથ! અહીંથી ઊપજ્યાં એટલે હું તમારી નથી" શેઠ નવરા પડે ત્યારે તિજોરીમાના નાણાં ગણે કાં તો બાળબચ્ચાંને ભેગા કરી ગંજી-પાની રમતો રમે. આમ ને આમ ઘણો સમય વ્યતીત કરે જીવને કંઈ ખપે તો જોઈએ ને? તેને કેન્સરનો રોગ થયો છે બાઈને તે કહે, શાન્તિ થાય તેવુ કંઈ સંભળાવ." બાઈ કહે નાથ! મે તો તમને આખી જિંદગી જિનેશ્વરની વાણી સંભળાવી; પણ તે તમારે ગળે ન ઉતરી. તો હવે પાછી ક્યાંથી ઊતરે? તમે કહો તો મહારાજને બોલાવુ બાઈ મહારાજને બોલાવી લાવી મહારાજનો ધર્મ છે કે કોઈનું ભલું થતું હોય ત્યાં જવું મહારાજ કહે 'ભાઈ! આરંભ અને પરિગ્રહ-તેમા તને જેટલું જરૂરનું હોય તેટલું રાખીને બાકીનાં પચ્ચખાણ કરી લે." રસ્તામાં વાજિંત્રો વાગતા હોય તો ભેંસ ભડકે ને? તેમ પચ્ચખાણની વાત આવતા આજ્ઞાહીનના ભુવકો ભડકે છે શેઠ પણ પચ્ચખાણની વાત

સાભળી ભેસ જેમ ભડકયા. યાદ રાખજો, કે સૂત્ર-વ્યાખ્યાન વિના આત્મા ભૂતકાળમા તર્યો નથી, વર્તમાનમા તરવાનો નથી અને ભાવિમા તરશે નહિ. માટે ઘડી બે ઘડીના પ્રત્યાખ્યાન કરી લો, તો જીવન સુંદર બની જશે. "ભાઇ! જીવનમા વ્યસનો તો ખૂબ સેવ્યા હવે એને છોડવાનો વખત આવ્યો છે" ત્યારે પેલા રોગી શેઠ પૂછે છે, વ્યસનો કેટલા અને કયા?

**द्यूतं च मांसं च सुरा च वेश्या पापार्धि चौर्यं परदारसेवा।**
**एतानि सप्तानि व्यसनानि लोके घोरातिघोरे नरके पतन्ति ॥**

આટલુ કહીને ગુરુ મહારાજ તો ગયા આયુષ્ય પૂરુ થવાનો વખત આવી લાગ્યો શેઠની શ્રદ્ધા ફરી ગઈ છે પત્નીને કહે છે, "એક બીડી આપ તો." બાઈ કહે છે, "નાથ! **अरिहंताणं** બોલો!" શેઠ કહે છે, "બળ્યા તારા અરિહંતાણં." સ્ત્રી કહે છે, "નાથ! એવુ ન બોલો. **नमो सिद्धाणं** બોલો" "એ સિદ્ધની પૂછડી, મારો જીવ શીદને ખાય છે? મને બીડી દે ને!" આખી જિંદગી જેણે વ્યસન વહાલા કર્યા છે, તેને ભગવાનનુ નામ અંતકાળે પણ યાદ આવવું મુશ્કેલ છે માટે જ, ભગવાન કહે છે, કે આત્માની આરાધનામા પણ સર્વ પ્રથમ તો વ્યવહારશુદ્ધિ જરૂરી છે માર્ગાનુસારીમા આત્મા હજી આવ્યો નથી, તો સમ્યગ્દર્શનની વાત કેવી રીતે કરવી? જ્યા સુધી તમારા વ્યવહારના ઠેકાણા ન હોય, ત્યા સુધી સમ્યક્‌ની શુદ્ધિ કયાથી થાય? તમારા વ્યવહારમા તો ગોટાળાઓ છે દરેકને કઇ એક જ ઈન્જેકશન ન અપાય જેનો જેવો રોગ, તેને તેવુ ઈન્જેકશન અપાય અશક્ત એવા દર્દીને વિટામિન ખવડાવીએ, તો તે સશક્ત બને પણ જો

મધ્યમાને આપીએ તો અવળુ પણ પડે. જેની વ્યવહારશુદ્ધિ થઈ નથી તેની આગળ નિશ્ચયની વાત કરીએ, તો તે ક્યાંથી ગળે ઉતરે? મનુષ્ય ભવમાં ક્યારે અવાય? જે જીવે મોહનીય કર્મ ૭૦ કોડાકોડિ સાગરોપમનુ બાંધ્યુ હોય, ત્યારે પહેલા પહેલા ગુણસ્થાનકે રહેલો આત્મા અકામ નિર્જરાએ કર્મને ક્ષય કરતો કરતો મનુષ્યભવ પામે. જુઓ! કેટલો મોટો ખાડો ઉલેચવો પડે છે! પહેલા ગુણસ્થાનકે અકામ નિર્જરાએ આટલો ખાડો ઉલેચ્યો. માટે જ શાસ્ત્રકારો નદી પાષાણગોળના ન્યાયની વાત કરે છે નદીના પ્રવાહમાં અફળાતો, અથડાતો પથ્થર નાનો ગોળ બની જાય છે; એમ જીવ ચાર ગતિમાં અકામ નિર્જરાએ અથડાતા અથડાતા માનવભવમા આવે પછી આત્મા યથાપ્રવૃત્તિકરણ અપૂર્વ કરણ અનિવૃત્તિકરણમા આવે આપની પાસે અપૂર્વ અવસર આ ચો છે લાખનુ દેણુ છે નવાણું હજાર ચુકવાઈ ગયા છે હવે એક હજાર ચૂકવવાનાં શી વાર લાગવાની? આત્મા મનુષ્ય-ભવમાં આવીને પોતાને જડમાં ખપાવે છે અને કર્મો બાંધતો જાય છે આ બધુ પચ્ચખાણ લીધા સિવાય અટકે તેમ નથી જ્યા સુધી અવિરતિ નામ કર્મનો ઉદય છે ત્યાં સુધી વિરતિ આવે નહિ હવે તમારે શુ કરવુ છે? પુરુષાર્થ આદરો કોની રાહ જોઇને બેસી રહ્યા છો? અન્તકાળે પેલી બાઈએ સાચી સતી થઇને પતિને ઉપદેશ આપ્યો, પણ શેઠને તેની અસર ન થઈ માટે જીવનને એવુ સુંદર બનાવો કે એવી મરતી વખતે પણ આત્મા આનંદમાં રહે હે જીવ! તારા ભાઈ, પત્ની સગા-વહાલાં કોઈ અન્તકાલે વહાર નહિ કરે આત્મા કર્તા છે અને આત્મા જ ભોક્તા છે દરેક કોઇને

થયુ હોય અને દવા બીજો પીએ, તો દરદ જાય ખરૂં ? નહિ જ તેમ જેને દરદ થયુ હોય તેણે જ દવા પીવી જોઇએ જે જે ગતિનાં કર્મ છે, તેને તોડો તો સદ્ગતિ થાય-ત્યારે જીવન ધન્ય બને. કહેવત છે, કે 'રાજેશ્વરી તે નરકેશ્વરી' સતી કમળાવતી કહે છે, "હે રાજા! હું તને આટલુ સમજાવુ છું, છતાં તુ કેમ સમજતો નથી? હે નાથ! તુ જ્યારે મરીશ, ત્યારે તારે આ બધુ છોડવું જ પડશે" પણ આજના વખતમા જો કોઈ આવું પોતાના પતિને કહે તો પતિ ધોકો જ ઉપાડે હે બહેનો! તમે પણ કમળાવતી જ છો ને? તમારા પતિ જો ધર્મ સ્વીકારતા ન હોય, તો તમે તમારા હાથમાં વીરવચન રૂપી લાકડી લેજો. "હે રાજા! તુ મરીશ ત્યારે મનોરમ્ય એવા કામગુણોને તારે ત્યજવા પડશે' દાગીનાઓ છાતીએ બાધીને કોઈ પરલોકમાં સાથે લઈ ગયુ દીઠુ છે? નહિ જ "મનુષ્યમા શ્રેષ્ઠ એવા હે રાજા! એક જ ધર્મ તારૂ શરણ્ય છે બીજુ કોઇ તારૂં શરણ્ય બને તેમ નથી" માટે સમજી જાઓ. મરણ વખતે જે ફરજિયાત છોડવુ પડશે, તેનો સ્વેચ્છાએ ત્યાગ કરો ને! પરવશે તો ઘણા ભોગ ભોગવ્યા, પણ સ્વવશે છોડયા નથી રાણી કમળાવતી કેવો સુદર સદ્બોધ આપે છે! રાજાને જ્ઞાન થાય છે જો અમારી શ્રાવિકાઓ કમળાવતી જેમ તમને ઉપદેશ આપે, તો તમે પણ રાજા જેમ સમજી જાઓ ને? પણ અત્યારે તો પતિ કહેશે, "તુ મારી આજ્ઞાનું પાલન કર એટલે તારો મોક્ષ થઈ જશે!" પણ આમ કહી પોતાની સ્રીને આત્મધર્મથી વિમુખ રાખવી ન ઘટે. અહો! કેવુ

અપૂર્વ સાધન છે! સૂર્યાભદેવ હવે બધુ સંકેલીને, ભગવાનને વંદના નમસ્કાર કરીને સ્વસ્થાને ગયા હવે ગૌતમ ગાસ્મા બાધ્યા રહે તેમ નથી. ગૌતમ સ્વામી ભગવાનને પૂછે છે, "હે નાથ! આ સૂર્યાભદેવ પૂર્વે કોણ હતા? આવી ઋદ્ધિ તેમને શાથી પ્રાપ્ત થઈ? પૂર્વે તે કયા ગામના રહેવાસી હતા? મહામૂલા માનવભવમા એમણે એવું તે શું કીધુ, જેથી તે દેવના ભવને પામ્યા? અને તેમા પણ ચરમપણું શાથી પામ્યા? ભગવાન! એનો પૂર્વભવ સંભળાવો." સૂર્યાભનો પૂર્વભવ ભગવાન કેવી રીતે સંભળાવશે અને તે સાંભળતા કેવો આનંદ આવશે તે આગળ ઉપર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન ૫૫ મુ

[ મંગળવાર, અધિક શ્રાવણ વદિ ૧૧ ]

## સૂર્યાભદેવનો પૂર્વભવ

રાયપસેણીય સૂત્રનો અધિકાર ચાલી રહ્યો છે સૂર્યાભદેવ પોતાનુ કામ કરીને સ્વસ્થાને જવા માટે રવાના થઈ ગયા છે એમના ગયા પછી ગૌતમ, ભગવાનને પૂછે છે "હે નાથ! આ સૂર્યાભદેવની કેટલા કાળની સ્થિતિ છે? સૂર્યાભદેવ સૂર્યાભ વિમાનમા કેટલો કાળ રહેવાના છે?" ભગવાન કહે છે 'ચાર પલ્યોપમની સૂર્યાભદેવની સ્થિતિ છે અને સૂર્યાભદેવના સામાન્ય દેવોની પણ તેટલી જ સ્થિતિ છે મહા પરિવારવાળા, મહા સુખના ધણી એવા સૂર્યાભ

દેવના પૂર્વભવ વિષે પૂછતાં ગૌતમ સ્વામી કહે છે, " अहोणं भते किं वा दच्चा किंवा भोच्चा किंवा समायरित्ता " ભગવાન કહે છે, સૂર્યાભદેવની ઋદ્ધિ, જ્યોતિ, કાન્તિ, દ્યુતિ —એ બધુ સૂર્યાભે સમુખ પ્રાપ્ત કર્યું છે" ગૌતમ સ્વામી પૂછે છે, "પૂર્વે આ સૂર્યાભદેવ કોણ હતો ? એનુ નામ શુ હતું ? એનુ ગોત્ર શુ હતુ ? એ કયા નગરમા, કયા મહોલ્લામા રહેતો હતો ? એણે પૂર્વભવમા એવું તે કયુ અભયદાન, જ્ઞાનદાન કે સુપાત્રદાન આપ્યુ, જેથી તે આવી આત્મિક અને દિવ્ય ઋદ્ધિને પામ્યો ? એણે પૂર્વે એવા તે કયા ઉખડયા આહાર, આત, પ્રાત, આયબિલ વગેરે કર્યા, જેથી તે આવી આભ્યતર અને બાહ્ય ઋદ્ધિને પામ્યો ? એણે પૂર્વે એવું તે કયુ રૂડુ આચરણ કર્યું, કે તે આવો વૈભવ અને છ બોલની સામગ્રીને પામ્યો ? એણે પૂર્વે તથાપ્રકારના શ્રમણ, સાધુ પાસેથી એવુ શુ સાભળ્યુ અને સાભળીને હૈયામા ધાર્યું, કે એના પ્રતાપે આવી દિવ્ય દેવની ઋદ્ધિ પામ્યા છે ? ગૌતમ સ્વામીના આ પ્રશ્નોમા ગૂઢ રહસ્ય છુપાયેલુ છે હે દેવાના પ્રિયો ! ગૌતમ ભગવાન બીજા જીવોને ધર્મનુ માહાત્મ્ય સમજાય તે માટે આમ પૂછી રહ્યા છે. તે તો છદ્મસ્થ છે માટે કેવળી પાસેથી વિશેષ જાણવા મળે એ હેતુથી આ પ્રશ્નો પૂછે છે "વર્તમાનના મોટા રાજાઓ કરતા યે વધારે દ્યુતિ, કાન્તિ, ઋદ્ધિ તે કયાથી પામ્યો ?" આ પ્રશ્નમા કાર્યદ્વારા કારણ જાણવાની અભિલાષા રહેલી છે જગતનો એવો ક્રમ છે, કે કારણદ્વારા કાર્ય સમજાય અને જે થઈ ગયુ છે, તે કાર્યને જાણવા માટે કારણને જાણવું જોઈએ માટે તે પૂછે છે, "હે નાથ ! આ રૂપ તેને કયા કારણે મળ્યુ

અને ક્યાંથી પ્રાપ્ત થયુ ? હે પ્રભુ ! મન, વચન અને કાયા ના યોગથી એવું એવી તે કઈ ઉપાસના કરી છે, કે પોતે ન ઈચ્છે તો પણ ફળ મળે જ” આનો પ્રત્યુત્તર આપતાં ભગવાન એક દૃષ્ટાંત આપે છે કે, લોહચુંબકમાં જેમ લોખંડની સોયને ખેંચવાની શક્તિ છે, તેમ પુણ્યપાપરૂપી લોહચુંબક આત્માને ખેંચે છે આત્માએ જે પાપ કે પુણ્ય ઉપાર્જિત કર્યા હોય, તે આત્માને ભોગવવા પડે છે એને અનુરૂપ સ્થાને આત્મા ને જવુ પડે છે ત્યાં જતાં વચમા કોઈ અવરોધ કરી શકતુ નથી. માણસ મરી જાય છે ત્યારે લોકો કહે છે, કે યમરાજા લેવા આવ્યા. આત્મા અરૂપી વસ્તુ છે કાર્મણ શરીર અને તૈજસ શરીર રુપી હોવા છતા તે સૂક્ષ્મમા સૂક્ષ્મ છે તેનુ ગ્રહણ થઈ શકતુ નથી. દેવ પણ તેને ગ્રહી શકતા નથી. જીવોએ ઉત્પન્ન કરેલા વિધવિધ ભાવો તેમના યોગ્ય સ્થાને ચૌદ રાજ લોકમા વ્યાપ્ત થઇને પડયા છે તેથી જે જે સ્થાને જવાની યોગ્યતા આત્માએ પ્રાપ્ત કરી હોય, તે તે સ્થાને તેને જવુ પડે છે હવે ઉપર પૂછેલા પ્રશ્નોનો ઉત્તર આપતાં ભગવાન કહે છે ‘શ્વેતાંબિકા નામની નગરી હતી. તે કેકયિઅર્ધ દેશમાં આવેલી હતી આ દેશ અર્ધો આર્ય અને અર્ધો અનાર્ય હતો. અનાર્ય દેશમા પરદેશી રાજા રહેતો હતો.” આ વાત મહાવીરદેવ ગૌતમજીને કહે છે તે ગૌતમ ચાર જ્ઞાનના ધણી હતા અને જ્ઞાનનો ગુણ તો આત્માના એક જ સ્વરૂપે છે તેની અવસ્થા પાચ પ્રકારની છે તેમાં કેવળ જ્ઞાન આવરણરહિત અને નિષ્કલંક રહે છે છદ્મસ્થને ભગવાન ચાર જ્ઞાનને જાણવાવાળા કહે છે ગૌતમ

સ્વામી ચાર જ્ઞાનવાળા હતા. માટે જ તેમણે આવા પ્રશ્નો કર્યા. ભગવાન કહે છે, "પૂર્ણ સહજાનંદ પદને પ્રાપ્ત કરવા માટે પરદેશીએ જે આરાધના કરી, તે, હે ગૌતમ, હું તને કહી બતાવું છુ." ગૌતમસ્વામી પૂછે છે, "**किं वा दच्चा किं वा मोच्चा**- હે ભગવાન! એણે એવા કયા સુપાત્રને દાન આપ્યું જેથી તેના આત્માનો ઉઘાડ થયો અને તે આવી દિવ્ય ઋદ્ધિને પામ્યો?" દાનના પણ ઘણા પ્રકાર છે સુપાત્રને કોઈ દાન દે, તો સસાર પણ પરીત કરી નાખે સુબાહુકુમારે કર્યું છે કે નહિ? ભગવાન કહે છે, કે સુપાત્ર દાનના ત્રણ પ્રકાર છે જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ જઘન્ય સુપાત્ર કોને કહેવાય? ગૃહસ્થાશ્રમમા રહેવા છતા જે આત્માઓ ત્યાગ, વૈરાગ્ય, બ્રહ્મચર્યાદિને રૂડા માને અને ચોથા ગુણસ્થાનકના ધણી અને સમ્યગ્ દર્શનને પ્રાપ્ત કરનાર છે તેને શાસ્ત્રકારો જઘન્ય સુપાત્ર દાન કહે છે બીજા પ્રકારના સુપાત્ર જઘન્ય દેશવિરતિ છે જેણે શ્રાવકપણાનો સ્વીકાર કર્યો છે, તેને શાસ્ત્રકારો મધ્યમ સુપાત્ર કહે છે છઠ્ઠા ગુણસ્થાનકે બેઠેલા સમ્યગ્દષ્ટિ મુનિઓ, જે સર્વસ્વનો ત્યાગ કરી બેઠા છે, તેમને દાન દેવુ તેને ભગવાન ઉત્કૃષ્ટ સુપાત્ર દાન કહે છે ત્યારે ભગવાન તીર્થંકર દેવ અને સામાન્ય કેવળીઓ ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ સુપાત્ર દાન છે ગૌતમે પ્રશ્ન કર્યો છે, કે એવુ તે કયુ દાન એણે પૂર્વે કર્યું છે? જવાબ દેતા ભગવાન કહે છે, કે દાનના ચાર પ્રકાર છે. આહારદાન, ઔષધદાન, જ્ઞાનદાન અને અભયદાન. એવુ તે કયું દાન એણે દીધુ, કે પુણ્યાનુબધી પુણ્ય ઉપાર્જન થઈ ગયું? અહી ધ્યાનમા એ રાખવાનુ છે, કે શાથી આત્માની ઉજ્જવળતા થઈ! માટે, યાદ રાખજો, કે જે ભાવે બંધનો

છેદ થાય, તે ભાવે પુણ્યની સ્થિતિનો બંધ ન થાય, એ જ્ઞાન વડે આત્માના કર્મ ખપે. આને ભગવાન નિર્જરા કહે છે ઊનનો ધાબળો હોય પાણીમાં તેને ભીંજવીએ તો પણ છેવટે તો પાણી તેમાથી ટપકી પડવાનું ને? એમ, જ્ઞાનીઓ કહે છે કે આત્મા કર્મના આવરણથી ભીનો થઈ ગયો છે એને એ તપ અને સંયમ વડે તપાવવામાં આવે તો આત્મા જે કર્મોદયે આવલિકામા આવવાને લાયક થયો છે તે કર્મોને નિર્જરી નાખે માટે જ, ભગવાન કહે છે, કે જે ભાવે નિર્જરા થાય, તે ભાવે બંધ ન થાય. ચપ્પુ, છરી પર કાટ ચડી જાય છે, ત્યારે તમે તેને સરાણે ચડાવો છો ને? સરાણે ચઢાવતા જેમ કાટ ઘસાતો જાય છે અને ધાર તેજવાળી બનતી જાય છે તેમ આત્માને ધ્યાનની સરાણે ચડાવતા અંતરના કાટથી મુક્ત બનતો જાય અને નિર્જરા થતી જાય. માટે જે ભાવે કર્મ નિર્જરતું હોય તે ભાવે પુણ્ય પાપનો બંધ ન થાય અને જે વખતે પાપ પુણ્યનો બંધ ઉત્પન્ન થતો હોય, તે વખતે નિર્જરા ન સંભવે. ગૌતમ સ્વામીના પ્રશ્નોના ભગવાને શા ઉત્તરો આપ્યા તે બતાવ્યું હવે આહાર લેવાનો વિધિ બતાવતાં કહે છે કે નિર્દોષ ભાવે આહાર લેવાવાળા પણ દુર્લભ છે, એમ જ, મહાદાનના દેવાવાળા દાતાઓ પણ આ જગતમા વિરલા છે આ વાત ભગવાને દશવૈકાલિક સૂત્રમા બતાવી છે

**दुल्लहाओ मुहादाई मुहाजीवी वि दुल्लहा।**
**मुहादाई मुहाजीवी दोऽवि गच्छन्ति सुग्गइम्॥**

કોઈ પણ વસ્તુનું દાન દઈને ફળની આશા ન રાખનારને મહાદાઈ કહેવાય છે તમારે કેવા થવુ જોઈએ? મુહાદાઈ

જે આહારનુ દાન આપે, તેને ભગવાન મુહાદાઈ કહે છે. એવા દાતાઓ, હે ગૌતમ! આ જગતમાં થોડા છે, અને મુહાદાઈ જીવને જીવનારા પણ થોડા છે, જેમનુ જીવન નિવૃત્તિપ્રધાન છે, દેહ અને આત્માના પાર્થક્યને જેઓએ જાણ્યુ છે, અને દેહના નિભાવ પૂરતાં જ જે ગૃહસ્થાશ્રમીના ઘરેથી આહાર–પાણી લાવે છે, તેઓ પણ જો ૪૨, ૪૭ કે ૯૬ દોષો ટાળીને આહાર લે પણ ગૃહસ્થીને આશીર્વાદ ન આપે હવે શુ બતાવે છે? ધારો, કે કોઈ મુનિ તમારે ઘરે વહોરવાને આવ્યા અને તમે મુનિને ગરમ શાલ વહોરાવી એ વખતે મુનિ તમારાં વખાણ ન કરે, અને જો કરે તો તેનામાં અને ભાટ–ચારણમાં શો ફરક? ભગવાન મુનિને કહે છે, કે ગૃહસ્થીના ઘરેથી આહારપાણી લાવી, "તમારા દીકરા–દીકરીઓ ચિરજીવ રહે" એવો આશીર્વાદ ન આપશો ધન, કીર્તિ કે આયુષ્યના આશીર્વાદ મુનિ ન આપે. છોકરાઓને રાજી કરીને ગૌચરી લેનાર મુનિ ન કહેવાય જો કોઈ મુહાદાઈ સાધુ કે શ્રાવક હોય તો ભગવાન વચન આપે છે, કે **दोई गच्छन्ति सुग्गइम्**–બન્ને સદ્દગતિને પામે પણ તે શ્રાવક કેવો હોવો જોઈએ? જે માનતો હોય, કે તેનો આહાર નિર્દોષ છે અને મુનિના કોઠામાં જશે તો સ્વાધ્યાય અને પ્રવચનમાં તેને સહાય કરશે. આ દષ્ટિએ શ્રાવકે આહાર–પાણી વહોરાવવાં જોઈએ આચારાગસૂત્રમા ગૃહસ્થીઓને ભગવાને મુનિઓના સખાયા કહ્યા છે, કારણ કે બધા શ્રાવકો એવા મજબૂત મનના નથી, કે સંયમ લઈને બેસી જાય પણ જો સંયમ નિભાવવાના અર્થે મુનિના દેહને પોષણ જોઈએ તે તો આપવુ જોઇએ ને? મુનિઓએ

નવ નવ કોટિ પ્રત્યાખ્યાન કર્યાં છે પોતે રાંધે નહિ, અને બીજા પાસે રંધાવે નહિ, અને રાંધનારને મન, વચન અને કાયાએ કરીને અનુમોદન પણ ન આપે આવા મુનિઓ કયા હેતુથી આહાર કરે ? ઉત્તરાધ્યયન સૂત્રના ૨૬ મા અધ્યયનમાં ૭ કારણે મુનિઓ આહાર કરે એમ બતાવ્યું છે

वेयण वेयावच्चे इरियट्ठाए य स जमट्ठाए।
तह पाणवत्तियाए छट्ठं पुण धम्मचिंताए॥

"હે મુનિઓ! ક્ષુધા વેદનીય શાન્ત કરવા માટે તમારે આહારપાણી લેવા અને બીજા મુનિઓની વૈયાવચ્ચ કરવા માટે પણ તમને આહાર-પાણી લેવાની આજ્ઞા છે; અને ઈર્યાસમિતિ શોધતાં, ચાલતા ચાલતા જો તમને લથડિયા આવતા હોય, આંખે અંધારા આવતાં હોય, તો હે મુનિઓ! તમારે આહાર કરવો કલ્પે સંયમયાત્રા નિભાવવા માટે પણ તમને આહાર લેવો કલ્પે. પ્રાણને ટકાવવા અને ધર્મનાં ચિંતન, સ્વાધ્યાય, વાંચણા, પુચ્છણા, પરિયટ્ટણા જો તમે ન કરી શકતા હો તો જ્ઞાનની પ્રાપ્તિ માટે આહાર લેવાની તમને અનુજ્ઞા છે" તમે તો કહેશો કે મુનિ દીક્ષા લઈને જે સથારો કરે, તો તે ઉત્તમ સાધુ પણ, ના, તેવુ નથી. એવુ કરનારા તો ધન્યવાદને પાત્ર છે પણ ભગવતીજી સૂત્રમાં કહ્યુ છે કે જે મુનિઓને અસુઝતાં આહાર-પાણી વહોરાવે, તે અશાતા વેદનીય બાંધે અને આયુષ્ય પણ ઓછું બાંધે અને જે સાધુ-મુનિઓને યોગ્ય એવો આહાર આપે, તો લાંબુ આયુષ્ય બાંધે, એટલુ જ નહિ પણ શાતા વેદનીય બાંધીને તે સદ્ગતિમાં જાય. અહી ભગવાન તમને શી શિખામણ આપે છે ? તમે રાગવૃત્તિમાં તણાઈને સદોષ આહાર

મુનિઓને ન વહોરાવશો મુનિઓને ભગવાન કહે છે, કે ગૃહસ્થના ઘરનાં આહાર-પાણી કરીને જો બરાબર કરણી નહિ કરો, તો—

જેમ ઘર ઘર કેરા ટુકડા, ગજ ગજ કેરા દાત,
સમી કરણી નહિ કરો તો જાશો જમને હાથ

ગૃહસ્થના ઘરના આહાર કરીને જો બરાબર કરણી ન કરે તે યમને દ્વાર જાય. મુનિઓને માથે મોટી જવાબદારી છે. અને જેટલી જવાબદારી છે તેટલી જોખમદારી છે જૈનીની ફકીરી એવી છે, કે "ઐસી જૈન ફકીરી જિદા મર જાના." આવી ફકીરી કોણે લીધી? અનાથી મુનિ, ગજસુકુમાર વગેરેએ ભલે એક વખત દુ ખ પડે, પણ પછી ભવના ફેરા તો ટળી જશે ને? દાક્તર જેમ દરદીને ગેરન્ટીથી કહે છે, કે જો એક વખત આ ઈન્જેક્શન લેશો તો ભવિષ્યમા આ રોગ નહિ થાય, તેમ ભગવાનરૂપી સર્જન ડૉકટર તમને ગેરટીથી કહે છે, કે ભાઈઓ! જો એક વખત આભ્યતર અને બાહ્ય ગાઠોને ભેદીને તમે અમારા મુનિપણાને લેશો તો ફરીથી તમારા માટે જન્મ-મરણના ફેરા કરવાનુ નહિ રહે શરીરને અમર રાખવાની જેટલી તાલાવેલી તમને છે, તેટલી તાલાવેલી આત્માને અમર રાખવાની હજી તમારામા જાગી નથી ડૉકટરની ગેરેન્ટી fail-નિષ્ફળ જાય, પણ આ ગેરેન્ટી કોઈ કાળે ફેઈલ fail-ન જાય. વીતરાગની વાણી સાભળતા, વિચારતા કેવો આનદ આવે છે! હવે આપણને બીજો ભવ ન જોઈએ એવા ઉલ્લાસની છોળો હૈયામા નથી ઊઠતી? જેણે સિદ્ધક્ષેત્રમા જવાની ડિગ્રી પ્રાપ્ત કરી છે, તેની પાસેથી એવો કયો મૂર્ખ હશે કે દવા ન લે?

"લેલો લેલો ડૉક્ટર આવે હૈ ભરી દૂર સે,
અષ્ટકર્મ રોગ ભયકર છિન છિન ઘિરતે જાય
તુરત ઝપસે ઉપાય કરલો રોગ મહાન ભયકારી
લેલો લેલો ડૉક્ટર આવે હૈ ભરી દૂર સે."

અષ્ટકર્મનો રોગ ભયકર છે આત્મપ્રદેશ પર અનત કર્મના રોગ પોતાની છાવણી નાખીને પડયા છે, છતાં તમારી આંખો ખૂલતી કેમ નથી? હોસ્પિટલનાં બારણાં ખુલ્લાં છે ડૉક્ટરો પણ ઈલાજ કરવા તૈયાર બેઠા છે ઈન્જેક્શનો પણ મોજૂદ છે પણ આ બધાનો લાભ લેવાવાળા દરદી ક્યાં છે? માટે જ ભગવાન કહે છે, કે હું તો જાઉં છુ પાછળ ડૉક્ટરને મૂકતો જાઉં છુ તે તમારી તપાસ કરશે પણ પેશન્ટની ખામઠી જ એવી કઠણ છે કે સોય અદર જતી જ નથી! તો ડૉક્ટર શુ કરે? અહિં આં તો કુતિયા વનની દુકાન છે જગતના જીવોને જે જે વસ્તુઓ જોઈએ તે તે અહીં મળે છે જિનેશ્વરની દુકાનમાં બધુ મળે છે, બીજે બહાર લેવા જવુ પડે તેમ નથી હવે, ઔષધદાન અને જ્ઞાનદાન અને અભય-દાનની વ્યાખ્યા આગળ ઉપર અવસરે કહેવાશે

હવે ગૌતમસ્વામીએ પૂછેલા પ્રશ્નનો ખુલાસો–મહાવીર ભગવાન સૂર્યાભદેવનો પૂર્વભવ–પરદેશી રાજાનો ભવ ફરમાવશે, કે સૂર્યાભ આવી આવી દિવ્ય–દેવ ઋદ્ધિને પામ્યો છે એ બધો અધિકાર પુસ્તકના બીજા ભાગમાં આવશે પહેલા ભાગમાં ૫૫ વ્યાખ્યાન છે અને બાકી રહેલાં વ્યાખ્યાનો બીજા ભાગમાં આપી આખો રાયપસેણીય સૂત્રનો અધિકાર પૂરો કર્યો છે

પહેલો ભાગ સમાપ્ત

# ત્રણ વાતો

[ સુવાક્યો ]

૧ ત્રણ માર્ગ મોક્ષના છે:
  ૧ સાચી શ્રદ્ધા, ૨ સાચુ જ્ઞાન, ૩ સાચું આચરણ

૨ ત્રણ દીર્ઘાયુષી બને છે
  ૧ જીવહિંસા ન કરનાર, ૨ જૂઠું ન બોલનાર, ૩ સાધુ પુરુષોને ભોજનાદિ દેનાર

૩ ત્રણ અલ્પાયુષી બને છે:
  ૧ જીવહિંસા કરનાર, ૨ જૂઠું બોલનાર, ૩ સાધુ પુરુષોને અયોગ્ય ભોજનાદિ દેનાર

૪ ત્રણ ઉપકારોનો બદલો ચૂકવવો મુશ્કેલ છે:
  ૧ માતાપિતાનો, ૨ રક્ષક સ્વામીનો, ૩ ધર્મશિક્ષા દેનાર ગુરુનો.

૫ ત્રણ વૃદ્ધ હોય છે
  ૧ આયુવૃદ્ધ, ૨ જ્ઞાનવૃદ્ધ, ૩ સદાચારવૃદ્ધ

૬. ત્રણ આત્મરક્ષક હોય છે
  ૧ અત્યાચારીને ધર્મશિક્ષાથી સમજાવનાર, મૌન ધારણ કરીને ચુપ રહી જનાર, ૩ અત્યાચારના ઠેકાણેથી ચાલી જનાર

૭ ત્રણ વાત દેવો પણ ઇચ્છે છે:
  ૧ મનુષ્યભવ, ૨ આર્યદેશમા જન્મ, ૩ ઉચ્ચ કુલની પ્રાપ્તિ

૮ ત્રણ કારણથી દેવો પશ્ચાત્તાપ કરે છે.
  ૧ યોગ્ય અવસર મળતા છતાં જ્ઞાનાભ્યાસ ન કર્યો માટે,

૨ ભોગોમાં આસક્ત રહેવાથી ઊંચું ચારિત્ર ન પાળ્યું માટે
૩ અહંતા-મમતાને કારણે ચારિત્રનું શુદ્ધ પાલન ન કર્યું માટે

૯ ત્રણ કાર્ય સાધુને અહિતકર છે:
૧ રોવું-કકળવું ૨ ખડખડવું-કલ્પાંત કરવો ૩ માઠું ધ્યાન ધરવું

૧૦ ત્રણ કારણે સાધુ તેજસ્વી બને છે
૧ ઠંડી-ગરમીમાં આતાપના લેવાથી, ૨ સમભાવપૂર્વક ક્ષમા કરવાથી, ૩ નિર્મળ તપસ્યા કરવાથી.

૧૧ ત્રણ શિક્ષાના અધિકારી નથી
૧ અવિનીત, ૨ રસલોલુપી, ૩ અત્યંત ક્રોધી.

૧૨. ત્રણ સમજવા કઠણ છે
૧ સત્યધર્મના દ્વેષી-દુષ્ટ, ૨ ગુણ-અવગુણના અજાણ-મૂઢ, ૩ ગુરુઓના ભરમાવેલા.

૧૩ ત્રણ મનોરથ સાધુઓના
૧ ક્યારે હું થોડો-ઘણો જ્ઞાનાભ્યાસ કરીશ !
૨ ક્યારે હું આત્મ-રમણમાં એકાંત નિવાસ કરીશ !
૩ ક્યારે હું અંતસમયે અનશનયુક્ત સંથારો કરીશ !

૧૪ ત્રણ મનોરથ શ્રાવકના
૧ ક્યારે હું પરિગ્રહની મમતા છોડી દાન કરીશ !
૨ ક્યારે હું સંસાર છોડીને મુનિ બનીશ !
૩ ક્યારે હું અંતસમયે અનશનયુક્ત સંથારો કરીશ !

૧૫. ત્રણ પ્રકારના ધર્મ છે
૧ ઉત્તમ અધ્યયન, ૨ ઉત્તમ ચિંતન, ૩ ઉત્તમ તપશ્ચર્યા.

૧૬ ત્રણ ગુપ્તિ છે
૧ મનોગુપ્તિ-મનનો સંયમ, ૨ વચનગુપ્તિ-વાણીનો સંયમ, ૩ કાયગુપ્તિ-શરીરનો સંયમ.

૧૭ ત્રણ તત્ત્વ છે;
વીતરાગ દેવ, ૨ ત્યાગી ગુરુ, અહિંસા ધર્મ.

૧૮ ત્રણ કરણ છે:
૧ સરમ્ભ, હિંસા-પાપનો સંકલ્પ કરવો.
૨ સમારભ, જીવોને પરિતાપ દેવો.
૩ આરભ, જીવોની હિંસા કરી નાખવી

૧૯. ત્રણ શલ્ય ( કાટા ) છે:
૧ માયાશલ્ય-છળપ્રપચ કરવો કે જૂઠા દોષ લગાડવા.
૨ નિદાનશલ્ય-ધર્મકરણીથી સાંસારિક કામના કરવી
૩ મિથ્યાદર્શનશલ્ય-મિથ્યા એટલે વિપરીત શ્રદ્ધા રાખવી

૨૦ ત્રણ કારણથી સાધુ સસારમા ભટકે નહિ:
૧ સ્વર્ગ આદિનુ નિદાન ( નિયાણુ ) ન કરવાથી,
૨ સર્વ જીવો પર સમભાવ રાખવાથી,
૩ ઉચિત યોગવહન કરવાથી

૨૧ ત્રણ પર સદા અમલ કરો
૧ અહિંસા પર, ૨ સત્ય પર, ૩ બ્રહ્મચર્ય પર

૨૨ ત્રણથી સદા બચો
૧ સ્વ-પ્રશસાથી, ૨ પરનિંદાથી, ૩ પરદોષ દેખવાથી

૨૩ ત્રણ વાત ધ્યાનમા રાખો:
૧ ભગવાનનુ નામ, ૨ બીજાનુ સમાન, ૩ પોતાના સર્વ દોષ.

૨૪ ત્રણ વાત સદા વિચારો.
૧ મહાપુરુષોનો પ્રેમ કેમ મળે? ૨ દુખીઓના દુ:ખ દૂર કેમ થાય? ૩ હૃદય પાપશૂન્ય કેમ થાય?

૨૫ ત્રણ પર દયા કરો:
૧ અબલા સ્ત્રી પર, ૩ બીમાર યા ગાડા પર, ૩ માર્ગ ભૂલેલા પર.

૨૬ ત્રણ પર દયા ન કરો

૧ પોતાના પાપ પર ૧ આલસ્ય પર, ૩ ઉદ્ધતા પર.

૨૭ ત્રણથી સદા દૂર રહો

૧ અભિમાનથી, ૨ દંભથી ૩ લોભથી.

૨૮ ત્રણ સાથે સદા પ્રેમ કરો

૧ ભગવાન સાથે, ૨ સત્ય-ધર્મ સાથે, ૩ સ્વદેશ સાથે.

૨૯ ત્રણ વાત મનુષ્યત્વની છે

૧ સંકટમાં ગભરાય નહિ ૨ યાચકને ના કહે નહિ. ૩ દુઃખીને કડવાં વેણ કહે નહિ

૩ ત્રણ મહાપુરુષો છે

૧ બીજા પર ઉપકાર કરનાર, ૨ કરેલા ઉપકારને યાદ રાખનાર ૩ આંગણે આવેલા શત્રુને પણ આદર આપનાર.

૩૧ ત્રણ રીતે ધર્મમહત્તા મળે છે.

૧ ચિત્તમાં દયાભાવ રાખવાથી, ૨ ભોગવિલાસમાં ઉદાસીન રહેવાથી ૩ સાદા સત્યનો આગ્રહ રાખવાથી.

૩૨ ત્રણને સદા હૃદયમાં રાખો

૧ દયા ૨ ક્ષમા ૩ વિનય.

૩૩ ત્રણ પર સદા વિજય મેળવો

૧ મન પર ૨ વાણી પર, ૩ ઇન્દ્રિયો પર.

૩૪ ત્રણથી સદા સાચા રહો

૧ હાથથી, ૨ મનથી, ૩ હૃદયથી.

૩૫ ત્રણને સદા વશમાં રહો

૧ ગુરુદેવને ૨ ધર્મશાસ્ત્રને, ૩ સ્વીકૃત નિયમોને

૩૬ ત્રણ લોકો પર વિશેષ ધ્યાન દો:

૧ વિધવા અને નિરાધાર સ્ત્રી પર, ૨ અનાથ-દીન બાળક પર.

૩ અપંગ તથા અનાશ્રિત પ્રાણી પર

૩૭ ત્રણ સમય પર અટકો :

૧ ક્રોધ વખતે, ૨ કામવાસના વખતે, ૩ લોભ વખતે

૩૮ ત્રણ વાત યાદ રાખો :

૧ પોતે કરેલી બીજાની બૂરાઈ, ૨ બીજાએ કરેલી આપણી ભલાઈ, ૩ ન્યાયવડે કરેલી કમાઈ

૩૯ ત્રણ ન બનો·

૧ કૃતઘ્ની, ૨ અભિમાની, ૩ માયાવી

૪૦ ત્રણ રોગ છે·

૧ ઇચ્છા, ૨ ક્ષુધા, ૩ ઘડપણ

૪૧ ત્રણ ચંડાળ છે

૧ કરજ લઇને ના કહેનાર, ૨ ગુણી જનો પર દોષ લગાડનાર, ૩ માતા–પિતાની સેવા ન કરનાર

૪૨ ત્રણ બુદ્ધદેવની શિક્ષા છે.

૧ પાપ ન કરવા, ૨ પુણ્યોનો સંચય કરવો, ૩ પોતાનું ચિત્ત પરિશુદ્ધ રાખવું

૪૩ ત્રણ વાતે માનવતા છે :

૧ અજ્ઞાનીને દાન દેવું, ૨ ભૂખ્યા–તરસ્યાને સંતોષવા, ૩ ભૂલેલાને માર્ગ બતાવવો, એમાં માનવતા છે

૪૪ ત્રણ જણે ઉપવાસ ન કરવા.

૧ ગર્ભવતી સ્ત્રીએ, ૨ ધાવતા બાળકની માતાએ, ૩ દુર્બળ–અજીર્ણના રોગીએ

૪૫ ત્રણ પરોપકાર છે.

૧ મનથી–બીજાનું ભલું ચાહવું, ૨ વચનથી બીજાને સુખ પહોંચાડવું, ૩ શરીરથી બીજાને સહાય કરવી

---

# વચનામૃતો

૧ અન્યાયથી પેદા કરેલું ધન દસ વર્ષ રહે છે. અગિયારમું વર્ષ આવતાં તે અન્યાયનાં ધનને પણ સાથે લઈને મૂળ સહિત નાશ પામે છે અને કોઈ ઉપાયે સદુપયોગમાં આવતું નથી.

૨ અસાધુ માણસનો સંગ જન્મ-મરણ વધારે છે અને સાધુજનોનો સંગ વૈરાગ્યનું કારણ થાય છે.

૩ અનીતિનાં ભેગું કરેલું મૂઆ પછી કોઈ કામમાં આવતું નથી, પરંતુ અનીતિના સારે રસ્તે ખર્ચેલું કામમાં આવે છે.

૪ આપણી કિંમત પૈસા ઉપર નહિ પણ પ્રમાણિકતા ઉપર છે.

૫. આપણને કોઈ લાભ થવાનો હોય તે લાભ બીજાને થાય તો બળાપો ન કરતાં જેને લાભ થયો હોય તેના પુરુષાર્થ અને પ્રારબ્ધની યોગ્યતાનો વિચાર કરીને દિલાસો લેવો.

૬ આપણું મન ક્ષેત્ર જેવું છે. જો તેમાં સુવિચારોનું બી રોપશો તો ઉત્તમ ફળ થશે પણ જો કુવિચારો ઉત્પન્ન થવા દેશો તો ફળ પણ તેવાં જ કનિષ્ટ થશે.

૭ જેને પોતાનું દુષ્કૃત્ય ખટકે અને સુકૃત્યની અનુમોદના કરવાનું મન થાય, તેને સંસાર અસાર લાગ્યા વિના રહે નહિ.

૮ મોક્ષસુખના અભિલાષી દેવલોકમાં જાય તોપણ વીતરાગતાને લક્ષ રાખે અને સંસારસુખનો અભિલાષી કદાચ પણ જાય તોપણ વીતરાગતાની મોકાણ માંડે છે।

૯ એક પુદ્ગલ પરાવર્તથી જેનો સંસાર અધિક હોય, તેને અનંતી વાર શ્રીતીર્થંકર દેવ મળે તોપણ તેને કંઈ જ લાભ થાય નહિ.

૧૦ સંસારસાગર તરવો હોય તેને પૈસાની કિંમત લાગે નહિ

૧૧. મિથ્યાત્વ જાય અને સમ્યક્ત્વ આવે એટલે આખોયે આત્મા પલટાઈ જાય

૧૨ પોતાનું કોઈને ત્યાં રહી જાય તેનો વાંધો નહિ, પણ કોઈનું પોતાને ત્યાં રહી જાય તો મોટો વાંધો–એમ જે માને તે શાહ કહેવાય.

૧૩ જેઓના હૈયામાં ધનનું મહત્વ એટું છે, અને ધર્મ ગૌણપણે છે, એવા ધનવાનોને લુંટાવાનો નિરંતર ભય છે

૧૪ જૈન ધનવાન હોય પણ તેના હૈયામાં ધનનું મહત્ત્વ ન હોય, માત્ર ધર્મનું જ મહત્ત્વ હોય

૧૫ આરાધક ભાવ વગરની આરાધના એટલે પ્રાણ વિનાનું ખોળિયું.

૧૬ ગ્રન્થિ એટલે અવિરતિના રાગનો રાગ

૧૭ ગ્રન્થિ ભેદાય એટલે સંસારનો રાગ રહે, પણ રાગનો રાગ ન રહે

૧૮ ધન માટે ધર્મને ભુલાય નહિ, પણ ધર્મ માટે અવસરે ધનને લાત મરાય

૧૯ લોભ અને પરિગ્રહ જેને ખગબ લાગે તે જ ખરો જૈન કહેવાય

૨૦ એક ભવ ધર્મની આરાધના સારી થઈ જાય, તો મોક્ષની મુસાફરી સરળ થઈ જાય

૨૧ સુવર્ણ અને મુક્તાહાર કરતાયે સેવા વધારે સંમાનિત છે એનો સમાદર કરનાર જ સ્વકુશળતાની દીપમાળ પ્રગટાવી શકે

૨૨ વિનય એ માનવતાની પ્રફુલ્લ બાગબાની છે અવિનય એ ક્ષુદ્ર–તાનો વેરાન માર્ગ–પૂરો ઉજ્જડ, અસહ્ય ને પગદંડીયે વિનાનો.

૨૩ સરળતા એ જ માનવજીવનનું ગરવું ગીત છે જિંદગીની અપ્રતિમ ક્રિયાશીલતા ને જીવનસમુદ્ધારનો આધાર એના પર છે.

# પૂજ્યશ્રી ધર્મસિંહજી મહારાજના
## [દરિયાપુરી સંપ્રદાય]
## સંપ્રદાયના પ્રભાવક સાધુ-સાધ્વીજીઓ

### (૧) પૂજ્ય શ્રી હાથીજી મહારાજ

પૂજ્ય શ્રી હાથીજી મહારાજ ચગેતરના પાટીદાર હતા તેઓ શાસ્ત્રોના અભ્યાસી તથા લેખક અને કવિ પણ હતા પ્રકૃતિના ભદ્રિક અને શાત સ્વભાવી મહાત્મા હતા તેમના સમય દરમિયાન શ્રી દિવાળીબાઈ મહાસતીજી તથા શ્રી રૂક્મણીબાઈ મહાસતીજીએ અમદાવાદમા છીપાપોળના ઉપાશ્રયે સથારા કર્યા હતા તેઓએ અમદાવાદમા સરસપુર મુકામે સ્વર્ગવાસ કર્યો તેમની પછી શ્રી ઉત્તમચદજી મહારાજ પૂજ્ય પદવી પર આવ્યા તેઓ આજીવન બ્રહ્મચર્યના પાલક હતા

### (૨) પૂજ્ય શ્રી લક્ષ્મીચદજી મહારાજ

પડિતરત્ન, પ્રતિભાની સૌમ્યમૂર્તિ સમાન શ્રી લક્ષ્મીચદજી મહારાજ પ્રતાપી ને ચારિત્રશીલ મુનિ થઈ ગયા તે આજે વિદ્યમાન નથી પણ અનેક સયમી તેમ જ ગૃહસ્થી મનુષ્યોના હૃદયમા તેમનુ સ્થાન છે જેઓ તેમના સસર્ગમા આવ્યા હશે તેઓ તેમના ચારિત્રની છાપ ધરાવે છે આજે પણ તેમની નામસ્મૃતિથી હૃદય પુલકિત બને છે

તેઓશ્રી રણની ટીકરના હતા તેમનુ મૂળ નામ રેવાશકરભાઈ હતુ પિતાશ્રીનુ નામ કાલીદાસભાઈ અને માતાનુ નામ ડાહીબેન હતુ તેઓ મહેતા કુટુબના હતા ૧૯૫૨ મા માગસર શુદિ ૧૩ ને શુક્રવારે લગભગ ૩૦ વર્ષની ઉમરે બા બ્ર પણે તેમને પૂ સદ્‌ગુરુદેવે વઢવાણમા તેમના લઘુ ભ્રાતા બા બ્ર તપસ્વી શ્રી માણેકચદજી મહારાજની સાથે દીક્ષા આપી તેમણે દીક્ષા લીધા પછી બીજા દિવસથી જ વ્યાખ્યાન આપવાનુ શરૂ કર્યું તેમના સૌમ્ય અને ગુણીયલ સ્વભાવથી આકર્ષાઈ તેમને સાસુ જ્ઞાન આપવા માટે કેટલાક લોકો આવતા હતા પ્રબળ વૈરાગ્ય અને સમભાવી સ્વભાવને લઈને તેઓ ઘણુ

# પૂજ્યશ્રી ધર્મસિંહજી મહારાજના
# [દરિયાપુરી સંપ્રદાય]
# સંપ્રદાયના પ્રભાવક સાધુ-સાધ્વીજીઓ

## (૧) પૂજ્ય શ્રી હાથીજી મહારાજ

પૂજ્ય શ્રી હાથીજી મહારાજ ચરોતરના પાટીદાર હતા તેઓ શાસ્ત્રોના અભ્યાસી તથા લેખક અને કવિ પણ હતા પ્રકૃતિના ભદ્રિક અને શાંત સ્વભાવી મહાત્મા હતા તેમના સમય દરમિયાન શ્રી દિવાળીબાઈ મહાસતીજી તથા શ્રી રૂક્ષ્મણીબાઈ મહાસતીજીએ અમદાવાદમા છીપાપોળના ઉપાશ્રયે સથારા કર્યા હતા તેઓએ અમદાવાદમા સરસપુર મુકામે સ્વર્ગવાસ કર્યો તેમની પછી શ્રી ઉત્તમચદજી મહારાજ પૂજ્ય પદવી પર આવ્યા તેઓ આજીવન બ્રહ્મચર્યના પાલક હતા

## (૨) પૂજ્ય શ્રી લક્ષ્મીચદજી મહારાજ

પડિતરત્ન, પ્રતિભાની સૌમ્યમૂર્તિ સમાન શ્રી લક્ષ્મીચદજી મહારાજ પ્રતાપી ને ચારિત્રશીલ મુનિ થઈ ગયા તે આજે વિદ્યમાન નથી પણ અનેક સયમી તેમ જ ગૃહસ્થી મનુષ્યોના હૃદયમા તેમનુ સ્થાન છે જેઓ તેમના સસર્ગમા આવ્યા હશે તેઓ તેમના ચારિત્રની છાપ ધરાવે છે આજે પણ તેમની નામસ્મૃતિથી હૃદય પુલકિત બને છે

તેઓશ્રી રણુની ટીકરના હતા તેમનુ મૂળ નામ રેવાશકરભાઈ હતુ પિતાશ્રીનુ નામ કાલીદાસભાઈ અને માતાનુ નામ ડાહીબેન હતુ તેઓ મહેતા કુટુબના હતા ૧૯૫૨ મા માગસર શુદિ ૧૩ ને શુક્રવારે લગભગ ૩૦ વર્ષની ઉમરે બા બ્ર પણે તેમને પૂ સદ્દગુરુદેવે વઢવાણમા તેમના લઘુ ભ્રાતા બા બ્ર તપસ્વી શ્રી માણેકચદજી મહારાજની સાથે દીક્ષા આપી તેમણે દીક્ષા લીધા પછી બીજા દિવસથી જ વ્યાખ્યાન આપવાનુ શરૂ કર્યું તેમના સૌમ્ય અને ગુણીયલ સ્વભાવથી આકર્ષાઈ તેમને સાસુ જ્ઞાન આપવા માટે કેટલાક લોકો આવતા હતા પ્રબળ વૈરાગ્ય અને સમભાવી સ્વભાવને લઈને તેઓ ઘણુ

૧૯૭૭ ના જેઠ સુદી ૧૪ ને શનિવારના રોજ સાજે ૭ વાગે સમાધિમરણે કાળધર્મ પામ્યા–આતિજ મુકામે સ્વર્ગસ્થ થયા

## (૩) પૂજ્ય શ્રી ભાયચંદજી મહારાજ

પૂ સદ્ગુરુદેવ શ્રી ભાયચદજી મહારાજનો જન્મ સંવત ૧૯૪૫ ના મહા શુદ ૫ ના દિને ભાદરણમા થયો હતો તેમના પિતાનુ નામ લલ્લુભાઈ, માતાનુ નામ હરિબાઈ હતુ તેઓ લેઉઆ પાટીદાર જ્ઞાતિના હતા તેમના માતા પિતાને એ એક જ પુત્ર હતા હરીબાઈ સસ્કારી અને આદર્શ માતા હતા તેઓ વૈષ્ણવ ધર્મી હતા તેમના ધાર્મિક પુસ્તકોનુ તેઓ વાચન કરતા હતા. પૂ હાથીજી મહારાજના સત્સમાગમથી તેમણે વૈષ્ણવ ધર્મનો ત્યાગ કર્યો ને દઢ જૈનધર્મી બન્યા પુત્ર સસારમા પડી જીવનને બરબાદ ન કરે તે માટે તેમણે ખૂબ પ્રયાસો કર્યા દુખિયા જીવોને દેખે ત્યારે ભાયચદજીને બોલાવી બતાવે કે આ જીવે પૂર્વે પાપ કર્યા છે, દયારૂપ ધર્મનું પાલન નથી કર્યું માટે તે જીવો દુખી છે આવા સંસ્કારો રેડી તેમણે પુત્રને વૈરાગ્યને પથે વાળ્યા પૂ હાથીજી મહારાજની પાસે આવી ભાયચદજીએ શાસ્ત્રાભ્યાસ શરૂ કર્યો એક વર્ષ સુધી શાસ્ત્રાભ્યાસ કર્યા પછી કલોલ મુકામે સુશ્રાવક શાહ શોભારામભાઈ મનસુખભાઈને ત્યાથી ધામધૂમપૂર્વક સ ૧૯૬૧ ના મહાવદિ ૧૩ ને શુક્રવારના રોજ દીક્ષા ગ્રહણ કરી તે જ દિવસથી શ્રી હાથીજી સ્વામીની સેવામા તેમણે જીવન અર્પણ કર્યું પૂ. હાથીજી મહારાજને ૨૧ મા વર્ષે પક્ષઘાતનુ દર્દ થઈ ગયેલ, પણ ભાયચદજી મ ની સેવા એટલી સરસ કે ૭૫ વર્ષ સુધી તેઓ વિહાર કરી શક્યા આનુ મુખ્ય કારણ શિષ્ય ભાયચદજીએ ગુરુની બજાવેલી સેવા હતી

તેમની વ્યાખ્યાન શૈલી સુદર અને રોચક હતી તે સાભળનારનુ મન રજન થઈ જતુ વાણી એવી મીઠી કે જાણે સાભળ્યા જ કરીએ તેમના વ્યાખ્યાનનો મુખ્ય વિષય બહુધા સમ્યક્ દર્શન રહેતો વિનયથી જ્ઞાન સંપાદન કરેલ હોવાથી જલથી સિંચાયેલ વૃક્ષની જેમ તે વિકાસ

માતુશ્રીનું નામ અંબાબાઈ તેમના કુટુંબમાંથી ત્રણ જણાએ દીક્ષા અંગીકાર કરી હતી તેમના વડીલ ભાઈશ્રી સુંદરજીભાઈ, જે સુંદરજી મહારાજ થઈ ગયા તેમના માતુશ્રી અંબાબાઈ મહાસતીજી થઈ ગયા તેમની દીક્ષા ૧૯૫૪ મા વીરમગામમા થઈ પૂ શ્રી માણેકચંદજી મહારાજનો જન્મ સ ૧૯૩૬ મા, દીક્ષા સં ૧૯૬૧ મા તે ત્રણમાથી હાલ શ્રી માણેકચંદજી મહારાજ અમદાવાદમા સારંગપુરમા શ્રી પાનાચંદ ઝવેરચંદના ઉપાશ્રયે પોતાના સુશિષ્ય મગનલાલજી સાથે સ્થિરવાસ રહેતા હતા, તેમના શિષ્ય સ્વર્ગવાસી થતા તેઓ સમાધિપૂર્વક જ્ઞાન, દર્શન, ચારિત્રની આરાધના કરી રહ્યા છે

તેમણે શાસ્ત્રાભ્યાસ સાથે તપશ્ચર્યાઓ પણ ખૂબ કરી ધર્મનો પ્રભાવ વધાર્યો છે તેમણે જામનગરમા ૧૯૩૭ મા ૩૬ ઉપવાસ, વઢવાણ કેમ્પમા પર ઉપવાસ, તથા સુરતમા ૪૧ ઉપવાસની તપશ્ચર્યા કરી હતી હાલ આંખે નહિવત્ જોઈ શકે છે તેમની ઉમર ૮૩ વર્ષની છે અને દીક્ષાપર્યાય ૬૫ વર્ષનો છે

## (૪) પં. પૂ. મુનિ શ્રી હર્ષચંદ્રજી મહારાજ

આ સંપ્રદાયમા મુનિશ્રી હર્ષચંદ્રજી એક સમર્થ વિદ્વાન સાધુવર્ય થઈ ગયા તેઓનો જન્મ સંવત ૧૯૩૮ મા વઢવાણ નજીક રાજપર ગામે થયો હતો તેમના પિતાશ્રીનુ નામ બુટાભાઈ અને માતાનુ નામ ઉજમબાઈ હતુ તેમનુ સંસારી નામ પુરુષોત્તમ હતું. તેમણે સંવત ૧૯૬૨ મા માત્ર ૧૪ વર્ષની શિશુ વયે કારતક વદ ૭ ના રોજ પૂજ્ય શ્રી રઘુનાથજી મહારાજ પાસે દીક્ષા લીધી હતી તેઓ સંસ્કૃત, પ્રાકૃત, અર્ધમાગધી તેમ જ અંગ્રેજી, ઉર્દુ, ફારસી તથા હિંદી ભાષાના પણ જાણકાર હતા તેઓ કવિ તેમ જ લેખક હતા તેમણે એકંદરે ગદ્યમાં તેમજ પદ્યમા મળી ૧૩ પુસ્તકો લખેલા છે તેમની કવિતામા સહૃદયતાનો રણકો સંભળાતો તેમને કવિતા કલાનુ જ્ઞાન સારુ હતુ તેથી તેમની કવિતા બહુધા પિંગળદોષથી મુક્ત રહેતી. તેમણે પોતાના ગુરુ 'શ્રી

પામ્યુ હતુ તેમની સહનશીલતા અદ્ભુત છે તેમની સૌમ્ય ને શાંત આત્માવિભૂતા તેની સાક્ષી પૂરે છે સં ૧૯૭૦ ની સાલમાં તેઓ ફરી પધાર્યા તે વખતે ત્યાં મોટા ભાગે વસ્તી ભાવસારની હતી. એક દિવસ ભાવચંદજી મહારાજ ઠંડિલ ભૂમિકાએ ગયા હતા ત્યાં મુસલમાનના છોકરાઓએ મુનિને જોઈને વિચાર કર્યો કે આ સાધુડો લાલજીનો ગુરુ છે અને લાલજીભાઈ તળાવમાં માછલાં મારતા છોકરાઓને અટકાવતા તેનો રોષ તેમણે એ ગુરુદેવ ઉપર ઠાલવ્યો! છોકરાઓની પાસે સોટી હતી તે ન ભાંગી ત્યાંસુધી તેમણે ગુરુદેવને સોટીઓનો બરડામાં માર મારવા માંડ્યો પણ ગુરુદેવ કંઈ ન બોલ્યા મારનાર થાક્યા પણ માર ખાનાર ન થાક્યા!

તેમની પાસે તપસ્વી મથુરાલાલજી મહારાજે સં ૧૯૯૫ ના મહા વદ ૫ ના રોજ દીક્ષા અંગીકાર કરી. તેઓથી સંસારાવસ્થાથી તપશ્ચર્યા કરી રહ્યા હતા. તેમણે પોતાના જીવનમાં ૪ અઠ્ઠાઈઓ ૭ સોળભથ્થા ૮ માસખમણની મોટી તપશ્ચર્યા કરી અને હાલમાં એકાંતર ઉપવાસ કરે છે સોભાગચંદજી મહારાજ કે જેમણે મહારાજશ્રીની પાસે સં ૧૯૯૮ ના ફાગણ વદ ૫ ના રોજ દીક્ષા અંગીકાર કરી તેઓ શાસ્ત્ર અભ્યાસી અને ચારિત્રપાલનમાં દૃઢ હતા બાર વર્ષની સંયમપર્યાય પાળી સં ૨ ૧ ના મહાવદી ))ના રોજ અમદાવાદ સરસપુરમાં સાત ઉપવાસને પારણે કાળધર્મ પામ્યા હતા. તેમના ત્રીજા શિષ્ય બા. બ્ર. પંડિતરત્ન શ્રી શાંતિ મુનિએ ૧૯ વર્ષની ઉંમરે સંવત ૨ ૩ ના વૈશાખ સુદી ૧૫ ને રવિવારના દિને દીક્ષા અંગીકાર કરી. પૂ. શ્રી ભાઈચંદજી મ.ના શિષ્ય તપસ્વી શ્રી મથુરાલાલજી મહારાજે અમદાવાદમાં છીપા પોળ ઉપાશ્રયમાં સંથારો કર્યો અને ૪૨ મા ઉપવાસે સં ૨ ૧૭ ના આસો વદ ૨ બુધવારે સ્વર્ગવાસ પામ્યા

## તપસ્વી શ્રી માણેકચંદજી મહારાજ

વયોવૃદ્ધ તપસ્વી શ્રી માણેકચંદજી મહારાજ મૂળ સૂરતના મોસાળીયા કુળમાં જન્મેલા. તેમના પિતાશ્રીનું નામ શ્રી પુરુષોત્તમ રતનશી ભવાનજી

મીઠી-મધુરી અને આત્માને અસર કરી જાય તેવી હતી, તેથી પાલનપુર જેવા ક્ષેત્રમા ઘણા ભાઈબહેનો તેમના ઉપદેશથી પ્રતિબોધને પામ્યાં હતા

પૂ કેસરબાઈ મહાસતીજી, ચપાબાઈ મહાસતીજી, તારાબાઈ મહાસતીજી આદિ તેમના શિષ્યો બન્યા.

## પૂ. કેસરબાઈ મહાસતીજી

તેમનો જન્મ પાલનપુરમા પારેખ ફોજાલાલ ગુલાબચદના ઘેર થયો તેમના માતાનુ નામ સમરતબાઈ માતાપિતાએ તેમનુ નામ એવુ સુવાસિત પાડ્યુ કે આજે કેસરની સુવાસની જેમ તેમનું જીવન મીઠી સુગધ અર્પી રહ્યુ છે પૂ મહાસતીજીનો સ્વભાવ શાત અને ગભીર છે પૂ મહાસતીજીનો શાસ્ત્રાભ્યાસ એટલો ઊંડો અને વ્યાપક છે કે ગમે તે ગાથાનો અર્થ તુરત જ કરી આપે છે અને મૂળ ગાથા પણ કઠસ્થ કરી લે છે શાતસ્વભાવી સૌમ્યમૂર્તિ સમા પૂ કેસરબાઈ મહાસતીજી અનેકને પ્રતિબોધ પમાડી શક્યા છે અને તેમના સુશિષ્યાઓને જૈન ધર્મનુ પયપાન કરાવી રહ્યા છે તે પૈકીના એક શ્રી વસુમતીબાઈ મહાસતી છે

## પૂ. વિદુષી શ્રી વસુમતીબાઈ મહાસતીજી

પાલનપુર એ (અગાઉનુ પ્રલ્હાદનપુર) બનાસકાઠાના અણુવિકસિત પ્રદેશનુ પૂર્ણ વિકસિત નગર છે નવાબી રાજ્ય હતુ ત્યારે પણ રાજ્ય કારોબારમા જૈનો જ અગત્યનો ભાગ ભજવી રહ્યા હતા આ નગરે ભારતમા જ નહિ પણ વિશ્વમા અનેક પ્રખ્યાત ઝવેરીઓને જન્મ આપી નગરને જ્યોતિર્મય બનાવ્યુ છે વૈભવ સામે ત્યાગ, વિલાસ સામે સયમ, સમૃદ્ધિ સામે સમર્પણ, તેમ આ નગરે શ્રીમતાઈ સાથે ત્યાગી સતપુરુષો-સ્ત્રીઓની અપૂર્વ ભેટ જૈન સમાજને આપી છે પાલણપુર એ ધર્મ-નગરી છે

રઘુનાથજી મહારાજનું જીવનચરિત્ર લખ્યું છે. તેમનું ઉપયુક્ત પુસ્તક 'સમ્યક્ સાહિત્ય' દરેક સ્થાનકવાસી જૈનોએ ખાસ અભ્યાસ કરવા જેવું છે. તેમણે સંવત ૧૯૮૯ માં અજમેર સાધુસંમેલનમાં હાજરી આપી સાધુ-સમાચારી નક્કી કરવામાં મહત્ત્વપૂર્ણ ભાગ લીધો હતો. તેઓએ સંવત ૨ ૮ ના ફાગણ શુદ ૧૧ ને ગુરુવારે રાતના ૯ાા વાગે વીરમગામ મુકામે દેહત્યાગ કર્યો.

---

# પૂ. સાધ્વીજીઓનો ટૂંક પરિચય

## પૂ. શ્રી ઝબકબાઈ મહાસતીજી

પૂ. શ્રી ઝબકબાઈ મહાસતીજીનો જન્મ સાયલામાં મૂળચંદ મહેતાને ઘેર થયો હતો. તેમનું લગ્ન વઢવાણના વોરા કુટુંબમાં થયું હતું. થોડા સમય બાદ તેઓ વૈધવ્ય પામ્યાં. ત્યારબાદ ૪ વર્ષની ઉંમરે સંયમી બન્યાં. તેમને દમનું દરદ હતું. તેમનું જીવન પણ જ સંયમી હતું. આહાર-ગોચરી ઉપર ખૂબ જ સંયમ રાખતાં હતાં. પાંચ જ વસ્તુનો ઉપભોગ કરતાં હતાં. તેમના જીવનમાં આળસને સ્થાન હતું જ નહિ. તેઓ મોટે ભાગે વાંચન-સ્વાધ્યાય કરતાં હતાં.

## પૂ. સૂરજબાઈ મહાસતીજી

પૂ. સૂરજબાઈ આર્યાજી શ્રી ઝબકબાઈ મહાસતીજીનાં શિષ્યા હતાં. તેમનો જન્મ વઢવાણમાં થયો હતો. તેમની માતાનું નામ મોંઘીબાઈ હતું. તે માતાપિતાની એક જ પુત્રી હતાં. બાલ્યાવસ્થામાં જ સંયમ માર્ગ ગ્રહણ કરવાની ભાવના હતી, છતાં માતાપિતાએ તેમનો વિવાહ કરી દીધો. લગ્ન કર્યાં પરંતુ તે શ્વસુરગૃહે ન જતાં આખો દિવસ ગુરુણી શ્રી ઝબકબાઈ મહાસતીજીની પાસે શાસ્ત્રાભ્યાસ કરવા લાગ્યાં. છેવટે બાલ્યવયની તેમની ભાવના પૂરી થઈ અને તે સંયમી બન્યાં. તેમના જીવનનો મહામંત્ર એ જ હતો કે જ્ઞાન અને આચારમાં આગળ વધો. તેમનું જીવન પણ એવું જ હતું. તેમની વ્યાખ્યાન શૈલી

આત્માઓનો સમાગમ થતા તેનુ પ્રતિબિબ સામા ઉપર પડે છે, અને તેમ જ બન્યુ સસાર માર્ગ અને મોક્ષ માર્ગનુ સ્વરૂપ, સમ્યક જ્ઞાન, દર્શન અને ચારિત્રની શક્તિનો ઉપાય પ્રતિભાશાળી કેસરની સુવાસ સમાન કારુણ્યમૂર્તિ કેસરબાઈએ એવા ઊડા ચિતનથી ચિત્રન કર્યુ કે મકતબાઈનો સસારનો રાગ છૂટી ગયો ત્યાગ અને રાગની વચ્ચેની પાતળી રેખા વિલિન થઈ ગઈ અને ત્યાગ જીતી ગયો મકતબાઈના દિલમા વૈરાગ્યની દિવ્ય ભાવના પ્રગટી એટલે સવત ૧૯૯૫ મા બંને પક્ષની અનુમતિ મેળવી, સિદ્ધાતપ્રેમી કેસરબાઈ મહાસતી-જીના સુશિષ્યા તરીકે વસુમતીબાઈ મહાસતીજી બન્યા સયમ લીધા પછી તેમના વડિલ ગુરુણીશ્રીજી વિદુષી સૂરજબાઈ મહાસતીજીએ વસુ-મતીબાઈ નામ પાડયુ આજે તેઓ વસુમતીબાઈ મહાસતી નામે સુપ્રસિદ્ધ છે

આજે પણ આ ગુરુણી-શિષ્યાનો-અન્યોન્યનો આત્મિક પ્રેમ અન્યોન્યના અતરમાથી ઝરતો જ રહી, સૌને પ્રેરણા આપી રહ્યો છે વિનય, પ્રેમ અને ભક્તિભાવથી પૂ વસુમતીબાઈ મહાસતીજી શ્રી કેસર-બાઈ ગુરુણીશ્રીના કૃપાપાત્ર બની રહ્યા છે

સાધ્વીજીવનમાં સદ્ગુરુણીશ્રીના યોગે પૂ વસુમતીબાઈ ટૂક સમયમા જ શાસ્ત્રજ્ઞાનના ઊડા અભ્યાસી બની રહ્યા અને દિન-પ્રતિદિન ધર્મશાસ્ત્રોનુ ઊડુ ચિતન કરતા ગયા પોતાના જ્ઞાનનો લાભ બીજાને આપવા અલ્પ સમયમા જ પ્રતિભાશાળી પ્રવચનકાર તરીકે ખ્યાતિ પામી રહ્યા આત્માના ઉડાણમાથી આવતી પૂ વિદુષી મહાસતી વસુમતીબાઈની વ્યાખ્યાન-વાણી એટલી રોચક, સિદ્ધાતનિષ્ઠ અને દૃષ્ટાતોથી સભર છે કે શ્રોતાવૃદ તેમની જાદુઈ વાણીની અસર નીચે આવી તપ, ત્યાગ, સયમના માર્ગે જવા જરૂર પ્રેરાય છે તેમની વાણીએ અનેક જીવોને પ્રતિબોધ પમાડયા છે, સુષુપ્ત આત્માને ઢઢોળી સયમમાર્ગે દોર્યા છે, તેમના મુખારવિદ-માથી પ્રગટેલી જિનવાણીની ગંગાએ અનેકના આત્માને પવિત્ર કર્યા છે

આ વ્યાખ્યાન-સંગ્રહની વાણીનું રસપાન કરાવનાર શ્રી વસુમતીબાઈ મહાસતીજીનો જન્મ પાલનપુરમાં પિતાશ્રી તળશીભાઈ ગુંદશાહના કુટુંબમાં દિવાળીબાઈ માતાની કૂખે થયો હતો. બાલ્યાવસ્થાનું નામ મહેતાબાઈ રાખવામાં આવ્યું હતું. કુટુંબ ધાર્મિક સંસ્કારોથી રંગાયેલું હતું. માતાપિતાએ બાલ્યવયથી જ સુસંસ્કારોનું સિંચન કર્યું હતું. આસપાસના ધાર્મિક વાતાવરણે અને સંત-સાધ્વીઓના સહવાસથી ધાર્મિક અંકુરો વિકસિત થતા રહ્યા હતા.

શાળાનું પ્રાથમિક શિક્ષણ અને સાથોસાથ જૈનશાળાના ધાર્મિક શિક્ષણે મહેતાબાઈના બાલિકાના જીવનને ભવ્ય ગામી બનાવ્યું. સ્વપ્રતિભ બૌદ્ધિક બળ, નિર્મળતા અને કંઠમાધુર્યની કુદરતી શક્તિ તેઓશ્રીના જીવનમાં બાલ્યાવસ્થાથી જ હતી. તેના ઉછેર માટે યોગ્ય તક અને સુયોગ્ય પ્રસંગોની જરૂર હતી જેથી આ અપારત્ન સંસાર પથમાં નહિ પરંતુ સંયમમાર્ગે દીપ્યમાન બની રહ્યું.

પરંતુ કર્મના બંધનો એવાં છે કે તેને ભોગવ્યા વિના છુટકારો થતો નથી. વર્ષો પહેલાનો જમાનો બાળલગ્નનો એ સમય હતો ત્યારે ચૌદ પંદર વર્ષની બાળાનો વિવાહ (લગ્ન) કરવામાં આવતો હતો. તેમ આ મહેતાબાઈનો વિવાહ પાલનપુર ગામમાં જ પીતાંબરભાઈ ઈશ્વરભાઈના સુપુત્ર ધમાઈ જોડે થયો. કાળની ગતિ ન્યારી છે. સંસારસુખ અલ્પજીવી નીવડ્યું અને લગ્ન બાદ એક જ વર્ષની અંદર મહેતાબાઈની વૈધવ્યજીવનની કહાણીનો પ્રારંભ થયો. બન્ને પક્ષ (પિયર પક્ષ અને શ્વસુરપક્ષ) સુખી, સંપન્ન અને બુદ્ધિમાન હતા. વૈધવ્ય જીવનમાં જીવનનિર્વાહ માટે શાંતિ હતી. પરંતુ વૈધવ્યનું આ દુઃખ આત્મિક સુખની અપૂર્વ ભાવના જન્મ કરવાનું નિમિત્ત બન્યું. ભવિતવ્યતાના ગર્ભમાં શું છુપાયેલું છે તેની કોને ખબર હોય છે!

શાંતમૂર્તિ કેશરબાઈ મહાસતીજી સંસારપક્ષે તેમનાં મામાજીની દીકરી બહેન અને તેમના સહવાસમાં આવવાનું બન્યું. પ્રવચન

મીઠી–મધુરી અને આત્માને અસર કરી જાય તેવી હતી, તેથી પાલન-પુર જેવા ક્ષેત્રમા ઘણા ભાઇબિહેનો તેમના ઉપદેશથી પ્રતિબોધને પામ્યાં હતા

પૂ કેસરબાઈ મહાસતીજી, ચ પાબાઈ મહાસતીજી, તારાબાઈ મહાસતીજી આદિ તેમના શિષ્યો બન્યા.

## પૂ. કેસરબાઈ મહાસતીજી

તેમનો જન્મ પાલનપુરમા પારેખ ફોજાલાલ ગુલાબચદના ઘેર થયો તેમના માતાનુ નામ સમરતબાઈ માતાપિતાએ તેમનુ નામ એવુ સુવાસિત પાડ્યુ કે આજે કેસરની સુવાસની જેમ તેમનુ જીવન મીઠી સુગધ અર્પી રહ્યુ છે પૂ મહાસતીજીનો સ્વભાવ શાત અને ગભીર છે પૂ મહાસતીજીનો શાસ્ત્રાભ્યાસ એટલો ઊંડો અને વ્યાપક છે કે ગમે તે ગાથાનો અર્થ તુરત જ કરી આપે છે અને મૂળ ગાથા પણ કઠસ્થ કરી લે છે શાતસ્વભાવી સૌમ્યમૂર્તિ સમા પૂ કેસરબાઈ મહાસતીજી અનેકને પ્રતિબોધ પમાડી શક્યાં છે અને તેમના સુશિષ્યાઓને જૈન ધર્મનુ પયપાન કરાવી રહ્યા છે તે પૈકીના એક શ્રી વસુમતીબાઈ મહાસતી છે

## પૂ. વિદુષી શ્રી વસુમતીબાઈ મહાસતીજી

પાલનપુર એ (અગાઉનુ પ્રલ્હાદનપુર) બનાસકાઠાના અણુ-વિકસિત પ્રદેશનુ પૂર્ણ વિકસિત નગર છે નવાબી રાજ્ય હતુ ત્યારે પણ રાજ્ય કારોબારમા જૈનો જ અગત્યનો ભાગ ભજવી રહ્યા હતા આ નગરે ભારતમા જ નહિ પણ વિશ્વમા અનેક પ્રખ્યાત ઝવેરીઓને જન્મ આપી નગરને જ્યોતિર્મય બનાવ્યુ છે વૈભવ સામે ત્યાગ, વિલાસ સામે સયમ, સમૃદ્ધિ સામે સમર્પણ, તેમ આ નગરે શ્રીમતાઈ સાથે ત્યાગી સતપુરુષો–સ્ત્રીઓની અપૂર્વ ભેટ જૈન સમાજને આપી છે પાલણપુર એ ધર્મ–નગરી છે

મહાસતીજીનો વિહાર પ્રદેશ સૌરાષ્ટ્ર અને ગુજરાત હતો સૌરાષ્ટ્રનાં સુરેન્દ્રનગર, વઢવાણ શહેર, બોટાદ, પાળીયાદ તેમ જ ભાવનગરમાં વિહાર કરી જિનવાણીનું પ્રવચન તેમણે કરાવ્યું છે ગુજરાતમાં અમદાવાદ, કડી, કલોલ પાલનપુર, સુરત વગેરે સ્થળોમાં તેમની વાણી આજ પણ જૈન કુટુંબોમાં ગુંજન કરી રહી છે સંવત ૨૦૧૩ માં તેમણે મુંબઈના સ્થા. જૈન સંઘોની વિનંતીને માન આપી મહાસતી પાર્વતીબાઈ આદિ સાધ્વીવૃંદ સાથે મુંબઈ તરફ ઉગ્ર વિહાર કર્યો અને મુંબઈ માટુંગા દાદર, વિલેપાર્લેમાં ચાતુર્માસ કર્યાં ઉપરાંતમાં મહારાષ્ટ્રમાં પનવેલ, લોનાવલા પુના પીંપરી, અહમદનગર, નાસિક વગેરે સ્થળોમાં કરીને પોતાની વાણીનો દિવ્ય પ્રકાશ જનતામાં ફેલાવ્યો છે

મુંબઈના અને ઉપનગરના ચાર વર્ષના વિહારે પૂ. મહાસતીજીની વાણીએ મુંબઈની જૈન જનતા ઉપર અલૌકિક અસર કરી છે. મુંબઈ જૈન જનતાને વિસ્તારથી તાત્ત્વિક શૈલીથી વીરવાણીની મધુર વીણા વગાડીને જનમનને મસ્ત કરી ધાર્મિક ભાવનામાં અભિવૃદ્ધિ કરી છે મુંબઈની જનતામાં તેમણે જે ધાર્મિક ભાવનાના બીજ રોપ્યાં છે તે મુંબઈની જનતાના આત્મ-મંદિરે ઊગી નીકળી અનેકને શીળી છાંય આપતાં રહેશે. મુંબઈની જનતા પૂ. વિદુષી મહાસતીજીઓના ચાતુર્માસને ભૂલી નહિ જ શકે મુંબઈમાંના આગમનથી મુંબઈમાં પરા ઉપરાંત સંસારી યુગલોએ સજોડે બ્રહ્મચર્ય વ્રતને અંગીકાર કર્યું છે અને પાંચ બહેનોએ ભાગવતી દીક્ષા અંગીકાર કરી, આત્મ-કલ્યાણના પંથે પગરણ માંડ્યું છે

આ બધો પ્રભાવ ઓજસ્વી તેજસ્વી, પ્રતિભાશાળી વિદુષી મહાસતીશ્રી વસુમતીબાઈનો છે એમને અનન્ય ભાવે વંદન હો !

---

આત્માઓનો સમાગમ થતા તેનુ પ્રતિબિંબ સામા ઉપર પડે છે, અને તેમ જ બન્નુ સગાર માર્ગ અને મોક્ષ માર્ગનુ સ્વરૂપ, સમ્યક્ જ્ઞાન, દર્શન અને ચારિત્રની શક્તિનો ઉપાય પ્રતિભાશાળી કેસરની સુવાસ સમાન કારુણ્યમૂર્તિ કેસરબાઈએ એવા ઊડા ચિંતનથી સિંચન કર્યું કે મફતબાઈનો સસારનો રાગ છૂટી ગયો ત્યાગ અને રાગની વચ્ચેની પાતળી રેખા વિલિન થઈ ગઈ અને ત્યાગ જીતી ગયો મફતબાઈના દિલમા વૈરાગ્યની દિવ્ય ભાવના પ્રગટી એટલે સવત ૧૯૯૫ મા બને પક્ષની અનુમતિ મેળવી, સિદ્ધાતપ્રેમી કેસરબાઈ મહાસતીજીના સુશિષ્યા તરીકે વસુમતીબાઈ મહાસતીજી બન્યા સયમ લીધા પછી તેમના વડિલ ગુરુણીશ્રીજી વિદુષી સૂરજબાઈ મહાસતીજીએ વસુમતીબાઈ નામ પાડયુ આજે તેઓ વસુમતીબાઈ મહાસતી નામે સુપ્રસિદ્ધ છે

આજે પણ આ ગુરુણી–શિષ્યાનો–અન્યોન્યનો આત્મિક પ્રેમ અન્યોન્યના અતરમાથી ઝરતો જ રહી, સૌને પ્રેરણા આપી રહ્યો છે વિનય, પ્રેમ અને ભક્તિભાવથી પૂ વસુમતીબાઈ મહાસતીજી શ્રી કેસરબાઈ ગુરુણીશ્રીના કૃપાપાત્ર બની રહ્યા છે

સાધ્વીજીવનમા સદ્ગુરુણીશ્રીના યોગે પૂ વસુમતીબાઈ ટૂક સમયમા જ શાસ્ત્રજ્ઞાનના ઊડા અભ્યાસી બની રહ્યા અને દિનપ્રતિદિન ધર્મશાસ્ત્રોનુ ઊડુ ચિતન કરતા ગયા પોતાના જ્ઞાનનો લાભ બીજાને આપવા અલ્પ સમયમા જ પ્રતિભાશાળી પ્રવચનકાર તરીકે ખ્યાતિ પામી રહ્યા આત્માના ઉડાણમાથી આવતી પૂ વિદુષી મહાસતી વસુમતીબાઈની વ્યાખ્યાન–વાણી એટલી રોચક, સિદ્ધાતનિષ્ઠ અને દૃષ્ટાતોથી સભર છે કે શ્રોતાવૃદ તેમની જાદુઈ [illegible]ણીની અસર નીચે આવી તપ, ત્યાગ, સયમના માર્ગે જવા જરૂર [illegible]ાય છે તેમની વાણીએ અનેક જીવોને પ્રતિબોધ પમાડયા છે, [illegible]ત આત્માને ઢઢોળી સયમમાર્ગે દોર્યા છે, તેમના મુખારવિંદ[illegible]. ટેલી જિનવાણીની ગગાએ અનેકના આત્માને પવિત્ર કર્યા છે

આ વ્યાખ્યાન—સંગ્રહમાંની વાણીનું રસપાન કરાવનાર શ્રી વસુમતીબાઈ મહાસતીનો જન્મ પાલનપુરમાં પિતાશ્રી તળશીભાઈ શુભચંદના કુટુંબમાં દિવાળીબાઈ માતાની કૂખે થયો હતો. બાલ્યાવસ્થાનું નામ મહતબાઈ રાખવામાં આવ્યું હતું. કુટુંબ ધાર્મિક સંસ્કારોથી રંગાયેલું હતું. માતાપિતાએ બાલ્યવયથી જ સુસંસ્કારોનું સિંચન કર્યું હતું. આસપાસના ધાર્મિક વાતાવરણે અને સંત—સાધ્વીઓના સહયોગથી ધાર્મિક અંકુરો વિકસિત થતા રહ્યા હતા.

શાળાનું પ્રાથમિક શિક્ષણ અને સાથોસાથ જૈનશાળાના ધાર્મિક શિક્ષણે મહતબાઈના બાલિકાના જીવનને ઊર્ધ્વગામી બનાવ્યું. સ્વપ્રતિભા બૌદ્ધિક બળ, નિખાલસતા અને કંઠાગ્રની કુદરતી શક્તિ તેઓશ્રીના જીવનમાં શરૂઆતથી જ હતી. તેના ઉછેર માટે યોગ્ય તક અને સુલભ પ્રસંગોની જરૂર હતી, જેથી આ કન્યારત્ન સંસાર ધર્મમાં નહિ પરંતુ સંયમમાર્ગે દેદીપ્યમાન બની શકે.

પરંતુ કર્મના બંધનો એવાં છે કે તેને ભોગવ્યા વિના છૂટકો થતો નથી. વર્ષો પહેલાનો જમાનો એ સમય હતો ત્યારે સોળ પંદર વર્ષની કન્યાનો વિવાહ (લગ્ન) કરવામાં આવતો હતો. તેમ આ મહતબાઈના વિવાહ પાલનપુર ગામમાં જ પીતાંબરભાઈ ઈશ્વરભાઈના સુપુત્ર હમાજી જોડે થયો. કાળની ગતિ ન્યારી છે. સંસારસુખ અલ્પજીવી નીવડ્યું અને લગ્ન બાદ એક જ વર્ષની અંદર મહતબાઈની વૈધવ્યજીવનની કહાણીનો પ્રારંભ થયો. બંને પક્ષ (પિયર પક્ષ અને શ્વસુરપક્ષ) સુખી, સંપન્ન અને સમૃદ્ધિમાન હતા. વૈધવ્ય જીવનમાં જીવનનિર્વાહ માટે શાંતિ હતી. પરંતુ વૈધવ્યનું આ દુઃખ આત્મિક સુખની અપૂર્વ ભાવના જાગૃત કરવાનું નિમિત્ત બન્યું. ભાવિના ગર્ભમાં શું છુપાયેલું છે તેની કોને ખબર હોય છે !

શાંતમૂર્તિ કેસરબાઈ મહાસતીજી સંસારપક્ષે તેમનાં મામાજીની દીકરી થાય અને તેમના સમાગમમાં આવવાનું બન્યું. શુભધ્યાન

# યાદ આવશે

(રાગ–રાતમે દો દો ચાદ ખીલે)

વીરની વાણી, અહિંસાની ખાણી,
એ તો ભવ્ય જીવોને ભિંજવી ચાલી. ..

જગપતિની આ તો વાણી છે,
ગૌતમની સુંદર કયારી છે,
તારી વાણી જ્ઞાનથી ભરપુર છે
વાણીમા આગમના પુર છે વીરની વાણી૦ ૧

એ વાણી વસુબાઈ પ્રકાશે છે,
એમા આગમના સૂર મ્હેકે છે,
ભવ્ય જીવો સુણીને ડોલે છે,
એ મુખથી વાણી રેલે છે,
એ જ્ઞાન ઝવેરાત વેરે છે
ભવ્ય જીવોને, માર્ગે પ્રેરે છે ...વીરની વાણી૦ ૨

વસુબાઈની વાણી બહુ યાદ આવશે,
એ તો ભવ્યજીવોને ભિંજવી જાશે,
એ ગગન ગજાવી ગાન કરે,
ભવ્યોને વાણી શાન કરે,
એ જગત જીવોને બોધ કરે,
અહિંસાનો જગમા પ્રચાર કરે,
શાસન ઝંડો લઈ જગમા ફરે વસુબાઈની વાણી૦ ૩

એ મુખથી સત્ય પ્રકારો છે,
વીરવાણીને વરસાવે છે,

મહાસતીજીનો વિહાર પ્રદેશ સૌરાષ્ટ્ર અને ગુજરાત હતો સૌરાષ્ટ્રનાં સુરેન્દ્રનગર, વઢવાણ શહેર, બોટાદ, પાળીયાદ તેમ જ આસપાસમાં વિહાર કરી જિનવાણીનું પયપાન તેમણે કરાવ્યું છે. ગુજરાતમાં અમદાવાદ, કડી, કલોલ, પાલનપુર સુરત વગેરે સ્થળોમાં તેમની વાણી આજે પણ જૈન કુટુંબોમાં ગુંજન કરી રહી છે સંવત ૨૦૧૩ માં તેમણે મુંબઈના સ્થા. જૈન સંઘની વિનતીને માન આપી મહાસતી પાવતીબાઈ આદિ સાધ્વીવૃંદ સાથે મુંબઈ તરફ ઉગ્ર વિહાર કર્યો અને મુંબઈ માટુંગા દાદર, વિલેપાર્લેમાં ચાતુર્માસ કર્યાં. ઉપરાંતમાં મહારાષ્ટ્રમાં પનવેલ, લોનાવલા પુના ચીંચવડ, અહમદનગર, નાસિક વગેરે સ્થળોમાં ફરીને પોતાની વાણીનો દિવ્ય પ્રકાશ જનહૃદયમાં ફેલાવ્યો છે

મુંબઈના અને ઉપનગરના ચાર વર્ષના વિહારે પૂ. મહાસતીજીની વાણીએ મુંબઈની જૈન જનતા ઉપર અલૌકિક અસર કરી છે. કુંકુમ જેમ જનતાને વિદ્યુતવેગથી આકર્ષક શૈલીથી વીરવાણીની મધુર વીણા વગાડીને જનહૃદયને જાગ્રત કરી ધાર્મિક ભાવનામાં અભિવૃદ્ધિ કરી છે મુંબઈની જનતામાં તેમણે જે ધાર્મિક ભાવનાનાં બીજ રોપ્યાં છે તે મુંબઈની જનતાના આત્મ-મંદિરે ઊગી નીકળી અનેકને શીળી છાંય આપતાં રહેશે. મુંબઈની જનતા પૂ. વિદુષી મહાસતીજીઓના ચાતુર્માસને ભૂલી નહિ જ શકે. મુંબઈના આગમનથી મુંબઈમાં પણ ઉપરાંત સંસારી યુગલોએ સજોડે બ્રહ્મચર્ય વ્રતને અંગીકાર કર્યું છે અને પાંચ બહેનોએ ભાગવતી દીક્ષા અંગીકાર કરી આત્મકલ્યાણના પંથે પગરણ કર્યું છે

આ બધો પ્રભાવ ઓજસ્વી તેજસ્વી, પ્રતિભાશાળી, વિદુષી મહાસતીજી વસુમતીબાઈનો છે. એમને અનન્ય ભાવે વંદન હો !

---

# યાદ આવશે

(રાગ–રાતમે દો દો ચાદ ખીલે)

વીરની વાણી, અહિંસાની ખાણી,
એ તો ભવ્ય જીવોને ભિંજવી ચાલી. .

જગપતિની આ તો વાણી છે,
ગૌતમની સુંદર કયારી છે,
તારી વાણી જ્ઞાનથી ભરપુર છે
વાણીમા આગમના પુર છે . વીરની વાણી૦ ૧

એ વાણી વસુબાઈ પ્રકાશે છે,
એમા આગમના સૂર મ્હેકે છે,
ભવ્ય જીવો સુણીને ડોલે છે,
એ મુખથી વાણી રેલે છે.
એ જ્ઞાન ઝવેરાત વેરે છે
ભવ્ય જીવોને, માર્ગે પ્રેરે છે ..વીરની વાણી૦ ૨

વસુબાઈની વાણી બહુ યાદ આવશે,
એ તો ભવ્યજીવોને ભિંજવી જશે:
એ ગગન ગજાવી ગાન કરે,
ભવ્યોને વાણી જ્ઞાન કરે
એ જગત જીવોને બોધ કરે,
અહિંસાનો જગમા પ્રચાર કરે,
શાસન ઝંડા લઈ જગમા ફરે . વસુબાઈની

એ મુખથી રૂપ પ્રકાશે છે
રાગવાણીને વરસાવે છે.

# અમર કહાણી

સુણો, સુણો ઓ જ્ઞાતિ બન્ધુ, મહાસતીની અમર કહાની,
દાવાનળ બુઝાવ્યો, અહિંસા ધર્મ પમાડી. ૧ સુણો૦

પિતા તળશીભાઈ જેના, માતા દિવાળીબાઈ,
ગામ પાલનપુર મુકામે, શુભ ચોઘડીયે જન્મ પાઈ ૨ સુણો૦

કુમળી વયમા દુખાણા જેથી સસાર અસાર થયો,
શુભ ઘડીએ ને શુભ ચોઘડીયે, દીક્ષાનો સ્વીકાર કર્યો ૩ સુણો૦

સ્વપ્નવત્ સસાર ગણીને, માયાના બધન તોડયા,
નામ ધર્યું મહાસતી વસુબાઈ, નામ તણા સાર્થક્ય કર્યા ૪ સુણો૦

અધકારની આધીમાથી, સત્ય તણો પ્રકાશ કર્યો,
પ્રેમભર્યા એ દિવ્ય નયનોથી, જ્ઞાન તણો વિસ્તાર કર્યો ૫ સુણો૦

મહાસતીએ સયમ તપથી, ભવ્ય સાધનાને સાધી,
દેશવિદેશની માનવતાને, નૂતન દૃષ્ટિ છે લાધી સુણો૦ ૬

સતી! તમારા પ્રેમ પથમા, લાખો જન જોડાયા,
નવજીવન પામીને સર્વે, અહિંસા-રગે રગાયા સુણો૦ ૭

**નારાયણદાસ** કહે કર જોડી, યુગ યુગ જીવો મહાસતી!
અતરની અભિલાષ એ મારી, બાળક ઉપર મહેર કરી ૮

# મહાસતી શ્રી વસુબાઈ–પ્રશસ્તી–ગીત

(રચયિતા શ્રી નારણદાસ પરમવાળા)

ધન્ય, ધન્ય, મહાસતી વસુમતીબાઈને રે,
તીર્થધામ કીધું પાલનપુરને રે ધન્ય

માત પિતાના નામને ઉજાળીયા રે,
જેણે કુળ ઇક્કોતેર તારીયા રે ધન્ય

જેના ધ્યાનથી દુઃખ જાય છે રે,
અભિમાનીના માન ગળી જાય છે રે. ધન્ય

જેણે તપ કીધા કઠિનાઈથી રે
તોડયાં માયાનાં બંધન સહેલાઈથી રે. ધન્ય

જેના મહિમાનો પાર ન પામીયે રે,
મોહ માયા સર્વેને સંહારીયા રે. ધન્ય

કર જોડી નારાયણદાસ બોલીયા રે,
ગુરુ મળ્યા વસુબાઈ બોલીયા રે, ધન્ય

# યાદ આવશે

(રાગ–રાતમે દો દો ચાદ ખીલે)

વીરની વાણી, અહિંસાની ખાણી,
એ તો ભવ્ય જીવોને ભિંજવી ચાલી .

જગપતિની આ તો વાણી છે,
ગૌતમની સુંદર ક્યારી છે,
તારી વાણી જ્ઞાનથી ભરપુર છે
વાણીમા આગમના પુર છે વીરની વાણી૦ ૧

એ વાણી વસુબાઈ પ્રકાશે છે,
એમા આગમના સૂર મ્હેકે છે,
ભવ્ય જીવો સુણીને ડોલે છે,
એ મુખથી વાણી રેલે છે,
એ જ્ઞાન ઝવેરાત વેરે છે
ભવ્ય જીવોને, માર્ગે પ્રેરે છે ...વીરની વાણી૦ ૨

વસુબાઈની વાણી બહુ યાદ આવશે,
એ તો ભવ્યજીવોને ભિંજવી જાશે,
એ ગગન ગજાવી ગાન કરે,
ભવ્યોને વાણી શાન કરે.
એ જગત જીવોને બોધ કરે,
અહિંસાનો જગમા પ્રચાર કરે,
શાસન ઝંડો લઈ જગમા ફરે વસુબાઈની વાણી૦ ૩

એ મુખથી સત્ય પ્રકાશે છે,
વીરવાણીને વરસાવે છે,

એ આ દિલને પૂરે છે
    આશ્ચર્ય—તેજથી દીસે છે
    જ્ઞાન ગંગાને વરસાવે છે    વસુબાઈની    ૪

ભાતગુરુ શાસન દીપક છે
    એની જ્યોતિ જગમાં ઝગે છે
મહાવીરના સાચા સંત જ છે
    ધર્મ જગતના એ રત્ન જ છે
    ભારત ભૂમિના સીતારા છે    વસુબાઈની    ૫

શાન્તમૂર્તિ કેશરબાઈ ગુરુણી છે
    જેની કેશર—સુવાસ ફેલાણી છે
ધન્ય ભાગ્ય વસુબાઈ તમારાં છે
    એવા ગુરુણીના મળ્યા પ્યારા છે
    આ રત્નો પાલણપુરના છે
        વસુબાઈની વાણી જરૂર યાદ આવશે    ૬

---

# અમર કહાણી

સુણો, સુણો એ જ્ઞાતિ બંધુ, મહાસતીની અમર કહાની,
દાવાનળ બુઝાવ્યો, અહિંસા ધર્મ પમાડી. ૧ સુણો૦

પિતા તળશીભાઈ જેના, માતા દિવાળીબાઈ,
ગામ પાલનપુર મુકામે, શુભ ચોઘડીયે જન્મ પાઈ . ૨ સુણો૦

કુમળી વયમાં દુઃખાણા જેથી સંસાર અસાર થયો,
શુભ ઘડીએ ને શુભ ચોઘડીયે, દીક્ષાનો સ્વીકાર કર્યો ૩ સુણો૦

સ્વપ્નવત્ સંસાર ગણીને, માયાના બંધન તોડયા,
નામ ધર્યું મહાસતી વસુબાઈ, નામ તણા સાર્થક્ય કર્યા ૪ સુણો૦

અંધકારની આંધીમાંથી, સત્ય તણો પ્રકાશ કર્યો,
પ્રેમભર્યા એ દિવ્ય નયનોથી, જ્ઞાન તણો વિસ્તાર કર્યો ૫ સુણો૦

મહાસતીએ સંયમ તપથી, ભવ્ય સાધનાને સાધી,
દેશવિદેશની માનવતાને, નૂતન દૃષ્ટિ છે લાધી સુણો૦ ૬

સતી ! તમારા પ્રેમ પંથમાં, લાખો જન જોડાયા,
નવજીવન પામીને સર્વે, અહિંસા- રંગે રંગાયા સુણો૦ ૭

**નારાયણદાસ** કહે કર જોડી, યુગ યુગ જીવો મહાસતી !
અંતરની અભિલાષ એ મારી, બાળક ઉપર મહેર કરી ૮

# મહાસતી શ્રી વસુબાઈ–પ્રશસ્તી–ગીત

(રચયિતા શ્રી નારણદાસ પડવાળા)

ધન્ય, ધન્ય, મહાસતી વસુમતીબાઈને રે,
દીક્ષા ધામ કીધું પાલનપુરને રે ધન્ય૦

માત પિતાનાં નામને ઉજાળીયાં રે,
જેણે કુળ ઉભાતેર તારીયાં રે ધન્ય૦

જેના દર્શનથી દુઃખ જાય છે રે,
અભિમાનીનાં માન ગળી જાય છે રે. ધન્ય૦

જેણે તપ કીધાં કઠિનાઈથી રે,
તોડ્યાં માયાનાં બંધન સહેલાઈથી રે. ધન્ય

જેના મહિમાનો પાર ન પામીયે રે,
મોહ માયા સર્વેને સંહારીયા રે. ધન્ય

કર જોડી નારાયણદાસ બોલીયા રે
ગુરુ મળ્યા વસુબાઈ મોંઘીયા રે. ધન્ય

---